કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સ્મારક ગ્રંથમાળા નં. ૧.

કવિ પ્રેમાનંદરચિત

# સુભદ્રાહરણ

અને

## મહાકવિ પ્રેમાનંદની જીવનકલા

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.,
"ગુજરાતી"ના તંત્રીના મદદનીશ, મુંબઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બુકસેલર્સ અને પબ્લીશર્સ—મુંબઈ.

કીંમત રૂપીયા બે.

આવૃત્તિ પહેલી ૧૦૦૦ ૧૯૧૯.

આવૃત્તિ બી[illegible] ૧૯૨૪.



અમદાવાદ—કાળુપુર ટંકશાળ,

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં

મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત

તા. ૧૩ મી એપ્રિલ ૧૮૯૮ ના રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની જનરલ સભા મળી હતી અને તેમાં એવો ઠરાવ થયો હતો કે, 'સ્વ. કવિ દલપતરામના સ્મારક માટે એક જાહેર ફંડ ઉઘાડવું' અને તે 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઈ. સ્મારક ફંડ' તરીકે સોસાઇટીએ જૂદું રાખવું. તેનું વ્યાજ જૂનાં કાવ્યો સંશોધન કરી છપાવવામાં તેમજ ગુજરાતી સાહિત્યના ગ્રંથો તૈયાર કરાવી છપાવવામાં વાપરવું.' તે પ્રમાણે પ્રસ્તુત ગ્રંથ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે:—

| નંબર. | પુસ્તકનું નામ. | કર્તા અગર સંપાદક. | કીંમત. |
|---|---|---|---|
| ૧. | સુભદ્રાહરણ—કવિ પ્રેમાનંદરચિત. | અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. | રૂ. ૧). |



# પ્રસ્તાવના

---

## (દ્વિતીય આવૃત્તિની)

શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ સુભદ્રાહરણ પ્રથમ આવૃત્તિ પ્રકટ કર્યાને આજે પાંચ વર્ષ થયાં છે. આ દરમ્યાન તેની નકલો જન-સમાજને અપ્રાપ્ય થયાથી આ દ્વિતીય આવૃત્તિ પ્રકટ કરવાનો હક્ક મને આપવાની કૃપા શ્રી ગુ. વ. સોસાઇટી તરફથી થઇ છે, તેથી તેનો પહેલી તકે હું આભાર માનું છું.

આ દ્વિતીય આવૃત્તિમાં મેં મૂલ પ્રતિ જે રા. તનસુખરામ મનઃસુખ-રામ ત્રિપાઠી તરફથી મળી હતી તેના તેમ જ શ્રી ફાર્બસ ગુજરાતી સભાની સંમાન્ય પ્રતિના આધારે પુનઃ સંશોધન કરેલું છે અને જૂની હસ્તલિખિત પ્રતિઓમાં સાંપડતી જૂની જોડણી કાયમ કરી છે, તેમ જ પહેલી આવૃત્તિના પરિશિષ્ટમાં શ્રી ફા. ગુ. સભાની પ્રતિનાં જે પાઠાંતરો હતાં તે પણ આમાં સામેલ કરી દીધાં છે. તે સિવાય મૂળમાં કશો ફેર કીધો નથી.

પ્રેમાનન્દની જીવનકલાના સંબંધમાં થોડુંક ઉમેરણ અને સંસ્કરણ વિશેષ વાંચન અને વિચારણાને અંગે કરેલું છે; કોઇ મહત્વનો વાદમુદ્દો બદલવાની જરૂર જણાઈ નથી. એટલું ખુશીથી નોંધવાજોગ લાગે છે કે, સાક્ષ·શ્રી રા. સા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે "પ્રેમાનન્દ"નો નિબંધ નવી આવૃત્તિમાં પ્રકટ થતાં "શામળ પ્રેમાનંદના ઝઘડા" સંબંધી વાદની કોટિઓ ફેરવી છે અને "વલ્લભ–શામળ–ઝઘડો" હોવાનું સૂચવ્યું છે.

ટીકામાં કંઇ ઝાઝો વધારો કીધો નથી; કેટલેક સ્થળે "મહાભારત",

પુરાણાદિના આધારે ચરિત ભાગ વિશદ કર્યા છે અને કેટલાક સમાન વિચારવાળાં અવતરણો પ્રેમાનન્દનાં ઇતર આખ્યાનોમાંથી આપ્યાં છે.

અંતમાં શ્રી ગુ. વ. સોસાઇટીનો મને દ્વિતીય આવૃત્તિ પ્રકટ કરવાનો હક્ક આપ્યા માટે તેમ જ અત્રેના સુપ્રસિદ્ધ બુકસેલર્સ અને પબ્લીશર્સ મેસર્સ એન. એમ. ત્રિપાઠીનો પોતાના સ્વામીત્વ અને હક્કથી સાંપ્રત પ્રતિ પ્રકટ કરવાનું માથે લીધા માટે હું આભાર માનું છું.

મુંબઇ, માઘ શુદિ ૧૨
તા. ૧૪-૨-૨૪.
અંબાલાલ બુલાખીરામ જાની.



# પ્રસ્તાવના

## (પ્રથમ આવૃત્તિની)

**પ્રતિઓની શોધ અને કાર્યની સોંપણી**

એ ખરું છે કે વિલંબના ધક્કાએ ચઢેલું કાર્ય અંત પર્યંત ધક્કા ખાયાં જ કરે છે. સુભદ્રાહરણની પ્રસિદ્ધિ સંબંધમાં પણ તેમ જ આરંભથી તે આખર સુધી થયું છે. છતાં પ્રભુકૃપાથી તે સવાઆઠ વર્ષે પણ પ્રસિદ્ધિને પામી શક્યું છે, એ બેશક મને તો આનંદપ્રદ છે. સન ૧૯૧૧ ના જાન્યુઆરી માસમાં પ્રેમાનંદકૃત સુભદ્રાહરણ જૂની પ્રતિઓના આધારે શોધી, પાઠાંતર, ટીકા આદિ સાથે પ્રકટ કરનાર શોધકની શોધની એક જાહેરખબર ધી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "બુદ્ધિપ્રકાશ" દ્વારા કાઢી. અને મેં તેના પ્રત્યુત્તરમાં તે કાર્ય ઉપાડી લેવાનું ઇચ્છાપત્ર ફેબ્રુઆરીમાં તેના માનવંત સેક્રેટરીને મોકલ્યું. પછી તા. ૨૧ મી માર્ચે તેની શરતોનો પત્ર નં. ૪૪ આવ્યો; તે પછી તે અનુસાર સુભદ્રાહરણની જૂની પ્રતિઓ મેળવવાનું કામ શરૂ થયું. પુરાણવસ્તુરસિક, વિદ્યાસંપન્ન, સા. શ્રીયુત તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી બી. એ. એ પોતાના હસ્તકની સં. ૧૮૨૧ માં લખાયલી પ્રતિ કૃપા કરીને આપી. પરંતુ આ આખ્યાનની વિશેષ પ્રતિઓ મળે તો તે મેળવવા સારૂ, પ્રાચીન કાવ્યમાળાના સંશોધક અને ટીકાકાર સા. છોટાલાલ નરભેરામ ભટ્ટને તથા તેના એક કાર્યકર રા.રા. ઘનશ્યામ બાપુભાઇ વૈદ્યને 'ગુજરાતી"ના તંત્રી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ મારી તરફથી પત્ર લખી,પ્રાચીન કાવ્યમાળાના અંક ૧૪માં પ્રકટ થયલા સુભદ્રાહરણની હસ્તલિખિત પ્રતિઓ ઉપલબ્ધ હોય તો તે અગર બીજી કોઈ પ્રતિઓ પ્રાપ્ય હોય તો તે મેળવી મોકલી આપવા જણાવ્યું; તે જ પ્રમાણે રા. રા છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ. મારફતે પણ તેમણે તેમને કહાવ્યું. તેના ઉત્તરમાં સા. છોટાલાલે તા. ૫–૯–૧૧ ના પત્રથી (જે પત્ર હાલ મારી પાસે મોજુદ છે,) રા. ઇચ્છારામભાઇને જણાવ્યું કે "સુભદ્રાહરણની લેખી પ્રતની તપાસ કરવા એક બે જાણીતા માણસોની યોજના મેં કરી હતી, પણ મળી

આવી નથી. હું......બહાર જઈ શક્યો નથી. પાછળથી મળી આવશે તો આપને જણાવીશ." પરંતુ તે પછીથી અદ્યાપિ પર્યંત તેમણે કોઈ પ્રતિ મળ્યાનું જણાવ્યું નથી. તેમ તેઓશ્રી સને ૧૯૧૧ માં મુંબાઈ પધારતાં રા. અંબાશંકર બહેચરભાઇ વૈદ્ય, જેઓ પણ પ્રાચીન કાવ્યમાળા માટે હસ્તલિખિત ગ્રંથો મેળવતા હતા, તેમને ત્યાં ઉતર્યા હતા, ત્યારે મેં આખ્યાનની પ્રતિ વિષે પૂછતાં તે પ્રાપ્ય નહીં હોવાનું જણાવ્યું હતું. વળી રા. બ. હરગોવિંદદાસભાઇને પણ મેં આ સંબંધમાં પત્રો લખ્યા હતા. પણ તેનો કાંઈ ઉત્તર જ ન આવ્યો. વળી તે પછી રા. ઘનસ્યામ બાપુભાઈ વૈદ્યને હું "સયાજીવિજય પ્રેસ" માં વડોદરે મે મહિનામાં મળ્યો હતો. તેમ જ પ્રાચીન કાવ્યમાળાનાં હસ્તલિખિત પુસ્તકોના એક બીજા પ્રાપક મારા સ્નેહી રા. અંબાશંકર બહેચરભાઇ વૈદ્ય દ્વારા શોધ કરાવ્યો. પણ તેમને તેમ જ પ્રાચીન કાવ્યમાળાના લિખિત ગ્રંથો મેળવી આપનારા અન્ય કોઈ ગૃહસ્થને તેની જૂની પ્રતિ હાથ ન લાધી તે ન જ લાધી; તે પ્રમાણે પ્રાચીન આખ્યાનોના એક પ્રાપક રા. છગનલાલ વિદ્યારામ રાવળ પણ આની કોઈ પ્રતિ મેળવી ન શક્યા.

આટલો શોધ પ્રતિઓની પ્રાપ્તિ વિષે કર્યા પછી, રા. તનસુખરામભાઈ વાળી પ્રતિ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના વ્યવસ્થાપક કાર્યકરોને અમદાવાદ, સુરત અને મુંબાઇમાં જાતે મળીને બતાવી અને તેઓના અભિપ્રાયો મેળવ્યા. આમાં કેટલોક વખત નીકળી ગયો. પછી તેઓના અભિપ્રાય આદિ અને મારો રીપોર્ટ તા. ૨૭-૯-૧૧ ના સોસાઇટીના સેક્રેટરી રા. બ. રમણભાઇને મોકલ્યા અને તા. ૧૮-૮-૧૯૧૧ના રોજ તેમની તરફથી ઉત્તર આવ્યો કે "એ કાવ્યને સ્વ. નવલરામભાઇના ગ્રંથસંશોધનને ધોરણે એડીટ કરવાનું કામ શરૂ કરશો."

**સંશોધનનું યા ધૂળ-ધોયાનું કામ**

આમ આ કાર્ય આટલા વિધિ પછી મને સોંપાતાં મેં ધૂળધોયાનું કામ આરંભ્યું. પ્રથમ સા. તનસુખરામભાઈવાળી સુભદ્રા-હરણની પ્રતિને મુખ્ય ગણીને સ્વ. નવલરામભાઇએ પ્રેમાનંદકૃત મોંમેરાની પ્રસ્તાવનામાં અકિલા ધોરણે અને નિયમે જોડણી, પાઠ, અમુક પાઠના સ્વીકરણની દલીલો આદિ સાથે એક પ્રતિ તૈયાર કરવાનું કામ તા. ૧-૯-૧૧ ના રોજ શરૂ કર્યું. તેમાં નીચેની પ્રતિઓનો ઉપયોગ કર્યો છે;—

૧ **મૂળ ગણેલી પ્રતિ**—સુભદ્રાહરણ સંવત ૧૭૫૮ માં (સંવત ૧૭૬૫ માં ?)[1] રચાયલું હોવાથી ૧૮૨૧ માં એટલે કે પછી ૬૩ વર્ષે લખાયલી પ્રતિનો મુખ્ય ગણેલી છે. તેની 'ઇતિશ્રી' નીચે પ્રમાણે છેઃ—

"ઇતીશ્રી શોભદ્રાહર્ણની કથા સંપૂર્ણ સમાપ્રતે ॥ શ્રી સુભસ્તુ ॥ શ્રી ॥ કલ્યાંણમસ્તુ ॥ સવંત ૧૮૨૧ નાં વરખે માહા સુભ માસે આશોમાસે શુકલ-પક્ષે તીથીગા ૫ વારે ભ્રશેપતે સંધ્યા કાલે સંપુરણ થઉ જેહેવી પ્રત હતી તેહવું લખૂ છે લખનારને દોશ નથી. લખનાર પ્રગણે બલીશર મધ્યે ગાંમ જીંઞાવમાં વાસી ગન્યાતી કોલી બંઇટ મધીનો ગાંમાં મધ્યે આવી વાશે વસ્યા તે વારે પટેલને ઉમરે બેશી લક્ષાં છે આક્ષાંન ૨ ચોપડી એકમાંહાં આખાંન રૂપે ૧ લું શોભદ્રાહર્ણ પછી બીજું ॥ શ્રી ૪ ॥"

૨ **પ્રા. કા. ની પ્રકટ પ્રતિ**—પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકો પોતાને ત્રણ પ્રતિઓ મળ્યાનું જણાવે છે. પરંતુ તે કઈ સાલની લખેલી છે તે જણાવવાનો તેમનો સંપ્રદાય સામાન્ય રીતે નહી હોવાથી તેની 'લખ્યા સાલ' જણાવી નથી. આથી તેની પ્રકટ પ્રતિને મુખ્ય લેખતાં અચકાવું પડયું છે. એ પ્રકાશકોએ પ્રાપ્ય ત્રણ પ્રતિઓમાંથી બે પ્રતિઓને આધારે આખ્યાન પ્રકટ કરેલું છે. તેમણે ગણેલી પ્રત ૧ લી સાથે મુખ્ય પ્રતિ ઘણે ભાગે મળતી આવે છે; અને તેની નોંધ પ્રા. કા. ૧ લી અને પ્રા. કા. ૨ જી એ પ્રમાણે કરેલી છે.

૩ **શ્રી ફા. ગુ. સભાની પ્રતિ**—આ પ્રતિ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાંથી સા. તનસુખરામભાઈએ કૃપા કરીને ઉપયોગ અર્થે આપી હતી. તેના પહેલા ભાગનાં પાઠાન્તરો એક અલગ પરિશિષ્ટરૂપે પ્રકટ કર્યાં છે અને બાકીના ભાગનાં પાઠાંતરોની નોંધ મૂળ ભાગની નીચે જ કરેલી છે. એ પ્રતિ સંવત ૧૮૩૬ માં લખાયલી છે.[2]

તેમાં ઇતિશ્રી આ પ્રમાણે છેઃ—

---

* સ્વ. કવિ નર્મદાશંકરે રા. રા. દલપતરામ ડુર્લભરામના ગ્રંથસંગ્રહમાંથી જોયાનું પોતાની નોંધમાં જણાવેલું છે, તેમાં સુભદ્રાહરણ રચાયાનો સંવત ૧૭૬૫ છે. કદાચિત પ્રેમાનંદે પુનરાવૃત્તિ કરી હશે. (વધુ સ્ફોટ માટે જૂઓ પ્રેમાનંદજીવનકળાનો અનુલેખ–૧ લો.)

૨ દ્વિતીય આવૃત્તિ થતાં, એ પરિશિષ્ટ કાઢી નાંખી મૂળમાં પાઠાંતરો દાખલ કરેલાં છે.

"ઇતિશ્રી શોભદ્રાહરંણુ શંમપુરંણુ ॥ રસ્તુ ॥ સવંત ૧૮૩૬ નાં રૂડો માશ છે ચૈઇતર શુદી ૫ સોમવારે સંપુરણુ લખું છે ॥ લખનાર કાંમ્બોજ કશંબાવાશી ટલાટી નભુભાઇ જગદીશ ॥ એ લખાવનાર શોની જગજીવંન શુ ॥ લખનારને દોશ મો દેશો બાલકબુધીએ લખું છે ॥ અક્ષર વત્ર ઘટ હોએ તે ચલાવી લેજો ગાલ મો દેશો ॥ અંબાજી માતે પુત્ર આપી તારે લખું ॥ છે ॥ શ્રી ગોપાલજી ॥"

(અંતે કલંકી અવતારના ઘોડાનું ચિત્ર ચીતરેલું છે.)

આ પ્રતિમાં આ આખ્યાનનો લેખક કવિ પ્રેમાનંદ નહીં પણ વિપ્ર વલ્લભ હોવાનું જણાવેલું છે. પરંતુ માત્ર કવિના નામફેર સિવાય તેમ જ કડવા ૧ લામાં એક ૬૨ લીટીનો અને બીજો ૨૦ લીટીનો એમ બે ઉમેરા સિવાય કાંઈ પણ ફેર પ્રાપ્ય પ્રતિઓમાં નથી અને જે નાનો ઉમેરો છે તે કેવળ શુષ્ક અને ખુબી વિનાનો છે, તે જોતાં સુભદ્રાહરણુનો કર્તા વિપ્ર વલ્લભ નહીં પણ પ્રેમાનંદ જ છે, એમ અસંદિગ્ધ રીતે કહી શકાય છે. વિપ્ર વલ્લભ પ્રેમાનંદના જમાનામાં જ થયલો છે અને એણે રચેલું શ્રીમદ્ ભાગવત પ્રસિદ્ધ છે તેની ધાટી સાથે સરખાવતાં પણ ઉપરનો નિર્ણય સાધાર ઠરે છે. કોઇએ જેમ હરિદાસનાં કેટલાંક આખ્યાનોમાં * આધાર ભટ્ટનું નામ 'ઘુસાડેલું' છે તેમ આમાં 'વિપ્ર વલ્લભ'નું નામ દાખલ કરેલું હશે, એમ નિર્વિવાદ કહી શકાય એમ છે.

આ પ્રતિઓ ઉપરથી ઉપર જણાવ્યું તેમ સ્વ. નવલરામભાઇના ગ્રંથ-શોધનના નિયમોથી બંધાઈને મારે શોધનકાર્ય કરવાનું હતું. આમાં મેં ઉપયોગમાં લીધેલા તેમના મુખ્ય નિયમો આ છેઃ—

૧ પોતાની તરફનો એક અક્ષરે ન ઉમેરવો.

૩ જ્યાં હસ્તદોષ અથવા બુદ્ધિદોષ ખુલ્લો માલમ પડે ત્યાં તે દોષ સુધારી લેવો અને પછી તે પ્રતિની સંમતિ કઈ તરફ આવે છે તે જોવું.

૪ શબ્દના સ્થાનમાં જ જો ફેર હોય, તો જેનું બંધારણ વધારે નિયમિત હોય તે પાઠ ખરો ગણવો.

* નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ, બાપનું શ્રાદ્ધ વગેરે.

૬ જ્યાં, ત્યાં, જ્યારે, ત્યારે, જો, તો, છે, વગેરે કેટલાએક શબ્દનો કવિએ અધ્યાહાર રાખ્યો હોય તો ઉતારનારાઓ માંહે વધારી દે છે, તેથી એવા શબ્દને લીધે માપ જ્યારે વધી જતું હોય, ત્યારે તે કાઢી નાંખવા.

૭ અર્થનો ફેર પડતો હોય તો બધી તરફનો વિચાર કરીને એક પાઠ પસંદ કરવો અને તે પસંદ કરવાનું કારણ તથા જેટલા પાઠ જૂદા હોય તે આપવા.

૧૦ આ નિયમો જ્યાં એકબીજાની વિરૂદ્ધ આવે ત્યાં પોતાનો વિવેક વાપરવો અને તે વિષે નીચે ખુલાસો કરવો.

(જુવો સ્વ. નવલરામભાઈનું મોંમેરૂં પાનાં ૧૧-૧૨.)

જે એક વિશેષ નિયમનો સ્વ. નવલરામભાઈએ ઉપયોગ કર્યો છે, પણ જે એમણે આમાં નોંધ્યો નથી તે એ છે કે આખ્યાનમાં ચોક્કસ પંક્તિસમૂહો તેમાં વર્ણવેલા વિષયના શિર્ષકથી આંકવા.

મેં આ નિયમોને અનુસરીને પ્રસ્તુત આખ્યાનનું શોધનકાર્ય કરેલું છે. અલબત્ત આ નિયમોના સબંધમાં કેટલીક વાંધા ઉઠાવાય એમ છે, અને કેટલાક સાક્ષરોએ અન્યત્ર ઉઠાવેલો પણ છે, પરન્તુ આ આખ્યાન બહુ મહત્વની કૃતિ ન હોવાથી તેમ તેની પ્રાપ્ય પ્રતિઓ પણ લેખનની દૃષ્ટિથી બહુ મહત્વવાળી નહિ જણાયાથી ઉપર દર્શાવેલા નિયમો સ્વીકારી લીધા છે.

આ રીતે ગ્રંથશોધનનું કાર્ય પૂરૂં થતાં સ્વ. નવલરામભાઈના જ ધોરણે પ્રસ્તુત આખ્યાનની ટીકા લખેલી છે, છતાં કેટલેક સ્થળે જ્યાં જરૂર જણાઇ છે, ત્યાં વિશેષ માહિતી આપેલી છે. પરંતુ આ આખ્યાન ઉંચી પ્રતિનું નહિ હોવાથી (જે વિષે વિવેચન યોગ્ય સ્થાને કરેલું છે) સમાનવર્ણન કે વિચારશૈલીની પંક્તિઓ પ્રેમાનન્દનાં અન્ય તેમ ઈતર કવિઓનાં આખ્યાનોમાંથી ઉતારી, સ્વ. નવલરામભાઇની પદ્ધતિથી કોઈ નવીનતા દાખવવી યોગ્ય લાગી નથી. તેમ જ આ આખ્યાનમાં કવિ પ્રેમાનન્દના સમયની ભાષાનાં ચિહ્નો પણ જળવાઇ રહેલાં નહીં હોવાથી વ્યુત્પત્તિ આદિ તેમ જ જૂના વ્યાકરણપ્રયોગો સંબંધમાં પણ કંઇ વિસ્તાર કરવો યોગ્ય લાગ્યો નથી.

હવે રહી "લોકાનુરંજક મહાકવિ પ્રેમાનન્દની જીવનકલા" અને ગ્રંથવિવેચનની બાબત. પ્રેમાનન્દની જીવનકલાના

**લોકાનુરંજક મહા- કવિ પ્રેમાનન્દની જીવનકલા**

સંબંધમાં સ્વ. સા. નવલરામભાઇની પદ્ધતિને નહિ અનુસરતાં એક નવીન ધાટીએ પ્રેમાનન્દનું જીવન-ચરિત આલખેલું છે સને ૧૯૦૯માં રાજકોટની સાહિત્ય પરિષદમાં સા. શ્રી. નરસિંહરાવ ભોળા-નાથ દિવટીયા બી. એ. સી. એસ. નો "પ્રેમાનન્દનાં નાટકો" વિષે નિબંધ સાંભળતાં જ મને એવી ઉર્મિ થઇ હતી કે જો આંતર પ્રમાણો-કવિ પ્રેમા-નન્દ તેના પુત્ર વલ્લભ અને તેના શિષ્યો તથા પૂરોગામી અને સમકાલીન કવિઓના ગ્રંથોનાં-પ્રમાણો અવલોકવાનું અને તેને આધારે આવા પ્રશ્નો તપાસવાનું કાર્ય થાય તો ઠીક. તુરત જ મારી આ ઉર્મિ મેં મારા સન્મિત્ર સ્વ. રણજીતરામ વાવાભાઇને જણાવી; ત્યારે તેમણે તેને સંમતિ આપવા ઉપરાંત પ્રેમાનન્દનું જીવનચરિત એ જ ધાટીએ પ્રથમ તૈયાર કરવાની અગત્ય દર્શાવી. અને મને તે યોગ્ય લાગ્યાથી મેં પ્રેમાનન્દની જીવનકલાનાં આંતર તેમ જ બાહ્ય પ્રમાણોનાં સાધનો એકઠાં કરવાની, તેમનું સાદ્યન્ત અવલોકન કરવાની, અને તેનાં ટીપ્પણો નોંધવાની પ્રવૃત્તિ આદરી. દરમિયાન સ્વ સા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ "ગુજરાતી પ્રેસ" તરફથી "પ્રેમાનન્દકાવ્યમા-ળા" તેમ જ "શામળકાવ્યમાળા" પ્રકટ કરવાનું કામ મને સોંપવાની ઇચ્છા બતાવી. એટલે મારો સંકલ્પ વિસ્તૃત અને સાધાર પ્રેમાનન્દની જીવનકલા તેમ જ શામળની જીવનકલા આલેખવાનો દૃઢ થયો. અને તે માટે જરૂરી પ્રમાણો આદિની ટીપણી પણ તયાર કરી. પણ દૈવેચ્છા "પ્રેમાનન્દકાવ્યમા-ળા"ની પ્રસિદ્ધિને અનુકૂળ નહિ હોવાથી સા. ઇચ્છારામભાઈ સને ૧૯૧૦માં સ્વર્ગસ્થ થયા અને "પ્રેમાનન્દકાવ્યમાળા" અને "શામળકાવ્યમાળા"ની યોજના પડી ભાગી, એટલું જ નહીં તેમના વાંચન, વિચારણ, અને અવલોકન-નો જે અમૂલ્ય લાભ તેમાં મળવા સંભવ હતો તે લાભ પણ ગયો, તેમ એમના ઉત્સાહના લોપ સાથે પ્રેમાનન્દ તથા શામળની જીવનકલાઓ આલેખવાની અનુકૂળતા પણ સૂકી ગઈ અને મને નિરાશાએ ઘેર્યો. પરન્તુ સ્વ. ભાઈ રણજીતરામે સુભદ્રાહરણ સાથે જ પ્રેમાનન્દની જીવનકલા પ્રકટ કરવા સૂચવ્યું; અને મારા સન્મિત્ર રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ બી. એ. એ એ સૂચનાને ટેકો આપ્યો, એટલું જ નહિ પણ મારા ઉત્સાહદીપને

જ્વલંત કરનારાં કેટલાંક સાધનો અને સૂચનો રૂપી કેટલુંક ઘૃત પણ પૂરૂં પાડયું અને તેના પરિણામે પ્રેમાનન્દની જીવનકલા હાલના રૂપમાં પ્રકટ થાય છે.

આ જીવનકલાના પ્રત્યેક અંશનું જરૂરી આંતર પ્રમાણ તેની નીચે જ આપેલું છે તેથી તેનું કદ મોટું થયું છે અને તેને અંગે "માથા કરતાં પાઘડી મોટી" થઈ જવાના ભયથી પ્રેમાનંદની જીવનકલાઓમાંની કેટલીએક ટુંકાવવી પણ પડી છે, તો કેટલીએક ચર્ચી શકાઈ જ નથી. પ્રસ્તુત લેખમાં (૧) પ્રેમાનંદના સમયની ભાષા, (૨) પ્રેમાનંદનું સ્વશિષ્યોની કાવ્યપ્રવૃત્તિ માટે રસપૂર્વક ઉત્તેજન અને માર્ગદર્શન, (૩) પ્રેમાનંદનાં આખ્યાનોનાં મૂળ અને તેને બ્હાર લાવવાની કલા, (૪) પ્રેમાનંદનાં મુખ્ય મુખ્ય આખ્યાનોનું સિંહાવલોકન અને (૫) તેનાં નાટકોના સંભવાસંભવનો વિસ્તૃત વિચાર, (૬) "પ્રેમાનંદ શામળનો ઝઘડો" (?) (૭) પ્રેમાનંદનું ગૃહજીવન, સંતતિ અને સંપત્તિ, (૮) પ્રેમાનન્દના આશ્રયદાતાઓ, આદિ કેટલાક અગત્યના અંશોને યોગ્ય અને પ્રમાણસર અવકાશ આપી શકાયો નથી અને અનિચ્છાએ કેટલીક "મનની મનમાં રહી ગઈ છે." આ સર્વનો મારો પરિચય અને માહિતી સ્વતંત્ર રીતે પ્રકટ કરવાનું નાણાંસાધન મારી પાસે ન હોવાથી તેમ અન્યત્ર એ માટે આવશ્યક ઉત્તેજનનો અભાવ હોવાથી "મનની મનમાં" સદાય રહેશે, એમ હાલ તો લાગે છે. છતાં જે નવીન ધાટીએ તેની જીવનકલાના કેટલાક અંશે નિરૂપ્યા છે, તે પ્રેમાનંદના પ્રશંસકો અને અભ્યાસકોને રૂચશે, એવી આશા છે.

આ સંબંધમાં એક બીજી બાબત જણાવવા જેવી છે. અને ૧૯૧૬ માં મેં રા. બ. હરગોવિંદદાસભાઈનું બેએક વેળા મુંબાઇ આવવું થતાં, તેઓને પત્ર લખી પ્રેમાનંદના જીવન અને કાવ્યો સંબંધમાં વાતચિત કરવાની અનુકૂલતા કરી આપવા વિનતિ કરી હતી. તેઓએ કાર્ડ દ્વારા તેનો ખુશીથી હા પણ પાડી હતી. પરંતુ અનુકૂળ સમય તેઓ અને અમે ગોઠવી શક્યા નહીં અને તે પછી એવી સંધિ આવી પણ નહીં. તેઓને પૂછવા માટે મારા સન્મિત્ર રા. રા. નટવરલાલ ઇચ્છારામે અને મેં નીચેની પ્રશ્નાવલિ તૈયાર કરી હતીઃ—

(૧) પ્રેમાનંદનો જન્મ સમય કયો માનો છો ?

(૨) શામળનો જન્મ સમય કયો માનો છો ?

(૩) પ્રેમાનંદપુત્ર વલ્લભનો જન્મસમય કયો માનો છો ?

(૪) હારમાળા કોની રચેલી માનો છો ? પ્રેમાનંદની પૂર્વેની અને તેના જ સમયની જૂની પ્રતો મોજુદ છે તેનો શો ખુલાસો કરો છો ? વિશ્વનાથ જાનીએ (હાલ રા. હીરાલાલ ત્રી. પારેખના મત પ્રમાણે કોઈ "અજ્ઞાત કવિ" એ ) સં. ૧૭૦૮ માં હારચરિત્ર રચ્યું છે તેનું કેમ ?

(૫) વિશ્વનાથ જાનીનાં (અથવા રા. હી. ત્રી. પારેખના મત પ્રમાણે કોઈ "અજ્ઞાત કવિ" ના) નરસિંહ મેહેતાનાં જીવન સંબંધી કાવ્યો અને પ્રેમાનંદનાં એ જ વિષયનાં કાવ્યોમાં જે સામ્ય જણાય છે, તેનું કારણ શું ?

(૬) પ્રેમાનંદે શામળશાહનો મોટો વિવાહ રચ્યો છે એટલે શું ? શું તેણે એક નાનો વિવાહ પણ રચ્યો છે ? આપે છપાવેલા કાવ્યમાં "મોટો વિવાહ" એ નામ કોણે આપેલું છે ?

(૭) પ્રેમાનંદ અને શામળના વચ્ચે કદિ હરિફાઈ થયેલી માનો છો ? માનતા હો તો શા આધારે ? રા. રા. કે. હ. ધ્રુવે એ વિષયમાં પોતાનો મત ફેરવ્યો છે, તે આપે જોયું કે વિચાર્યું છે ?

(૮) વીરજી અને વલ્લભે પણ શામળ સાથે હરિફાઈ કરેલી શા આધારે માનો છો ? વીરજીનું સુરેખાહરણ ૧૭૨૦ માં રચાયલું અને પદ્માવતી ૧૭૭ માં રચાઇ છે, તો તે બે કાવ્યો સ્પર્ધામાં હતાં, એમ શા આધારે માનો છો ?

(૯) પ્રેમાનંદનો અવસાનકાળ કયો માનો છો ?

(૧૦) માર્કંડેય પુરાણના આરંભમ શામળના શિવપુરાણ સંબંધમાં જે ઉલ્લેખ છે તે ક્ષેપક માનો છો કે કેમ ? ઘણાં વરસ પછી પાછળથી રચાયલાં કાવ્ય ( શામળકૃત શિવપુરાણ સંવત ૧૮૦૪ ) સંબંધી ઉલ્લેખ તેની પહેલાના કાવ્યમાં ( માર્કંડેય પુરાણમાં સંવત ૧૭૬૬ ) આવે ખરે ?

(૧૧) સં. ૧૭૬૬ પછી પ્રેમાનંદે કયાં કયાં કાવ્યો રચેલાં મા ા છો ?

(૧૨) ભાષાવૃદ્ધિના કાર્યની વાટણીમાં રત્નેશ્વરને મરાઠીના જેવું સાહિત્ય ઉત્પન્ન કરવાનું સોંપવામાં આવ્યું હતું એમ આપે જણાવેલું છે, તે શા આધારે ? તે પ્રમાણે બીજાઓના સંબંધમાં આપે જણાવેલું છે તે શા આધારે ?

(૧૩) અંગદવિષ્ટિની સ્પર્ધામાં વલ્લભે કૃષ્ણવિષ્ટિ રચી જણાવવામાં આવે છે તે શા આધારે? અંગદ વિષ્ટિની રચ્યા સાલ સં. ૧૭૯૯ અથવા ૧૮૦૮ મળે છે, તો કૃષ્ણવિષ્ટિ રચાયાની કઈ સાલ માનો છો? કારણ કે એ કૃષ્ણવિષ્ટિ સાંભળીને પ્રેમાનંદે ખુશ થઇને પાઘડી પહેરી હતી એમ જણાવવામાં આવે છે, અને પ્રેમાનંદ ૧૭૯૦ મોડામાં મોડા સ્વર્ગવાસ પામ્યો કહેવામાં આવે છે, તો કૃષ્ણવિષ્ટિ સાંભળીને પાઘડી પહેર્યાની વાત કેમ બને?

( ૧૪ ) શામળનો અવસાનકાળ કયો માનો છો? જે રીતે તમે રજુ કરો છો તે રીતે તો શામળનું આયુષ્ય ૧૫૦ વરસ ઉપર જવા જાય છે. શું તે શક્ય છે?

( ૧૫ ) પ્રેમાનંદનાં કાવ્યોમાં અને નાકરનાં કાવ્યોમાં મળતાપણું કેમ આવે છે?

( ૧૬ ) નાટકો સંબંધી રા. રા. નરસિંહરાવે ઉઠાવેલી શંકાનો સંતોષકારક ખુલાસો આપ કદિ કરવાના છો?

( ૧૭ ) પ્રેમાનંદ, શામળ, વલ્લભ, વીરજી, રત્નેશ્વર, દ્વારકો, હરિદાસ, સુંદર, નાકર, નારાયણ, નરસિંહનાં કાવ્યોની સંપૂર્ણ ટીપ પ્રકટ કરશો?

( ૧૮ ) આપે બૃહત્કાવ્યદોહન ભા. ૮ મો તથા નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહની પ્રસ્તાવના અવલોકી છે, અને તે સંબંધી ખુલાસો આપ કરશો?

( ૧૯ ) વલ્લભકૃત પ્રેમાનંદચરિત્ર આપ કદિ પ્રકટ કરવાના છો ખરા? "વલ્લભઝગડો" અને "પ્રેમાનન્દકથા," જેનાં અવતરણો આપે આપેલાં છે તે જોવા મળી શકશે ખરાં? *

× × + +

હવે છેલ્લી બાબત, ગ્રંથવિવેચન સંબંધમાં પણ સ્વ. નવલરામભાઇથી તદ્દન જુદી ધાટીએ કામ લીધેલું છે. સુભદ્રાહરણ શ્રી મહાભારત અને શ્રીમદ્ ભાગવતના પ્રસંગોના આધાર ઉપર યોજાયલું હોવાથી મૂળ પ્રસંગોના સાર તેમ જ પ્રેમાનંદરચિત આખ્યાનનો કડવાંવાર સાર આપી

* આ પ્રશ્નાવલિમાં આજે કેટલોક સુધારો કરવો પડયો છે, તોપણ મૂળ મુદ્દામાં કશો ફેરફાર કરેલો નથી. જો કોઈ અભ્યાસી આ પ્રશ્નોની છણાવટ કરી આપશે તો પ્રેમાનંદયુગ ઉપર ઘણો પ્રકાશ પડશે.

તે પછી તેના આલેખનની ખુબીઓ અને દોષો કંઇક શાસ્ત્રીય દૃષ્ટિએ દર્શાવવાનું સાહસ ખેડયું છે. આશા છે કે ગુર્જર વિદ્વાનોને તે પસંદ પડશે.

આ રીતે સમગ્ર ગ્રંથ કેટલીક આપત્તિઓ અને વિટંબણાઓ વટાવતાં ૧૯૧૩ના અંતમાં તૈયાર થયો. તે પછી કેટલાક મિત્રાદિએ અવલોક્યા બાદ ૧૯૧૪માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને પ્રકટ કરવા સુપ્રત કીધો. તેને કમિટીમાંથી સંમતિ મળતાં એક વરસ કરતાં પણ વધુ સમય વહી ગયો. પછી તે છપાવવાનો ઉપક્રમ શરૂ થયો. થોડો વખત વીતતાં મરકી, વિશ્વવ્યાપી યુદ્ધના અંગની મોંઘવારી, ઇન્ફ્લ્યુઅંઝા, છાપખાનાનાં માણસોની તંગી, કૌટુમ્બિક વ્યાધિ આદિ અનેક બાધાઓ નડી અને આખર ઈશ્વરકૃપાથી સવા આઠ વર્ષે આ ગ્રંથ પ્રસિદ્ધિને પામે છે.

અંતમાં આ ગ્રંથના સંબંધમાં તેમણે સહાયતા આપી છે, તેમનો આભાર માનવો આવશ્યક છે. સા. તનસુખરામભાઇએ પોતાની તેમ જ શ્રી ફાર્બસ ગુજરાતી સભાની એક એમ બે પ્રતિઓ અને અન્ય સાધનો (પુસ્તકાદિ) આપીને તેમ જ વખતો વખત જરૂરી સૂચનાઓ તથા શંકાસમાધાન કરીને મને ભારે સહાયતા આપી છે; તે માટે તેઓશ્રીનો તથા મારા સન્મિત્ર રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ ઉત્સાહપૂર્વક યોગ્ય સૂચનાઓ કરવા માટે તથા ઘટતાં સાધનોની અનુકૂળતા કરી આપવા માટે તેમનો જેટલો આભાર માનું તેટલો થોડો છે આ બન્ને ગૃહસ્થોનું સતત ઉત્તેજન ન હોત, તો કદાચિત આ ગ્રંથ પ્રસિદ્ધિને પામત કે કેમ, એવો વિચાર મને થયા વિના રહેતો નથી. આપણા પ્રાચીન કાવ્યસાહિત્યના અભ્યાસકો પૂરતા ઉત્તેજનના અને સાધનના અભાવે પોતાના વાચન અને વિચારો પ્રકટ કરી શકતા નથી તે તરફ આપણી સાહિત્યપોષક સંસ્થાઓનું લક્ષ દોરાવાની અપેક્ષા છે, એટલું જ કહેવું બસ છે. છેવટે આ ગ્રંથની શુદ્ધ અને સમજભરી નકલ કરવાનું મિત્રકાર્ય અમદાવાદના "ગુજરાતી પંચ"ના તંત્રી મારા સ્નેહી ભાઈ ધનશંકર હીરાશંકર ત્રિપાઠીએ કરેલું છે, તેમનો પણ આ સ્થળે આભાર માનવો આવશ્યક છે. **इति शम्**

પોષ વદ ૧૨ મંગળ
સંવત ૧૯૭૫
તા. ૨૯-૧-૧૯.
મુંબઇ.

**અંબાલાલ બુલાખીરામ જાની.**

## વિષયાનુક્રમણિકા

---

## સાંકેતિક શબ્દોનો સ્ફોટ

| | |
| --- | --- |
| ત. | રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીવાળી પ્રત |
| પ્રા. કા. | પ્રાચીન કાવ્યમાળાની પ્રત |
| પ્રા. કા. ૧ લી ,, | ની પ્રત ૧ લી |
| ફા. | શ્રીફાર્બસ ગુજરાતી સભાની પ્રત |



# લોકાનુરંજક કવિ પ્રેમાનન્દની જીવનકલા.

## શાર્દૂલ વિક્રીડિત.

જેણે જીવન નિર્ગમ્યું હરિ અને સંતો તણાં ગાનમાં,
દાખ્યા નારકી, સ્વર્ગી ધાટ-વસમા આખ્યાનવિમાનમાં;
ભાષા ગુર્જરી ખીલવી વિધિ વડે ભક્તિભર્યા માનમાં,
શિષ્યાશિષ્ય સુરંગી તત્પર કર્યા વિદ્યોર્મિના તાનમાં. ૧
ભેદ્યો દુર્ગ પુરાણો દંભીજનનો ગાળ્યા ઉંડા ગર્તમાં,
સ્થાપી ગુર્જરી ઉચ્ચ પીઠ ઉપરે ભાષા તણા સત્રમાં;
'સાંગોપાંગ સુરંગ' ભૂષણવતી સોહાવી સોહામણી,
પ્રેમાનન્દ સુવંદ્ય વંદું કવિને સત્પ્રેમિ-શીરોમણિ. ૨

---

"પ્રેમાનન્દયુગ" નું સિંહાવલોકન.

ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં વિક્રમ સંવત ૧૭૦૦ થી ૧૮૨૫ નો સવા સૈકાનો સમય, જેને વાસ્તવિક રીતે "પ્રેમાનન્દયુગ" કહી શકાય છે, તે કંઇક યૂરોપિય "ઑગસ્ટન યુગ"ની માફક જ્વલંત જ્યોતિથી પ્રકાશી રહ્યો છે. કંઈક એટલા માટે કે સુરંગી કલ્પનાઓનાં સુરસ ઉડ્ડયનો, ઉદાર અને ઉન્નત વિચારસરણીઓ, રસાલંકારાદિની કલાવંતી સુરાવટ, શબ્દ અને અર્થની રમ્ય ચમત્કૃતિ, આદિ વિવિધ કાવ્યતત્ત્વોની જમાવટ ઊણી જણાય છે. છતાં આ લોકભોગ્ય અને લોકોન્નતિકર, પરંતુ બહુધા રાજ્યશ્રીના આશ્રય વિના લોકાશ્રયથી ગુર્જરી ભાષાની જયશ્રીનો પ્રચંડ ડંકો વગાડનારા "પ્રેમાનન્દયુગ" ની કાવ્યજ્યોતિની મનોહર, વિવિધરંગી, દેદીપ્યમાન છતાં શાન્ત ગંભીર અને નિર્મલ અને ઉત્તેજક પ્રભા રસિક ગુર્જર પ્રજાના હૃદયપટ ઉપર એવી તો ગાઢ છવાઈ રહી છે કે, તે એના સર્વકષ મોહને સવા દોઢ સૈકું થવા છતાંયે અદ્યાપિ પર્યંત રંજ માત્ર દૂર

કરી શકતી નથી, રે, શકવાની પણ નથી. એટલું જ નહિ પણ માનવ લાગણી અને તેમની હૃદયોર્મિઓ તેમ જ સંસારવ્યવહારનાં હૂબેહૂબ પ્રતિબિંબ પાડનારા તેના રસભર કાવ્યચમકારાઓ સુખના સમયમાં ભાવિક લોકોનાં હૃદયને ઉજાળે છે, તો સંકટના સમયમાં ગ્લાનિ અને નિરાશા રૂપી અન્ધકારપટલોને પણ પ્રજાળે છે, અને અનુત્સાહને ટાળી, રસોલ્લાસને પમરાવે છે.

લોકાનુરંજી આ યુગે ગુર્જર સાહિત્યના વિકાસક્રમમાં લગભગ નવું જ પ્રકરણ પ્રવર્તાવ્યું છે. ખરી રીતે કહીએ તો, તેના પૂર્વના **નાકર-વિષ્ણુ-શિવ** યુગમાં (૧૬-૧૭ ના સૈકામાં) શરૂ થયેલા, વ્રતાચાર, સદ્ગુણમહિમા, ભક્તિ અને ચરિત્રકથનને કેળવનારા સાદા પ્રકરણમાં સમાયલા, અણવિકસેલા અવ્યક્ત સૌન્દર્યને આ યુગના કવિઓએ યથેચ્છ પ્રકટાવ્યું તેમ બહલાવ્યું અને દીપાવ્યું પણ ખરૂં. અથવા કવિ **નર્મદ** કહે છે તેમ તેમણે "પ્રસરિત અંગની, ઠાવકી, કુમળી, લીસી, તેજ મારતી અને ગુરૂઅણ કુંવરી, રૂપાળી સોહી પ્રભાત સમે હરિગુણ ગાતી" ગુર્જરી ભાષાની પ્રતિષ્ઠા, "એકવડી પણ ભરાવ, છતાં કહીં કુમળી ને કહીં કઠણ કાઠીની, કેંક ઘૌંવર્ણી, કેંક તેજસ્વી, ઉજમાળી અને હોંસીલી, રસમાં મગ્ન, કથા કહેતી સોહંત વિપ્રતનયા"ના[1] પદે કરી. આ યુગના સહૃદયી અને લોકાનુભવી કવિવરો બદલાયલો જમાનો અને મનોભાવ આબાદ વર્ણી શકયા અને ઉન્નત તેમ જ વિશાળ થવા ઇચ્છતી લોકરૂચિના પલટાઓનું રહસ્ય પણ બરાબર પરખી શકયા, અને તે પ્રમાણે તેમણે પોતાની કાવ્યશક્તિને કંઇક નવીન આકર્ષણીય વલણે વાળી, ભૂતરંગને વર્તમાનરંગને અનુકૂલ કર્યો, અને ગુર્જર સાહિત્યને સુરંગી તેમ જ સુહાગી કીધું; એટલું જ નહીં પણ આર્યભાષાસત્રમાં ગુર્જરી ભાષાને પીઠારૂઢ કીધી. જ્યારે તેમાંના કેટલાકે વાર્તાઓ, રાસાઓ અને પ્રબંધોની યોજના કરી મુખ્યત્વે પોતાના જમાનાના સંસારવ્યવહારને ઉજમાળવાની કાવ્યપ્રવૃત્તિ આદરી, ત્યારે મોટા ભાગના કવિવરોએ તો પૂર્વેથી કવિસંપ્રદાય રૂપે ઉતરી આવેલા કેવલ પુરા-

૧ નર્મકોષ-ગુજરાતી ભાષા નિબંધ, પાનાં ૭-૮.

ષ્યમૂલક, નીતદર્શક, અને ભક્તિસૂચક શુષ્ક ચરિત્રકથનને ઇષ્ટ સંસારમૂલક અને જ્ઞાનપ્રેરક રસિલી દિશામાં પ્રેર્યું અને તેના લગભગ એકદેશી વિકાસને વિવિધ દેશી કર્યો.તેઓ લોકોની અધ્યાત્મતત્ત્વ અને દેવરહસ્યની જીજ્ઞાસા આબાદ કળી શક્યા, સાથે સાથે ઉન્નત જીવનની વિશાળ ભાવનાની આતુરતા પણ પામી ગયા અને તેને યોગ્ય રીતે તૃપ્ત કરવા મથ્યા, તેમ તે અર્થે તેમણે પ્રાચીન સમયના જ ચિતાર આપનારી, દેવો, દેવકલ્પ નરવરો અને બ્રહ્મર્ષિઓ તેમજ રાજર્ષિઓનાં માહાત્મ્યો તેમજ કથાઓને પોતાના જમાનાના સંસાર અને નીતિના વ્યવહારનો રસભર ઓપ આપ્યો. પુરાણો, રામાયણ અને મહાભારતનાં દૈવી પાત્રોને પોતાના સમયના માનુપભાવમાં ઉતારી, પોતાના સમયના સામાજિક રંગે રંગી, લોકગમ્ય કર્યાં. વ્રત–આચાર–પ્રાયશ્ચિત્તાદિના શુષ્ક અને નિરસ આલાપોને[૧] મનહર પણ અસરકારક ચરિત્રોના રસભર ધ્વનિમાં પલટાવ્યા; સ્થૂલ ધર્મબુદ્ધિને સૂક્ષ્મ ધર્મનાં તેમ જ નીતિનાં રહસ્યો પ્રતિ કંઇક વિશેષ અભિમુખ કરી, તેમ જ ભક્તિની પ્રેરણાને દૃષ્ટાંત–વૃત્તાંતવર્ણનથી વિશેષ રસભર કીધી એટલુંજ નહીં પણ સંસ્કૃત, વ્રજ, હિન્દી આદિ ભાષાઓનાં સુવિકસેલાં કાવ્યસાહિત્યોની રસભર વાનિઓનો ચાખવાની તેમની ઉત્કટ રુચિઓને યથાશક્તિ નિર્ભર સંતોષી પણ ખરી.

આમ મુખ્યત્વે પ્રવર્તેલા ધર્મ (આચારપ્રધાન) અને ભક્તિ(વ્રતપ્રધાન)ના સાંકડા ક્ષેત્રમાંથી ઉચ્ચ જીવન, નીતિ અને લોકવ્યવહારના વિશાળ ક્ષેત્રમાં કવિતા–પ્રવાહ સરલતાથી અને સરસતાથી વહેતાં, લોકોનાં મન વિશાળ અને ઉન્નત થવા સાથે તેમના અભિલાષો ઉદાર બને, એવાં આખ્યાનાદિ થોકબંધ રચાયાં. ટુંકમાં એકદેશી ધર્મ, એકદેશી ભક્તિ, અને એકદેશી નીતિનાં, લાગણીને નહિં જેવી જ જગવનારાં, 'ટાયલાં' જેવાં લાગતાં, લાંબાં લાંબાં કથનોનું રૂપાન્તર, તે જમાનાને ઘટતા કંઇક સર્વગ્રાહી ધર્મ, ઉદાર ભક્તિ, ઉન્નત નીતિ અને કંઇક ઉન્નત વ્યવહાર આલેખનારા રસિક રાસાઓ, કથાનકો, માહાત્મ્યો, આખ્યાનો પ્રબંધો, સંવાદો

૧ જુઓ નાકરની "શિવરાત્રી," વિષ્ણુદાસનું "રૂકમાંગદાખ્યાન" વિગેરે.

અને વાર્તાઓમાં સુન્દર રીતે થયું. શિષ્ટ અને સંસ્કારી ભાષા, એકધારો રસપ્રવાહ, સુગમ અને ચમત્કારિક અલંકાર, પ્રસાદ, ઓજસ્, મધુરતા, આત્મબોધ, ગંભીર વિચારદર્શન, 'કાન્તા–સંમિત ઉપદેશ,' લાગણી, વ્યવહારસંવેદન, હૃદય–આલેખન, પ્રકૃતિદર્શન, અર્થ અને શબ્દની ચમત્કૃતિઓ, કલા, પ્રમાણ, આદિ રસભર અનેક કાવ્યતત્ત્વોનો પરિચય કરાવનારી, અને સાથે સાથે પ્રચલિત લોકવ્યવહાર અને જનસ્વભાવને આલેખનારી સાહિત્યકૃતિઓથી ગુર્જરસાહિત્ય સમૃદ્ધ અને સંપુષ્ટ થયું; અને પરિણામે ધર્મમિશ્રિત લૌકિક સાહિત્ય યથેષ્ટ પ્રતિષ્ઠા પામ્યું.

આમ અનેક અવનવી રીતિઓએ આ "પ્રેમાનન્દયુગે" ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં અનેરો અને ઘેરો પ્રકાશ છાયો. અલબત્ત, આ પ્રકાશ તે જમાનાની લોકસ્થિતિને ઘટે તેવો મધ્યમસરનો અને એકીબાંધણીનો હતો. પરન્તુ ઉંચી ઉંચી છલંગ કરનારી કલ્પનાઓનાં ઉડ્ડયનો બુદ્ધિને મુગ્ધ કરનારી વ્યંજનાઓ, ઉત્કર્ષવંતાં અન્ય ભાષાસાહિત્યોની શ્રેણીમાં માનવંતું પદ પડાવી શકે એવાં ઉન્નત અને કલાના નમુના રૂપ સુંદર વિચારદર્શનો, રસ ઝરતાં અને હૃદયને હલમલાવનારાં પ્રકૃતિવર્ણનો આદિ અનેક તત્ત્વોની બેશક ઊંડી ઊણપ તેમાં હતી જ, છતાં તે જમાનાની લોકરૂચિઓને અને લોકમાગણીને સંતોષનારો તે પ્રકાશ હતો જ. ઉપરાન્ત તે પોતાના પૂર્વના યુગ કરતાં કલા અને લાગણીથી વિશેષ સંપન્ન હોઇને અત્યંત મનોરંજક થઈ શકયો. આ યુગના કવિવરોએ તેના પહેલાના યુગની કવિતારસની મીઠાશની ઓછપ અને કલા તેમ જ લાગણીની ઊણપ ઘણી રીતે દૂર કરી અને તેના મંદ–સુમંદ પ્રવાહને રસયુક્ત નવીન તત્ત્વો રૂપી ઝરણાંથી સબળ કરી, અને તેનાથી અનેક નદીઓ રેલછેલ વહેવડાવી. સ્વાનુભવરસિક કૃષ્ણભક્ત નરસિંહ મહેતા, સુંદર વિષ્ણુભક્ત કેશવરામ, વીરરસોત્સાહી પદ્મનાભ, મધુરી ગિરિધરભક્ત મીરાં, સાહિત્યપ્રેમી રઘુનાથભક્ત ભાલણ, અને તેનો પુત્ર ઉદ્ધવ, સરલ હરિભક્ત ભીમ, વાર્તાકાર નરપતિ આદિ સાહિત્યચંદ્રોના શાન્ત અને સૌમ્ય પ્રકાશ કાલબલથી કંઇક આવરાતાં, ગુર્જર સાહિત્યના

શૂન્યપ્રાય આકાશમંડલમાં આખ્યાનકાર નાકર અને વસ્તો, કથાકાર શિવદાસ, વિષ્ણુદાસ, દેવીદાસ, શ્રીધર અને મુરારી, વાર્તાકાર કબીરપંથી વચ્છરાજ અને મધુસૂદન વ્યાસ, રાસકાર ઉદયરત્ન, સમય સુન્દર, નયસુંદર, દુલ્લભદાસ, અને નેમિવિજયજી આદિ અનેક ગ્રહો, ઉપગ્રહો, તારકો અને ખદ્યોતો ચમકતા હતા. તેમના ભળભાંખળા, અરૂણ રંગ કાર, સૌમ્ય પ્રકાશને હઠાવી, આત્મજ્યોતિથી વિલસતું, પ્રતિભાવાન કવિવરોનું સૂર્યમંડળ આ જ "પ્રેમાનન્દયુગ" માં પ્રકાશ્યુ.આ જ યુગના કવિવરોએ મહેતા અને મીરાંનાં પદોના મૃદુ અને મધુરલહેકના મંદપ્રાય થતા રણરણાટનો અને રસભરી રામલીલા તથા હરિલીલાના તનમનાટનો સતત અનુભવ લેવાની લોકવૃત્તિને વિશેષ ઉત્તેજિત કરી અને એને કંઇક ઉન્નત પથે વાળવાનું સફળ અને સરસ મથન પણ કર્યું.

વાસ્તવિક રીતે એ સમય જ એવા કાર્યને આવાં પ્રબળ આંદોલનોથી તનમનાટભર્યું કરે એવો હતો. પાખંડખંડક અખાભક્તે વર્તમાન રંગઢંગને ધમધમાવી સુવર્ણકારના સ્વભાવનો પ્રતાપ પાડયો. તે બ્રહ્મસુવર્ણની પ્રાપ્તિ પોતાના ગુર્જર બંધુઓને કરાવવા મથ્યો. તેણે કઠોર દૃષ્ટાન્તો રૂપી ક્ષારથી તેમનાં જીવનદંભો રૂપી કથીર અને મલીન અંશોને વ્યવહરાગ્નિની તાવણીમાં તાવ્યા, આક્ષેપો અને મર્મવચનો રૂપી હથોડાથી ટીપ ટીપ કર્યા. સુધા વિપ્ર પ્રેમાનન્દે દેવકથામાં માનવભાવને અને સંસારને સુન્દર રીતે ઉતારી હરિગુણ ગાયા; મરણ પર્યંત માતા ગુર્જરીના પોષણ અને તોષણ અર્થે ભાષાયજ્ઞ અખંડિત ચાલુ રાખ્યો. પાત્ર, સમય અને સ્થિતિને યથાયોગ્ય સમજનાર, રંગીલા સામળે નીતિ અને લોકવ્યવહારની ભાવનાને અનુકૂળ વાર્તાઓ રચી, ધંધાદારી લોકને રીઝવ્યા, અને પરમાર્થ પુરાણનો પરિચય કરાવ્યો. અને વલ્લભ મેવાડાએ વિપરીત કાળબળનું ભાન ઠોક સાથે, ઉછળતા અને બળતા હૃદયે કરાવ્યું. આમ આ ચાર કવિવરોએ જાણે પોતપોતાના ગ્રાહકગણની પરિસ્થિતિને ઉજાળે એવા લોકસાહિત્યની ઘટનાનો નિરનિરાળો જ ઉપક્રમ ઘડયો હોય! એવો ભાસ આ પ્રેમાનંદયુગના સાહિત્યનું અવલોકન કરનારને થયા વિના રહે તે

નથી. આ ચારેય કવિવરો કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇ, પોતપોતાના દૃષ્ટિબિન્દુથી કાવ્યનૌકાને ગુર્જરસાહિત્યસાગરમાં સ્વતંત્ર રીતે હંકારતા હંકારતા આગળ વધ્યા અને ઇષ્ટ તટે પહોંચ્યા પણ જણાય છે. તેઓમાંના પ્રત્યેકે સ્વાભાવિક રીતે એક બીજાના કાવ્યહેતુની ઊનતા એવી તો સરસ રીતે પૂર્ણ કરેલી છે કે કોઈ અનભિજ્ઞ પુરૂષ તો તે સહસા કળી શકે એમ પણ નથી. આ રીતે લોકસદ્ધારણાનું કાર્ય, કદાચિત્ અહેતુક રીતિએ પણ, આપોઆપ ચાર ઇષ્ટ પ્રકારોમાં વહેંચાઈ ગયું અને પ્રત્યેક કવિ પોતપોતાના કાર્યમાં નિઃસંશય સફલ થયો. તેઓએ સાહિત્યના વિકાસમાં કેટલાંક આવશ્યક અંગો વિકસાવ્યાં અને તેના શુભ અને ઇષ્ટ પરિણામે ગુર્જર કવિતા નવીન રંગી અને આકર્ષક બની સુઘડ–સુઘટ્ટ થઈ. ભક્તિનાં એકધારાં પદો અને શુષ્ક કથાવર્ણનોના માર્ગ વટાવી, હવે **ભાષાનુરાગથી** પ્રેરાયલા વિલક્ષણ ઉત્સાહના વેગે કવિતાનો પ્રવાહ આગળ વધ્યો અને જનસમાજનાં મનને ઉચ્ચ અભિલાષાઓથી બહલાવવાનો અને નિત્યના પામર વ્યવહારનાં બન્ધનોને નિવારવાનો કવિતાનો ઉચ્ચ અને ઉન્નત આશય ઉદય પામ્યો.[3]

ગુર્જરી ગિરાનો "પ્રેમાનન્દ" પ્રકાશ.

આ જ યુગમાં તેનો અધિષ્ઠાતા પ્રેમાનન્દ સૂર્ય સમાન પ્રકાશ્યો. આ જ યુગના **પ્રેમાનન્દે** રસિકતાનો વેશ લગભગ ઉતારી બેઠેલી ગુર્જરી ગિરાને, અવિકલિત માતૃ**પ્રેમ**થી ઉભરાતી, ઉત્સાહશક્તિથી છલછલતી, અનુપમ આગ્રહવતી, ભાષાભક્તિથી **આનન્દ** આપી, પુનઃ રસિકતાનો સાલંકાર, સર્વાંગસુન્દર વેષ ધારણ કરાવ્યો અને પોતાનું **પ્રેમાનન્દ** નામ સાર્થ કર્યું. આ યુગમાં નવીન, રમણીય અને આકર્ષક પરિવેષથી વિલક્ષણ પ્રભા પ્રાપ્ત કરી, ગુર્જરી ગિરા વિશેષે પ્રકાશી તે મુખ્યત્વે પ્રેમાનન્દ અને તેના શિષ્યમંડળના પ્રતાપે જ. ખરેખર "ગુર્જર ગિરાના સદ્ભાગ્યે શ્રુતિપ્રોક્ત સો વર્ષ જેટલું લાંબું આયુષ્ય ભોગવનાર એ પ્રતાપી કવિ,

3. આ મુદ્દાના વિશેષ સ્ફોટન માટે જુઓ આ લેખકનો "અખાભક્તની કવિતા" ના નિબંધનો ઉપોદ્ઘાત; સને ૧૯૦૯ નો બીજી સાહિત્યપરિષદ્નો રીપોર્ટ.

આકાશગંગાનો તેજસ્વી પ્રવાહ જેમ આકાશને માપી લે છે, તેમ અઢારમી સદીને માપી લે છે. આપણા બ્રહ્મારણ્યને એ દ્વિજોત્તમે શતકના આરંભની વીશીથી માંડીને સમાપ્તિની વીશી પર્યંત દિવ્ય ગાનના ઉભરા વડે શબ્દાયમાન કરી મૂક્યું હતું.[૪]"

સત્ય પ્રકાશ ઉપર આવરણ.

ગુર્જર ગિરાનો "અપ્રતિહત ગંગાવતરણ જેવો પ્રપાત જેના ભગીરથ પ્રયત્નમાંજ ખરેખરો દૃષ્ટિગોચર થાય છે,[૪]" એ મહાકવિ પ્રેમાનન્દના સેવામય જીવનચરિત્ર, રે, તેના જીવનકાલ સંબંધી માહિતીનો આધાર પણ મોટે ભાગે પ્રચલિત કિંવદંતીઓ[૫] અને અનુમિતિઓ ઉપર જ રહે છે. એ શું ઓછું ખેદજનક છે? વીરજી, વલ્લભ, રત્નેશ્વર, દ્વારકાદાસ, હરિદાસ, સુન્દર આદિ સુવિખ્યાત શિષ્યો રૂપી અનેક પ્રતિભાસંપન્ન ગ્રહો, ઉપગ્રહોથી વિંટાયલા પ્રેમાનન્દસૂર્યની જીવનકાન્તિ અદ્યાપિ પર્યંત સંશય રૂપી રાહુથી ગ્રસાયલી, કિંવદતીઓ, અલેલટપ્પી કથનીઓ અને સબળનિર્બળ અનુમાન રૂપી મેઘોના પટલથી જ આવરાયલી રહે, અને તેય કહેવામાં આવે છે તેમ છતેય સાધને,

૪. "પ્રેમાનન્દ" સાક્ષર શ્રી કેશવલાલ હ. ધ્રુવ; ગુર્જર સાક્ષર જયન્તીઓ પાનું ૧૮૧.

૫. પ્રેમાનંદના ચરિતનો જે કંઈ પરિચય રા. બા. હરગોવિન્દદાસભાઇએ યત્રતત્રથી પ્રશસ્ત પ્રયાસપૂર્વક પ્રાપ્ય માહિતીઓ મેળવીને અને અલભ્ય સાધનોને ગોઠવીને કરાવ્યો છે, તે માટે તેઓ નિઃસંશય ઘણા જ ધન્યવાદને પાત્ર છે; પરન્તુ પોતાની પાસે તેનાં જે કાંઈ સાધનો હજી છે, તે ઉપરથી તેનો પ્રમાણભૂત સવિસ્તર પરિચય ગુર્જર સાહિત્યરસિક પ્રજાને કરાવવાનું જે જાહેર વચન પોણા ચાર દશકાથી તેમણે ['ગુજરાતી'માં ૧૮૯૫ (જુલાઇ પાનું ૩૧૯) માં.] આપ્યું છે, તે વચન પ્રમાણે તેમણે હવે તો સત્વર પ્રેમાનન્દપુત્રકૃત "પ્રેમાનન્દ કથા," "વલ્લભ ઝઘડો" આદ અથવા પ્રેમાનન્દસુત વલ્લભના અન્ય પ્રમાણભૂત ગ્રંથોના આધારે તેમ જ જાતમાહિતીના આધારે પણ પ્રેમાનન્દનું ચરિત સત્વર પ્રકટ કરવું ઘટે છે. છેલ્લો "શામળશાહનો વિવાહ" પ્રકટ કર્યો ત્યારે પણ તેમણે શા માટે એ

છતેય સામર્થ્યે અને છતીય શક્તિએ, એ શું ગુર્જર સાહિત્યસેવકોને ઓછું ગ્લાનિકર્ત્તા છે ? ક્યાં છે કીડીવારાં પેરે ઉભરાયલાં, શિષ્યશિષ્યાઓનાં ગુરૂગાન ગાનારાં, ગુરૂના આદેશને સફલ કરનારાં, કહેવાતાં કથાનકો અને સંવાદો[૬] ? ક્યાં છે પ્રેમાનન્દનું કવિજીવન આલેખનારી, તેની કાવ્યકૃતિઓના સંજોગો દાખવનારી, તેના સ્પર્ધાશીલ કવિતારલાઓને ઝાંખપ લગાડનારી, તેના પુત્ર વલ્લભની કહેવાતી અને બે એક અવતરણોથી ગુર્જર પ્રજાને ઝાંખી પણ આપનારી, "**પ્રેમાનન્દકથા**" ? ક્યાં છે પ્રેમાનન્દના ગુણોની સ્તુતિ કરનારી "**પ્રેમાનન્દ પ્રશંસા**" ? તેમ જ ક્યાં છે પ્રેમાનંદના દોષાભાસોને ગુણ રૂપે વર્ણવનારી, વલ્લભની "**પ્રેમાનન્દનિન્દા**" ? વળી ક્યાં છે પ્રેમાનન્દના વિરોધી કવિઓની ઝાટકણી કાઢનારો અને તેની કીર્તિને ઉજ્જવલ કરનારો ધમકદાર "**વલ્લભ ઝઘડો** ?" કે પ્રેમાનન્દ, અને સામલની કાવ્યશક્તિઓનો અને કાવ્યરીતિઓનો મુકાબલો કરનારૂં, વલ્લભ અને સામળ વચ્ચે ચાલેલા સંવાદ-વિખવાદનું કાવ્ય, "**વલ્લભ સામળ સંવાદ**"[૭] ? ક્યાં છે પ્રેમાનંદનાં નળાખ્યાન, દશમસ્કંધ, દ્રૌપદીહરણ આદિ કાવ્યોની ટીકાઓ ? ક્યાં

---

પોતાનાં સાધનો નહિ વાપર્યાં હોય ? એ ગ્રંથની પ્રસ્તાવના જણાવે છે જ કે પ્રેમાનન્દના જીવનપ્રસંગોની કિંવદતીઓ અને કથનીઓનો સંગ્રહ તેમને સુલભ છે; છતાં શા માટે તેઓ કંજુસાઈ દાખવી ઉદાર શ્રેષ્ઠીનું મનમોકળાપણું ગોપાવે છે ? શું રક ગુર્જર સાહિત્યની આટલી અપેક્ષિત સેવાયે બજાવવાનું કર્તવ્ય રા. બ. હરગોવિન્દદાસભાઈ જેવા સુજ્ઞાત અને સાધનસંપન્ન સાહિત્યસેવક પાર પાડશે નહિ ? અને પોતાના સંમાન્ય સૂર્યને કિંવદતીના અભ્રમાં જ સદાય છૂપાયલો રાખશે ?

ને ૧૯૧૨ ના જાન્યુઆરીના "બુદ્ધિપ્રકાશ"માં સન ૧૮૯૬ માં પ્રાચીન કાવ્યમાળાની પ્રસિદ્ધિનું કાર્ય પૂરૂં થતાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને જે મોકલેલી ૭૨ ગ્રંથોની યાદી તેનાં પાનાં આદિની વિગત સાથે પ્રકટ થયેલી છે તે, તેમ જ ૧૮૯૩ ની પ્રા કા ને લગતી યાદીમાં જે ગ્રંથસંખ્યા આપેલી છે, તેનો આ કથનને ટેકો છે.

૭. પ્રેમાનન્દના જીવનચરિત્રનાં સાધનો વિષે સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ ( સને ૧૮૮૯ ) લખે છે કેઃ—

છે પ્રેમાનન્દની અનુપમ ભાષાભક્તિને આલેખનારાં અને કવિલક્ષણદર્શી કાવ્યહેતુ, વસ્તુનિરૂપણ, કાવ્યસામગ્રી, રસનિષ્પત્તિ આદિ તત્ત્વોને વર્ણવનાર પિતાપુત્ર વચ્ચેના તડતડિત વાદવિવાદનો ખ્યાલ આપનારાં, તેમ જ અન્ય રસિક અને માર્મિક સંવાદોને નિરૂપનારાં, અવશેષ પાંચ રસના આસ્વાદ

---

Kavi Premanand has found his biogropher, critic and commentator of some of his different works in his own son Vallabh. Theso works are (1) *Premanond katha* or the Life of Premanand. (2) *Premanad Prasansa* or a eulogy of Premanand, where the merits of the poet are discribed. (3) *Premand Ninda* or the Censure of Premanand, where his faults are pointed out only turned to virtues. (4) *Vallaba Shamal Samvad no Patra* or a letter of controversy between Vallabha and Poet Samal about the comparative merits of the latter and Kavi Premanand and (5) (6) (7) Tikas or Commentiries on some of the Past's works viz the **द्रौपदीहरण, नळाख्यान** and **दशम** વલ્લભનું વીર રસનું દુઃશાસન રૂધિરપાનાખ્યાન, કરૂણ રસનું યક્ષપ્રશ્નોત્તર, અદ્‌ભુતરસનું કુંતીપ્રસન્નાખ્યાન; અને રૌદ્રરસનું યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન તો સુપ્રસિદ્ધ છે. શાંત રસનું યુધિષ્ઠિરવૈરાગ્ય, અને બીભત્સ રસનું ધૃતરાષ્ટ્રકુરૂક્ષેત્રદર્શન, ૧૯૧૧ ના જાન્યુઆરીના "બુદ્ધિપ્રકાશ" ની યાદીથી વિદિત છે. દૃષ્ટાંતાબ્ધિ અને ગદ્યપદ્ય સંવાદ પણ તેમાં નોંધેલા છે. ઉપરાંત ઉત્તરગોગ્રહણ, કર્ણભીમાખ્યાન, દ્રૌપદીવસ્ત્રહરણ, કૃષ્ણસ્વધામગમન, રતિકામાખ્યાન, સીતાવિલાપ, સીતાવિલાસ, વલ્લભવિલાસ, તારાવિલાપ, એ ગ્રંથો સને ૧૮૮૭ ના "આર્યજ્ઞાનવર્ધક"થી નામ માત્રથી જાણીતા છે.

આ બધી વિગત સ્વ. શાસ્ત્રી નાથાશંકરે સ્વ. હરિલાલ ધ્રુવ આદિને કહી હશે, એમ લાગે છે. તેઓએ પ્રેમાનન્દરચિત જયદેવાખ્યાન અને "કૃષ્ણવિષ્ટિ' વિષે પણ રા. બ. કેશવલાલભાઇને કહ્યાનું "ગીતગોવિંદની"ની દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવનાથી જણાય છે. પ્રેમાનન્દના 'રઘુવંશ' આદિ વિશિષ્ટ ગ્રંથોની રા. બ. સા. કેશવલાલ ભાઇની સમજ પણ શાસ્ત્રી નાથાશંકરની કથનીને આભારી છે. વળી રા. છગનલાલ

આપનારાં, ફક્કડ વલ્લભનાં પાંચ આખ્યાનો ? કયાં છે સંવિધાનચાતુર્યથી ઝળકતાં, રસોપરસથી છલમલતાં, સૂક્ષ્મ જનસ્વભાવનો પરિચય કરાવનારાં, પ્રેમાનન્દનાં અવશેષ આઠ નાટકો તેમ જ કવિવીર ફક્કડ વલ્લભનાં પણ સંખ્યાબંધ નાટકો અને ચંપુઓ[૮] ? પોણા ચાર ચાર દશકાથી નામ માત્રથી પ્રસિદ્ધ થયેલા, આ તેમ જ અન્ય કાવ્યગ્રંથો શું ભસ્માવશેષ થઇ સદાય નામાવશેષ જ રહેવાના ? સાહિત્યનાં સાધનોની આવી પામર સ્થિતિમાં અને રા. બ. હરગોવિંદદાસભાઇ, રા. બ. કેશવલાલભાઈ, શાસ્ત્રીજી છોટાલાલ ન. ભટ્ટ જેવા સમર્થ પ્રેમાનન્દભક્તોના આશ્ચર્યજનક અનુત્સાહ અને મૌનાવલંબનને અંગે આ મહાકવિ પ્રેમાનંદના સમગ્ર સાક્ષરજીવનની આલોચના થવાનો સમય હજી 'દૂર–દૂર–સુદૂર' જ છેઃ રે, રહેશે, એમ સશોક કહેવું પડે છે. અને તેટલા માટે મોટે ભાગે માત્ર ઉપલબ્ધ આંતર અને બાહ્ય પ્રમાણોના આધારે સંક્ષેપમાં પ્રેમાનંદ કવિના કવિજીવનના કેટલાએક છરતા અછરતા ચમકારા દર્શાવીને અટકવું, એ જ અત્રે યોગ્ય છે.

પ્રેમાનન્દનો જીવનકાલ.

આયંદે, અહીં તહીંથી મળતાં, પ્રસિદ્ધ ગ્રંથોનાં આંતર પ્રમાણોથી એટલું તો ચોક્કસ કરે છે કે પ્રેમાનંદનો જીવનકાલ કંઇ નહિ તો સંવત ૧૬૯૦ થી ૧૭૯૦ નો તો હોવો જ જોઇએ. તેનો " રચ્યા સંવત "ની[૯] છાપવાળો

---

ઠાકોરદાસ મોદી અને રા દામુભાઈ ડાહ્યાભાઈ ને પ્રેમાનંદના બીજા કેટલાક અપ્રસિદ્ધ ગ્રંથો વિષે સ્વ. શાસ્ત્રીએ જણાવ્યાનું, તેમના સટિક 'નળાખ્યાન'ની પ્રસ્તાવના સૂચવે છે. સ્વ. ઈચ્છારામ સૂ. દેશાઈને પણ તેમણે પ્રેમાનંદ અને વલ્લભનાં નાટકો વિષે કહેલું હતું. ( આર્યજ્ઞાનવર્ધક સન ૧૮૮૭ ). પરંતુ ૧૮૯૬ માં શાસ્ત્રીજી સ્વર્ગસ્થ થતાં તે સર્વ સાધનો કીડીયારાની પેઠે પાછાં સંડાસાઈ ગયાં લાગે છે. ઉપલા ઇંગ્રેજી અવતરણ માટે જુઓ "બરોડા સ્ટેટ ડેલીગેટ" ૮મી " ઇન્ટરનેશનલ કોંગ્રેસ ઓફ ઓરિએન્ટલીસ્ટસ " નો છપાયલો રીપોર્ટ. Neo Vernaculars of Western India પાનાં ૭૬–૮૯.

૮. જુઓ વલ્લભકૃત દુઃશાસન રૂધિરપાનાખ્યાનનું કવિચરિત્ર પ્રા કા. ગ્રંથ ૪ થો. ૯ કવિ દલપતરામે છપાવેલા કાવ્યદોહન( સને ૧૮૬૪ )માં પ્રેમાનન્દે

પ્રથમ ગ્રંથ " લક્ષ્મણા હરણ " સંવત ૧૭૨૦ માં રચાયો છે. જો કે તે પૂર્વે પણ તેણે રસાલંકરવાળી, પ્રતિષ્ઠા પ્રકાશનારી કવિતા કરેલી હોવાનું આ જ ગ્રંથથી ખુલ્લે ખુલ્લું સમજાય છે, કારણ તે પોતે જ એક દિવસમાં રચેલા, આ કાવ્યને 'હાથલજામણુ,' ' ઉદાશ ' કરનારો, અને ' મિત્રનું મન મનાવનારો ' કહે છે, તે શું સૂચવે છે?[૧૦] વળી બીજું કાવ્ય "હુંડી" સંવત ૧૭૨૦ માં રચાયાનો એક ઉલ્લેખ છે. સંવત ૧૭૨૩ માં તેણે રસઝરતું, ત્રેવીસ કડવાનું ઓખાહરણ રામચરણ ગુરૂના પ્રતાપથી લખ્યું છે. તેના બુરાનપુરવાસી ગાયક શિષ્ય વીરજીએ સં. ૧૭૨૦માં " સુરેખાહરણ "માં "પાવન પ્રભુ પ્રેમાનન્દ"ને નમન કર્યું છે અને તેના જ પ્રતાપથી પોતાની કાવ્યશક્તિ ખીલ્યાનો મુક્ત કંઠે 'બલિરાજાના આખ્યાન'માં સ્વીકાર કરતાં જણાવે છે કે " વિદ્યા અર્થે વટપુર સેવ્યું, ગુરૂનું ન કહેવું નામ રે " " ગુરૂકૃપાથી, કવિકૃપાથી, મિત્રકૃપાથી સાર રેઃ કવિ વીરજી તો કવિતા કરતો."તેના બીજા વ્યાપારી શિષ્ય અને કારભારી હરિદાસે તેની પ્રેરણાથી સં. ૧૭૨૧ માં કવિતા કરવા માંડી અને સં. ૧૭૨૨ માં "સીતાવિરહ"માં " કવિવર વિપ્ર કેરો " શિષ્ય હોવાની ગર્જના કરી, પુરાણી બાવાઓના ઢોંગસોંગ ઝાટકયા.

---

સુદામાચરિત્ર સં. ૧૭૦૫ માં રચ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. પણ આ સાલવાળી પ્રતિ બીજા કોઈના જોવામાં આવી જણાઈ નથી. કવિ નર્મદ નર્મગદ્યની પ્રથમ આવૃત્તિમાં " મામેરૂં " સં. ૧૭૧૭ માં પ્રેમાનન્દે રચ્યાનું જણાવે છે. ("ગુજરાતી" પ્રેસનું જૂનું નર્મગદ્ય પાનું ૪૬૨ મું) "લક્ષ્મણા હરણ " માં કવિ પોતે કહે છેઃ– "પ્રેમાનન્દે પૂર્ણ પ્રયાસે સત્તરસેં વીસમાં કર્યો ગ્રંથ રે." ૧૦ જુઓ લક્ષ્મણા હરણ–( પ્રા.કા. ત્રિ. વર્ષ ૧ લું; અંક ૪ સને ૧૮૮૫ ) પાનું ૨૬.—

મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદિક સારૂં રે,
આખ્યાન લખી ઉદાશ થયો, તન તૃપ્ત થયું નહિ મારૂં રે.
અઢી ઘડીમાં વાંચે એટલું એક દિવસમાં કરવું રે.
આવો મમત કરતા રખે, એથી રૂડું મરવું રે.
મન વાર્યું નાશ કરવા, ત્યારે મિત્રે વાર્યો રે,
રસ અલંકાર કાંઈ ન જાણે, તેણે ઉત્તમ ધાર્યો રે.
મન મનાવા તેહનું, હાથલજામણ રાખ્યો રે. ( કડવું ૧૭ મું.

સં. ૧૬૮૦માં[૧૧] જન્મેલો 'પ્રાસાદકવિ' દ્વારકાદાસ તેના નિકટ સહવાસથી સં. ૧૭૩૦માં કવિતા કરતાં શિખ્યો.[૧૨] અને કહેવાય છે તેમ, એ સમયે પ્રેમાનન્દનો પુત્ર ફક્કડ વલ્લભ "કવિ કાલિદાસ અને માઘ જેવા કવિ કાકા થશે,"[૧૩] એવી સમજભરી, એટલું જ નહિ પણ 'હોડભરી' ઠેકડીઓ કરી શકે એવો મોટો હતો. આ સર્વ આંતર પ્રમાણોથી એમ ઠરે છે કે પ્રેમાનંદ ગુરૂપ્રસાદથી સામર્થ્યસંપન્ન થયો હતો. પ્રેમાનન્દે સં. ૧૭૨૦ માં સામાન્ય કવિની કીર્તિ મેળવી હતી; તે એક જ દિવસમાં હોડ બકી મોટું આખ્યાન લખી શકતો, અને પોતાને હાથે ઉત્તમ આખ્યાન ન રચાય તે માટે લજવાતો પણ હતો. તેણે પ્રશંસાપાત્ર ગુરુની પ્રતિષ્ઠા જમાવી હતી, ને શિષ્યમંડળનો ડાયરો જમાવ્યો હતો. વ્યાપારી હરિદાસ જેવા કવિ ઘરકામમાં મદદગાર થાય, અને ઘરડા દ્વારકાદાસ જેવા અનુભવી અને જમાનાના ખાવેલા બહુશ્રુત જનો નિકટ સહવાસમાં આવે એવું ગૃહસ્થ-જીવન કંઈક પ્રાપ્ત કરી શક્યો હતો. ઠેઠ બુરાનપુરથી "વિદ્યા અર્થે વટપુર સેવવા" વીરજી આવ્યો. સં. ૧૭૩૦ માં તેને પુત્ર વલ્લભ સમજણો અને કવિઓની ઠેકડી કરે એવો હતો, એટલે કદાચ તે આશરે પંદરેક વર્ષનો (સં. ૧૭૧૫ માં જન્મેલો) હશે તો, તે આધારે પ્રમાનન્દનું વય ૩૦–૩૫ નું ધારી શકાય. વળી પોતે રંક અવસ્થાને અંગે કંઇક સારી સ્થિતિએ આવ્યા પછી તેણે ગુરૂપ્રેરણાથી અને સાહિત્યના અભ્યાસબલથી કવિતાઓ કરેલી હોવી જોઇએ. એટલે સં. ૧૭૨૦ માં તે ૨૫–૩૦ વર્ષનો હોવાનું

---

૧૧ સોળસેં એંશીમાં જન્મ છે રે, પચાસ વર્ષે ગુરુમેળાપ,
દ્વારકાદાસ અજન્મ છે રે, વિપ્ર ગુરૂકેરે પ્રતાપ.

(બારમાસ પ્રા.કા. ગ્રંથ ૯, પા ૧૪૫)

૧૨ આ તેમ જ ઉપરના ઉલ્લેખો માટે જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૯; તેમ જ જુઓ તેમનું જ કવિચરિત્ર પા. ૪.

૧૩ દુઃશાસન રૂધિરપાનાખ્યાનમાં આ કથ છે. વળી તેમાં વર્દ્ધમના જન્મવખતે "કવિ પ્રેમાનન્દ ૩૨–૩૩ નો હોવાનું, તેવાં કારણો અને આધાર બતાવ્યા વિષે કહેલું છે

ધારીએ તો પ્રેમાનન્દનો જન્મકાલ ૧૬૬૦ થી ૧૬૬૫ ની અવધિનો સુશ્લિષ્ટ ધારી શકાય.[૧૪]

વળી તેનો આ જીવનકાળ માનવાને બીજાં પ્રમાણોનો પણ ટેકો છે. પ્રેમાનન્દના વંશજ મનસુખરામે કવિ નર્મદને જણાવ્યું છે[૧૫] કે 'પ્રેમાનન્દ માશીને ઘેર રહેતો હતો. (નિર્વાહનાં સાધન વિનાનો પણ હશે.) ૧૪—૧૫ વર્ષ સુધી કેવળ જડભરત હતો" અને "સિદ્ધના પ્રસાદથી કવિત્વશક્તિ તેને પ્રાપ્ત થઈ.' કદાચિત્ બાલ્યકાલમાં તે કેવળ જડભરત હોવાની વાત ખોટી માનીએ, તો પણ તેનો પુત્ર વલ્લભ જણાવે છે, તેમ ઉત્તર હિન્દના તીર્થપ્રવાસ દરમ્યાન,[૧૬] ઉત્તમ ભાષાની પરખ કરવાની બુદ્ધિવાળો પ્રેમાનન્દ, 'ઇશ્વરશા

---

૧૪ કવિચરિત્રના લેખક રા. ડાહ્યાભાઈ ઘેલાભાઈ પણ્ડિત (સને ૧૮૬૮–૯ માં) પ્રેમાનન્દનો જન્મ સં. ૧૬૯૨ માં જણાવે છે (પાનું ૬૭) તેનાં પ્રમાણો જો તેમણે આપ્યાં હોત, તો તે વિશેષ માર્ગદર્શક થઈ પડત અને ઉપરનાં પ્રમાણોને વધુ સબળ કરનારાં થઈ પડત. સને ૧૮૬૨–૩–૪ નાં 'બુદ્ધિપ્રકાશ' જોવાની અનુકૂલતા મળી નથી. કદાચ તેમાં કવિ દલપતરામે આ વિષય ચર્ચ્યાનો પાકો સંભવ છે. કવિ નર્મદ 'સકારણ' તેનો જન્મ સં ૧૬૯૫માં જણાવે છે. (જુઓ જૂનું નર્મગદ્ય) રા. ભાનુસુખરામ પ્રેમાનન્દનો જન્મ સં. ૧૬૭૮ માં જણાવે છે, પરંતુ તેનો આટલો વહેલો જન્મકાળ માનવામાં ખાસ સબળ કારણની જ અપેક્ષા છે; જે તેઓ આપતા નથી. પરંતુ હાલમા પ્રકટ થયેલા તેમના બભ્રુવાહન આખ્યાન" માં તેમ જ 'પ્રેમાનંદના જીવનચરિત્ર'માં તેઓ પ્રેમાનંદનો કાલ સંવત ૧૬૯૦–૧૭૦૦ નો આપે છે. શા આધારે તેમણે આ સુધારો ઇષ્ટ ગણ્યો તેનું કારણ જણાવવું યોગ્ય ધાર્યું નથી. આવો પણ જ્યાં પ્રમાદ, ત્યાં ખરા સમયનો શોધ શી રીતે થાય? રા. છગનલાલ મોદી અને રા. બ. હરગોવિન્દદાસ સં. ૧૭૦૦ માં અને રા. બ. સા. શ્રી. કેશવલાલભાઈ તેમ જ સા. કૃષ્ણલાલ મો. ઝવેરી પણ સં. ૧૬૯૫ કહે છે. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ સં. ૧૭૦૦ અને દલપતરામ કવિ તેથી કંઇક આગળ માને છે. આથી પણ સં. ૧૬૯૦ થી ૯૫ નો ફલિત થતો સમય વધુ યોગ્ય લાગે છે.

૧૫. (જૂનું નર્મગદ્ય પાનું ૪૬૪)-

૧૬. જુઓ યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાનનું મંગલાચરણઃ—

યોગીરાજ' 'રામચરણ'ના[૧૭] પ્રબોધથી ગુર્જર ગિરાનું વાસ્તવ સ્વરૂપ સમજ્યો અને તેને બહલાવવા ભીષ્મ પ્રતિજ્ઞા લીધી. સ્વયં 'સ્વભાષાવર્ધક[૧૮] બિરુદ ધરનારો પ્રેમાનન્દ પોતે પણ ઓખાહરણ ગુરૂ રામચરણપ્રતાપથી તેમ જ દશમસ્કંધમાં, નલાખ્યાનમાં અને માર્કંડેય પુરાણમાં તો ઠામ ઠામ, ગુરુ પ્રતાપથી "સંસ્કૃતમાંથી શોધી પ્રાકૃત કવિતા" રચવાની શક્તિ આવ્યાનું જણાવે છે. તેનો પુત્ર વલ્લભ વર્ણવે છે તેમ 'ગિર્વાણ શુદ્ધ ભાષા નિહાળવાની' અને એ સાધનસંપન્ન ભાષાને વિશેષે સાધનવતી કરવાની અનુત્સકતા ધરાવવાની પાત્રતા પ્રેમાનન્દમાં રામચરણ ગુરૂ મળ્યા ત્યારે આવી ચૂકી હતી.[૧૯] સુજ્ઞને યોગ્ય,આ પ્રકારના પ્રબોધને અનુકૂલ,તેમ જ પુરાણાદિનાં "શોધી સંસ્કૃતથી કરી શુદ્ધ પ્રાકૃત" આખ્યાન રચવાના અને "કંઈક કથાભાગ પણ યથાશક્તિ જોડવાના" સામર્થ્યવાળું પ્રેમાનંદનું વય તેના

---

કેટલાક દેશ અમે યાત્રા કરવાને ગયા,

× × × ×

એવે મળી આવ્યા સિદ્ધ પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા,
નમી પૂછ્યુ તેમને મેં ભલો ત્યારે ભાખિયો.
નિષ્કલંકી ભાષા કોઈ બતાવીયે નરવર,
પૂજક હું થાઉં તેનો આગ્રહ મન અતિ છે;
જોઉં જેમાં તેમાં દોષ, ગિરવાણ શુદ્ધ ભાળું,
ન કરવાનું નિહાળું, મૂઢ મારી મતિ છે.

૧૭. વળી જુઓ દુઃશાસનરુધિરપાનાખ્યાન કવિત–૧.

૧૮. જુઓ માર્કંડેય પુરાણ ભાગ ૧ કડવું ૩૫, કડી ૨૫.

જૂઠા બોલા જોઇ પુરાણી; કે વેદાન્તિ શાસ્ત્ર અજાણ.
સ્વભાષાવર્ધકનિન્દકનો કહાડયો છે મેં કચ્ચરઘાણ.

૧૯. જુઓ યુધિષ્ઠિર વૃકોદરસંવાદાખ્યાનઃ—

ન કરવાનું નિહાળું,
મૂઢ મારી મતિ છે, ગિરવાણ શુદ્ધ ભાળું;
ધનવંત જોઈ પૂરો ધન અર્પવા જવું તે;
હાંસી વિશ્વ મધ્ય થાય, શઠ એમાં અતિ છે.

સમયનો બહુધા વિદ્યાવિહીન જનસમાજ તેમ જ સંસ્કૃત તથા હિન્દી ભાષામાં અતિ અનુરાગ ધરાવનારો વિદ્વાન્ વર્ગ જોતાં ૨૦ થી ૨૫ વર્ષનું તો હોવું ઘટે છે.

વળી સં. ૧૭૨૦ માં તો દૂરવર્તી જીજ્ઞાસુ કવિઓ તેના શિષ્ય થયા છે. ઘટતા રસાલંકાર પોતાની કૃતિમાં ન આવ્યાથી ૧૭૨૦ માં નિર્ભર અસંતોષ દાખવ્યો છે; તેનો ઉત્તમ રસભર ગ્રંથ ઓખાહરણ, પ્રથમ (૨૯ કડવાંનો) સં. ૧૭૨૩માં રચાયો છે.[૨૦] એટલે આ હિસાબે પણ પ્રેમાનન્દનો જન્મકાળ ૧૬૯૦–૯૫ સુઘટિત ઠરે છે.

**પ્રેમાનન્દનો અવસાનકાલ.**

હવે પ્રેમાનન્દના અવસાનકાલના નિર્ણય માટે પણ આવા જ પ્રકારનાં હેરીઆં આપણે મારવાં પડે છે. 'રચ્યા સંવત'ની છાપવાળા તેના છેલ્લા ગ્રંથો '**માર્કંડેય પુરાણ**' **સં.** ૧૭૬૫ માં 'વટપત્તન' માં અને '**અષ્ટાવક્રાખ્યાન**' સં.૧૭૬૬માં 'નંદરબાર' માં પૂર્ણ થયાનું જણાય છે.

---

ગિરવાણ જેવી નહી, ઉતરતી એના થકી;
એક પગથીઉં માત્ર, ગૂઢ કેવી ગતિ છે.
યોગીરાજ ઈશ્વરશા, વદ્યા વેણ ત્યારે તર્ત;
અલ્યા કેઇ જાત તારી, પૂછ્યું એમ તેમણે:
મેં કહ્યું કે ગુજરાતી મૂલ્યવાળો શું શાં વિષે,
શુદ્ધ ભાષા જોવી મારે, મૂલ્ય કર્યું એમણે.
ઉંમર મૂકી અને ઉંબરને પૂજે કેમ ?
ગોદમાંનો જો સુત ભૂલે, જાણ્યું નહીં જેહણે
તારી ભાષા છે જ એવી, જાણ્યું નહીં તે જરૂર,
વિચારી જો વારવાર ગુણથી ઘટે ગણ્યે.

૨૦. કવિ નર્મદાશંકરે કરેલી ખાનગી નોંધમાં નીચે પ્રમાણેની પંક્તિઓ જણાય છે:—

"સંવત સત્તર તેવીસ વિક્રમ, ચૈત્ર સુદ નવમી ગુરૂવારજી;
શ્રી સુંદર ગુરૂપ્રતાપ પ્રૌઢે કર્યું કાવ્ય આધારજી." **ઓખાહરણ**

આથી પ્રેમાનન્દનું અવસાન સં. ૧૭૬૮ માં થયાનું કેટલાક જણાવે છે. પરન્તુ તેના પુત્ર તેમ જ શિષ્ય વલ્લભ અને સુંદરના પ્રસિદ્ધ ગ્રંથો જોતાં તે અસંગત છે. કારણ સં ૧૭૭૬ ની છાપવાળા નળાખ્યાનનો[૨૧] વિચાર ન કરીએ તોયે પ્રેમાનંદના પુત્ર વલ્લભનો સં. ૧૭૮૦ના 'દુઃશાસનરૂધિરપાન'નો સંવાદ[૨૨] તેમ જ સં. ૧૭૮૧ ના 'યક્ષપ્રશ્નોતર'નો સંવાદ, પ્રેમાનન્દ તે વેળા જીવતો જાગતો હોવાનું સ્પષ્ટ જણાવે છે.[૨૩]

---

૨૧. પંડિત જ્યેષ્ઠારામની પ્રતિમાં સં. ૧૭૭૪ નો ઉલ્લેખ છે, તે આ લેખકે પોતે જોયો છે. કવિ દલપતરામના કાવ્યદોહન ભાગ ૨ જામાં (સને ૧૮૬૫) પાના ૧૮૦ માં ઉપર પ્રમાણેનો સં. ૧૭૬૬ નોંધેલો છે. ગુ. વ. સો. ના તેમ જ રા. હિ ત્રિ. પા. ના પુસ્તકસંગ્રહમાં આ સાલની છાપવાળા નળાખ્યાનની અનેક પ્રતિયો છે. કવિ નર્મદે જાતે એક પ્રતિમાં ૧૭૭૬ રચ્યાસંવત જોયો છે અને ગુ. વ. સો. ની એક પ્રતિમા પણ આવો ઉલ્લેખ છેઃ—

> મુહુર્ત કીધું સુરતમાં થયું પૂર્ણ નંદરબારજી,
> સંવત્ સત્તર છોતેરના જેઠ વદ છઠ મંગળવારજી.

એક ગ્રંથની જુદી જુદી સાલ હોવાનાં કારણોનો ખુલાસો અગાઉ અનુલેખ કરેલો છે, તે જોવો.

૨૨. જુઓ કવિતા ૪ થી ૧૩.

૨૩. યક્ષપ્રશ્નોતરમાં "કવીશ્વર શોચન" એ શિર્ષક નીચે ૫૨૬ અને ૫૨૭ કવિત્તોમાં કહ્યું છે કેઃ—

> આવો ગ્રંથ લખ્યો અમે, કહું પિતા રીઝયા તમે ?
> વાત નવ કરી ગમે ! હમે આપ સાપશા ! !
> હવે ઓછું રહ્યું કશું, જુઓ છેકું છે બે વસુ,
> અહી આકાશમાં વસું, વસુ તજું તાપશા;
> બ્રહ્મહત્યા ગણું નહિ, પિતાઘાત તણું નહિ,
> પાપ હોય ગણું નહિ, હણું સહી આપશા.
> કવીશ્વર કર્યો મને, તેણે સાંખી રહું મને
> ચાલતું ન પ્રેમ કને, ધને અમે આપશા. (૫૨૬)
> પિતા દયા ધરો કાંઇ ! માલ છે ઘણો આ માંઇ !

વળી પ્રેમાનન્દનો ઉત્તમ કાવ્યકલશ રૂપ 'દશમસ્કંધ' તેના શિષ્ય, મેવાડા સુન્દરદાસે સંવત ૧૭૯૬માં પૂર્ણ કર્યો છે.[૨૪] પ્રેમાનન્દની અન્તિમ ઇચ્છા આ ગ્રંથ સ્વાભાવિક રીતે સત્વર પૂરો કરવાની હોવી જ જોઇએ, એ જોતાં નેવું અધ્યાયમાંથી બાકીના અને તેય પ્રમાણમાં નાના ૪૭ અધ્યાય કવિતામાં ઉતારતાં તેના શિષ્ય સુન્દરને "વધારેમાં વધારે ચાર વર્ષ લાગ્યાં,"[૨૫] એમ માનીએ તો પણ પ્રેમાનન્દનું અવસાન સં. ૧૭૯૨ માં થયાનું સુઘટિત અનુમાન કરી શકાય. તેમ વલ્લભે પ્રેમાનન્દની પ્રેરણાથી નવે રસના પૃથક્ પૃથક્ ગ્રંથો રચ્યાનું અને પ્રેમાનન્દને દાખવ્યાનું વલ્લભના જ ચાર પ્રકટ ગ્રંથોથી સૂર્યપ્રકાશવત જણાય છે. તેથી જો તેનાં અવશેષ પાંચ રસનાં પાંચ આખ્યાનો પ્રકાશ પામે તો આ પ્રશ્નનો નિર્ણય વિશેષ ચોક્કસપણે થવ સંભવ છે ગમે તેમ હો, પણ ઉપરનાં પ્રમાણ પ્રેમાનન્દનો અવસાનકાલ સં. ૧૭૯૦ ની આસપાસ હોવાનું ઠરાવે છે.

પરન્તુ આની સામે કદાચ એવો પ્રશ્ન થશે કે, ૧૭૬૬(કદાચિત ૧૭૭૬)થી ૧૭૯૦ સુધીમાં રચાયલી તેની કોઈ જ કાવ્યકૃતિ દેખાતી નથી તેનું કેમ ? આનું સમાધાન, રચનસંવતની છાપ' વિનાના મળતા 'દશમ સ્કંધ,' 'ભ્રમર-

---

કે,' શું કવિ ! તજશું આંઇ, સાઇ જેવા શુદ્ધ છો.
પ્રાસ અનુપ્રાસ તજ્યા, હાય શબ્દ ઘણા વજ્યા,
તોય અમને ન ભજ્યા ! સમજ્યા શાસ્ત્રબુદ્ધ છો;
થોડા માંહી સારૂં કહું, વિનવી પિતાજી ! કહું,
બહુ દમે કશું બહુ, રહુ બન્ધ, ક્રુદ્ધ છો:
શું નહો કે કશૂંય થાય, વલ્લભ શું હારી જાય !
ગાયું આપ કેરૂં ગાય? હાય ! શા વિરુદ્ધ છો ! ! (૫૨૭)

૨૪. સંવત સત્તર છનેઉએ વસન્ત પંચમી દિન,
અધ્યાય બાવનથી અધૂરો, તે થયો હરિકૃપાથી સંપૂર્ણ.
(જુઓ નર્મદની આવૃત્તિ–દશમ સ્કંધ અધ્યાય ૯૦, કડવું ૨૦૩)
ખરી રીતે તો ત્રેપનમા અધ્યાયનાં ૯ કડવાં પણ પ્રેમાનન્દની જ છાપવાળાં છે.

૨૫ જુઓ ગુજરાતી પ્રેસવાળું 'જુનું નર્મગદ્ય' પાનું ૪૬૧.

પચ્ચીશી,' 'દાણલીલા' 'અભ્રુવાહન,' 'વ્રજવેલ', રૂકમણી હરણ આદિ કેટલા નાના મોટા પ્રસિદ્ધ ગ્રંથો તેમ તેના કહેવાતા, અપ્રસિદ્ધ "હરિવંશ"આદના સાર, કર્ણચરિત્ર આદિ મહાકાવ્યો, લોપામુદ્રાખ્યાનાદિ આખ્યાનો અને નાટકો, ભગવદ્ગીતા, કપીલગીતા આદિ તત્વજ્ઞાનના ગ્રંથો પણ તેણે આ જ અંતરાલમાં રચ્યા હોવાનું માન્યાથી થાય છે. તેમ નહિ તો ઉત્તરાવસ્થા, તેણે પોતાના પૂર્વ અને મધ્યમ અવસ્થામાં રચેલા ગ્રંથોને મઠારવામાં, તેમ જ પોતાના શિષ્યોની ગ્રંથપ્રવૃત્તિઓને પ્રેરવા અને દોરવામાં, કે જેમ, તેણે કર્યાનું વલ્લભના ગ્રંથો પૂરવાર કરે છે, વીતાવી સંતોષ ધર્યો હોય, એ પણ તેટલું સહજ જ છે. તેમ જ તેના ઉત્તરકાલના ગ્રંથો તેની પ્રભુપરાયણતાને દઢાવે છે, એટલે કદાચ તત્વવિમર્શન અને ઈશ્વરોપાસનમા પણ વૃદ્ધાવસ્થા નિર્ગમી હોય, અને વાણીવિગ્લાપન, તેમ જ કવિખેલન પડતાં મૂક્યાં હોય તો તે પણ સર્વથા સંભવી શકે છે.

આમ પ્રેમાનન્દનો જીવનકાલ સં. ૧૬૯૦ થી ૧૭૯૦ પર્યંતનો એટલે કે સો વર્ષનો ઠરે છે.[૨૬] આટલું દીર્ઘ આયુષ્ય, કંઈ તે સુખી જમાનો જોતાં તો કોઈ રીતે અસંભવિત નથી જ, ઉલટું વિશેષે શકય છે, અને પ્રેમાનન્દે પોતાનો દીર્ઘ જીવનકાળ તે જમાનાને યોગ્ય ઉત્તમ, સતત "ભાષાવૃદ્ધિ" અને "ગોવિંદગુણગાન" ના ઉત્તમ કાર્યમાં નિર્ગમન કર્યો છે, એ નિઃસંશય છે. વલ્લભ પણ તેની સુદીર્ઘ અને આજીવન સાહિત્યપ્રવૃત્તિથી આશ્ચર્યચકિત થઈ યોગ્ય જ કહે છે કેઃ—

પિતા જેટલું આયુષ્ય સુત જો સપૂત પામ્યો,
તો ગિર્વાણ ગભરાશે યુ હિન્દી સ્વરૂપમાં. (યુધિ કવિત ૧૯).

પ્રેમાનન્દ[૨૭] નાન્દોત્ર ચાતુર્વીશી' (ચોવીસા) બ્રાહ્મણ હતો. તે

---

૨૬. કવિચરિત્ર, "નર્મગદ્ય," (આવૃત્તિ ૧ લી) આદિ આ મતને સમત છે. ઉપર તારવેલાં આંતર પ્રમાણો જેવાં કોઈ પ્રમાણો તે લેખકોએ આપ્યાં હોત, તો વિશેષ સબળ અનુમાન થઈ શકત.

૨૭. કવિ દલપતરામ કાવ્યદોહનમાં "ચાતુર્વેદી મોઢ", તેમ જ શા. ડાહ્યાભાઈ ઘેલાભાઈ પંડિત, કવિચરિત્રમાં "ચોવીસો મોઢ" બ્રાહ્મણ લખે છે. પરન્તુ

**પ્રેમાનન્દની ઓળખ; ગુરૂમહિમા.**

ઋગ્વેદી, આશ્વલાયન[૨૮] શાખાધ્યાયી, ઉચ્છવસ ગોત્રોત્પન્ન, પંચ પ્રવરાન્વિત, અને "ઉપાધ્યાય" અવટંકધારી હતો. તે પોતે "ભટ્ટ" અવટંકથી પોતાને ઓળખાવે છે.

તેના પિતાનું નામ કૃષ્ણરામ[૨૯] હતું. તેનું નિવાસસ્થાન વડોદરામાં મીર્યાં મહમ્મદને નામે ઓળખાતી વાડીમાં હતું.

---

પ્રેમાનન્દે પોતે તો ઋષ્યશૃંગાખ્યાન, સુભદ્રાહરણ આદિ અનેક ગ્રંથોમાં 'ચતુરવીંશી જ્ઞાતિ બ્રાહ્મણ' એમ લખેલું છે અને કોઈ પણ સ્થળે "મોઢ" હોવાનું જણાવેલું નથી. વળી તેનો પુત્ર વલ્લભ "દુઃશાસન રુધિરપાનાખ્યાન"માં પણ એમ કહે છે કેઃ—

કૃષ્ણસુત પ્રેમાનન્દ કે રામચરણશિષ્ય,
વેદપાઠી આગમના નમું પ્રેમવાનને;
ચાતુરવીંશી મણિને કે માધવમિત્રને નમું,
રત્ન ગિરા ગુર્જરીના, નમું રૂડા વાનને. ( કવિત ૧. )

તેનો બીજો શિષ્ય દ્વારકાદાસ તેને 'ચાતુરવીંશી વિપ્ર' કહે છે; જુઓ. બાર માસ પ્રા કા. ર. પા. ૧૩૧.

કવિ નર્મદે પ્રેમાનન્દના વંશજ મનસુખરામ પાસેથી મેળવેલી હકીકત પ્રમાણે તે 'મોઢ' નહિ પણ ચોવીસા બ્રાહ્મણ જ્ઞાતિનો હતો, એમ જણાવ્યું છે. (જુઓ "જુનું નર્મગદ્ય" પા. ૪૬૩) અને એ જ ખરૂં છે; કારણ કે "ખટ મોઢા, ખટ નાગરા" એ કહેવત પ્રમાણે મોઢના ૬ વિભાગ છે, નહીં કે ચોવીસ. આ ચોવીસા બ્રાહ્મણો ચોવીસ ગોત્રના સમૂહના છે. તેઓ નાંદોરા બ્રાહ્મણની ફંટાયલી શાખાના છે. તેમની ઘણી ખરી વસ્તી નર્મદા અને મહી વચ્ચેના પ્રદેશમાં છે. ( જુઓ બોમ્બે ગેઝેટીઅર. વો. ૧૨; જુનું "નર્મગદ્ય" પા.૪૬૩ )

૨૮ કવિ નર્મદ ઋગ્વેદની માધ્ય ની શાખાનો પ્રેમાનન્દ હતો એમ કહે છે. પણ યજુર્વેદની શાખા માધ્યંદિની છે, અ જે પાંચ પ્રવર અને ગોત્ર નર્મદ આપે છે તે જોતા તો ઋગ્વેદની આશ્વાલયન શાખ જ ઘટે છે. તેનાં પાંચ પ્રવર આ છેઃ ૧ વચ્છસ, ૨ ચ્યવન્ ૩ ઊર્વ, ૪ આપ્નવા અને ૫ જમદગ્નિ માતૃ કાત્યાયની.

૨૯ કવિચરિત્રમાં રા. ડલ ભાઈ તેના પિતાનું નામ કેશવ આપે છે. પણ પ્રેમાનન્દનો પુત્ર વલ્લભ તથા તેમના દ્વારકાદાસ આદિ શિષ્યો, તેમ જ ખુદ પ્રેમાનન્દ કૃષ્ણરામ નામ પે છે, એટલે તે વિશેષ પ્રમાણભૂત છે.

એ વાડીમાં તેની ખડકી પ્રેમાનન્દની ખડકીને નામે હજી ઓળખાય છે. તે મૂળ સ્માર્ત (શૈવ) ધર્મી હતો, પરન્તુ પાછળથી વૈષ્ણવ ધર્મી, અને દશમ આદિથી જણાય છે તેમ કંઈક રામાનુજી સંપ્રદાયાભિમાની પણ થયો હશે,[૩૦] એ નિર્વિવાદ છે. છતાં તેણે શિવ અને શક્તિની ભક્તિને છોડી ન હતી, એમ તેના શ્રીમદ્ ભાગવત, સુભદ્રાહરણ, રુકિમણીહરણ આદિ ગ્રંથોના આદિ અને અન્ત ભાગથી જણાય છે.[૩૧]

કવિની બાલ્યાવસ્થા સંબંધી કોઈ પાકી હકીકત મળતી નથી. કહેવાય છે તેમ, તેના નિર્ધન પિતા અને માતા, પ્રેમાનન્દ બાળક હતો ત્યારે જ મરણ પામ્યાં હતાં અને તે પહેલાં માની અને પછીથી માશીની છાયામાં ઉછર્યો હતો. તે ૧૪—૧૫ વર્ષ સુધી કેવળ 'મૂર્ખ અને જડભરત હતો.' તે મૂળથી જ સ્વભાવે 'ઓલીઓ' અને 'સુધો' હતો. 'ભળભળીયો' પણ કદાચ હશે. તેનું 'સુધાપણું' તેનાં કાવ્યો અચૂક દર્શાવે છે. તેમ જ તે અપલક્ષણથી અળગો પણ હોવો જોઇએ. બ્રાહ્મણને સહજ ક્રોધ તેનામાં અવશ્ય હોવો જોઇએ, પણ તે તન્મય કે તત્પ્રસંગ પૂરતો જ. ટીખળી નાગરો તેને પ્રસંગે પ્રસંગે ઘણો જ ચીઢવતા અને તેના ટોણા સાંભળતા પણ ખરા. વળી પ્રેમાનન્દની લાગ આવ્યે સોકટી મારતાં નહીં ચૂકવાની પ્રકૃતિ હતી, તેથી, "શામળશાહનો વિવાહ" "કુંવરબાઈનું મોંમેરૂં" 'શ્રાદ્ધ', 'હુંડી",

૩૦ દશમસ્કંધ અધ્યાય ૧લા, કડવું ૧લું કડી ૧લીઃ

શ્રી રઘુપતિને શિષ નામી, વંદું સકળગુણસ્વામી.

વળી એ જ અધ્યાયના કડવા બીજામાં તે "રામચદ્ર મર્યાદાપુરૂષોત્તમ" કહી રામને ગાય છે. વળી કૃષ્ણના જન્મનો પ્રસંગ વર્ણવી અને તે કહે છેઃ—"પ્રેમાનંદ પ્રભુ રામલીલા" (અધ્યાય ૪ કડવું ૧૬, વલણ) વળી જુઓ કડવું ૨૭ માંનું વલણ અને તેની પહેલી બે પંક્તિઓ. આમ દશમમાં અનેક સ્થળે કૃષ્ણમહિમા ગાતાં ગાતાં પ્રેમાનંદે સાથે સાથે રામમહિમા પણ મુક્ત કંઠે ગાયો છે.

૩૧ કવિ નર્મદ તેને કંઠીબંધો વૈષ્ણવ ગણે છે. પણ તેમ માનવાને કોઈ ખાસ કારણ નથી. તેણે શિવ આદિ પંચાયતન દેવોની નિંદા તો કરી જ નથી, એટલે મરજાદી વૈષ્ણવ તો તે નહીં જ હોય.

આદિ નરસિંહ મેહેતાના પ્રસંગો વર્ણવતાં કંઈક અળવીતરા અને મજાકખોર સ્વભાવવાળા નાગરોને તેણે અતિશય ખંભેર્યા છે અને ચચણતી ઘપકા લગાવી છે બેઠી બાંધણીની મશ્કરી કરવામાં, નર્મવચનો યથાયોગ્ય વાપરવામાં તે એકકો હતો. જનસ્વભાવનું તેનું જ્ઞાન અચુક હતું. તેમ તે પાકો વ્યવહારકુશળ તો હશે જ; નહિંતર, મોટા મોટાનાં તેનાં પાગઠાં તે વિના સંભવે નહીં. તે નિંદાખોરી પ્રકૃતિનો ન હતો. અને "શામળશાહ"ના વિવાહમાં તથા માર્કંડેય પુરાણમાં કહે છે તેમ તેના ગુરૂ રામચરણે તેને કોઈની નિંદા નહીં કરવાનું પણ લેવડાવ્યું હતું અને વારંવાર તેમ કરતાં અટકાવ્યો પણ હતો. અને કહેવાય છે તેમ "નાગર નિંદા"નો તેનો મોટો ગ્રંથ ગુરૂ રામચરણે નાશ કરાવ્યો હતો.[૩૨] સંસારની, ઉપાધિઓએ, તેને મુંઝવણ અને ગભરામણનો ભોગ બનાવ્યો નહીં હોય. "પોતાના કુટુંબ, અને મિત્રમંડળમાં ઠાવકી મજાકથી, ઠાવકા અભિમાનથી, ઠાવકા કોડીલાપણાથી સરસ વાર્તા કરી આનંદમાં કાલ ગુજારતો' હશે.[૩૩]

---

૩૨. જુઓ માર્કંડેય પુરાણ કડવું ૨૧૬ મું, કડી ૬૩ થી ૭૫. તેમ જુઓ "શામળશાહ" ના વિવાહની પ્રસ્તાવનાની કવિતાના છંદ ૮૧ થી ૯૫.

> નિંદા કરવા વાણી દેવી નહી, વળી ગુરૂની મનાઈ
> બાકી નાગર સરવ બહાર કાડું, કરી કાવત્રની ચતુરાઈ,
> કવિઓ કેહેશે ગર્વ કરે છે, પણ નહીં ગર્વની વાણ,
> ભક્ત દુઃખથી અંતર દાઝ્યું, તે કહ્યું સૌને જાણ

(શામળશાહનો વિવાહ કડવું ૧લું, કડી ૨૭-૨૮)

"નિંદકજન કહિ ન થાવું, એમ ગુરૂએ કર્યો ઉપદેસ" (માર્કંડેય, ક. ૨૧૬ મું કડી ૬૩ માં).

૩૩ જુઓ "જૂનું નર્મગદ્ય" ગુજરાતી પ્રેસનું પાનું ૪૬૫ અને સરકારી નર્મગદ્ય પાનું ૫૮ મું. ઉપરાત "ગુજરાતી"ના સને ૧૯૧૬ ના દિવાળીના અંકમાં "કવિ નર્મદ અને શેરસટ્ટાના સમયની અસર", "૧૮૬૬-૬૭-૬૮ એ વર્ષોની કેટલીક નોંધ" એ લેખમાં કવિ નર્મદે પોતાના મિત્રવર્ગમાં પ્રેમાનંદ, સામળ, દયારામ અને પોતાના (નર્મદાશંકર) સ્વભાવ અને કવિગુણો વિષે કરેલી

મૂળથી જ તે શ્રદ્ધાળુ, નૈષ્ઠિક અને નીતિવાન હતો. તે સંસારમાં રસ્તે પડ્યો તે અગાઉ, સમજાય છે તેમ દેવસ્થાનોમાં ભટકી સાધુસંતની સેવા કરતો અને ભિક્ષાવૃત્તિથી નિર્વાહ નિર્ગમતો. પરન્તુ ભગવાન્ શ્રીશંકરાચાર્યે જેમ હસ્તામલકને પંડિત બનાવ્યા, તેમ સિદ્ધ રામચરણની પ્રસાદીના પ્રતાપે પ્રેમાનન્દ સમર્થ કવિ થયો.[૩૪] " ટુંકમાં પંજાબમાં લડાયક શિષ્યભક્તિ જેમ ગુરૂ ગોવિંદે

જે ચર્ચા નર્મદના શબ્દોમાં આપેલી છે, તેનું નીચેનું અવતરણ પણ અત્રે નોંધવા જોગ છેઃ—

"હવે કવિતા ઉપરથી **પ્રેમાનંદનું સ્વરૂપ** ને ગુણનું વર્ણન કરો.

**મધુવછરામ**—ઉંચો, જાડો નહિ તેમ પાતળો નહિ, શાણો, પ્રૌઢ દેખાવનો (commanding), આખ ચંચળ નહિ, ઘણી જ લાગણીવાળો, એકને વળગી રહેલો, ઘઉંવર્ણો.

**વિજયાશંકર**—મ્હેતાજી જેવો લાંબો પાતળો પણ ભરાવ; ડાયકો પ્રાઢયુક્ત આંખ વિશાળ, (નરભેરામ પ્રાણશંકર) ગંભીર પણ અંદરથી દરદવાળી, કાને નિમાળા, નાક જરાક લાંબું, છાતીએ નિમાળા, પ્રૌઢ દશા બતાવતા, ઠાવકી મશ્કરી કરનારો.

**નલલરામ**—ઉંચો, ભરેલા શરીરનો, દૃષ્ટિ સ્થિર, વિવેકી, બટકબોલો નહિ પણ ચાહે તાહારે ભાષામાં સઘળા રસ આણી શકે, એક પર પ્રેમ રાખનારો, શુદ્ધ મનનો, બેવફાનું દુઃખ ન જોયલું, આંખ લહેરમાં, ઘણો નિશો કરનાર નહિ.

**નર્મદ**—દૃષ્ટિ ઘણી ચંચળ નહિ, એટલે તેની લાગણીઓ તેની આંખ ઉપરથી ન જણાય. તેની લાગણી બહાર પડતી નહિ પણ સરખી, એટલે માહેની માહે સઘળે ઠેકાણે ફુટી રહેલી; કંઇક સખીભાવ ખરો; પ્રેમમાં ગમળે તે વેળાએ રડે તેવો ખરો (મણિનંદ પડ્યા જેવો), પાકી ઉમરે એકથ્યાથી પણ જુવાનીમાં પ્યાર કરેલો; ઉંચો કદાવર, ઘઉંવર્ણો, ઘણો નિશો કરનારો નહિ,—એણે પ્રીતિનું સુખ જ જોયલું

૩૪. તેને કવિશક્તિ પ્રાપ્ત થયાની દંતકથાઓ આ પ્રમાણે છેઃ—કવિ નર્મદના "જુના નર્મગદ્ય"માં પાને ૪૬૭ માં નીચે મુજબ છેઃ—

(૧) (પ્રેમાનન્દના વંશજ) મનસુખરામના કહેવા પ્રમાણે ઘરડાઓની દંતકથા આમ છેઃ—પ્રેમાનન્દ માશીને ઘેર રહેતો. ૧૪-૧૫ વર્ષ સુધી કેવળ મૂર્ખ અને જડભરત હતો. (વડોદરામાં ધીકાંટે) કામનાથ અને બહુચરાજીનું દહેરું છે, તે બની વચ્ચે એક મકાનમાં કોઈ સિદ્ધ આવી રહ્યો હતો. તેને ત્યાં તે રોજ જતો, સેવા

સ્ફુરાવી, મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભક્તિ જેમ રામદાસ સ્વામીએ પાંગરાવી," તેમ સ્વામી રામચરણે પ્રેમાનન્દાદિ દ્વારા ભાષાભક્તિને બઢલાવરાવી. પ્રેમાનન્દે પોતે ઓખાહરણ 'દશમસ્કંધ', 'શામળશાહનો વિવાહ',

---

કરતો અને ગામમાં રખડ્યા કરતો. એક પ્રસંગે તે સિદ્ધ બહાર જવા નીકળ્યો. તેણે તો કહ્યું કે:–કાલે સવારે મળસ્કામા આવજે. પણ ઓલીયાભાઈ મોડા ગયા અને જોય છે તો મકાનમાં સિદ્ધ મળે નહિ. પણ દોડતો ને પૂછતો પૂછતો થોડેક દૂર ગયો તો ત્યાં સિદ્ધ મળ્યો–ગગળી ગયલા જેવો પગે પડયો ને પછી સિદ્ધે કહ્યું કે જા, તું પ્રાકૃતમાં કાવ્ય રચવા સમર્થ થઈશ, વહેલો આવ્યો હોત, તો સંસ્કૃતમાં રચવાને સમર્થ થાત–એ રીતે પ્રસાદ લઇને ઘેર આવ્યો અને તે પ્રસંગ પછી તેમણે કવિતા રચવા માંડી.

(૨) વડોદરાના તેમ જ કેટલાએક સુરતના લોકોનો પણ એવો વિચાર છે કે પ્રેમાનન્દ પોતાની માશીને ઘેર રહેતો હતો અને ભિક્ષાવૃત્તિ કરી ગુજારો કરતો. એક પ્રસગે કોઈ સિદ્ધ બારણે આવ્યો ને ટહેલ નાખી કહ્યું કે "મેં દો દિનકા અપબાસી હું"; તે ઉપરથી તેને ઘરમાં લઇ જઈ, તેની ઉત્તમ પ્રકારે સેવા બજાવી. પેલા સિદ્ધે કહ્યું, 'બચ્ચા, મેરેકુ કલ જાનેકી બખત યાદ લાના.' પછી જ્યારે પેલો સિદ્ધ જવા નીકળ્યો ત્યારે પ્રેમાનન્દે તેને કહ્યું એટલે સિદ્ધે તેની જીભ ઉપર કંઈ લખ્યું; તે વખતથી તેનામાં કાવ્યશક્તિ આવી.

(૩) પ્રા.કા. ગ્રંથ ૧ લા, દ્રૌપદી હરણમાં આપેલા કવિચરિત્રમા પાને ૪ થે નીચે મુજબ લખેલું છે:—

તુલસીદાસની વાડીમાં એક સિદ્ધ પુરુષ ઉતર્યા હતા, તેમની સેવાચાકરી પ્રેમાનન્દની મા ખરા ભાવથી કરતી. આથી સિદ્ધે પ્રસન્ન થઈ કહ્યું કે "બાઈ! કાલે સવારે તું તારા છોકરાને લઈ મારી પાસે આવજે. સવારમાં વહેલી આવજે." બાઈને જતાં વાર લાગી, એટલે સિદ્ધ ચાલતા થયા. સિદ્ધને ન જોવાથી બાઈ ગાભરી બની ગઈ અને તેમની પાછળ દોડી. થોડેક ગયા પછી સિદ્ધ મળ્યા. સિદ્ધને પગે પડી તે રોવા લાગી અને છોકરાને તેમના ચરણ આગળ મૂકી દીધો. સિદ્ધે છોકરાને માથે હાથ ફેરવ્યો અને પાંતરા ઉપર કાંઈ લખી તે છોકરાની જીભે ચાખ્યું, એટલે લીલા અક્ષર પડયા. સિદ્ધે કહ્યું: "જા બાઈ! તારો છોકરો ગુજરાતીમાં મોટો કવિ થઈ પ્રખ્યાતિ પામશે. જો તું વ્હેલી આવી હોત, તો તે સંસ્કૃતમાં નામાંકિત કવિ થાત!" એટલું કહી સિદ્ધ ચાલતા થયા.'

અષ્ટાવક્રાખ્યાન.' ' નલાખ્યાન ' આદિ અનેક શિષ્ટ ગ્રંથોમાં ' ગુરુપ્રતાપે ' કાવ્યશક્તિ પ્રાપ્ત થયાનું જણાવી, આત્મશ્રેયેચ્છુ શિષ્યે સીધી રીતે ગુરુનું નામ ન લેવાના નિયમને માન આપી, મુક્તકંઠે 'ગુરુમહિમા' ગાયો છે. ૩૫

પ્રેમાનન્દને કવિત્વશક્તિ પ્રાપ્ત થયા સંબંધી કિંવદંતિઓ સત્ય હો વા ન હો, પણ એટલું તો સબળ અનુમિતિથી સિદ્ધ થાય છે કે તે રંક અવસ્થામાં ઉછર્યો હતો અને સાધન-સંપન્ન થવા પામ્યો તે સુરત અને નંદરબારના પરદેશસેવનથી અને તેય આત્મપ્રયાસથી જ; તેમ જ પ્રેમાનન્દનો જે તીવ્ર અનુરાગ ગુર્જરી ગિરા ઉપર બન્ધાયો તે કંઇક ઉમ્મરે આવ્યા પછી અને તેય હિન્દના તીર્થાટનમાં પાટણના નાગરગુરુ, ગુર્જર ભાષાભિમાની રામચરણના પ્રબોધથી.૩૫ પૂર્વાશ્રમના નાગર ગુરુ સંન્યાસી બ્રહ્માનંદના ઉપદેશથી અખો ભક્ત જેમ કાશીમાં ભાષાભક્તિનો મહામંત્ર પામ્યો, શિવદાસ અને વિષ્ણુદાસે ભૂધર વ્યાસના પ્રતાપે મહાભારત અને રામાયણ લોકભોગ્ય કીધાં. તેમ રામચરણના પ્રબોધથી પ્રેમાનન્દ ભાષાભક્તિનો મહામંત્ર પામી, ગુર્જરી ગિરાના ઉત્કર્ષ અર્થે પ્રયાસ આદરવા તત્પર થયો. તે સમયે તેણે સંસ્કૃત અને

ગુરુપ્રતાપે જ્ઞાનપ્રાપ્તિ અને ભાષાભક્તિનો ઉદય.

---

(૪) " પ્રેમાનન્દકથા "ના આધારે રા. બા. હરગોવિન્દદાસભાઈ લખે છે – " રામચરણ હરિહર નામે કોઈ સારો વિદ્વાન્ રામનાથના દેવળમાં ઉતર્યો હતો. પ્રેમાનન્દ તે વખતે આશરે ૧૪–૧૫ વર્ષની વયનો હતો, અને તેની પાસે જતો હતો. સાધુએ તેની બુદ્ધિની ચપળતા જોઈ તેને પોતાની સાથે ચાલવા કહ્યું, અને ઘરનાને જણાવ્યા સિવાય તેની સાથે પ્રેમાનન્દ કેટલાંક વર્ષ ફર્યો આ અરસામાં તે વ્યુત્પન્ન કવિ થયો હોય એમ લાગે છે, કવિના પુત્ર વલ્લભે " પ્રેમાનન્દકથા "માં આ વાત વર્ણવી છે "–પ્રા. કા. ગ્રંથ ૧ લો દ્રૌપદીહરણ પાનું. ૫.

૩૫. પ્રેમાનન્દ પોતે નળાખ્યાનમાં કહે છે કે,

'ગુરુપ્રતાપે પદબંધ કીધો, કાલાવાલા ભાખીજી.' કડવું ૬૫.

" શ્રી રામચરણપ્રતાપથી પદબંધ કથા હવી. "

ઓખાહરણ. કવિ નર્મદની પ્રતિ.

હિન્દી કાવ્યસાહિત્યનું સટિક અને માર્મિક અધ્યયન કરેલું પણ ખરૂં, મરાઠી સાહિત્ય કદાચિત નિરખ્યું હશે, અને પૂર્વનું ગુર્જર સાહિત્ય તો નિર્ભર અવલોકેલું જ. પ્રેમાનન્દના પુત્ર વલ્લભે યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાનમાં પ્રેમાનન્દના શ્રીમુખે જ કઢાવેલો ઉત્તર આ મતને ટેકો આપે છેઃ—

( પ્રેમાનન્દોત્તર. )

કવિનામધારી નથી, ભક્ત અમે ભાષ તણા,
ભટક્યા ભારતખંડ, દેવી જોવા જાગતી;
દેશ ને વિદેશ જોયા, આશ દાસ થાવા તણી,
કોડ કાંઈ પોંચ્યા નહિ, વાત વાંકી લાગતી!
હિન્દુસ્તાન મધ્ય ભાળી, ભાષા તેની ભલી જેહ,
યવનથી ભ્રષ્ટ થઈ, હજી નથી ત્યાગતી.

× × × ×

---

" ગુરુચરણે ધ્યાન ધરી "—દેવી ચરિત્ર.

દશમ સ્કંધમાં તે "રામચરણ કમલમકરંદ" લેવાના ધ્યાન દ્વારા 'રામચરણ' ગુરુના ઠામ ઠામ ઉલ્લેખો ખુબીથી કરે છે જ. જુઓ અધ્યાય ૧૦ કડવું ૩૮ મું; કડવું ૪૮ મું; કડવું ૫૪ મુંઃ—" ગુરૂચરણપંકજનું ધ્યાન રાખુ, કાળી નાગ શ્રી કૃષ્ણ જુદ્ધ ભાખું." વળી કડવું ૮૧ મુંઃ—"પ્રેમાનંદ પ્રભુ રામચરણે." કડવું ૧૦૦ મું; કડવું ૧૨૩ મું અંતભાગ; આથી જણાશે કે દશમસ્કંધમાં ઘણે સ્થળે "પ્રેમાનંદ પ્રભુ રામચરણે", અથવા તો "રામચરણ કમળ મકરંદ" લેવા એવા ઉલ્લેખ છે. પ્રકટ ઓખાહરણમાં પણ "રામચંદ્રપ્રતાપ"થી (બૃ. કા. ભાગ ૧લો આવૃત્તિ ૧લી) એવો ઉલ્લેખ છે, પણ ખરી રીતે "રામચરણપ્રતાપ" જોઇએ. રૂકિમણી હરણના કડવાની ૫૨ મી કડી જોવી, (નોટ ૩૬ માં).

વળી ઋષ્યશૃંગાખ્યાન કડવું ૧૮ કડી ૩૪:—

વિપ્ર પ્રેમાનંદ શું કથે, ગુરૂગુણ કેરૂં પુણ્ય રે.

આવા સંખ્યાબંધ દાખલા છે. પણ વિસ્તારભયથી આટલા બસ ગણાશે.

કાવ્યચરણમકરંદ લેવા, શ્રોતા વકતા હરખે મન રે
પણ રામચરણ મકરંદ છે આમાં, આ રસે જશે ત્વધાન રે

( શામળશાહ, ક. ૪૫, કડી ૪૦ )

કેટલાક દેશ અમે, યાત્રા કરવાને ગયા,
જેવા જોયા એવા અમે, સાર સમજાવીયો;
કોક ભાષા દેખી દીન, મલિન ને માલ વની,
કરે માલવાળી તેને, સાર શો સમાવીયોઃ ?
નવીનતા નડી કૈંક, ભાષા ભાત જાત જોતાં,
પ્રીતિ કેવી પેર થાય, વિચાર ન આવીયો.
એવે મળી આવ્યા સિદ્ધ, પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા,
નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવીયો,
નિષ્કલંકી ભાષા કોઇ બતાવીએ નરવર !
પૂજક હું થાઉં તેનો, વ્યગ્ર મન અતિ છે.
જોઉં જેમાં તેમાં દોષ, ગિરવાણ શુદ્ધ ભાળું,
ન કરવાનું નિહાળું, મૂઢ મારી મતિ છે.
ધનવંત જોઈ પૂરો, ધન અર્પવા જતું તે,
હાસી વિશ્વ મધ્ય થાય, શુક એમાં રતિ છે ?
ગિરવાણ જેવી નહિ, ઉતરતી એના થકી,
એક પગથીયું માત્ર, ગૂઢ કેવી ગતિ છે !
યોગિરાજ ઈશ્વરશા, વદ્યા વેણ ત્યારે તર્ત,
અલ્યા ! કઈ જાત તારી, પૂછ્યું એમ તેમણે.
મેં કહ્યું હું ગુજરાતી, મૂલ્યવાળો ‘ શું શા ’ વિષે,
શુદ્ધ ભાષા જોવી મારે, મૂલ્ય કર્યું એમણે.
તારી ભાષા છે જ તેવી, જાણ્યું નવ તે જરૂર,
વિચારી જે વારવાર, ગુણથી ઘટે ગણે !
કોમલતા કમળથી અધિક દેખાય જેમાં,
મધુ સુધા મિષ્ટપણે હારી હારી જાય છે.
અમલતા એમાં નથી, નથી કોઈ ભાષા મધ્ય;
પ્રાચીનપણું તો જેનું મોટેરે મનાય છે.
નવ રસની નાયિકા, સુખદાયિકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના, ખોટા ગુણ ગાય છે,
કરડકણાપણું કહે છે, નથી એના માંહી રજ,

વીર ગ્રંથ[36] ભાળ્યા નહિ, ખત્તા તેણે ખાય છે.
પોતે પોતા કરી કરે, અથવા પોતાના તણી,
પ્રશંસા તો પેર પેર, તે માંહી તે માલ શો ?
પ્રશંસનીય જો પૂરા, તોય નૂર ઘટે તેમાં,
તેણે વધુ બોલું નહિ, રૂપીઓ છે રાળશો !
ગુર્જર ગિરાની તુલ્ય, ઉપમા ઉર્વીમાં નથી
સર્વગુણસંપન્ન છે, ઉચ્ચાર રસાળ શો ! !
એમ સમજાવી મને, સારે પંથે વાળ્યો સિદ્ધ,
અનુભવે ખરૂં લાગ્યું, ર્‌ચ્યો નાના બાળશો. (ગવિત ૮ થી ૧૦)

વળી પ્રેમાનન્દે પોતે જ કાવ્યોમાં અત્રતત્ર કરેલા નિર્દેશથી પણ જણાય કે "સુન્દર ગુરુપ્રતાપ"થી કરેલો તેનો સંસ્કૃત કાવ્યાદિ સાહિત્યનો અને મહાભારત, રામાયણ, શ્રીમદ્ ભાગવત (સટિક), હરિવંશ, કૃષ્ણ-'જન્મખંડ', જૈમિનીકૃત અશ્વમેધ, વારાહ પુરાણ, વિષ્ણુ પુરાણ તેમ જ અન્ય પુરાણાદિકનો અભ્યાસ સંગીન અને ગંભીર હતો.[37]

---

૩૬. અહીં વલ્લભ વીરરસના ગ્રંથો ગુજરાતીમા રચાયલા હોવાનું સૂચન કરે છે. પણ કીયા ખાસ ગ્રંથોનું સૂચન કરે છે તે સમજાતું નથી. કદાચિત પ્રેમાનંદના અભિમન્યુ આખ્યાન, માંધાતા આખ્યાન, રણયજ્ઞ આદિનું સૂચન હોય, અગર પોતે લખેલા હશે, વીરરસ'ના કોઈ ગ્રંથનું તેમ ચારણી ભાષાના એવા અનેક ગ્રંથોનું પણ સૂચન કીધું હોય.

૩૭. "શ્રી ભાગવત ભાવાર્થમાં શ્રીધર થયા દીપ;
તે અનુસારે કથ્યું હરિ કરતા ઉદ્ધીપ." (સપ્તમ સ્કંધ. અ. ૧૫.)
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વશિરોમણિ શ્રી ભાગવત;
તે મધ્યે ઉત્તમ દશમ સ્કંધ, જોડ્યુ મેં પ્રાકૃત પદબંધ.
કથાપ્રસંગ એકે નવ પડે, ચાલ્યો જાઉં સુધે શેરડે.
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા શ્લોક સંબંધ.
બાંધ્યો ગ્રંથ જોડે સમાન, કહેશે લોક કીધું અભિમાન.
નથી વાહ્નચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા.

સમગ્ર ' માર્કંડેય પુરાણુ " તો તેણે ગુર્જર ગિરામાં રસભર ઉત્તાર્યું જ છે. શ્રીમદ્ ભાગવતના પંચમ, ષષ્ટમ, સપ્તમ, અષ્ટમ અને દશમ સ્કંધનો મનહર પરિચય શ્રીધરી ટીકાના આધારે શ્રોતાઓને કરાવ્યો છે, અને સમસ્ત મહાભારતનો તેણે પ્રાકૃત પદબંધ બાંધેલો કહેવાય છે, અને માર્કંડેય પુરાણુમાંનો તેનો એ વિષેનો ઉલ્લેખ, ( જુઓ માર્કંડેય પુરાણુ બૃ. કા. કા. ભા. ૭ પાનુ ૭૭. ) ' તથા સં. ૧૭૩૬માં રચેલો દ્રૌપદી સ્વયંવર ( આદિપર્વનો સાદ્યંત સાર ) આ કથનીને સમર્થન આપે છે. વળી તેણે રચેલા તેમ જ અન્ય પુરોગામી કવિઓનાં આખ્યાનોના આધારે બહલાવેલા સમજાતા, કેટલાક ઉંચી કક્ષાના ગ્રંથોમાં પોતાના પૌરાણિક જ્ઞાનના જે સ્પષ્ટ ઉલ્લેખ કરેલા છે તે, કાવ્યશાસ્ત્રના જે કેટલાક સાંકેતિક શબ્દો વાપરેલા છે તે, તેમ જ તેના જે નિયમો તેણે યથાર્થ પાળેલા છે તે, રસાલંકારની જે નિપુણ નિષ્પતિ અને નાયક–નાયિકાના ભેદ–ઉપભેદનું અને તેમના ચારિત્ર્યનું જે પ્રમાણુસર ( proportionate ) આલેખન તેનાં નળાખ્યાન,

---

રામચરણુકમળમકરંદ લેવા ઇચ્છે પ્રેમાનન્દ
વેહવાર માત્ર કરો હરના કામ, શ્રોતાજન સમરો સીતારામ.

(અધ્યાય ૧૦. કડવું ૩૮.)

કથા એક કહું અતિ ઉત્તમ, વરાહપુરાણે જેહ રે
ભાગવત અષ્ટમ સ્કંધ મધ્યે, કહુ વિસ્તારી તેહ રે.

( વામનચરિત્ર, કડવું ૧૯. )

ચંદ્રહાસ આખ્યાન જૈમિનીકૃત અશ્વમેધને આધારે રચ્યું છે. દશમમાં, માર્કંડેય પુરાણમાં સપ્તમ, રૂકિમણી હરણ આદિમાં " ગ્રંથાંતરે ", " કાઇ ગ્રંથ " વિષે એવા સ્પષ્ટ ઉલ્લેખો કરી અન્ય પુરાણાદિનાં સૂચન કર્યાં છે.

ગુરુપ્રતાપે ને સાધુને સંગે, પ્રેમાનન્દ ગુણ ગાયેજી;
આઠ પહોર મારે એની કૃપા વિણ, બીજું નથી કાંઇ સ્હાવુંજી.
શ્રીકૃષ્ણ ખંડ, હરિવંશમાં જોયું, વળી શુકદેવમુખની વાણીજી
ત્રણ ગ્રંથનો સાર લેઇને ગાયું, રૂકિમણી હરણ પ્રમાણીજી. (પર).

(રૂકિમણી હરણ કડવું ૭૯મું)

ઓખાહરણ, દશમસ્કંધ, મદાલસા, સુભદ્રાહરણ, દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન આદિ આખ્યાનોમાં પ્રકટ થાય છે તે, ત્રણ સુપ્રસિદ્ધ નાટકોમાં પણ તે ઉપરાંત કલા, વિવિધતા, રસચમત્કૃતિ, પ્રસંગોદ્‌ઘાટન આદિ અનેક કાવ્યતત્ત્વો ઉત્તમ રીતે પ્રકાશ્યાં છે તે, આખ્યાનોમાં રાગરાગણીઓની યથાસ્થાને જે યોજના ઠામઠામ કરેલી છે તે, સુદામા, વણિક રૂપે અને બ્રાહ્મણ રૂપે શ્રીકૃષ્ણ, આદિ જે હૂબેહૂબ અનેક ચિત્રો તેણે વર્ણવ્યાં છે તે, આ સર્વ એટલું તો સિદ્ધ કરી આપે છે જ કે તેને પંચમહાકાવ્યો, પુરાણો, છંદશાસ્ત્ર, ગાનશાસ્ત્ર, ચિત્રવિદ્યા અને નાટ્ય અને રસાલંકાર આદિ શાસ્ત્રો તેમ જ નાટકોનો પણ સારો અને પ્રશસ્ત પરિચય હતો જ. મુખ્યત્વે દશમસ્કંધ, મદાલસા આખ્યાન, ‘ અષ્ટાવક્રાખ્યાન, ’ “ભ્રમર પચ્ચીશી,” ભગવદ્‌ગીતા, કપીલગીતા ‘વિવેકવણઝારો’ આદિ ગ્રંથો પણ તેનો વેદાન્તાદિનો, જેને પ્રેમાનંદે પોતે જ ‘ મોક્ષશાસ્ત્ર” કહેલું છે તેનો અને તત્ત્વજ્ઞાનનો નિકટ પરિચય પ્રકટ કરે છે. પુરાણીઓ સાથેનો તેનો વાદ, કૃષ્ણના રાસવિલાસનું સમર્થન તેમ જ ઉપલા પાંચ ગ્રંથોના વિષયોનું તેનું વિશદ નિરૂપણ આદિ ન્યાય અને વાદશાસ્ત્રનાં તત્ત્વોનું તેનું જ્ઞાન દર્શાવે છે. બીજા ગ્રંથોમાંના સંવાદો પણ તેની વાદબુદ્ધિનો મનહર પરિચય કરાવે છે જ. આક્ષેપાત્મક (satirical) કાવ્યરચનામાં ગુર્જર કવિઓમાં તે અગ્રપદે વિરાજે છે

**પ્રેમાનન્દના નિરભિમાનતા આદિ ગુણો.**

પ્રેમાનન્દ આમ શાસ્ત્રનિપુણ હતો છતાં, જાતે નિરભિમાની, શાણો અને ઠરેલ હતો, તેમ આનન્દી અને ટોળમજાકમાં નિપુણ હતો. તેની કાવ્યશક્તિ તેના સમયમાં જ નિઃસંશય પ્રશંસાપાત્ર ઠરી ચૂકી હતી. છતાં પણ પોતે તાને કવિઓનો દાસ જ ગણે છે, ‘ ભટ્ટ ’ અને ‘ ‘વિપ્ર”ના સાદા નામથી જ ઓળખાવે છે અને પોતાની કવિતામાં ખોડ હોય તો “ કવિજન રખે ખોડમાં દેશો ” “ કરગરી કવિઓને કહું છું દોષ રખે કોઈ ભાખો રે,”[૩૮] એવી નમ્ર વાણીથી સમર્થ કવિઓની ક્ષમા ઠામઠામ માગે છે. કદાચિત્ તેનાં આ કથન

૩૮. ખે જાણો કીધું અભિમાન, વકતા કવિતા શ્રી ભગવાન
રામચરણકમળમકરંદ, સેવા ઇચ્છે પ્રેમાનંદ. (દશમ. કડવું ૪૮મું).

માત્ર વિનયથી જ પ્રેરાયલાં મનાવા સંભવ છે, પરન્તુ એ માત્ર વિનયના જ ઉદ્‌ગાર નથી પણ ઉંડા હૃદયના છે જો તેમ ન હોત, તો તે 'પુરાણી બાવાઓની નિર્ભત્સના' કરતાં પોતાને રોષ કરવા અને નિંદા ન કરવાના વ્રતને તોડયા માટે "મૂઢ મતિ" કહી પોતાની પામરતા પ્રતિપાદન કરત જ નહિ.[૩૯] વળી કવિજનો પ્રત્યે માન દાખવનારા એ ઉદ્‌ગાર પુરોગામી તેમ જ તે વેળાના હિન્દી અને સંસ્કૃત સાહિત્યના નિષ્ણાત કવિઓને ઉદ્દેશીને જ બોલાયલા હોવાથી સ્વાભાવિક છે. પ્રેમાનન્દની નિઃસ્પૃહતા અને નિરભિમાનતાના ઉપદેશ વિષે તેનો પુત્ર વલ્લભ કહે છે કઃ—

કામવીર યોધ આવ્યો, પુષ્પબાણ સાથ લાવ્યો,
યુદ્ધ વાર વાર કીધું, યોધને હઠાવવા;

---

કવિઓ કેહેરા ગર્વ કરે છે, પણ નહીં ગર્વની વાણ રે
સેવક સર્વ કવિનો હું છું, દાસનો દાસ પ્રમાણ રે
( ઋષ્ય. કડવું ૨૫ કડી ૨૪ )

કવિજુક્તિ જાણું નહીં, કાંઈ કર્યું નરોત્તમગાન જી
કોવિદ કો દોષ ના લેશો, દોષે ભરી માનવ દેહ જી. ( માંધાતા. કડવું ૫૧, કડી ૧૮૭૪)

જથા બુદ્ધિ તથા કહું કથા, ત્રથા ધરે વક્તા નામ,
કવિ વ્યાસ, વક્તા શુક સ્વામી, પરીક્ષિત ને શુભ ધામ
માયામગ્ન મનુષ્ય અપરાધી, વિપ્ર પ્રેમાનંદ નામ
શું પ્રાકૃત બંધ બાંધે ભાગવતનું, કરતા હરતા શ્રીરામ.
( દશમ. કડવું ૫૧ મું, આરંભમાં. )

વક્તા કવિતા શ્રી ગોવિંદ, નિમિત્ત માત્ર છે માનંદ,
છે હાલાવાલા હરિગુણ ગ્રામ, શ્રોતાજન કહો સીતારામ
( દશમ કડવું ૧૧૪ મું. અંતભાગ ).

૩૯. જુઓ માર્કંડેય પુરાણ કડવું ૨૧૯ મું કડી ૬૩-૭૫. ઉપરાંત તેના બીજા ઉદ્‌ગારો આગળ "પ્રેમાનંદની ધર્મશ્રદ્ધા" વાળા શિર્ષકમાં આપેલા છે તે જોવા. વળી જુઓ સપ્તમ સ્કંધનો અંત ભાગ તેમ જ આ નીચેનું કથનઃ—

વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વિંશી, મિથ્યા નામ છે તેહ રે,
કૃષ્ણસુત કહે સહુ કોઈ, પણ છું કંચન નામ કથીર રે

ક્રોધ સાહસકારી સથ્થ, રક્તવર્ણ લાલ હથ્થ,
માર માર એ ઉચ્ચાર, ધારતો બજાવવા;
લોભપાશ લેઈ ઉભો, જેણે વિધવિધ ડુબ્યાં,
મોહ માયા અસિ ગ્રહી, દેતો ન ચસાવવા.
મત્સર આયુધ સર્વ સજી બેઠો ધરી ગર્વ,
પ્રેમાનન્દ વલ્લભનો, ના દેતો જ ફાવવા. –૧–
નીતિનામ નારી સાહ્ય, કામ મારીયો કરાળ,
શાંતિ શાંતિ શાંતિ ભાખી, ક્રોધ મૂળ કાપતો;
અજાચક વ્રત ધારી, લોભને લગાવી લાત,
મોહ મિથ્યા સર્વ માની, વીર્ય તેનું પામતો.
મત્સરને મારી કાઢયો, રીતિ ધારી સર્વ ધારી,
વધેર્યો વિના આયુધ, પંચવીર તાપતો.
આનન્દ આનન્દ આણી, યાચના કરૂં છું નેથી,
વલ્લભ કવીશ તોય રાખું એક રાપતો.

× × × ×

શું કરીએ બોલી બોલી જાલાં કૂટે કશું થાય,
પ્રેમાનન્દ માને નહિ વલ્લભ જે ગાય છે.
વળી વારંવાર વ્હાલ આણી આણી આફળે છે,
ગ્રંથ લખી નમ્ર થાઓ, એ તે કશાનો ન્યાય છે?
ગુરતા ગુમાવવાનો મારગ માનીઓ મોહે,
પરીક્ષત જેવા શ્રોતા, તેવા દાસ થાય છે.૪૦

(દુઃશાસનરૂધિરપાનાખ્યાન કવિત ૨–૭.)

યક્ષપ્રશ્નોત્તરના મંગલાચારમાં, તેમ જ દુઃશાસનરુધિરપાનાખ્યાનમાં પણ આથીયે સુન્દર પંક્તિઓથી વલ્લભ પ્રેમાનન્દના નમ્ર અને વિનયી સ્વભાવનું

---

તેણે કવિતા કરવા ધારી, ક્યાંથી હોય માંહી હીર રે?
(ઋષ્ય. કડવું ૨૫ કડી ૧૮).

૪૦ વળી જુઓઃ—કવિમણિ કવિરાજ નેમધારી નમનારો,

... ... ... ... ...

માની બાપનું હું બુડયો નથી નમ્યો હું શેણે? (સુધિ. ૨૬૮)

વર્ણન કરે છે, અને તેને "વૈરીમિત્ર"ની ઉપમા યોગ્ય રીતે આપે છે;[41] વળી તેણે પોતાના વીરજી, રત્નેશ્વર આદિ પ્રશસ્ત શિષ્યોને ગુરુ તરીકે પોતાનું નામ નહિ લેવાનો પ્રબોધ કર્યો હતો[42] તેથી તેમણે વ્યંગમાં પ્રેમાનન્દ ગુરુને નમન કર્યું છે અને "**गुरोर्नाम...आयुकामो न गृह्णीयात्**" એ નિયમ પાળ્યો છે. એ પણ પ્રેમાનન્દની નિરાભિમાનતા અચૂક સિદ્ધ કરે છે. "લક્ષ્મણા હરણ"ની તેની જ કાવ્યપ્રશસ્તિ પણ તેની ખાત્રી આપે છે.

---

૪૧ "પ્રેમાનન્દ વૈરીમિત્ર, માધવ તેમનો મિત્ર," (મિત્રધર્માખ્યાન કવિત ૧)

૪૨ વિદ્યા અર્થે વડપુર સેવ્યું, ગુરુનું ન કહેવું નામ રે;
ગુરુકૃપાથી, કવિકૃપાથી, મિત્રકૃપાથી તાર રે. (બલિ૦-આ. કડવું. ૧૮)
પાવનરૂપ પ્રભુ પ્રેમાનન્દ ગુણ ગાતાં લજ્જાય,
પ્રભુના નામે ગુણ ગાઇએ તો કાઇથી શું સમજાય ?
કૃપા થાય જો પરમાનન્દે તો કવિ વીરજી થાય,
અનેક કથાઓ કરીને વીરજી ગુણ ગુરુના ગાય. (બલિ૦ કડવું. ૧૭.)
ગુરુકૃપાએ ગ્રંથ કીધા, લીલા ગાઇ ગોવિંદ,
પ્રેમ-આનન્દની પારખ શેની, મતિનો જો અંધ. (દશાવતાર-૩૮.)

વ્યંગમાં રત્નેશ્વર કહે છે કે
ગુરુકૃપાએ ગ્રંથ કીધો, લીલા ગાઇ ગોવિન્દ,
પ્રેમ-આનન્દની પારખ શેનો, મતિનો જો મંદ.
..............................પ્રેમ વાળો પ્રતાપી
તેવે પ્રેમ જતન કરીને રત્ન કીધો કૃપાથી,
પૂર્ણાનન્દી વર ગુરુ સદા વાટ જ્હેણી ઉથાપી.
રત્ને તેને નમન કરીઆં.................(મૂર્ખાવલી)
નથી જાતે જેનો પણ પરમ આનન્દ પ્રકટે
અમૂલો સુજ્ઞોના મતિ ગતિ વતી રત્ન પ્રકટે.
જદા પ્રેમે નેમે શિર કર ધર્યો કુષ્ટ હરવા,
તદા વિચારાબ્ધિ કશી કમી રહી રત્ન તરવા. -૨-( મૂર્ખાવલી)

દ્વારકાદાસ પણ આવી જ ઢાટીએ કહે છે કે
મળે પરમનું પદ ભારી. આનંદપદ પર જાઉં વારી રે,

પ્રેમાનંદની ધર્મશ્રદ્ધા ઊંડી તેમ જ સચેત પણ હતી. તે નિવૃત્તિપરાયણ સ્વભાવનો હતો, છતાં રસિક, સોજીલો અને સ્વતંત્ર વિચારનો હતો તેણે સાધુભજન અને પ્રભુક્તના ગુણગાવાનો નિયમ લીધો હતો. તે પોતે જ કહે છે કે,

પ્રેમાનંદની ધર્મશ્રદ્ધા

ઉપસંહાર મુરાર કેરૂં, ભજન ભાવે કરૂં,
લખી આખ્યાન અસાર કોવિદથી લાજી મરૂં. ૧૨
નરવર ખટપદ થઈ, મકરંદ ગ્રહી,
કંજ ગુરૂ કરી, રજ રચી, ભવમાં વિલસી;
વર ખંત ધરી, ઇક હરિ, ભવ વિધિ જ !
કવિતાસરિતામાં ઉલસી, ભવમાં વિલસી; ભજીયાજ હરિ. ૧૪
( અષ્ટાવક્ર કડવું ૫૪. )

હું માગું કેશવકીર્તન કરતાં મારા ભવોભવ વીતી જાય.
ભવોભવ વીતી જાય મારા, કવિતા સવિતા સમ ગણી રે;
છે એ જ વસ્તુ બ્રહ્મ મારો, એ આ ભૂમિનો ચિંતામણિ રે.
( માર્કંડેય પુરાણ કડવું ૫. કડી ૩૬.)

અજ્ઞાન ભવોભવ તો રહે, ગુણ માધવના નવ ગાય રે;
વિપ્ર પ્રેમાનંદ નિધિ ન વાંછે, જે જોઈ પુરાણી મકલાય રે.

( માર્કંડેય. ક. ૧૩૦, કડી ૬૯ )

આઠે પોહોરે મારે એની રે કથની, બીજું નથી કાંઈ રહાવુંજી,
અહોરાત્ર નિજ પદમાં લોટી, પ્રકૃતિપુરૂષને ગાવુંજી.
જે જે રૂપ ધરે ગાધાવર, તે તે લીલા ગાઉંજી.
ઉદ્યમમાં એ ઉદ્યમ મારો, સમજ્યો, એ પીવું, એ ખાવુંજી.

( રૂક્મિણી હરણ કડવું ૨૫-કડી ૪૯—૫૦. )

---

પ્રેમપદમાં તે મનસા મારી, આનન્દપદને નાખું આવારી રે. ૧૪
કૃષ્ણસુત કૃપા કરો મુને સારી, નહિ થાયે દ્વારકાદાસ અહંકારી રે. ૧૫
( કૃષ્ણલીલા પ્રા. કા. ૯ પા. ૨૨૫. )

હરિદાસ પણ 'ભારતસાર'માં કંઈક આવા ઉલ્લેખ કરે છે.

ભટ્ટ પ્રેમાનન્દ ગોવિન્દ અવર ન મનસા એક રે,
કુબુદ્ધિ, હીન દીન જન નવ તજશો વિવેક રે.
(માર્કંડેય પુરાણ. કડવું. ૫ કડી ૩૬.)

કરતાં કવિતા કૃષ્ણજીની નિમિત્ત માત્ર તે હુંય.
આશરો અવિનાશીનો, કવિજન બોલે શુંયે ?
અભિમન્યુ કડવું ૫૧.)

વિપ્ર પ્રેમાનન્દ કંઈ ન જાણું, વિખાણું ગુણ ગોવિન્દના રે.
ગોવિંદના ગુણ જેમ તેમ કહું, નવ લહું ડહાપણ જ્ઞાન રે;
હરિનામ દ્વે અક્ષર વડે, વળે કોટી ગંગાસ્નાન રે.

(દશમસ્કંધ અ. ૭. કડવું ૨૫.)

ભક્તિભાવે વા દ્વેષભાવે, હૃદયમાં રઘુપતિ રાખો;
કહે પ્રેમાનંદ હરિભજન વિના, રખે દિવસ એળે નાંખો.
મા નાંખો જન્મ ભજન વિના, કરો સીતાપતિ મિત્ર રે.

(દશમ. કડવું ૨૭ મું.)

હરિજન હરી તે જાણશે, પ્રેમભક્તિની પેર,
મુરખ નિંદા બોલશે, જાવા જમને ઘેર. (દશમ કડવું ૯૪ મું.)
મારો, તારો, ધારો, ત્રિકમા ! જ્યમ ત્યમ પાર ઉતારો રે,
કોવિદ જન ! કવિતા નથી કરતો, હરિગુણ ગણ લવારો રે.
છે હરિગુણ ગણવા વારો મારો, સારો અર્થ સમારો રે.
(માર્કંડેય કડવું ૧. કડી ૨૩-૨૪.)
પ્રભુના ગુણગણ ગાવા અંતર આવે ભરતી ઓટ રે,
કવિતા ચંદ્રિકા નિધિ નિરખી, મનતરંગ તૂટે કોટ રે. (હરિશ્ચન્દ્ર ક. ૧.)
કવિજુક્તિ જાણું નહિ કંઇ, કર્યું નરોત્તમગાનજી.
(માંધાતાખ્યાન કડવું ૫૧. કડી ૧૮.)
કહેવા માત્ર હું, પ્રેમાનંદ, દુ:ખી હરિવિયોગે મન રે;
(ઋષ્ય૦ ક. ૨. કડી ૧૯.)
વિપ્રસેવક ચતુર્વિંશી જેનું હરિચરણે મન રે. („ ક. ૮ કડી ૪૨)
જન પ્રેમાનંદ મિથ્યા જાણો, જ્યમ ત્યમ હરિગુણને ગણું રે.
(શામળશાહનો વિવાહ ક. ૩૬ કડી ૨૦)

જેમ મીન ઇચ્છે ચંદ્રમંડળ, જેમ પતિત વાંછે ગંગ રે;
નિરધન ચિંતામણિ ઇચ્છે, તેમ મને હરિજન સંગ રે

× × × ×

હરિદાસ કેરો સંગ મુજને, સદા વહાલા જેહ રે;
જેહ તણે સંગે કરી ને, થાય નિર્મળ દેહ રે.

(વામન ચરિત્ર કડવું ૧૦ મું)

હરિનું નેહ હરિજનને, હરિ હરિ વિના ન ઉદ્ધાર રે
ભટ પ્રેમાનંદ શું સ્તવે, ચર્મજીભ્હાએ નિરધાર રે. ૪૨

(શામળશાહનો વિવાહ ક. ૨. કડી ૧૩)

આ સર્વથી જણાશે તેમ પ્રેમાનન્દ સદા કવિતારસમાં[૪૩] અને પ્રભુનાં ગુણગાન ગાવામાં જ નિમગ્ન હતો. તેને નન્દરબારના ઠાકોર, તેમ જ વૈષ્ણવી શ્રેષ્ઠી

---

૪૨ ઉપરાંત વધુ વાનગી માટે દશમ સ્કંધ કડવું ૨૭ મું, કડવું ૧૨૩ મું; કડવું ૧૪૬ મું. વામનચરિત્રનો અંત ભાગ; શામળશાહનો વિવાહ કડવું ૩૬ કડી ૨૦; કડવું ૪૦ મું કડી ૫૫ મી; ઋષ્યશૃંગાખ્યાન કડવું ૫ મું કડી ૩૨ મી વગેરે વગેરે, જુઓ. આ સહુ તેના ઉદ્‌ગારો સ્વાભાવિક હોવાની અચૂક પ્રતીતિ પૂરી પાડે છે.

૪૩. પ્રેમાનન્દને કવિતા કરવાની એવી તો જૂની આદત પડી હતી કે તેને તે વિના ઝંપ વળતોજ નહિ. તે પોતે જ કહે છે કે,

"તેમાં કાળ પડેલો કૂડો, ધન્ય ભાગ્ય નહીં મહાકાળ રે,
તદપિ ઓગણત્રીસો સૂણતાં કંપે ધાવણાં બાળ રે.
તે સત્તરસેં ઓગણત્રીસે કાવ્ય કરી શું કીજે રે,
**જાતિસ્વભાવ મટે નહિ ભાઈ!** કાવ્ય કથે મન રીઝે રે.

(ઋષ્યશૃંગાખ્યાન કડવું ૨૫–કડી ૨–૩.)

જન પ્રેમાનંદ કાંઈ ન જાણે, **માની કવિતા મુખ્ય રે;**

(માર્કંડેય. ક. ૧૨૨ કડી ૮૬)

અનેક ભક્ત અવનિ વિષે, તેમાં મહાનના ગુણ ગાઉં;
ભક્ત ને ભગવંત એક છે, ગુણ ગાઈ વૈકુંઠ જાઉં.

(શામળશાહનો વિવાહ, કડવું ૧ લું.)

જનો દેશાઈ શંકરદાસ માધવદાસ આદિનો પાકો આશ્રય મળ્યો હતો.[૪૪] છતાં તેણે તેમની લેશ માત્ર પણ પ્રશંસા કર્યાનું જણાયું નથી. પ્રાકૃત મનુષ્યમાં માત્ર કૃષ્ણભક્ત નરસિંહનાં જ ગુણગાન તેણે સકારણ ગાયાં છે. બાકી તો તેણે મહાભારત અને પુરાણોમાંથી ધર્મનિષ્ઠ કે વિષ્ણુભક્ત 'નરોત્તમો' નાં ચરિત્રો જ પસંદ કરી તેમનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. તેમાંએ તેની પસંદગી રસિક અને બોધદાયી છે; કારણ તેણે વિષ્ણુદાસ, નાકર અને શિવદાસની પેઠે કેવળ વ્રતનિયમાદિનાં પાલન કરનારા, 'નરોત્તમ' રાજવંશીઓ ચુંટી કાઢ્યા નથી, પણ આદર્શ જીવનના નમુના રૂપ નાયકનાયિકાઓ પસંદ કરેલાં છે. તે કહે છે કે "એવા નરવરના ગુણ ગાવા, રસના ચર્મની મળતીજી; એ શોકાગ્નિએ બળે અંતર, વાત શી કહેવી વળતીજી." (માંધાતા—ક. ૫૨: કડી ૨૬૬) આવા કડક નિયમને લીધે વલ્લભ સાથે પ્રેમાનન્દને વારંવાર ઝઘડો થતો હતો; કહેવાય છે કે પોતાના પિતા પ્રેમાનન્દના મિત્ર માધવ શેઠની પ્રશંસા શ્લેષાત્મક 'માધવકાવ્ય'થી વલ્લભે કરી, માટે પ્રેમાનન્દ તેને વલ્લભ ભાટ કહેતો, એટલું જ નહિ પણ તેણે તેના 'માધવકાવ્ય'નો નાશ પણ

જાણ સુજાણ નહી, દ્વિજ જન કાંઈ, નહી શાસ્ત્રી પુરાણી વેદાન્તિ રે;
છું ચાતુર્દિશી ભટ પ્રેમાનંદ, જોઈ કવિતા થઈ મન શાંતિ રે.
(માર્કંડેય. ક. ૧૩૭ કડી ૬૭)

કવિતાકાશીજન વિનતી કરે રે. (માર્કંડેય ક. ૨૦૭ કડી ૯

માર્કંડેય પુરાણમાંથી તેમ જ બીજા આખ્યાનોમાંથી આવા આશયના બીજા અનેક ઉતારાઓ ટાંકી શકાય તેમ છે વળી જુઓ ૪૪ મી નોંધ.

૪૪ દેશાઈ મહેતા શંકરદાસે મુને આજ્ઞા આપીજી. (રણયજ્ઞ કડવું ૨૫.)
નંદરબારમાં ભક્ત ઘણેરા નરસિંહકથાથી તૃપ્ત ન થાય રે,
રાજાને રીઝવવા માટે ઉદરપૂર્ણ કરે શ્રી મહારાય રે.
(શ્રાદ્ધ કડવું ૨૫—કડી ૧૨.)
નંદરબાર વિષે વિચરી, કવિતા સવિતા સમ ચિત્ત ધરી, ભજીયા જ હરિ;
રાજગુરૂપદને લઇને મદને રદને કદને શિવ ઉચરી ભજિયા જ હરિ.
ઉદરે ઉધમે જઈ, નર ગુણ મેં ગઇ, વકી કથા કરી, મથી ન, ભજિયા જ હરિ.
(અષ્ટાવક્રાખ્યાન કડવું ૧૪—કડી ૧૪૨૩)
"મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદિક સારૂં રે."
(લક્ષ્મણા હરણ કડવું ૧૭.)

કરાવ્યો હતો.[૪૫] આવી વૃત્તિથી જ તેણે ' ઘર ઘર આથડાય, જઈ શેર કોહરે ભાગવત વાંચે, યજમાનના ગુરુ ' ગાનારા, ( માર્કંડેય, ક ૮૮. કડી ૩૪-૩૮ ) "શ્રદ્ધાભના લાડુ ખાવા, પાપપોટલો વધારનારા " ( ક ૮૪ કડી ૪૬ ), "અતિ રાગડા મોટા તાણી કથા શાણી શાણી કહેનારા," "કહેનાર પણ કરનાર નહિ," "જાણે વળગ્યું હોય એક," "ભૂત વળગ્યે મન ભમી ગયું હોય," "એવા દ્રવ્યકાજે ભૂલા ભટકનારા," "લોલુપ પુરાણીઓ"ની પણ ભાટાઈ માટે સખ્ત ઝાટકણી કાઢી છે. તેના સમર્થ શિષ્યોએ પણ એ જ નિયમને અનુસરીને નરોત્તમ અને ભગવદ્ભક્તોનાંજ ગાન કર્યાં છે.

આમ અથાટત અને પામર માનવોની પ્રશંસાના વિરોધી, પ્રેમાનન્દનું

ઉદરનિર્વાહ અને રાજ્યાશ્રય.

ઉદરનિર્વાહનું મુખ્ય સાધન કથાગાન અને કાવ્યાલેખન હોવું વિશેષે સંભવે છે, અને તેના ગ્રંથો તેમ જ કિંવદન્તીઓ આની શાખ પૂરે છે. તે પોતે જ નિખાલસપણે દ્રૌપદીહરણમાં કહે છે કે "કવિઓ નૃપના કે શ્રીના હળધર ( જમિનદારો ) બળધર ત્રાસ" વેઠે છે, પણ હું "જગતીપુર લોભી" એ ન્યાયે નિર્વાહસાધન મેળવવા પૂરતો જ લોભી છું, છતાંયે દાસપણું ( ખુશામતખોરપણું, કે ગુલામી ) કરતો નથી, તેમ નિર્વાહ માટે "ઉદાસપણું"

---

કવિ નહી, કવિતા મનમાં ગમે, લવરી તો ન કરૂં, ઉભરો શમે?
નવ શમે દમને દમતાં મરી, હરવને ભજતાં હરિ હે હરિ!
પછી કહો કિમ તો કરવું કળે? નમી નમી કવિને કથવું બળે.
કવીશ! તો કરૂણા કરજો વરી, હરવને ભજતા હરિ હે હરિ.
( દ્રૌપદી. કડવું ૩૦. કડી ૨૬-૨૭ )

જુઓ શામળશાહનો મોટો વિવાહ:—
અનેક ભક્ત અવનિ વિષે, તેમાં મહાનના ગુણ ગાઉં;
ભક્ત ને ભગવંત એક છે, ગુણ ગાઈ વૈકુંઠે જાઉં. કડવું. ૧ કડી ૧.

તેમ ભક્ત નરસિંહને નાગરોએ દુઃખ દીધેલું, તેથી બળ્યા દિલને શાંત કરવા અને નાગરોને રીઝવવા તથા ખીજવવા નરસિંહચરિત્રો લખ્યાં છે.

૪૫. જુઓ દુઃશાસનરુધિરપાનાખ્યાનની પ્રસ્તાવના. પા. ૩.

( બેપરવા ) પણુ સેવતોયે નથી.[૪૬] કદાચ વલ્લભ કહે છે તેમ આખ્યાનકવન સિવાય ખાસ બીજો ''કોઈ ઉદ્યમ રોજગાર'' તે કરતો નહિ હોય તેમ કેવળ ' ઉદરે ઉદ્યમે જઈ કથા કથી ' નહીં હોય, 'સુધન્વાખ્યાન,' 'નળાખ્યાન,' ' સુદામાચરિત્ર, ' ' શ્રાદ્ધ, ' ' દ્રૌપદીહરણુ,' ' દ્રૌપદી સ્વયંવર,' આદિમાં પ્રેમાનન્દ પોતે જ ' ઉદર નિમિત્તે પરદેશ સેવ્યા 'નું,[૪૭] હિન્દુસ્તાનનાં વૃંદાવન આદિ તીર્થોનો પ્રવાસ શ્રીમંતો સાથે કર્યાનું, સુરત, નંદરબાર અને અને વડોદરામાં તેમ હસ્તિનાપુરમાં[૪૮] પણ કથાઓ કર્યાનું અને નંદર-

---

૪૬ જુઓ દ્રૌપદી હરણ કડવું ૩૦. કડી ૨૯–૩૦.

કવિઓ નૃપના કે શ્રીના, હળધર બળધર ત્રાસ,
જગતિસુર હું લોભી તો, પણ વટપત્તન વાસ;
વટપત્તનમાં વાસ આપ્યો, લોભીનો રહું લોભી રે.
દાસપણું, ઉદાસપણું ના રહું પ્રેમાનન્દ થોભી રે.

૪૭ ઉદરનિમિત્તે પરદેશ વેઠયો, સેવ્યું નંદરબાર;
નંદીપુરમાં પદબંધ કીધો,...........( સુધન્વા૦ કડવું. ૬૫. )
" મુહૂર્ત કીધું સુરત માંહે થયું પૂર્ણ નંદરબારજી'' (નળાખ્યાન ક.૨૪)
" ઉદરનિમિત્તે સુરત સેવ્યું ને ગામ નંદરબાર,
નંદીપુરમાં કથા કીધી જથા બુદ્ધિ અનુસાર'' ( સુદામા ક. ૧૪.)
" ઉદર કાજ રહી દીન આઠમાં, કવન આ ધરીયું ધરી પાઠમાં.''
( દ્રૌપદી હરણ કડવું ૩૦ મું કડી ૨૫. )
નંદદરબારે કષ્ટ વેઠી, અષ્ટમ સ્કંધ કથા કરી રે,
( વામનકથા કડવું ૧૪, કડી ૧૪, )
ઉદર ભરવા કાજજી: એ હરિકૃપાએ હુંડી કરી તે હસનપુરમાંયજી
( હુંડી, હિ. ત્રિ. પાની પ્રતિ નં. ૧૫ अ )
ઈત્યાદિ, ઈત્યાદિ.

૪૮ હરિકૃપાએ હુંડી કવી, હસ્તિનાપુરમાંહે.
શ્રોતાજન સહુ સાંભળો, વૈકુંઠપ્રાપ્તિ થાયે. ( નર્મદાશંકરની પ્રત. )

રા. હીરાલાલ ત્રિ પારેખની ૧૫ अ પ્રતિમાં ( જેનો ઉતારો ૪૭ મી નોટમાં છે ) હસનપુર( એટલે બુરહાનપુર )માં હુંડી ગાયાનો ઉલ્લેખ છે, પણ પ્રેમાનંદે ઉત્તર હિન્દમાં તીર્થયાત્રા કર્યાનું પ્રસિદ્ધ હોવાથી હસ્તીનાપુરમાં હુંડી ગયાનો વિશેષ સંભવ છે.

બારના રાજા તથા આસ્તિક વૈષ્ણવોને રીઝવ્યાનું જણાવે છે. વડોદરામાં તે ક્યાંથી ક્યાં સુધી રહ્યો અને ક્યારે ક્યારે સુરત તથા નંદરબાર જતો તે ચોક્કસ કહી શકાતું નથી; પરન્તુ સં. ૧૭૨૯ પહેલાંના કોઈ આખ્યાન-માં પરદેશ વેઠયાનું તેણે જણાવ્યું નથી, તેમ તે અગાઉ તે પરદેશ ગયો હોય, તેમ જણાતું પણ નથી. કારણ ઈ. સ. ૧૬૬૪( સં. ૧૭૨૦ )થી ૧૬૭૩ સુધીમાં મરાઠાઓએ (શિવાજી) સુરત બંદરને ત્રણ ત્રણ વાર લુંટયું હતું, તેમ સને ૧૬૬૬ માં બાદશાહ શાહજહાન મરણ પામ્યો અને ગુજરા-તમાં પણ મોગલ સરદારોની આપસઆપસની ચડસાચડસી, અને મારામા-રીથી ઘણી અવ્યવસ્થા હતી, તેમ પ્રેમાનંદ પોતે જ કહે છે તેમ 'જેટલાં ગામ એટલા રાજા' એવી અનધન સ્થિતિ હતી.' એટલે ગુજરાતમાં સામાન્ય રીતે તથા તેની પડોશનાં નંદરબારાદિ વ્યાપારધામોમાં ઘણુંખરૂં ગુજરાતીઓના વ્યાપારરોજગાર થાળે પડયા ન હતા. પણ આ સમય દરમ્યાન જણાય છે તેમ પ્રેમાનંદે સં. ૧૭૨૦ માં વડોદરામાં મિત્ર માધવની પ્રેરણાથી 'લક્ષ્મણા હરણ' રચ્યું, વીરજી આદિ શિષ્યોને આખ્યાનો બાંધવાની પ્રેરણા કરી. વળી તેણે સં. ૧૭૨૩માં 'ઓખાહરણ' ૨૯ કડવાંનું બાંધ્યું.[૪૯] સં. ૧૭૨૭ માં "ચન્દ્રહાસાખ્યાન" અને અભિમન્યુ આખ્યાન અને સં. ૧૭૨૯ માં "મદાલસા આખ્યાન" રચ્યું. આટલી કૃતિઓ તેણે વડોદરામાં રહી રચી.

---

કડવાં ચોવીસ પદ સાતસેં, બાર બાર દશ દેસીજી
કથા કવિ વૃંદાવન મધ્યે હરિ લીલા ઉપદેશજી
રણયજ્ઞ. ગુ. વ. સો. નં. ૧૪૨ ક

અને ૧૧૯મા અંક વાળી પ્રતિ પણ આડકતરો ટેકો આપે છે.

૪૯ ૨૯ કડવાની પ્રત દલપત દુર્લભરામવાળી જોઈ, કવિ નર્મદે પોતાની નોંધમાં ( જે ગુજરાતી પ્રેસમાં હયાત છે ) આ પંક્તિઓ ટપકાવી છે:—

" સંવત સત્તર ત્રેવીસ વિક્રમ ચૈત્ર સુદ નવમી ગુરૂવારજી
શ્રીસુન્દર ગુરૂપ્રતાપે પ્રૌઢ કર્યું કાવ્ય શ્રી આધારજી. "

પ્રેમાનન્દે બીજા કાવ્યો જેમ બહલાવ્યાં તેમ આ સમય પછી ઓખાહરણ પણ અનેક કથાપ્રસંગોએ અવશ્ય બહલાવ્યું હશે, એમ માનવા કારણ છે. રા. છગનલાલ વિદ્યારામ રાવળવાળી ૨૯ કડવાની પ્રતિમાં આ પંક્તિઓ છે:—

પરન્તુ ગુજરાતમાં પડતા અવરનવર નાના મોટા દુકાળો ઉપરાંત સં. ૧૭૨૯ માં ભારે ઓગણત્રીસો કૂડો કાળ પડયો. "ક્ષુધાતુર થયાં પ્રાણી પણ ભક્ષે અન્યોન્યનાં બાળ,"૫૦ "માતા પુત્રને ખાય" એવા વસમા અને કારમા દુકાળનો અનુભવ થતાં, ગુજરાતના અશરફ શરાફી વ્યાપારીઓથી વસાયલા, વ્યાપારના ધામ "નંદરબારમાં આવી વસ્યો કૃષ્ણસુત પ્રેમાનન્દ અરિનો અરિ" અને પ્રસંગ અનુસાર, અનાવૃષ્ટિ ટાળનાર શૃંગી ઋષિનાં ગુણગાન કરનારૂં "ઋષ્યશૃંગાખ્યાન"નું સુંદર, હૃદયદ્રાવક અને રસભર કાવ્ય રચ્યું, ભક્તની નાણુંભીડ ટળાવવા નરસિંહની હુંડી ગાઈ અને સં. ૧૭૩૦માં લોકસંકટ ઉદ્ધારવા જગદુદ્ધારક વામનજીની "વામનકથા" પણ કરી. વળી સિંહસ્થની સંધિ આવતાં ગોદાવરીની યાત્રાનો પણ પ્રસંગ સાધ્યો પણ હશે. પરંતુ તેથી કહેવાયું છે તેમ સં. ૧૭૨૯માં મરણ પામેલા મરાઠી સમકાલીન કવિ વામનનાં (શાકે ૧૫૪૦–૧૫૯૫) કાવ્યો વાંચવાનો યોગ થયો હતો એમ માનવાને સબળ કારણ જણાતું નથી. અલબત્ત યાત્રાપ્રસંગો અને વ્યાપારસમાગમોથી તે સમય અગાઉ મરાઠી ભક્તિપ્રેરક સાહિત્યનો ગાઢ સંપર્ક ગુજરાતી પ્રજાને થયો હોવો જોઈએ જ. નંદરબારમાં તે નંદીપરામાં રહેતો હતો. અહિંના નિવાસના આરંભમાં તે કથાગાન કરતો હતો; પરંતુ તેની કીર્તિ ઠેઠ રાજદરબારમાં પોહોંચતાં, સં. ૧૭૩૬–૩૭માં તેણે રાજાને રીઝવવા નરસિંહના બાપનું શ્રાદ્ધ, માંધાતાખ્યાન, દ્રૌપદી સ્વયંવર આદિ હાસ્યરસ અને વીરરસને પોષનારાં આખ્યાનો તથા ભગવદ્‌ગીતા વગેરે એક પછી એક રચવા માંડયાં ૫૧ આ જ અરસામાં કદાચિત્–શાંતરસપ્રધાન કાવ્ય અષ્ટાવક્ર આખ્યાન પણ અહીં રહી

વીરક્ષેત્ર મધ્યે, વાડી માહે વિપ્ર ચતુર્વિંશી જ્ઞાત,
પ્રેમાનન્દ આનન્દે રહે, જય જય વૈકુંઠ નાથ.

૫૦ ઋષ્યશૃંગાખ્યાન કડવું ૫. કડી ૧૯–૨૯; ક. રૂપ. કડી ૧૭–૨૫.

૫૧ "નંદરબારમાં ભક્ત ઘણેરા, નરસિંહ કથાથી તૃપ્ત થાય રે
રાજાને રીઝવવા માટે, ઉદર પૂર્ણ કરે મહારાય રે.
(શ્રાદ્ધ સં. ૧૭૩૬ કડવું. ૨૫)

તેણે રચ્યું હશે. સં. ૧૭૩૮માં **સુદામાચરિત્ર** ગાઈ, તે પાછો **વડોદરે** આવ્યો. વડોદરામાં **મોમેરૂ** નાગરી ન્યાતની પાટે ગાયું, અળવીતરા નાગરોની પચ્ચીથી ઉડાવવા "**નાગરનિંદા**" બાંધી, અને **શામળશાહનો વિવાહ** રચી હાસ્યરસ ઠલવ્યો. સં ૧૭૪૦માં **સુધન્વાખ્યાન** અને સં. ૧૭૪૧ માં **રણયજ્ઞ** ગાયો અને પાછી નંદરબાર તેમ સુરત વચ્ચે પાછી આંટાફેરી કરી, **નળાખ્યાન** અને **દ્રૌપદીહરણ** રચ્યાં. **સુભદ્રાહરણ** તેમ જ **હરિશ્ચંદ્રાખ્યાન**, **દેવીચરિત્ર** આદિ રચી **માર્કંડેયપુરાણનો** પદબંધ બાંધી દીધો. નંદરબારમાં રહેતાં ધીરે ધીરે તે સં. ૧૭૧૬માં(કે સં. ૧૭૪૬ માં) રાજગુરુપદ પણ પામ્યો.[૫૨] તે દરમ્યાન તેણે અનેક રસભર કાવ્યો અને આખ્યાનો સુરત અને નંદરબાર ઉભયમાં તેમ જ **વડોદરા**માં પણ આદર્યાં અને પૂર્ણ પણ કર્યાં. આ જ અરસામાં સમજાય છે તેમ કેટલાંક સંસ્કૃત મહાકાવ્યોમાં જેમ મહાકવિઓએ અને અલંકાર, પિંગળ, શબ્દચમત્કાર, ચિત્રબંધ, કૂટપ્રબંધ, આદિનું અલૌકિક પ્રભુત્વ સિદ્ધ કરનારા વૃત્તાનુસારી પ્રબંધો રચ્યા છે તેવી ધાટિએ પ્રબંધો રચવાને પ્રેરાતાં **પ્રેમાનંદે** **દ્રૌપદીહરણ** રચ્યું તેમ જ નાટકોની રચનાનું કાર્ય પણ આરંભ્યું. શામળશાહના વિવાહનો અંત ભાગ (કડવું ૪૫, ૧૮–૩૭) આની સબળ સાક્ષી પૂરે છે.

**નંદરબારની સ્થિતિ કેવી હતી ?**

**નંદરબાર** તે અરસામાં વ્યાપારનું ધીકતું મથક હતું. તે કિલ્લાકોટ અને પાણીના સંગ્રહવાળું આબાદ શહેર હતું. નંદરબારના 'ગુર્જરો', મૂળ ગુજરાતના 'લેઉઆ કણબીઓ' હતા, અને તેઓ આ પ્રદેશ ખેડતા હતા. સંવત સૈકા ૧૭–૧૮માં ગુજરાત અનધન સ્થિતિમાં હતું; દુકાળાદિથી હેરાનવેરાન અને ખેદાનમેદાન થયલું હતું. મોગલોના અને મહેવાસીયોના ત્રાસ

---

"..................અલ્પ બુદ્ધિએ રીઝવું રાજન
રાયે આજ્ઞા શ્રીમુખે ભાખી, ધર્મરાયની લીલા દાખી."
(દ્રૌપદી સ્વયંવર સં. ૧૭૩૬ કડવું. ૭)

૫૨ "રાજગુરૂપદ લઇને" અષ્ટાવક્રાખ્યાન.

સડી રહ્યું હતું ત્યાં લુંટારા મરાઠાઓએ પણ બેસુતમ કાળા કહેર ઠામઠામ વરસાવવા માંડયા. દુકાળોએ પણ સંતાપ પાડવામાં કાંઈમણા ન રાખી, એટલે સાહસિક ગુર્જર બ્યાપારીઓ અને ધનાર્થીઓએ દક્ષિણ તરફ પાછી દૃષ્ટિ ખાસ દોડાવી. કેટલાક સમયથી ઘણા ગુર્જર શ્રીમંતોની પેઢીઓ નંદરબારમાં તેમ જ બુરહાનપુરમાં હતી. તેમ દક્ષિણમાં પ્રેમાનંદના પુરોગામી ભાલણ ઔરંગાબાદમાં, શિવદાસ વિજાપુરમાં તેમ જ અન્ય કવિઓ આવાં વ્યાપારનાં મથકોએ ગુર્જર બંધુઓના આશ્રયથી રહ્યા હતા. અંગ્રેજોએ સં. ૧૭૩૨–(ઇ. સ. ૧૬૬૬)માં પહેલાં અહીં કોઠી ઘાલી હતી અને પછી અમદાવાદમાંથી નંદરબારમાં સં. ૧૯૨૬ (ઈ. સ. ૧૬૭૯)માં મુખ્ય પેઢી સ્થાપી હતી. આમ નંદરબાર ધીરે ધીરે વ્યાપારી મથક બન્યું હતું. તે વેળા નંદરબારનો ઠાકોર (કદાચ ફોજદાર) કોણ હતો, તે પ્રામ ઇતિહાસથી જણાતુ નથી;[૫૩] પરંતુ મરાઠી પરિબલથી કંઇક અસ્તવ્યસ્ત થતા, મોગલાઈની પડતીના કાળમાં કદાચિત્ ઝાલાવાડમાંથી ભાગી આવી અહીં સને ૧૪૨૯થી વસેલા કોઈક ઠાકોરના વંશજોના કબજામાં આ પ્રદેશ હશે, એમ પાકે પાયે સમજાય છે.[૫૪] વળી એન્ડર્સનનું "વેસ્ટર્ન ઇંડીઆ" અવલોકતાં તેમ

---

૫૩ સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ નંદરબારની મુલાકાત લઈ શોધખોળને પરિણામે જણાવ્યું છે કે "તે વેળાના નંદરબારના રાજાનું નામ ભૂપતસિંહ અને રાજપુત્રનું નામ વીરસિંહ હતું. ઓખાહરણ સાંભળવા રાજાએ તેને તેડાવ્યો હતો, અને તે સાભળી ઇનામ આપ્યું. પછી તેની સૂચનાથી રાજાને તેની મરણ પામેલી રાણીના શોકમાં દિલાસો આપવા નળાખ્યાન રચવા માંડ્યું, અને સં. ૧૭૪૨ માં પૂરૂં કીધું." (જુઓ નળાખ્યાન ગ્ર. છ. ઠા. મોદીવાળુ પાનું ૨૧.)

પ્રેમાનન્દના પોતાના ઉલ્લેખો નંદરબારના રાજા સાથેના તેના સંસર્ગના છે, પણ તે વેળાનો નંદરબારનો સપ્રમાણ અને વિશેષ વિસ્તૃત ઇતિહાસ મળે તો પ્રેમાનન્દના જીવનપ્રસંગો ઉપર સારો પ્રકાશ પડવા સંભવ છે.

૫૪ જુઓ "બૉમ્બે ગેઝેટીયર" વૉલ્યુમ ૧૨ પ્રકરણ ૧૪ પાનું ૪૫૭ જો "ટ્રેવલ્સીઅર ઇન હેરીસ" ગ્રંથનો ભાગ બીજો મળે તો આથી પણ કંઈક વધુ ચોક્કસ હકીગત મળવા સંભવ છે. એન્ડર્સનનું વેસ્ટર્ન ઇંડિયા પાનું ૧૬; ઈલીયટ

જ ઇતિહાસકાર ઇલીયટનો ગ્રંથ જોતાં સં. ૧૭૫૧( ઇ સ. ૧૬૯૫ )માં (પ્રેમાનંદ નંદબારમાં હતો તે સમયે ) મોગલ બાદશાહ ઔરંગઝેબનો અશ્રિત એક "ફોજદાર" હાલના થાણદાર કરતાં વિશેષ મુલ્કી સત્તા અને સ્વતંત્રતા ધરાવનારો ઠાકોર નંદરબારનો વહીવટ ચલાવતો હતો. તેણે સં. ૧૭૫૨-૩ ( ઇ. સ. ૧૬૯૭ )માં મરાઠાઓને તેમ જ મોગલ સરદાર હુસેનઅલીને પણ હંફાવ્યા હતા; તે સમયે નંદરબાર જેવાં વ્યાપારી ધામોના કિલ્લા અવરનવર હાથબદલ થતા હતા અને મરાઠાઓ ત્રાહ ત્રાહ પોકરાવતા હતા. છતાં તેઓમાં નંદરબારનો ઠાકોર ( ફોજદાર ) શૂરવીર તથા કાબેલ હોવાથી ઘણો કાળ પોતાની સત્તા ટકાવી રહ્યો હતો, એટલું જ નહી પણ એ પ્રદેશમાં પોતાનો શિક્કો પૂરેપૂરો જમાવ્યો પણ હતો. કદાચ આ ઠાકોર તદ્દન સ્વતંત્ર નહિ હોય, પણ ખંડણી ભરનારો હશે, છતાં તે કાળમાં મુલ્કગીરી કરનારો ઠાકોર હોઈને રાજા જેવો જ લગભગ સ્વતંત્ર હતો. તેથી તેને 'રાજા'ના નામથી યથાર્થ રીત્યા સંબોધી પ્રેમાનન્દે તેનો ઉલ્લેખ કીધો હશે, એમ જણાય છે.

અહીં નંદબારમાં પ્રેમાનન્દ સં. ૧૭૬૬ સુધી તો રહ્યાનું અને સારી રીતે દ્રવ્ય સંપાદન કર્યાનું ચોક્કસ જણાય છે. વલ્લભના ( અપ્રકટ ) ગ્રંથના આધારે રા, બ હરગોવિન્દદાસ કાંટાવાળા જણાવે છે કે "નંદરબારના રાજા સાથે કવિને સારી મિત્રાચારી હતી; તેથી રાજા તેને ઘણી વાર પોતાને ત્યાં બોલાવતો. વડોદરાના બે ધનાઢ્ય નાગર વાણીઆ પ્રેમાનન્દનાં પુસ્તકોની નકલો કરાવતા અને એક શ્રીમંત ગૃહસ્થ તો પોતાને ખર્ચે તે વહેંચતો."

પ્રેમાનન્દની વૃત્તિ પ્રશંસોપજીવી ન હતી; તેને યદૃચ્છા કીર્તિ અને કંચન પ્રાપ્ત થયાં હતાં અને ઠીક જામ્યાં પણ હતાં. તે રાજ્યાશ્રય ઉપર તેથી જ ઝાઝું ઝઝુમ્યો ન હતો. અને તે કારણે કેવળ નંદરબારના રાજા પાસે

---

નો ઇતિહાસ, વોલ્યુમ ૭, પાંનાં ૩૬૨-૩ નંદરબારની લુંટ તેમ જ હુસેનઅલિની ચઢાઈનો પ્રસંગ યથાસ્થિત અવલોકવાને જુઓ "બૉમ્બે ગેઝેટીઅર" વોલ્યુમ ૧૨, પાના ૨૫૧ ની ફુટનોટ, આદિ.

જ પોતાનું કવિજીવન નિર્ગમન નહીં કરતાં પ્રસંગ
સંપત્તિ અને સંતતિ પરત્વે સુરત[૫૫] અને વડોદરામાં પણ કથા કરતો
અને ત્રણે સ્થળે પ્રસંગોપાત્ત 'જાવ આવ' કરતો.

વડોદરામાં તેણે નાગરી ન્યાતની પાટે બેસી "મોમેરૂં" ગાયાની અને પ્રસન્ન થયલા નટખટ નાગરોએ તેની આગળ પાણીના ચંબુ ધર્યાની વાત સુપ્રસિદ્ધ છે. નાગર મિત્રોના ચીડવ્યાથી ચીઢવાઈ 'શામળશાહનો મોટો વિવાહ" (સં. ૧૭૪૦) અને શંકરદાસની પ્રેરણાથી 'સુધન્વાખ્યાન' (સં, ૧૦૪૦) વડોદરામાં રચ્યું, તેમ માર્કંડેય પુરાણ, મહાભારત અને શ્રીમદ્‌ભાગવતના ઘણા પ્રસંગોની છૂટક છૂટક કથાઓથી પુરાણીઓને તોબા પોકરાવ્યાનુ પણ સમજાય છે. તેને જામેલા પુરાણીઓ સાથે ચકમક ઝરવાનું મુખ્ય કારણ તેનું કથાગાન જ છે. આ રસપ્રદ પ્રવૃત્તિથી તેમ જ સંભવિત છે તેમ વ્યાપારવણજના ભાગ-લાગથી પણ તે પુષ્કળ ધન કમાયો હતો. નાગર વાણીયા માધવદાસ, શંકરદાસ, રૂઘનાથદાસ આદિ સફરી પારેખોએ તેને ઘણો ખટાવ્યો હશે; કારણ કેવળ કાવ્યપ્રવૃત્તિથી જ એક કથાકાર કવિ આટલો ધનાઢ્ય થાય એવો તે જમાનો ન હતો. જેમ તે કમાયો પુષ્કળ તેમ ખર્ચ કરવામાં પણ ઘણો જ ધોતાળ હતો. તેણે પોતાની જન્મભૂમિ વડોદરામાં "ઘૃતસરિતા ચલાવી, ખાંડની પાજ બાંધી," અનેક ન્યાતવરાઓ કર્યા અને ૧૦ હજારની માલિકીનાં ટાંકાં તથા કુવાવાળાં આઠેક ઘર બાંધ્યાં. તે ભાગ પ્રેમાનન્દની ખડકીને નામે હજી પ્રસિદ્ધ છે.[૫૬]

---

૫૫ સ્વ. ઇચ્છારામભાઇએ જણાવ્યું છે કે "પ્રેમાનન્દે ત્રણ વખત સુરતમાં કથા કરી છે. એક વાર ચારખાનાને ચકલે, એક વાર ઘીને કાંટે, અને એક વાર જહાંખાડીમાં. સુરતમાં હીંબુ શેરીને નાકે મોહનદાસ નામના કણબીને ત્યાં એ ઉતરતો હતો. આ મોહનદાસ દેવીભક્ત હતો, પણ કથાનો શોખીન હતો, અને તેથી તેણે "ઘણાક પુરાણી અને ગાગરીયા ભટ્ટોને આશ્રય આપેલો છે." (નળા-ખ્યાન શા. છ. ઠા. મોટીવાળું પાનું ૧૦૦)

૫૬ જુઓ પ્રા. કા. ગ્રંથ ૧ લો. પાનું ૧૮.

તેને સંતતિમાં બે પુત્ર હતા; જીવણરામ. અને વલ્લભરામ જીવણરામને પુત્રપૌત્ર થયા હતા, ત્યારે કવિ વલ્લભને માત્ર એક જ પુત્રી રૂપી સંતતિધન હતું. ગૃહસંસારમાં કવિ પ્રેમાનંદ સુખી હશે એવું અનુમાન કરી શકાય છે. મોટા પુત્રની જીવનપ્રવૃત્તિ વિષે કાંઈ જણાયું નથી, પણ બીજા પુત્ર ફાંકડા કવિ વલ્લભે તો પ્રેમાનંદનું નામ ઓપાવ્યું અને દિપાવ્યું પણ છે. પિતા સાથે ટક્કર ભીડી, તેણે ફાંકડી કવિતા રચી છે અને ગુર્જર સાહિત્યને નવે રસમાં અચ્છું તરબોળ કર્યું છે અને હિંદી આદિ ભાષાસાહિત્યોને પડછે ગુર્જરી ગિરાની પીઠ સ્થાપી છે. તેને પ્રેમાનંદના ગ્રંથો અમૂલ્ય લાગ્યાથી વારસામાં તેનો જ સ્વીકાર કીધો હતો અને પ્રેમાનંદની ગુર્જરી માતાને સંપુષ્ટ અને સાલંકારવતી કર્યા પછી જ પાઘડી પહેરવાની પ્રતિજ્ઞા પણ તેણે એ જ ઉન્નત અભિમાનથી પૂરી કરી હતી. યક્ષપ્રશ્નોત્તરનો આ પ્રસંગ રસપૂર્ણ છે. (કવિત્ત ૫૧૧ અને ૫૧૨) જો કે વલ્લભ અને પ્રેમાનંદ વચ્ચે કાવ્યપ્રવૃત્તિઓ વિષે ઘણું ઘસાતું ચાલતું હતું કે જે વલ્લભનાં કાવ્યોથી જ જણાય છે, છતાં પ્રસિદ્ધ ભારવી કવિને માટે તેનો પિતા જેવું અંતરમાં વ્હાલ અને અભિમાન પોષતો હતો તેમ વલ્લભ માટે પ્રેમાનન્દનું અંતર પ્રેમ અને આનંદથી છલકાતું હતું જ. આવા સુપુત્રના પિતા પ્રેમાનંદને શતશઃ ધન્યવાદ ઘટે છે.

**ઉંચી કોટીનો માણભટ્ટ અને પ્રાસાદિક કવિ.**

પ્રેમાનન્દ કથાગાયક કે માણભટ્ટ હતો, એ કથન પ્રેમાનન્દના કેટલાક આરૂઢ પ્રશંસકોને રૂચતું નથી; પરન્તુ તેમાં શરમાવા કે સંકોચવા જેવું શું છે તે સમજાતું નથી. કારણ કથાકાર અને માણભટ્ટનો ધંધો હાલમાં કેટલાકને જણાય છે તેમ તે વેળા કેવળ ગાગરીયા, 'જોડકણાં જોડું' લાડુભટ્ટનો ન હતો. એ ધંધો તે વેળા કોઈ રીતે સમાજમાં દરજ્જામાં ઉતરતો તો ન જ હતો, પણ ઉલટો અતિશય માન અને સત્કારને પાત્ર હતો તે સમયની જનસ્થિતિ, લોકવ્યવહાર, કેળવણીના માપનો આદિ અવલોકતાં[૫૭] એ તો સ્પષ્ટ

---

૫૭ વિશેષ વિગતથી આ મુદ્દાની ચર્ચા આ લેખકે પોતે બહત્ કાવ્યદોહન ભાગ ૮ મામા "નાકરના" જીવનમાં કરી છે. (જુઓ પૃષ્ટ-૨૬ થી ૨૮.)

થાય છે કે આખો દિવસ ધંધાધાપામાં પ્રવૃત્ત રહેનાર રસિક, પણ અર્ધ-શિક્ષિત જનસમાજ ધર્મ અને નીતિના ઉપદેશવાળાં અને તે સાથે જનસ્વભાવનાં અને સાંપ્રત સંસારના પાસવાળાં સચોટ અને રસભર આખ્યાનો ઘણી જ પ્રસન્નતાથી અને તેય અંતરના ઊંડા ભાવથી મધ્યરાત્રિ પર્યંત સાંભળતો હતો. જૈન મુનિઓ ઉપાશ્રયોમાં શું કરતા હતા ? વખાણો લલકારતા હતા. નરસિંહ મહેતા પોતાનાં પદ લહેંકબંધ ગાતા હતા. ભાલણ, નાકર, શિવદાસ, વિષ્ણુદાસ, આદિ પણ આખ્યાનો ગાતા. નાકર નાગરો પાસે પોતાનાં આખ્યાનો ગવરાવતો. તો પછી પ્રેમાનંદ વીરજી જેવા સમર્થ કવિશિષ્યો પોતાની ગાયક મંડળીમાં હોતાં આખ્યાનો ગાય અને ગવરાવે તેમાં તે વળી નાનમ શી હતી ? પ્રેમાનંદ પોતે જ આખ્યાનો ગાયાના ઉલ્લેખ ઠામઠામ કરે છે. તેણે સારા સારા રાગો, રાગણીઓ અને દેશીઓની યથાયોગ્ય પ્રસંગોએ યથારૂચિ પસંદગી કીધી છે, એ તેના ગાનશોખનો પુરાવો છે. જૈન કવિઓની દેશીઓને ટક્કર મારે તેવી દેશીઓ તેણે અચૂક ગાઈ અને ગવરાવી પણ હશે જ. પુરાણીઓનો નાદ અને ઉન્માદ તોડવા માટે તે ગાવાની અત્યંત અગત્ય હતી જ. હરદાસોના જેવું જ તે ઉત્તમ અને ઉન્નત કાર્ય હતું. તેનો અનુયાયી શામળ કવિ કહે છે કે પોતે જ વાર્તાઓ રસની જમાવટપૂર્વક માતર આદિ સ્થળોએ પાટીદાર આદિ એકુ લોક સમક્ષ ઠેંકારતો હતો અને ગુમાન બારોટ પાસે લહેંકબંધ લલકારાવતો પણ હતો. ધીરો, પ્રીતમ અને થોભણે પણ શું કર્યું હતું ? કવિ દયારામ પોતાના શિષ્યો દ્વારા લોકમંડળી સમક્ષ પોતાનાં પદો ગવરાવતા. ઠેઠ નર્મદ–દલપતની કવિતાઓનાં ગાન સંબંધમાં શી સ્થિતિ હતી ? મુંબઈ, અમદાવાદમાં સભાઓમાં તે રસભર ગવાઈ હતી અને તેમની કૃતિઓની કદર થઈ હતી. તે પણ વિચારવા જેવું છે. બહુધા આવી જ પદ્ધતિ પ્રાચીન ગુર્જર કવિઓને પોતાનાં આખ્યાનો લોકોમાં પ્રચારવા અને પ્રસારવા અનુસરવી પડી છે. સાંપ્રત સમયે પણ શ્રોતાઓનાં મનહરી લેનારા માણભટ્ટોનાં કથાગાનથી અને હરદાસોનાં વ્યાખ્યાનથી પરિચિત રસિક વર્ગ જ આ રહસ્ય સમજી શકશે. કવિ પ્રેમાનન્દ આ કળામાં સર્વથા નિપુણ હતો, એ નિઃશંસય છે, એમ તેનાં લોકાનુરંજક આખ્યાનો સિદ્ધ કરે છે.

પરંતુ આ સાથે એ પણ ન્યાય ખાતર કહેવું ઘટે છે કે, પ્રેમાનન્દ કેવળ સામાન્ય પ્રતિનો માણભટ્ટ ન હતો જ. તેણે 'બાર મણનું કોળું અને તેર મણનું બીયું' અથવા 'ભીમ ખાય અને શકુનીને ઝાડાની આદત થાય,' એવાં ગપોડાં જ ખાસ હાંક્યાં નથી. તેણે ઉચ્ચ રસવૃત્તિ શ્રોતાજનમાં વિકસાવી છે, નીતિ અને ધર્મની લાગણી પ્રકટાવી અને બહેલાવી પણ છે. બેશક તે એક ઉચ્ચ કોટીનો અને પ્રાસાદિક કવિ હતો જેમ તેના કાવ્યકલાપના નમુના રૂપ 'દશમસ્કંધ,' "દ્રૌપદીહરણ," "ઋષ્યશૃંગાખ્યાન," અભિતાખ્યાન, મદાલસાખ્યાન અને "અષ્ટાવક્રાખ્યાન" છે, તેમ લોકહૃદયને આલેખનારી, પ્રચલિત રાગબદ્ધ કૃતિઓ 'નળાખ્યાન,' 'ઓખાહરણ,' 'સુદામાચરિત્ર,' 'મોંમેરૂં,' 'હુંડી,' 'વામનકથા,' વગેરે, ભ્રમરપચ્ચિશી આદિ ગુજરાતમાં ઘેરે ઘેર ગવાય છે. તેના સમયનુકૂળ કથાપ્રસંગોની અદ્ભુત પસંદગી અને લોકને અનુકૂળ ભાવનાઓની જમાવટ તેનાં મોહક અને આકંઠરવ પ્રશંસાપાત્ર કથનો, આકર્ષક અને તાદ્રાકાર વર્ણનોની છટા, કંઇક વિશદ રસનિષ્પત્તિ, અલંકારાદિની ઉજ્જ્વલ ઝમક અને ધમક, નિર્મળ અને આગ્રહી ધર્મભાવના, ટોળા અને ઠોકથી હલમલતા તેમ જ કટાક્ષભર પણ સુન્દર નીતિના ઉપદેશો, જનવ્યવહારોનું પ્રસંગોચિત આલેખન, આ સર્વેય તત્ત્વોએ તે કાલના શ્રોતૃવર્ગને નિઃશંક પૂર્ણ પ્રેમાનન્દભક્ત કીધો હતો એટલું જ નહિ, પણ અદ્યાપિ પર્યંત કેટલાંક રસિક ગુર્જર સ્ત્રીપુરૂષો તેનાં આખ્યાનોના મોહમાં નિમગ્ન હોઈ તેમને કંઠે રાખે છે. તેમને સાતે વાર ચોક્કસ આખ્યાન સાંભળ્યા કે ગાયા વિના ચેન પડતું નથી. એક જમાનો એવો હતો કે જ્યારે ગુજરાતનાં શહેરો અને ગામડાંઓનાં અનેકાનેક કુટુમ્બોનાં ભીનાકે (ચૈત્ર–વૈશાખ) 'ઓખાહરણ' વિના, શ્રાદ્ધપક્ષ "નરસિંહના પિતાના શ્રાદ્ધ" વિના, સીમંતોને પ્રસંગો "કુંવરબાઈના મોમેરા" વિના, ચાતુર્માસ 'દશમ સ્કંધ' વિના, નવરાત્રિ, "ચંદ્રહાસ આખ્યાન" કે "દેવિ ચરિત્ર" વિના, દર શનિવાર "સુદામાચરિત્ર" વિના અને દર રવિવાર "હુંડી" વિના, અને સંકટના પ્રસંગો 'સુધન્વા-

ખ્યાન ' વિના ભાગ્યે જ ખાલી વીતતા. સગર્ભા સ્ત્રી આગળ તેનો ' અ-ભિમન્યુનો ચકાવો ' ગાવાની અને બુદ્ધિશાળી સગર્ભા સ્ત્રીએ તો તે મ્હોંએ કરવાની પ્રથા પ્રચલિત હતી. તેમ નળાખ્યાન અને મદાલસાખ્યાન પણ યોગ્ય સમયે ગવાતાં.[૫૮] "ધન્ય છે એ પ્રેમાનન્દને કે જેના કાવ્યસમુદ્રમાં પર્વોપર્વ સ્નાન કરવાને આટલા બધા આત્માઓ દોડી આવે અને શુદ્ધ, નિર્મળ તથા ભક્તિમાન્ થઈ, સંસારમાં પાછા વળે."[૫૯] આવી વસ્તુસ્થિતિ હોઈને પ્રેમાનન્દ માણભટ્ટ કે કથાગાયક કહેવાય, તેમાં તેની શોભા રંજ પણ કમી ન થતાં ઉલટી શતગુણી વાધે છે.

પ્રેમાનન્દની કાવ્યશક્તિ અસાધારણ અને અસ્ખલિત પ્રવાહવતી જણાય છે. લગભગ પોણા સૈકા પર્યંતની (સં ૧૭૨૦ થી ૧૭૯૦) તેની સતત, બહુવિધ, અને લોકાનુરંજક ઉત્કૃષ્ટ કાવ્ય-પ્રવૃત્તિઓ એના પુરાવા રૂપે મોજુદ છે. નિઃશંક તેની અતિવેગવતી, અનેકમાર્ગી કાવ્યશક્તિ ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં અનુપમ સ્થાન ભોગવે છે. તેનાં અનેક આખ્યાનો, પ્રસાદ, માધુર્ય, સૌન્દર્ય અને ક્વચિત ઓજસને માટે પણ વખાણાયલાં છે. તેની રસ જમાવવાની કળા અદ્ભુત છે. અને આમાં કોઈ ગુજરાતી કવિએ એના પેંગડામાં પગ ઘાલ્યો હોય એમ જણાયું નથી. તેનાં વસ્તુનિરૂપણો એક રસમાંથી બીજા રસમાં એવી સરળતા તથા સા-હજિકતાથી સંક્રાન્ત થાય છે, તેમ જ રસભંગ વિના એક પ્રસંગમાંથી

પ્રેમાનન્દની કાવ્યશક્તિ અને તેના અંશો.

---

૫૮ આ લેખકે પોતે પણ પોતાનાં વૃદ્ધ સગાંને ત્યાં થોડાંક વર્ષ સુધી આ આ-ખ્યાનો ગાયાં હતાં, તેમ જ પોતાનાં અ. સૌ. (હાલ ગં.) માતુશ્રીના કંઠથી પણ વર્ષો પર્યંત સાંભળ્યાં પણ હતાં. શામળભટ્ટની વાર્તાઓ પિતાને મુખેથી સાંભળી હતી, તેમ રાતના ઉજાગરા માણભટ્ટોને અને હરદાસોને સાંભળવાને કર્યા હતા. વૃદ્ધ પિતામહ તથા પિતામહીના યુગલને બ્રહ્મમુહૂર્તમાં નરસિંહ આદિનાં પદો ગાતાં સાંભળેલાં છે; અને તેના રણકાર હજીયે કાનમાં રણરણે છે.

૫૯ જુઓ સ્વ. નવલરામભાઈનું મે.મેરૂ. પાનું ૧૭.

બીજા પ્રસંગમાં એવી ખુબીથી સરે છે કે ચતુર શ્રોતાજનો જ તે સહસા કળી શકે. તેની બુદ્ધિ પ્રશસ્ત છે, તેનું વાંચન વિશાળ અને વસ્તુસાધનસંપત્તિ અઢલક છે; તેમ સહજ સ્ફુરી ઉઠે એવી હસ્તામલકવત્ સુસાધ્ય છે; તેની વસ્તુયોજનાશક્તિ તેમ જ પાત્રાલેખનશક્તિ અને પ્રસંગપસંદગી પણ સામાન્ય રીતે ઉત્કૃષ્ટ તેમ જ ઔચિત્યવતી છે. તેની નીતિભાવના ઉદાર અને ધર્મપરાયણ છે; તેની વૃત્તિ અને આશય ઉંચા પ્રકારનાં છે; તેનું વાક્ચાતુર્ય ઈશ્વરદત્ત અને પ્રાસાદિક છે; તેનો જુસ્સો વિરલ તેમ જ સહજ છે; તેની ભાષા શુદ્ધ, પ્રૌઢ, હૃદયસ્પર્શી અને સંક્ષિપ્ત છે; તેની ભાષાભક્તિ અખંડ, અતિ ઉત્કટ અનુરાગવતી તેમ જ ઉજ્જ્વલ છે, અને તેનું દેશાભિમાન પણ ગૌરવભર્યું છે; તેની વર્ણનછટા સહજ અને રસ ઝરતી હોવા સાથે સામાન્ય રીતે કૃત્રિમતાના અંશોથી વિહીન છે; તેનાં રીતભાતનાં અને જનસ્વભાવનાં વર્ણનો તેમ જ સ્થિતિનાં ચિત્રો સૌંદર્યની ધમકવાળાં છે; તેની મીઠાશભરી વાણી અને વાણીસામર્થ્ય અહોબુદ્ધિ પ્રકટાવે છે; તેનો શબ્દભંડાર વિપુલ અને સહજસિદ્ધ છે, ત્યારે શબ્દાડંબર ક્વચિત્ક છે; તેના તર્કતરંગો ઉંચા અને તરવરતા છે; કલ્પનાનાં ઉડ્ડયનો રમણીય અને ભવ્ય છે; અલંકારો તો તેના હસ્તમાં જ રમી રહેલા જણાય છે; પરંતુ અતિમોહથી કેટલીક વખત ઉપરાઉપરી ખડકીને કૃત્રિમતા તેમ જ પાંડિત્યનો પાસ તેને દઈ દે છે; તેના વિનોદ, ટોળ અને મર્મના નમ્ર પલટાઓ તાકયું તીર મારનારા છે; તેનું જનસ્વભાવનું, માનવ આવેશો અને લાગણીઓનું, લોકવ્યવહાર અને રૂઢિઓનું, સંસાર અને પ્રકૃતિનું જ્ઞાન ઊંડું તેમ જ મર્મગ્રાહી છે. આથી તેની ગ્રંથસંકલના અને પાત્રાલેખનની પદ્ધતિ ગુર્જર કવિઓમાં સર્વોપરિ નીવડી છે. તે મહાભારતાદિનાં પાત્રો અને પ્રસંગોને 'ઘરમતુ' કરવામાં એક્કો સિદ્ધ થયો છે. જો કે કાવ્યશાસ્ત્ર અને કળા તેમ જ રસનિષ્પત્તિની દૃષ્ટિથી વિચારતાં તેમાં કેટલેક પ્રસંગે કંઈક કંઈક ન્યૂનતાઓ અને અતિક્રમણો પણ જણાય છે ખરાં.

તેનું ગાનશાસ્ત્રનું જ્ઞાન પણ તેની કૃતિઓને વિશેષ દીપાવે છે અને

લોકપ્રચલિત રાગો, 'દેશીઓ' અને 'ચાલ' યોગ્ય સ્થાને વાપરવાની તેની ખુબી સુરસ છે. તે પિંગલનો જાણકાર છે. ઋષ્યશૃંગાખ્યાન, દ્રૌપદી હરણ આદિ તેમ જ નાટકો તેની સાબૂત પ્રતીતિ કરાવે છે. આખ્યાનોની ઘટનામાં તેણે પોતાના જમાનાના સંસાર અને રૂઢિઓને ઘણી જ કુશલતાથી ઊતાર્યાં છે અને હિંમતભેર ઈષ્ટ સમાજસુધારાનાં સૂચનો સૌમ્ય રીતિએ કર્યાં છે, એટલું જ નહિ પણ પ્રસંગ પડયે તેના અનિષ્ટ અંશો અને ખરાબ અસરો ઉપર માર્મિક છતાં સમર્યાદ આક્ષેપો પણ નિડરપણે કીધા છે. પરંતુ આ રીતનો અતિ મોહ થતાં અને 'જનમનરંજન'નો અતિલોભ જામતાં તે ક્વચિત્ ક્વચિત્, વિવેકની મર્યાદા વટાવી ગયો છે અને કેટલીક વખતે તો ઉચ્ચ પૌરાણિક સંમાન્ય અને ક્વચિત્ દિવ્ય પાત્રોને પણ અતિ માનવભાવમાં ઉતારતાં કેવળ અધમ સ્થિતિમાં જ મૂકયાં છે. આ કારણે તેનું પાત્રાલેખન સામાન્ય રીતે ગુર્જર કવિઓમાં ઉંચી કોટીનું હોવા છતાં કલુષિત કહીં-કહીં જણાય છે ખરૂં. તે પોતાના મંદિરે પાછા ફરેલા વૃદ્ધ સુદામાના મુખે જાણે વેશ્યાઓને–સંબોધતો. હોય, એવા અનુચિત ઉદ્ગાર પોતાની જ કુલીન ઋષિપત્ની પ્રત્યે કઢાવતાં તેની નિષ્કામવૃત્તિને લજાવે છે.[૬૦] સુભદ્રા-હરણમાં દ્રૌપદી જેવી પતિવ્રતા સ્ત્રીને મુખે "કંથ પાંચે પરહર્યા...પાપ-પુણ્ય બ્રહ્મ જાણે......મૃત્યુલોકમાં માર્ગ સર્વ મિથ્યા,"[૬૧] આદિ, "લે તારો સાલ્લો અને હું તો મારે ચાલી" એમ કહેનારી, કોળણને યોગ્ય શબ્દો કઢાવી, તેના સતીત્વને કલંકિત કરે છે. અષ્ટાવક્રાખ્યાનમાં ઉદ્દાલક જેવા કુલગુરુના મુખેથી "માતા પરણ્યા શૌરી......પશ્વાદિમાં જેમ જનેતા શું હશે?...એવો નથી કોઈ જ ભેદ શું તો મનુષ્યમાં[૬૨]?" આદિ અતિ

---

૬૦ "હું વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ.
તમને પાપણીઓ પરમેશ્વર પૂછશે, હુંને કાં આણો છો વાજ."
સુદામાચરિત્ર કડવું ૧૩.

૬૧ સુભદ્રાહરણ કડવું ૩૦ લીટી ૧૬૭૫ થી ૧૬૮૦.

૬૨ અષ્ટાવક્રાખ્યાન કડવું છઠ્ઠું. કડી ૫૨–૫૯–આમાં.આથી વધુ અશ્લિલ

અનીતિભર્યાં વચનો શિષ્ય પ્રત્યે ઉચ્ચારાવે છે. વળી જો કે તેણે નાગરિકતા માટે પંકાતા નાગરોની લગ્ન, સીમંત અને શ્રાદ્ધની રીતિઓને તેના ખુલ્લા સ્વરૂપમાં મજાકભેર પ્રકટ કીધી છે ખરી, પરંતુ શામળશાહના મોટા વિવાહમાં નાગર પ્રધાનની કુલીન પત્નીને "કપટી અને વિશ્વાસઘાતી" આદિ વચનોથી પતિને સંબોધતી અને "છરો લઈને છોકરીને છૂંદવા દોડતી" વાઘરણ જેવી ચીતરી છે. ૬૩

ઉચ્ચ પ્રકારનું ચિત્રાલેખન.

આવા અપવાદો તેનાં આખ્યાનોમાં ક્વચિત દીસે છે ખરા. બાકી વિશેષ અંશે તો તેણે પ્રચલિત લોકરૂઢિનાં હસનીય, ત્યજ્ય અને ગ્રાહ્ય અનેક તત્ત્વો ઘણી જ નિપુણતાથી રસભર રીતે તેમ જ ટકોરભેર પોતાનાં કાવ્યોમાં અત્રતત્ર આલેખ્યાં છે. સ્ત્રીશિક્ષણની તેની ઉચ્ચ ભાવના વિદ્યા-

---

વચનો છે. તે 'એઝ યુ લાઇક ઈ' માંનાં શેક્સપીયરનાં વચનોની યાદ દેવરાવે છે.

૬૩ જુઓ શામળશાહનો મોટો વિવાહ, આમાંયે કડવાં ૧૭ થી ૨૦, નાગર પ્રધાનનો સાસાર કેવો નીચતા અને અધમતા ભર્યો વર્ણવ્યો છે તે. તેમાં નીચેની પંક્તિઓ ખાસઃ—

મદન મેહેતો કહે બહુ થયું બાઈ, જે રૂચ્યું તે કર્યું જદુરાઈ
દબાયો દેખી દામની પેરે કુદી, છરો લેઈ કે' નાંખું કમળા છુંદી. ૨૬
પેટભરા એકલશૂરા કહી ભાંડયો, કે' કેઈ નઓહણે સંસાર માંડયો. ૨૬
શઠ નફટ નાગર તમે નીચ, પરણાવો પુત્રી તો કરૂં કીચ. ૩૦
નિર્લજ નાગરીએ મારી લાત, કંકાસ મુકો થઈ ભાગી શાત. ૪૦
એમ કહી ઝાલી કૂટિયું, કુંવરી કેરૂં પોતાનું કપાળ, (શામળશાહ કડવું ૨૦)
વારવા ગયે વિકાળ થઈ, રૂધિર ઝરે છે જેને ભાળ. ૧૧

..............................................

કંથને કહે છે કામની કુંવરી લેઇને પડું કૂપ,
ધાર્યું કર્યું તમે તમ તણું, રૂપચિહ્ન જોયાં અનુપ. ૧૨

..............................................

નંદિની આદિ પાત્રો પ્રતિબિંબિત કરે છે. લગ્નની ઉચ્ચ ભાવના પણ નળાખ્યાનાદિમાં ઝગહળે છે. તેણે મુખ્યત્વે સુન્દર અને ઉચ્ચ ભાવનાઓવાળાં સ્ત્રીનાં પાત્રો અને પ્રસંગો જ પસંદ કરી, ગુર્જર બંધુઓનાં હૃદયમાં સૌન્દર્યબુદ્ધિ અને ઉચ્ચ ભાવના ખિલવવા સફળ અને સરસ મથન કીધું છે. હૃદયના સ્વયંભૂ પ્રેમબળથી આકર્ષાયલાં ( ઉષા અને અનિરૂદ્ધ, નળ અને દમયંતી, મદાલસા અને ઋતુધ્વજ ) નાયકનાયિકાઓનાં સહજ ચિત્રો આલેખી, તેમનું ઉચ્ચ જીવન બોધપ્રદ રીતે પ્રકટ કર્યું છે, અને તે દ્વારા ઉચ્ચ સંસાર અને ગ્રાહ્ય રૂઢિઓનો સારો અને નિર્મળ પ્રભાવ લોકોનાં હૃદય ઉપર પાડયો છે. તેનાં ઘણાં ચિત્રો અણિશુદ્ધ અને જીવંત છે. તેની વર્ણનશૈલી ઠરેલી છતાં ઉલ્લાસભરી છે, સુખદુઃખનાં હૂબેહૂબ પ્રતિબિંબ પાડનારી તેનાં સંસારી વિવિધ કોટીનાં મનુષ્યોનાં ચિત્રો લાક્ષણિક અને છટાદાર તેમ જ કુશળતાના નમુના રૂપ છે. તેણે પામર તેમ જ ઉત્કૃષ્ટ બન્ને કોટિનાં પાત્રોનાં ચિત્રો ચિતરવામાં હદ કરી છે પ્રસંગોનાં પ્રતિબિંબરૂપ આછાં આછાં ચિત્રો તો તેનાં ઘણાંખરાં આખ્યાનોમાં તરવરે છે; નરસિંહ મેહેતા સંબંધી કાવ્યો, મોંમેરૂં, હુંડી, શ્રાદ્ધ, અને શામળશાહનો વિવાહ, ચંદ્રહાસ, મદાલસા અને માંધાતાખ્યાન તેની સબળ સાક્ષી પૂરે છે. પરંતુ હરિશ્ચંદ્રાખ્યાનનો કાળો અને ભંગી, નળાખ્યાનનો કલિ અને બાહુક, શામળશાહમાં મદન પ્રધાનની પત્નીનો વાઘરણ જેવો વ્યવહાર, રૂકિમણીહરણમાં રૂકિમણીનું રૂસણું, સુભદ્રાહરણમાં દ્રૌપદીનો કોપાનલ, હુંડીનો ડોશીવાણીઓ, મોંમેરાની નરસિંહની વહેલ, દ્રૌપદી સ્વયંવરની સુંદ ઉપસુંદને લલચાવતી મોહિની, નળાખ્યાનની હંસને પકડવા જતી દમયંતી, માંધાતાનો પ્રસવપ્રસંગ, અભિ-

---

એમ કહીને કર ધરી ઝગઝગતી એક કટાર
ફોક કરો વિવાહ નહીં તો, મરૂં, મારૂં આણી વાર. ૧૩
..........................................
જો વિવાહ ફોક નહીં કરાવો તો રૂધિર માસનો કરૂં કીચ. ૧૪

( શામળશાહ કડવું ૧૭ )

મન્યુ આખ્યાનમાં કૃષ્ણે ધરેલો શુક્રાચાર્યનો કપટવેષ, ( કડવું ૮ મું ) સુદામાચરિતમાં સુદામાનો પ્રયાણસમયનો વેષ, આદિ અનેક ચિત્રો આબેહૂબ આંખ આગળ તરવરી આવે એવાં જીવંત છે.

ઉજ્જવલ રસાલેખન.

પ્રેમાનન્દનો રસશાસ્ત્ર અને અલંકારશાસ્ત્રનો બહોળો પરિચય તેનાં આખ્યાનો ઉજ્જવલ રીતિએ કરાવે છે. તેણે લગભગ નવે રસ સુન્દર રીતે વર્ણવ્યા છે. કરૂણ રસમાં તો તે એક્કો હતો. મુખ્યત્વે નળાખ્યાન સહૃદય વાચકનાં નેત્રમાંથી અશ્રુ વરસાવે છે, તેમ મદાલસાખ્યાન, હરિશ્ચન્દ્રાખ્યાન પણ કંઈ કરૂણ રસમાં કમ નથી. તે જ પ્રમાણે તેનો વીર રસ પણ ઉચ્ચ પ્રતિનો છે, જોકે એકદમ હાકોટા પાડી નરમ મનુષ્ય પણ ઉંચો ઉછળી ઉઠે એવો નહીં. રણયજ્ઞ, અભિમન્યુ, સુધન્વા અને માંધાતાનાં આખ્યાનો અને દેવી ચરિત્ર, તેમ જ દ્રૌપદીહરણ પણ વીરરસના નમુના રૂપ છે. સુદામામાં હાસ્ય રસ વિલસે છે, તેમ માર્મિક હાસ્ય રસની અને મીઠી મશ્કરીની પ્રતીતિ મોંમેરૂ, હુંડી, અને શ્રાદ્ધ પણ કાંઈ ઓછી કરાવતાં નથી. વળી શામળશાહનો વિવાહ આક્ષેપગર્ભ કાવ્ય તરીકે સુપ્રસિદ્ધ છે શૃંગાર રસની જમાવટમાં તો તેણે હદ કરી છે, અલબત્ત તનમનાટભર્યો અને મસ્તીથી ઉછળતો તો નહીં જ; વ્રજભાષાના કેશવ, બિહારીદાસ આદિના કરતાં ઉતરતી પાંતિનો પણ બેશક ઉંચી જાતનો અને ધીરગંભીર ખરો. કવિ નર્મદ કહે છે તેમ "જો કે એનો શૃંગાર દયારામના શૃંગાર કરતાં પ્રૌઢતર છે, પણ તેટલો મસ્ત નથી, તેમ ચિત્ર આપવામાં દયારામ કરતાં વધારે સારો છે; તો પણ જેવો કાલિદાસનો, શેકસ્પીઅરનો, બાયરનનો, હાફેઝનો અને સુરદાસનો દર્દભરેલાં ચિત્રો આપતો, દુનિયાંદારી સમજાવી નીતિ બતાવતો, અને પંડિતાઈભરેલો છે; તેવો પ્રેમાનન્દનો નથી" (જૂનું નર્મગદ્ય પાનુ ૪૬૭ મું) ઓખાહરણમાં તો શૃંગારરસ ઉછળે છે; મદાલસામાં વિપ્રલંભશૃંગાર દીપે છે, નળાખ્યાનમાં પણ તે ચમત્કારિક છે અને માર્કંડેયની પવિત્રતાની કથામાં પતિવિષયક રતિ ઉજ્જવલ રીતે પ્રકાશે છે. શાંતરસ સુદામાચરિત અને અષ્ટાવક્રાખ્યાનમાં

પ્રધાનપણે ઉલ્લસે છે. વત્સલ (વાત્સલ્ય) રસ, અને પ્રેમરસ, નાગદમણ, દશમસ્કંધ અને માર્કંડેયના અલર્કાખ્યાનમાં ઉચ્ચ રીતે વિલસે છે. રૌદ્ર અને અદ્‌ભુત રસના ચમકારા મદાલસાખ્યાન, વામનકથા તેમ જ માર્કંડેયપુરાણનાં નરિષ્યંત, વત્સપ્રી, ધર્મવીર અને નાભારી વગેરેનાં ચરિત્રોમાં દિસે છે. તેનો અદ્‌ભુત રસ કૃત્રિમ કહી શકાય નહીં તેમ બહુ સ્વાભાવિક પણ કહેવાય નહીં, છતાં તે બહુધા પામર તો નથી જ. ભયાનક અને બિભત્સ રસ પણ પ્રસંગપરત્વે માર્કંડેયપુરાણાદિમાં વર્ણવ્યા છે, તેમ તે તે રસના ઉદ્દીપન અર્થે કામ, ક્રોધ, ક્રૂરતા, શોક, અસૂયા, આદિ ભાવો પણ તેણે પોતાનાં કાવ્યોમાં પ્રસંગપરત્વે ઉત્કૃષ્ટ રીતે ઉતાર્યા છે. જનસ્વભાવનું, સ્થિતિરિતિનું, સુન્દર વર્ણન, અષ્ટાવક્રાખ્યાન, માંધાતાખ્યાન, સુદામાચરિત્ર અને નરસિંહ સંબંધી સર્વે આખ્યાનોમાં ઉચ્ચ કક્ષાનું આલેખાયલું છે, તેમાં 'દશમસ્કંધ' તો સર્વોત્કૃષ્ટ છે આથી કેટલાક તેના દશમસ્કંધને મીલ્ટનના 'પેરેડાઈઝ લોસ્ટ'ની તેમ જ નળાખ્યાન અને મોમેરાને "ડન્ટી" કે "ગીટી" ના કાવ્યની કક્ષામાં મૂકે છે, અને તેનાં ચિત્રો અને કર્મરેખાને ચોસરના જેવાં નાટ્યકલાયુક્ત લેખે છે.

પ્રેમાનન્દનું સર્વાનુભવ રસિકત્વ તે જ સ્વાનુભવરસિકત્વ.

પ્રેમાનન્દ સર્વાનુભવરસિક કવિ હતો. છતાં તે સ્વાનુભવરસિક કવિઓને છક્કડ મારે એવો ઉંડો પ્રતિભાશાલી કવિ હતો. કેટલાક (રા. ભાનુસુખરામ આદિ) કહે છે કે, તેનામાં સ્વાનુભવરસિકતા ન હોતું, અને તેટલે અંશે તેની કાવ્યશક્તિ એટલી ઊંડી ન હતી! પરન્તુ તેમણે એ સમજવાની જરૂર છે કે 'સર્વ' માં 'સ્વ' આવે જ આવે, પણ "સ્વ" માં 'સર્વ' વિરલા દિવ્યચક્ષુઓને તો અચૂક જ આવે. એથી જ સ્વાભાવિક રીતે જ આર્યભાવનાવાળા પ્રાચીન, નિરભિમાની કવિઓ વિશાળ ઉદાર ભાવનાવાળા હતા, એટલે કે "વસુધાને કુટુમ્બ" ગણવાના વિચારવાળા હતા; પોતાનાં ગ્રાહક બંધુઓના સુખદુઃખને પોતાનાં જ સુખદુઃખ માની તેનો આબાદ પડઘો પાડનારા કવિઓ હતા. તેથી પોતાનાં મહાન્

પાત્રો દ્વારા જ, તેઓ આત્મલક્ષી ( subjective ) થવાને બદલે પરલક્ષી ( objective ) થવાનું વિશેષે પસંદ કરતા અને સ્વાનુભવને સર્વાનુભવની કક્ષામાં પૂરી ખુબીથી તેમ જ તાદાત્મ્યથી ઉતરતા. વળી સ્વાનુભવ તે કાંઈ સઘળાયે વ્યક્તિઓનો ઉદાર અને ઉન્નત હોય નહીં, અને હાલના કેટલાક અભિમાની કવિવર્યો અને કવિલલ્લામોની પેઠે પ્રાચીન કવિઓ પોતાને મહત્વની વ્યક્તિઓ લેખતા નહી, પણ પામર લેખતા. એટલે તેઓએ સ્વાનુભવ પ્રથક્ ગાયો નહિ, એ તેમની પ્રકૃતિને અનુકૂલ હતું જ. બાકી ખરા, નૈસર્ગિક કવિની કૃતિમાં તો તેનો આત્મા ઉતર્યા વિના રહેતો જ નથી; અને તેનાં હૃદયગુંજનો પણ તેમાં પાત્રોનાં ગુંજનો દ્વારા યથાયોગ્ય અવકાશ પામ્યા વિના રહેતાં નથી જ. એટલે તેના સર્વાનુભવરસિકત્વમાં તેમનું સ્વાનુભવરસિકત્વ ઓતપ્રોત થયલું હોય છે જ, અને તે જ તેમની સ્વાભિમાનિકી કૃતની ઉત્કૃષ્ટતા સૂચવે છે. કાલિદાસ, ભવભૂતિ, આદિ કવિઓ આનાં જ્વલંત દૃષ્ટાંત છે. તેમના હૃદયના ભાવો અને લોકલાગણીના અનુભવો તેમની કૃતિઓમાં તરવરતા જણાય છે. શું નરસિંહ મેહેતાનો દારિદ્રનો સ્વાનુભવ તેના ' સુદામાચરિત્ર 'માં, ધીરાનો વૈરાગ્ય અને યોગનો સ્વાનુભવ તેનાં પદોમાં, દયારામભાઈનું હૃદયમંથન તેમની દર્દભરી ગરબીઓમાં પ્રત્યક્ષ થતું નથી ? તેમ શું પ્રેમાનન્દનો પ્રભુપ્રેમનો સ્વાનુભવ દશમ સ્કંધમાં ઉતર્યો નથી ?

આથી નૂતન કવિવર્ગ સમજે છે તેવા સંકુચિત અર્થમાં કદાચ પ્રેમાનન્દ સ્વાનુભવરસિક નહિ હોય, અને નથી જ, તોય તેથી કાંઈ તેની કાવ્યશક્તિની કીર્તિ ઝાંખી થતી નથી. તેની અદ્ભુત કલ્પના, પાત્ર દ્વારા પ્રસંગપરત્વે ઉચિત ભાવ પ્રકટાવવાની અને ઉચિત દૃશ્ય પ્રત્યક્ષ કરાવવાની નિપુણ કળા, ધાર્યો રસ જમાવવાની સિદ્ધ શક્તિ, આદિ કાવ્ય–અંશો તે જમાનાની સ્થિતિ અને લોકરસવૃત્તિ વિચારતાં અને ગુર્જર સાહિત્યનું પૂર નાણતાં બેશક ઉચ્ચ પ્રતિના જણાયા છે. અને એ કાંઈ તેને માટે ઓછું ગૌરવભર્યું નથી.

# કવિ પ્રેમાનંદ અને ભાષાભક્તિનો યુગ

પ્રેમાનન્દ શું ભાષા-ભક્ત હોઈ શકે ?

આવા રસિક અને પ્રાસાદિક કાવ્યપ્રદેશમાં યથેષ્ટ વિહરનાર, ગુર્જર બન્ધુઓનાં વ્યવહારશીલ જીવનને ધર્મ અને નીતિના રસાલ બોધથી રસનાર, તેમ જ હરિભક્તિનાં દ્રવમય રહસ્યથી વિલસાવનાર, પ્રેમાનન્દના હૃદયમાં માતા ગુર્જરીને સર્વાંગસુંદર તેમ જ હૃષ્ટપુષ્ટ, જાજરમાન કલેવરવાળી કરવાનો અનુરાગ દૃઢમૂલ નિઃસંશય જામ્યો હતો અને તેણે એ અનુરાગનો બહેકાટભર્યો પમરાટ પણ વિવિધ રસિક કાવ્યકૃતિઓથી પોતાના "ગરવા દેશ ગુજરાત"માં ગામેગામ પમરાવ્યો હતો, એ વિષે શંકા હોઈ શકે જ નહિ. છતાં તેના નાટકસાહિત્યના પ્રકાશનથી તેમ તેના પ્રશંસકોનાં ગુણગુંજનોથી કેટલાક બુદ્ધિમાનો તેની એવી ભાષાભક્તિ અને દેશભક્તિ વિષે પણ શંકા ઉઠાવે છે. તેઓ તરફથી એમ કહેવામાં આવે છે કે, "પ્રેમાનન્દની ગુર્જર ભાષા તરફની તથા દેશ તરફની ભક્તિ વિષે બહુ સ્તુતિ થાય છે. અને તેના પુરાવામાં આ નાટકોનાં ભરતવાક્યો વારંવાર ઉપસ્થિત કરાય છે. **વસ્તુસ્થિતિ શી હશે**, તે પ્રભુ જાણે ![૪૯]"

આમાં પક્ષવાદીને શું ખુંચે છે, તે અમે પણ કહીશું કે પ્રભુ જાણે ! શું પ્રેમાનન્દની બહુ સ્તુતિ તો ખુંચતી નહીં હોય ? કારણ તેમ માનવા સાધન છે. અથવા નવીનોની ભાષાભક્તિ અને દેશભક્તિનો એકહથ્થો—કહો દાવો—ઇજારો પ્રાચીનોના વારસા રૂપ ઠરે છે, અને તેના આરંભના યશના

૪૯ રા રા નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયાનો કવિ પ્રેમાનન્દના નાટકો-નો નિબંધ; પાનું ૧૯ ૧—[ ક ]. સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ આદિ અન્ય સંમાન્ય ટીકાકારોની આ સંબંધી ટીકા સ્થળસંકોચથી અહીં ઉતારી નથી, તેથી આક્ષેપનું સંધાન એક જ વ્યક્તિ ઉપર છે, એમ સમજવાનું નથી જ; માત્ર સ્થાલિપુલાક ન્યાયે, પૂર્વપક્ષના વાદની કોટિ ઉપરના કથનમાં યથાસ્થિત દર્શાવાયલી હોવાથી અહીં ઉતારેલી છે. તેના વક્તા અત્ર ગૌણ, અતિ ગૌણ છે.

ભાગી પ્રાચીનો થાય છે, એ ખ્યાલ શું ખુંચતો તો નહીં હોય ? અરે રે ! જ્યાં ઝળહળતા દીપકપેરે પ્રેમાનન્દનાં તેની સતત ભાષાસેવા અને ભાષાભક્તિના જ્વલંત મૂર્ત સ્વરૂપ, ગંમાન્ય, સંખ્યાબંધ આખ્યાનો ગુર્જર બંધુઓનાં હૃદયને અદ્યાપિ પર્યંત ઉજમાળી રહેલાં મોજુદ છે, ત્યાં "વસ્તુસ્થિતિ શી હશે," એવી શંકા ઉઠાવાય છે. અને જે તપાસવાનાં સાધનો અતિ સુલભ છે છતાંયે, પ્રભુને તેની જાણનો હવાલો અપાય છે! ત્યારે પ્રેમાનન્દપુત્ર વલ્લભના શબ્દોમાં સખેદ એટલું જ કહેવાઈ જવાય છે કે,

આહા ! વળી એના થકી, સારા માઠા શું કરાય ?
પૂજાય છે પેર વના, વારૂ જ્યાં વિવેક છે ! !
× × × ×
વિદ્યાવાન હતા ગયા, એવો ગુજરાત આ.
× × × ×
ધિક્ક ધિક્ક ધ્યાન માન, અરે ન સહુ સમાન
કરવું હવે તો ખ્યાન, લાગો બુરે ટેવતા.[૬૪]

છતાંયે વસ્તુસ્થિતિ **શી હોવી ઘટે છે ?** અને શી હતી ? તે બાહ્ય તેમ જ આંતર પ્રમાણોથી તપાસવી આવશ્યક છે.

પ્રથમ તો એ પ્રશ્ન ઉઠે છે કે શું ભાષાભક્તિ સાહજિક નથી ? શું માતાના દૂધની સાથે જ તે અંતરમાં પ્રવેશ પામતી

સાહજિક ભાષાભક્તિ.

અને જામતી નથી ? ભાષાનો પહેલો હેતુ જ વ્યવહારસાધના છે અને વ્યવહાર સાથે અભિમાન તો નિકટપણે સંકલિત છે, એ વિચારતાં શું ભાષાભિમાન પણ અંતરનું સ્ફુરણ નથી ઠરતું ? શું સુજ્ઞ વિચારકોનું આ કથન સત્ય નથી કે, સંસારમાં માતા વિના સંતાન જીવન વિતાડી શકશે, પરન્તુ ભાષા વિના તો એક ઘડી પણ નિભાવી નહીં શકે ![૬૫] તો પછી શું એક સહૃદય કવિના અંતરમાંથી

---

૬૪. મિત્રધર્માખ્યાન–કવિત અને ૮ મું. પ્રા. કા. ગ્રન્થ ૪; ૫;

૬૫. પ્રસ્તુત લેખ છપાતી વેળા ( સને ૧૯૧૮ માં ) મારા એક સ્નેહી દક્ષણી

એવી વૃત્તિ પ્રકટે, એ અસ્વાભાવિક અને અસંભવિત છે? અને તેમાંય વળી જે કવિને જનસ્થિતિનો ગાઢ પરિચય છે, જેનું ગીર્વાણ તેમ જ હિન્દી ભાષાનાં ઉત્કૃષ્ટ સાહિત્યોનું અવલોકન ઊંડું અને મર્મસ્પર્શી છે, જે સ્વભાષાના સાહિત્યની પામરતાથી પૂરેપૂરો વાકેફ છે, તેમ જ જેનું હૃદય ગીર્વાણ અને હિન્દી ભાષાનાં આખ્યાન–વાર્તાદિના સારોદ્ધાર સાંભળવાની લોકસમૂહની ઉત્કટ આતુરતાએ વિંધ્યું છે અને જેનાં રસાળ આખ્યાનો રચવા તેમ જ રચાવવાના ત્રણ ત્રણ વીશીના સતત પ્રયાસો, સમાજના મુખ રૂપ ગણાતા પુરાણી આદિ કેટલાક સ્વભાષાભાષી બંધુઓની તેના વિકાસ પ્રતિ અવજ્ઞા અને સાંકડા મનના સ્વાર્થી અંતરાયોને લીધે ઉલટા ઉગે જાયા છે અને અનેકશાખી અને અનેકરંગી થયા છે, તેમ જ સંસ્કૃત અને હિન્દી સાહિત્ય તરફના ગુર્જર વિદ્વાનોના એકપક્ષી અનુરાગે પોતાના ગુર્જર બંધુઓને તે સાહિત્યનો પરિચય કરાવવાની જેની ઉદાર વૃત્તિને સતેજ કરી છે, એવા સહૃદય કવિની ભાષાભક્તિ શું તીવ્રતા ધરી ઉત્કટ થાય નહીં? ટૂંકમાં મતાગ્રહને ઘડીભર દૂર કરી, ઉપરના સપ્રમાણ સંયોગો લક્ષમાં લેવાય અને તે સાથે આ સહજ પ્રશ્નો વિચારાય, તો પ્રેમાનન્દની વિવિધ રસોત્પાદક અને લોકહૃદય આલેખનારી લોકભોગ્ય તેમ જ ઉચ્ચ સંસ્કૃત સાહિત્યનું પ્રશસ્ત પ્રતિબિંબ પાડનારી વિદ્વદ્‌ભોગ્ય કૃતિઓ પણ તેના સ્વભાષા પ્રત્યેની ઊંડી ભક્તિથી યોજાયલી હોવાનું સમજાયા વિના નહીં રહે, તેમ જેના દૃષ્ટાંત, તેમ જ પ્રેરણાથી પ્રેરાઈને સંસ્કૃત અને શિષ્ટ શિષ્યમંડળી અન્ય

---

વિદ્વાન (હાલ સ્વ.) રા. રા. મોરો વિનાયક શિંગણેએ આ વચન સાંભળતાં, મરાઠી "અભિનવ કાદંબરી"ના ભાષાંતરની પ્રસ્તાવનામાં રા. ગંગાધર રામચંદ્ર મો ગરેએ દર્શાવેલા આવા જ નીચેના ઉદ્‌ગાર તરફ મારું લક્ષ ખેંચ્યું છેઃ—

माता तशी स्वभाषा सेवाया हो आपणां उचित;
किंबहुना मातेहुनि अधिक हिची योग्यता असे खचित.
दे जन्म मात्र माता, भाषाव्यवहार चालवी सकल;
माते शिवाय जन्म हि जाय, न भाषे शिवाय एक पळ.

ભાષાસાહિત્યોને પડછે ધરાય એવી અને એકએકને ટક્કર મારે એવી, ચમત્કારિક રસભર કૃતિઓના ઢગ ઉપરાછાપરી સ્વભાષામાં પ્રકટ કર્યાં જાય, તે પુરૂષ સ્વભાષાના વિકાસ અર્થે અભિમાનથી પ્રેરાયો ન હોતો, એમ કહેવું, એ શું સમંજસ છે ખરૂં? તેમાંયે જ્યારે પ્રેમાનન્દના પુરોગામી નરસિંહ, પદ્મનાભ, કેશવ, ભાલણ, ભીમ, નરપતિ ઉદ્ધવ અખો, શિવાનંદ, રાજધર, આદિ થોકબંધ, ઉચ્ચકોટિના કવિઓને શ્રીમદ્ ભાગવત, કાદંબરી, પ્રબોધચંદ્રોદય, ગીતગોવિન્દ શિવગીતા, ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ બૃહત્કથા, કોકશાસ્ત્ર, દ્વાત્રિંશત્પુત્તલિકા, આદિ સંસ્કૃત ભાષાના કઠિન અને કૂટ ગદ્યપદ્યમય ગ્રંથોના "ભાષાબંધો મુગ્ધ રસિક શ્રોતાઓને," "સાહિત્ય ચાતુરી પ્રીછવવાને બાંધવા," "મુગ્ધરસિકોને રીઝવવા," "પુરાણના અધિકારી નહીં, એવાં નરનારીઓને કથામૃત પાવા અને ક્ષુધિનપણું ટાળવા" અભિમાનપુરઃસર પ્રેરાયેલા જોઇએ છીએ, તેમ જ જેના અનુયાયી અનુભવાનંદ, રત્નેશ્વર, વલ્લભ, શામળ, ધીરો, દયારામ આદિ કવિઓની રસાલ કૃતિઓ પણ એવા જ "લોકભાષા"ના ઉછળતા અનુરાગથી અને લોકભોગ્ય સાહિત્ય ખડકવાના ઉન્નત અભિમાનથી યોજાયલી આપણે જોઈએ છીએ, ત્યારે અથાક ભાષાસેવા ઉઠાવનારો પ્રેમાનન્દ એવી ભાષાભક્તિથી કેવળ વંચિત અને નિર્લિપ્ત જ હતો, એમ માની શકાતું નથી જ. તેમાંયે વળી પરાપૂર્વથી "હક્ક ધેલાકા"ના થાણાં સર કરી રહેલા પુરાણીઓ અને સંસ્કૃત હિન્દી સાહિત્યોના અભિમાની વિદ્વાનો સાથેના જે પ્રહારાત્મક વાદસંગ્રામો પોતાના પુરોગામી કવિઓની પેઠે પ્રેમાનન્દ અને તેના શિષ્યોએ ખેલેલા છે તે જોતાં તે ભાષાભક્તિના સંપર્કથી શૂન્ય હતો, એમ વિચારશૂન્ય વિવાદી વક્તા જ ઠોક સાથે કહી શકે. આ વાદકોટિ કેવળ અનુમાનથી પ્રેરાયેલી નથી, પરન્તુ ખુદ પ્રેમાનન્દના અને તેના પુત્ર બાંકા વલ્લભના ઉદ્‌ગારોનો પણ એને સબળ ટેકો છે.[૬૬]

---

૬૬. પ્રેમાનન્દમાં કાવ્યશક્તિ કેમ ખીલી, એ વિષે જણાવતાં, તે સ્થળે આ મુદ્દાનો ટેકો આપનારાં તેના પુત્ર વલ્લભે પ્રેમાનંદના શ્રીમુખે કઢાવેલાં વચનો ટાંકેલાં છે, તેથી અહીં તેની પુનરૂક્તિ કરેલી નથી.

પ્રેમાનન્દની ભાષાભક્તિને આમ અંકુરિત અને પલ્લવિત કરનારા સંજોગો આ પ્રમાણે પ્રતિપ્રશ્નોથી સૂચવાતાં, પ્રતિપક્ષીની શંકાનું સમાધાન કદાચ નહીં થાય, તેથી વિસ્તારથી, ભાષાભક્તિના સ્ફુરણનો પ્રશ્ન પુરાવાસર તપાસવો, એ યોગ્ય છે એ સિદ્ધ નિયમ છે કે, "ભાષાનો પ્રથમ ઉપયોગ વ્યવહારસિદ્ધિ છે." પરન્તુ જેમ જેમ એક ભાષા કેવલ વ્યાવહારિકી સ્થિતિ વટાવી વિચારકોટિમાં પ્રવેશ કરે છે અને ચિરંતન શિષ્ટ સ્વરૂપ પામતી જાય છે, તેમ તેમ સાહિત્યવતી થતી જાય છે. અર્થાત્ વિવિધ કોટીનાં સાહિત્યોના ગ્રંથોને ભાષામાં રચાવાના પ્રબંધો ઉત્કટ રીતે થાય છે અને જનસમાજમાં આદરને પાત્ર બને છે. આમ એક કાળે જ સાહિત્યની ભાષા અને બોલચાલની વાણી, અર્થાત્ લોકભાષા કેટલેક અંશે સ્વરૂપમાં ભિન્ન પડતી જાય છે. પછી જેમ જેમ એક લોકભાષા પ્રચાર તેમ જ કાળબલ, દેશબલ, અને પાત્રબલના યોગે શિષ્ટતા તેમ જ ઉચિત બંધારણ પામતી જાય છે, તેમ તેમ તેના પ્રયોજકો-સેવકોની લેખનપ્રવૃત્તિઓ દ્વારા તે ભાષા સાહિત્યવતી વાણીનું સ્વરૂપ લેતી જાય છે અને તેમની પ્રવૃત્તિઓ એવી વ્યવહારવતી વાણી–લોકભાષા દ્વારા સામાન્ય લોકને કાં તો રસાસ્વાદ કે કાં તો નવીન જ્ઞાન આપવાની વૃત્તિ–જે ખરી રીતે ઉંચી ભાષાભક્તિ જ છે તે–થી યોજાય છે. કેટલાક વિદ્વાનો વેદકાલના ઉત્તર ભાગમાં પણ વેદની સંસ્કૃત ભાષાની સાથે બીજી સંસ્કૃત લોકભાષા પણ હોવાનું અને સમય જતે તે શિષ્ટ સંસ્કૃત સાહિત્યની ભાષામાં પરિણામ પામી હોવાનું કહે છે તે જ પ્રમાણે સંસ્કૃત ભાષાસાહિત્યના યુગમાં જેમ જેમ જનસમૂહની લોકભાષા પ્રાકૃત બહુશઃ સંમાન્ય થતી ગઈ તેમ તેમ તેના શિષ્ટ સંયોજકોની પ્રવૃત્તિઓ દ્વારા યોગ્ય શિષ્ટતા અને ઉચિત બંધારણ મેળવી, પ્રાકૃતભાષાસાહિત્યમાં પરિણામ પામી. આમાં પણ એ સંયોજકોની પ્રાકૃત ભાષા પ્રત્યેની ભક્તિ કોઈ ને કોઈ હેતુવાળી દેખાય છે. બૌદ્ધધર્મી, પાલી ભાષાનું અને જૈનધર્મી માગધી ભાષાનું સાહિત્ય

લોકભાષાનું ગુર્જરોનું સહજ અભિમાન.

તેનાં જ્વલંત તેમ જ પ્રચંડ દૃષ્ટાંતો છે. ટુંકમાં જનસમાજ કાંઈ શિષ્ટ સાહિત્યવતી ભાષામાં નિત્યના વિચારવ્યવહાર ચલાવતો નથી, પણ તે કાર્ય તો લોકભાષાથી જ સધાય છે, અને તે દેશ, કાળ અને પાત્રના ભેદે સાહિત્યવતી ભાષાથી ભિન્ન લક્ષણવાળી હોય છે અને કાળે કરીને તેના સંયોજકોની અભિમાનપુરઃસર યોજાયલી શિષ્ટ પ્રવૃત્તિઓથી તે પાછી સાહિત્યવતી થાય છે. આ જ ન્યાયે અને ધાટિએ ગુર્જર લોકભાષા પ્રાકૃત અપભ્રંશાદિ સ્વરૂપોમાંથી ગળાઈને પરચક્ર, વ્યાપાર, યાત્રાસંગમ, અધિવાસ આદિ કારણોએ અન્ય ભાષાઓના શબ્દોથી સમૃદ્ધ અને સંપુષ્ટ થતી થતી કાળે કરીને ગુર્જર સાહિત્યમા પરિણામ પામી છે. બંગાળી અને મરાઠીનો વિકાસ આવી જ ધાટીએ થયલો જણાય છે. આપણી ગુર્જર'–ગુજરાતી ભાષાનું મૂળ પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં છે. આ સાહિત્યનો અનેકશાખી અને અનેકરંગી વિકાસ વેદધર્માનુયાયી તેમ જ જૈનમતાનુયાયીઓએ, ભાષાભિમાન–અથવા કહો કે પામર બંધુઓને સંસ્કૃત સાહિત્યનું જ્ઞાન લોકભાષા દ્વારા કરાવવાની આગ્રહી વૃત્તિ–થી પુરાણો, આગમો, કાવ્યો, ચરિતો, આખ્યાનો, રાસાઓ, અને અનેક કથાગ્રન્થો રચીને કર્યો છે. તેમાં બેશક જૈન કવિઓનો હિસ્સો મોટો અને માનપ્રદ છે. જૈન મુનિઓ, વ્યાપારીઓ અને યાત્રીઓએ કાંઈ અન્ય ભાષાઓના શબ્દો અને વિચાર દર્શનની રીતિઓથી ગુર્જર ભાષા અને સાહિત્યને સમૃદ્ધ તેમ જ રસાળ કરવામાં ઓછો હિસ્સો આપેલો નથી. વળી ગુર્જર નૃપતિઓના દરબારમાં જૈનોનો પ્રભાવ જામતાં કુમારપાલ આદિ સમ્રાટોના સમયમાં રાજ્યબલે પ્રાકૃત ભાષા કંઈક અંશે વ્યાપક ભાષા પણ બની હતી, અને તે ખચિત બંધારણ પામતાં જૈન લેખકોને હાથે પ્રાકૃત સાહિત્યમાં, સંગીતશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્ર જેવી ફૂટ વિદ્યાઓ પણ ચિરંતન સ્થાન પામી છે. તેઓનાં તેમ જ બૌદ્ધોનાં પણ પોતાનું ધર્મસાહિત્ય પ્રાકૃતમાં જ અંકિત કરવાનાં પ્રથા અને આગ્રહ સુપ્રસિદ્ધ છે. જૈનોનું પ્રાકૃત ભાષા પ્રત્યેનું અભિમાન એટલું તો જ્વલંત હતું કે તેઓએ પ્રાકૃતને ધર્મભાષાની સંજ્ઞા આપી

છે, અને સાહિત્યવિકાસને જીવનકાર્ય ગણ્યું છે અને તેઓમાંના કેટલાક ગુર્જરસાહિત્યના ઘટકો પણ પ્રાકૃતનો મોહ હજી સુધી પણ ત્યજી શકતા નથી, એ સુપ્રસિદ્ધ જ છે.

વસ્તુસ્થિતિ જ એ છે કે કુદરતી રીતે જ દેશાભિમાન અને સ્વભાષાભિમાનનું સ્ફુરણ પ્રત્યેક વ્યક્તિને તેની પાત્રતાના પ્રમાણમાં અવશ્ય થાય છે. અને તેમાંયે ગુર્જર પ્રજાને, પોતાની પ્રાકૃત ભાષા વિષે એટલું બધું અભિમાન હતું અને તે એમને એટલી તો પ્રિય હતી કે,–**अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः**–ગુર્જરો **પોતાની જ અપભ્રંશ ભાષા સિવાય બીજી કોઇ ભાષાથી સંતુષ્ટ થતા નથી,** એ ઉક્તિ સાહિત્યમાં સુપ્રસિદ્ધ રીતે અંકાઇ છે. વળી આવા જ ભાષામોહને લીધે લાટ દેશના લોકો સંસ્કૃતના વિદ્વેષી ગણાતા[૬૭] હતા, તેમ સુરાષ્ટ્રનિવાસીઓ પોતાની વા·

---

૬૭. પ્રાકૃત ભાષાનો મોહ ગુર્જર લોકને કેટલો હતો, તે નીચેના શ્લોકથી જણાશેઃ–

श्रृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥

( સરસ્વતી કંઠાભરણ. ૨. ૧૩. )

यद्योनिः किल संस्कृतस्य सुदृशां जिह्वासु यन्मोदते
यत्र श्रोत्रपथावतारिणि कटु भाषाक्षराणां रसः ।
गद्यं चूर्णपदंपदं रतिपतेस्तत्प्राकृतं यद्वच–
स्तॉंल्लाटॉंल्ललिताङ्गि पश्य नुदतीं दृष्टेर्निमेषव्रतम् ॥

( સરસ્વતી કંઠાભરણ. ૨ ૨૩. )

लक्ष्मीकर्त्तुं प्रवृत्तोऽपि लाटी लडहवीक्षितैः ।
लक्ष्मीभवति कन्दर्पः स्वेषामेवात्रपत्रिणाम् ॥
गिरः श्रव्या दिव्याः प्रकृतिमधुराः प्राकृतधुरः
सुभव्योऽपभ्रंशः सरसरचनं भूतवचनम ।

ણીને મૃદુ કરવા અપભ્રંશનું મિશ્રણ સંસ્કૃત વચનો ભેળું કરતા હતા, એ સુવિદિત છે. આવો ભાષામોહ કેટલાક રાજાઓના દરબારોમાં પણ રાગપૂર્વક પ્રવર્ત્યાનાં દૃષ્ટાંતો સંસ્કૃત સાહિત્યમાં અંકાયલાં મોજુદ છે.[૬૮]

આમ ભાષાભિમાન સાહજિક રીતે પરાપૂર્વથી ગુર્જર ભાષા-ભાષીઓમાં ઉતરી આવ્યાનું પ્રમાણોથી સિદ્ધ થતું હોઈને પ્રેમાનંદના કાલપૂર્વે અને તેના જમાનાની વસ્તુસ્થિતિ શી હોવી ઘટે છે, તે સૂર્યપ્રકાશવત્ સ્પષ્ટ સમજાય છે. ગુર્જરી ભાષાનું અભિમાન ગુજરાતમાં ગુર્જરોનું રાષ્ટ્ર સ્થપાયું ત્યારથી પ્રવર્ત્યું હોવું સંભવે છે. જો કે સંસ્કૃત ભાષા ચાલુક્ય અને વાઘેલા રાજવંશીઓના કાલમાં ઉચ્ચ પીઠાસનસ્થ હતી, છતાં પ્રાકૃત-અપભ્રંશ ભાષાએ કાંઈ ઓછી પ્રતિષ્ઠા તે સમયે પ્રાપ્ત કરી ન હતી એમ ગ્રંથરચનાદિથી જણાય છે. ગુજરાતમાં વિક્રમ સંવત ૧૪ મા સૈકા પર્યંત સંસ્કૃત ભાષા અને પ્રાકૃતભાષાનું પ્રાબલ્ય પૂર જોરમાં હતું, પરંતુ તે પછી વ્યવહારવતી—ગુજરાતી ભાષા ધીરે ધીરે સાહિત્યવતી થતી થઈ, અને મુસલમાનોના આક્રમણે નવાં બલ અને નવાં તત્ત્વ જમાવતાં તેને પૂરતી

---

विदग्धानामिष्टे मगधमधुरावासिभणिति—
निबद्धा यस्तेषां स इह कविराजो विजयते ॥

( બાલરામાયણ ૧-૧૧ )

વળી રાજશેખર કવિએ 'કાવ્યમીમાંસા'ના "પાઠ પ્રતિષ્ઠા" નામના સાતમા અધ્યાયમાં લાટનિવાસી, અને સુરાષ્ટ વાસીઓના પ્રાકૃત ભાષાના મોહ વિષે પણ શ્લોકો આપેલા છેઃ—

सुराष्ट्रत्रवणाद्या ये पठन्त्यर्पितसौष्ठवम् ।
अपभ्रंशावदंशानि ते संस्कृतवचांस्यपि ॥

૬૮. કવિ રાજશેખરકૃત "કાવ્યમીમાંસા"ના અધ્યાય ૧૦, (કવિચર્યા, રાજચર્યા) જુઓ. કુન્તલ દેશના સાતવાહન રાજાનો પ્રાકૃત ભાષાનો મોહ, દેશ પરત્વે, યોગ્ય ભાષાનું આશ્રયણ, વગેરે આનાં માર્ગદર્શક છે. (ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ, નં. ૧, પાનાં ૪૯-૫૦).

અનુકૂળતા કરી આપી. આ સમયમાં તેમ જ તે પછીના સમયમાં વૈદિક તેમ જ જૈન કવિઓના અવિરત પરિશ્રમને યોગે ઉત્તરોત્તર પ્રાચીન ગુર્જર સાહિત્ય ઉદ્‌ભવ પામતું ગયું.૬૯

આથી જણાશે કે, પ્રાચીન ગુર્જર કવિઓના અંતરમાં ભાષાભક્તિનાં બીજ મૂળ—જન્મથી જ પરંપરાગત ઉંડાં જામતાં આવેલાં છે, અને સહૃદય પ્રેમાનંદ તથા તેના અનુયાયી કવિઓનાં અંતરમાં પણ દૃઢમૂલ થયાં હતાં, એ નિઃસંશય છે. એ જ ભાષાભક્તિના જોમે તેઓએ, તેમના પૂરોગામી કવિઓએ તેમ જ જૈન કવિઓએ પણ પુરાણો, ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, યોગ, સંગીત, વિજ્ઞાનઆદિ શાસ્ત્રો અને આગમોના આધારે વિવિધ કોટીનાં કાવ્યો, કથાઓ, સજાયો, ગાથાઓ આદિ રચી, ગુર્જર જનસમાજનાં હૃદય ઉજ-માળ્યાં અને ઉન્નત કીધાં છે. ભાષાભક્તિના સંબંધમાં આવી વસ્તુ-સ્થિતિ સુસ્પષ્ટ છે.

લોકભાષાની ઉપયોગિતાનાં કથન.

આ સાથે એક બીજો પ્રશ્ન પણ વિચારવાનો છે. ઉપર કહ્યું તેમ ગુર્જર કવિઓને ભાષાભક્તિનું સ્ફુરણ સહજ થયું હતું, અને થવું જોઇતું જ હતું તો એ પ્રશ્ન કેટલા-કને થશે કે તેઓએ શા માટે મુક્ત કંઠે ગુર્જર ભાષાનાં ઉત્તમ લક્ષણોનું ગાન પોતાની કૃતિઓમાં

૬૯. કવિ નર્મદ નર્મકોષની પ્રસ્તાવનામાં ગુજરાતી ભાષાના નિબંધમાં નોંધે છે કે, "ભાષા અર્થઘટ અને ઘાટિલી સુંદર થતી આવી છે, ને થાય છે. કોઈ પણ મોટા અર્થને યથાસ્થિત સુંદર દર્શાવવાને સત્વર વળી શકે તેવી છે." અહીં ટીપણમા તે લખે છે કે "દ્રવિડ પણ્ડિતના 'વિશ્વગુણાદર્શ' નામના ગ્રંથમાં ગુ-જરાતી ભાષાને મીઠી કહી છે. મને એ સાંભરે છે કે ખંભાત જિલ્લે એક ગવર્મેણ્ટમાં રેકર્ડ મેં વાચ્યું છે કે ખંભાતના કોઈ કલ્યાણરાય નામના વાણીયાના કાળમાં ગુ-જરાતી ભાષા સુંદર કહેવાતી. એણે ખંભાતમાં પારસીઓના વધી ગયલા જોરને તોડયું હતું. જયદેવ કવિએ અષ્ટપદીમાં ગુર્જરી રાગને ઘણા માન સાથે ગણનામાં લીધો છે. સોરઠી મીઠી એમ કંચનીઓ ગાય છે. ગરબીગરબાની વાણી ગુજરા-તીની જ વખણાય છે." વગેરે.

કર્યું નથી તથા પોતાના ભાષાભિમાનના આલાપો લીધા નથી ! તેનો ઉત્તર એટલો જ કે ગુર્જર સાહિત્યના આરંભકાલના કવિઓને ભાષાભિમાન સહજ લાગ્યાથી તેના ગુણગાનની ખાસ અગત્ય નહીં લાગ્યાથી માત્ર તેનો અતિસંક્ષિપ્ત ઉલ્લેખ આખ્યાનને અંતે કરતા. બાકી તો તેઓ નિરભિમાનતા–અભિમાનના ત્યાગ–ને કવિનું એક મુખ્ય લક્ષણ ગણતા, એટલે તેમણે પ્રશંસાને સ્થાન આપ્યું નથી, એ તેમના ઉદ્‌ગારો જ કહી આપે છે. જો કે કવચિત્ કોઈ કોઈ કવિએ વિરોધીઓનાં મુખ બંધ કરવા માતૃભાષાની અગત્ય અને આપવડાઈ હાંકી છે ખરી, પણ તેવાં દૃષ્ટાંત વિરલ છે. દૃષ્ટાંત તરીકે ભાલણ, ભીમ, શિવદાસ, પ્રેમાનંદ, શામલ, આદિએ પોતાને રસ, અલંકાર, પિંગલ, ભાષાભેદ, કલા, આદિનું જ્ઞાન નહીં હોવાનું કહ્યું છે, પરંતુ તેમની કૃતિઓ એ સર્વનું જ્ઞાન તેઓમાં સવિશેષ હોવાનું સિદ્ધ કરે છે વળી જે સંસ્કૃતસાહિત્યના આધારે તેમને પોતાનાં આખ્યાનો રચવાનાં હતાં તે પ્રત્યેની તેમની માનબુદ્ધિ કંઈ ઓછી ન હતી. એટલે તેઓ તેની અપેક્ષાએ ગુર્જર ભાષાને વખાણવાનું પસંદ કરતા જ નહી, અને કરે જ નહીં એ કુદરતી છે. પરંતુ સંસ્કૃત, વ્રજ અને હિન્દી ભાષાના ગુર્જર ભક્તોએ તેમના લોકભાષાસેવાના પ્રયાસોની કરેલી નિંદા સહન ન થતાં લોકભાષાની મહત્તા અને અગત્ય સચોટ રીતે સમજાવવા ખાતર જ એવા સ્પષ્ટ ઉદ્‌ગારો કાઢ્યા છે અને તેમ કરતાં પણ અભિમાનનો પાસ લાગી ન જાય તે માટે શિષ્ટ સાહિત્ય, શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન આદિનાં રહસ્યોનો રસમય પરિચય ગુર્જર બંધુઓને કરાવવાનો અને ધર્મોપદેશ તથા સંસ્કૃત સાહિત્યના રસાસ્વાદથી જીવન ઉન્નત કરવાનો નમ્ર હેતુ ઉઘાડ વર્ણવ્યો છે.

ઉપરાંત હિન્દી અને મરાઠી કવિતા સાહિત્યના આરંભ અને પુષ્ટિનાકાલમાં કવિઓએ ગીર્વાણ ભાષાના હીમાયતીઓ સાથે બાથ ભીડી પોતાની માતૃભાષા પ્રાકૃતમાં કવિતાઓ આવા જ ઉન્નત અને ઉદાર હેતુથી રચી છે અને લોકભોગ્ય સાહિત્ય નીપજાવ્યું છે. મરાઠી સાહિત્યના મહારથીઓ જ્ઞાનેશ્વર ( શક ૧૧૯૭–૧૨૧૮ ) તુકારામ ( શક ૧૫૩૦–૧૫૭૧ ), વામન

(શક ૧૫૪૭–૧૫૯૫), શ્રીધર (શક ૧૫૨૭–૧૫૯૯), મોરો (શક ૧૬૫૨–૧૭૧૬) આદિએ પ્રાકૃત ભાષા સાહિત્યની અત્યંત અગત્ય મુક્ત કંઠે પ્રતિપાદન કરી છે. એ જ રીતે હિન્દીમાં પણ તુલસીદાસ આદિ સુપ્રસિદ્ધ કવિઓએ એવા અભિમાનપૂર્વક ગંગાસમાન પ્રાકૃત કવિતાસરિતાઓ વહેવડાવી છે.

વળી હાલ જેમ સમસ્ત ભારતવર્ષ માટે એકરાષ્ટ્રીય ભાષા ખીલવવાની હિમાયત થાય છે અને તેનો પ્રેરક હેતુ સ્વદેશભક્તિ છે, તેમ પ્રાચીન ગુર્જર કવિઓની લોકભાષાની સેવાનો પ્રેરક હેતુ ધર્મજ્ઞાનભક્તિ હતો. આંગ્લ સાહિત્યના ઇતિહાસથી જણાય છે કે, મિલ્ટનના જમાનામાં લેટીનમાં જ શિષ્ટ લેખકો ગ્રંથ લખે, એવો અતિ આગ્રહ હોવા છતાં સામાન્ય જનોને અર્થે આંગ્લ ભાષામાં સાહિત્ય લખવાની મિલ્ટન આદિ આંગ્લ લેખકોની પ્રવૃત્તિ તીવ્ર થઈ હતી. વર્તમાન કાલમાં રોમેશચંદ્ર દત્ત, બંકીમચંદ્ર અને ડૉ. સર રવીન્દ્રનાથ ઠાગોર પણ અંગ્રેજી સાહિત્યના સમર્થ પૂજક અને લેખક હોવા છતાંયે પોતાના બંગાળી બંધુઓ માટે સ્વભાષા બંગાલીના સાહિત્યને પુષ્ટ કરવા પ્રવૃત્ત થયા. મરાઠી પ્રાચીન તત્ત્વજ્ઞાતા કવિઓ ગીર્વાણ ભાષાના પ્રખર પંડિત હોવા છતાંયે પોતાના પ્રાકૃત બંધુઓને ધર્મ–ઉપદેશ આપવા મરાઠી સાહિત્ય વિકસાવવા પ્રેરાયા, તેમ જ નરસિંહ, ભાલણ, ભીમ, નરપતિ, ઉદ્ધવ, આદિ પણ પ્રેરાયા હતા. તેઓ સંસ્કૃત સાહિત્ય રચવાને પ્રબળપણે સમર્થ હતા છતાં પોતાના પામર ગુર્જર બંધુઓની જ્ઞાનપીપાસા છીપાવવા ખાતર લોકભાષા ખીલવવા ઉદ્યુક્ત થયા. નાકર જેવો બહુશ્રુત કવિ આખ્યાન ઉપર આખ્યાન લખી ગુર્જર પ્રજાને સાદર કરવા પ્રવૃત્ત થયો છે. અખા જેવો શુષ્ક કવિ હિન્દીનો જ્ઞાતા હોવા છતાંયે વિશદ વેદાંત વિજ્ઞાન ગુજરાતીમાં ઉતારવા પ્રેરાયલો છે. એ સહુ કવિઓનો કાવ્યરચનહેતુ નીચે ઉતારેલાં કથનોથી વિશેષ સ્પષ્ટ થાય છે. કવિઓએ જે ભાષાસેવા નિષ્ઠાપૂર્વક, અને પોતાના કાલના એક પંડિતંમન્યવર્ગની નિંદાઓ અને આક્ષેપો સહીને બજાવી છે, તે એમની ઊંડી ભાષાભક્તિનું જ્વલંત દૃષ્ટાંત નથી તો બીજું શું છે?

( સંવત ૧૫૧૨ અગાઉ રચાયલો ગ્રંથ. )

રાધા ઘનશ્યામનો સુરતસંગ્રામ આ, વર્ણવી આમ હું વંદું સહુને;
છે દોષ હરિયાવ, પણ ગાયન ભાવ, કરિએ ભાઈ ! રાવ, નમંન બહુને.
અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેવું હીસે, ગાય, હીસે ને જ્યમ તીર લાગે;
તેમાં કોવિદ કવિ નહીં, વાત કંઈ નવી નહી, ભક્ત અનુભવી નહી રે આગે.
વાસ વસવા નહી, સાધન પાસ નહી, નાગરવટ નહીં, ખટપટ નહીં, એક ધારી
હઠ હરિગાન કરવું વળી કૃષ્ણનો દાસ થઈ ઉલટ ભણવું;
હરકતો સહુ સુણી, કાવ્ય જાયે હણી, મતિ સહુ સહુ તણી જોડી જોયું.

( નરસિંહ સુરતસગ્રામ પદ ૧૨; બૃ. કા. ભા ૪ )

( અપભ્રષ્ટ ગુર્જર ભાષામાં કાવ્યું કેવું લાગે, એ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે જેને ગાતાં હૃદય હીસે-આનન્દથી બહેલાય અને જેમ તીર સોંસરૂં હૃદયમાં પ્રવેશે છે તેમ તેનો ભાવ ઉંડો જામે. તેમાંયે જો હું કોવિદ ( રસાલંકારનિપુણ ) કવિ હત, મારે કાવ્યની વાત નવી મનઃકલ્પિત કે અદ્ભુત ઘટના વાળી કહેવાની હત, તેમ જ મારી પૂર્વેના ગુર્જર અનુભવી ભક્તોનાં કાવ્ય મારી સમક્ષ હત, મારી પાસે વિપુલ સાધનો હોત, નાગરવટ-નાગરોની ટાપટીપ, કલાચાતુરી બતાવવાની હોંસ અને ખત્તરવટ થઇ ખટપટ કરવાની વૃત્તિ હત, વળી કૃષ્ણનો દાસ હોવા છતાં મારે રાધા જિતી એમ ઉલટું ગાવું પડયું છે, તેમ ગાવાનું ન હોત; ટુંકામાં આવી આવી, હરકતો નડી ન હત તો ખરૂં ગુર્જર કાવ્ય કાંઈ ઓર જ અસર કરનારૂં થાત. )

( સંવત ૧૫૨૯ માં રચાયલો ગ્રંથ. )

શુકે જે સંક્ષેપે કહ્યા, શ્લોક સહસ અઢાર,
તે અણુધી અવગાહવા, હઇએ હામ અપાર.
જ્યમ તેતર સાયર તરે, પંગુ પર્વત શ્રૃંગ,
યમ ફલ ઇચ્છે વામનો, પ્રાશન વૃક્ષ વિહંગ.
મંદ ભાગ્ય, મતિમંદ હું, મંદ મહાકલિકાલ,
ઈછા મનને અતિ ઘણી, ગુણ ગાવા ગોપાલ.
ચાતક મન ચિંતા કરે, મુખ માંહે ઘાલું મેહ,
એક બિંદ આવી પડૂં, ગલે ગિરિ ગયૂં તેહ.

× × × ×

મુંડ સહસ્ત્ર કણ મુંઠડી, સાયર ચંચો ચંચ,
ત્યમ હું હરિલીલા કહું, સેહેજે પ્રાકૃત સંચ.
માંહે થકો માધવ મુજ કહે, અંતર્યામી રૂપે રહે;
વિપ્રચરણનો વલી પસાય, અનંત રૂપ જે અવની માહે,
ખોડયમ દેશો કવિજન કોય, યદ્યપિ જૂઠું સાચું હોયે,
અપરાધિ બાલિક જાણજો, એમ કરી કરુણા આણજો.

( કેશવકૃત દશમસ્કંધ, સર્ગ ૧ લો, ૪૭-૫૫ )

( સંવત ૧૫૪૧ માં રચાયલો ગ્રંથ. )

આગઈ અનેક કવિજન હુઆ, તેણઈ પ્રબંધ બાંધા જૂજૂઆ;
તેહ કથાનાં લેઈ રૂપ, માંડિસ સરોવર જમલુ કૂપ.

( ભીમકૃત હરિલીલા કલા ૧-લી, કડી ૪૨ )

જ્ઞાનસાગર ભાગવત મઝારિ, ભગતિ, વૈરાગ્ય, વિવેક, વિચાર,
બ્રહ્મવિદ્યા નઈ આત્મબોધ, વળી વિશેષઈ શાક્ત પ્રયોગ ૯૮
તિણઈ કારણિ શૂદ્ર નઈ નાર, કઠિન ગ્રન્થ નવ લહિ વિચાર,
પ્રાકૃત અર્થ જાણેવા સહી, ભીમ ભણઈ કીધી ચૂપૈ. ૯૯
કરિસ કથા એ સમરથ, માંહિ મૂકિશિ પરમારથ,
અલ્પમતિ નહીં જાણઈ કોઈ, જાણ હસઈ તે લેસઈ જોઈ. ૧૦૦
વિઘ્ન કરઈ જે કુત્સિતમતિ, યાત્રા જાતાં દ્વારામતી,
હરિગુણ ગાતાં જે નર હસઇ, કલ્પ કોટિ તે રૌરવ વસઈ. ૧૦૩
એહ માંહિ અછઈ અમૃત, જિમ તિલિ તેલ, દૂધ માંહિ ઘૃત ૭૦
કાષ્ટિ હુતાશન, પુષ્પિ વાસ, તિમ એહ મધ્યિ પ્રબોધ પ્રકાશ. ૧૦૪

( ભીમ-હરિલીલા ષોડશકલા-કલા ૧ લી )

---

૭૦ જૈન કવિઓની ભાષાશક્તિના ઉદ્ગારો સમયસંકોચ તેમ સાધનોની અસુલભતાથી અહીં ઉતારેલા નથી. તેથી જૈન બંધુઓ ક્ષમા કરશે, એવી આશા છે. તેઓની અવજ્ઞા કરવાનો યત્કિંચિત્ પણ હેતુ નથી. આ વિષય વિષે એક સ્વતંત્ર લેખ ઈશ્વરેચ્છાથી લખવામાં આવશે, તો તેમાં અવશ્ય તેને યથાયોગ્ય અવકાશ મળશે જ.

( અહીં કવિ શૂદ્ર નરનારને કઠિન ભક્તિ, વૈરાગ્ય, વિવેક, વિચાર અને આત્મબોધના રહસ્યથી વાકેફ કરવા, અલ્પ મતિવાળાંઓનાં વિઘ્નો છતાં લોકભાષામાં ગ્રંથ બાંધવા પ્રેરાયાનું જણાવી, તેની હિમાયત કરી અનુરાગ દાખવે છે. )

( સંવત ૧૫૪૦ માં રચાયેલો ગ્રંથ. )

संस्कृते हि सु दुर्बोधं प्राकृते हि विशेषतः
वासुदेवपरत्वेन भाषया किंचिदुच्यते ॥

ભાષાનું કારણ નહીં, કારણ અર્થવિશેષ,
સંમતિ એહ ઉપરિ કહૂં પિંગલ ગાથા એક. ૩

अर्थविशेषो कहिं भाषा जा होइ सा होइ
तज्जइ दोषसमूहं अज उत्तमं पिंगलं भणयम् ॥ ४ ॥

મુગતીમૂલ એ સાત રસ, નવ રસનિ ધુરિ યેહ,
મોક્ષપણે તિણ કારણે, બોલિસું મહીયા એહ. ૧૫
આગઇ નાટક બોલિયાં, કવિજન બહુ મહિમાઇ,
વલી કિશાં કારણિ, કરી કીધુ તમ્હો ઉપાઇ. ૧૬
વિવેક વિચાર વિસ્તરઇ, ત્યજઇ માહામોહ દંભ,
ભીમ ભણઇ તેણઇ કારણિ, એ ગ્રંથ તણુ આરંભ. ૧૭
સાંભળતાં સુખ પામીઈ, ભણતાં દુખ સવિ જાઇ,
એહનુ અર્થ વિચારતાં મતિ અતિ નિરમલ થાઇ. ૧૮
અહિનિશિ અવલોકન કરઈ, એહ પ્રબોધપ્રકાશ,
તે નર નારાયણ તણુ, પામઇ પદ અવિનાશ. ૧૯
વિચિત્ર પદ પાવન કથા, જુ ગુણ નહિ ભગવાન,
તુ નિરસ તે શોભઇ નહી, ઘૃત વિણ યમ ભોજન. ૨૦
અણુદ્ધ પદ પાવન કથા, યેહ હરિગુણ ગાયંતિ,
ગંગા ભિલઇ એ વાહુલા, શિરિ જાય ઠલંતિ. ૨૧

( ભીમકૃત પ્રબોધ પ્રકાશ ( નાટક ) અંક ૧ લો. )

માર્કંડેય પુરાણમાંની કથા, મહિમા જગદંબાય,
એકમને જે સાંભલે તેણે જન્મમરણભય જાય.
જેને પુરાણનો અધિકાર નહી, શીશૂદ્ર કેરે કામ,
ભાષાએ કરી બાંધિયૂ, અંબિકા કેરૂં આખ્યાન.
જેનું સ્તવન બ્રહ્માદિક ન જાણે, તો મનુષ્ય છિં કુણ માત્ર,
સ્તવન માટે વર્ણવૂ પદબંધ કરીને ગાત્ર.

( ભાલણ-ચંડી આખ્યાન, કડવું. ૧૯-૪-૬ )

સમુદ્ર માહે ચચ ભરી છે, જાણૂ નહીં પ્રબંધ કે છંદજી,
વાંકો મૂકો ઓધૂમનો રોટલો, ક્ષુધિતપણું તો જાયજી;
કથામૃતને પાણું પ્રીતે, અમૃત પીતાં કુણ ધરાયજી ?
નાગરકાજે શ્રમ દુ વેળા કવિને કરમે લાગ્યોજી
ધ્રુવાખ્યાન અને નળાખ્યાન બે પુનરપિ કરી અનુરાગ્યોજી
આંધીને કહેવૂં મરી માટે, મૂર્ખ જાણે નહિ મરીની ખોટજી
ગુરુકૃપાએ કવિતાસાગરમાં, આવે ગ્રંથ રૂપી ભરતી ઓટજી.

( ભાલણ-નળાખ્યાન. કડવું ૨૭-૫-૮. )

ભોજરાયનિ ભવનિ મહાકવિ પ્રસિદ્ધ પંડિત બાણ,
કાદંબરી કથા કરી ઉત્તમ, પ્રીછિ જે અતિ જાણ.
સાહિત્ય સકલ તણી ચાતુરી તેહ માંહાં રચી વિવેક.
અતિ પંડિત જે હુઈ તે પ્રીછિ, તેહનુ નહી ઉપાય;
મુગ્ધ રસિક સાંભળવા ઇતિ, પણિ પ્રીછિ નવિ જાય.
તેહનિ પ્રીછવા કારણિ કીધુ ભાલણ ભાષાબંધ;

( રા. કેશવલાલ હ. ધ્રુવની આવૃત્તિ–ભાલણકૃત કાદંબરી પૂર્વભાગ
કડવું ૧ લું પંક્તિ ૭–૧૪. )

સર્વ ઉપમા કહી નવિ જાય, કહિતાં ગ્રંથ ઘણુ અતિ થાય.
તે માટે સંક્ષેપિ કરી મુગ્ધબોધની કાદંબરી.
કથામાત્ર લેઈ રસસાર કહિ ભાલણ બુદ્ધિમાનનિ પ્રકાર.

ભાષાઇ કીધૂં આખ્યાન રસિક મુગ્ધ રીઝવવા ગાન.
વિપ્રલંબ શૃંગાર સંયોગ પ્રીતિ ઘણી ઉપાઈ લોગ.

( કાદંબરી પૂર્વભાગ. કડવું ૨૫. પૃ. ૧૧૮ )

કવિતબંધ અહીં જોવો નહી, કૃષ્ણકથા સાંભળવી સહી;
જેને નામે પાતક બળે, તે કો પ્રેમે નવ સાંભળે ? ૧૪
બ્રહ્માદિક ન લહે ગુણપાર અહર્નિશ ધ્યાવે ત્રિપુરાર;
પ્રાકૃત પ્રીછવવાને કરી, ગુર્જર ભાષાએ વિસ્તરી. ૧૫
ખળ જોવાને જાયે હોય, કવિ કહાવ્યા માટે મન હોય
મર્મ મન કેરા જે લહે, સાધુ હોયે તે તો ગુણ ગ્રહે. ૧૬
દુષણ દેવા જે મન કરો, તે મોંહે આવી ઉચ્ચરો,
કહે ભાલણ દેખાડીશ યુક્તિ, ઉત્તર દેવા છે મુજ શક્તિ. ૭૧ ૧૭

( ભાલણ-દશમસ્કંધ. )

વીરકથા એ જે નર સુણી ॥ શ્રવણ સુખ હોયે તેહ તણિ ॥
ભાવ ભવારથ રસ વારતા ॥ જાણી મરમ ઉદ્ર દેવતા ॥ ૬૫૧ ॥
જેહવી મીઠી પ્રાકૃતિ હોઆ ॥ તે સમોવડી ન દિસિ કોઆ.
ગાહા દૂહા ચોપાઈ ગીત ॥ ઉષ્ણકાલિ જેમ વાહાલૂં શીત ॥ ૬૫૨ ॥
કવિતા વ્યગતા શ્રોતા નાંમ ॥ જંહાં જેહનિ તાહાં પ્રમાણ ॥
જો છન્દા વસિ સરસ્વતી ॥ તો અક્ષર આણિ જુગતિ ॥ ૬૫૩ ॥

( નરપતિકૃત પંચદંડ-સંવત્ ૧૫૪૪, સંવત્ ૧૬૬૫ ની પ્રતિ. )

( સં. ૧૫૭૪ માં રચાયલો ગ્રંથ )

માઈ બાપ બે આગળિ કરી, સંભળાવ્યા આપ કુલહરિ.
માહારી બુદ્ધિમાંનિ મઇ કહ્યૂં, મંડણ મન હરિ ચરણે રહ્યૂં. ૭૦
બિ અક્ષર બાવન માંહિ સાર, દસરથ રાજા પ્રથમ કુમાર,
વાંછુ ઉતરવા ભવપાર, બેઠી વિણુ કુલ ગાલાઈ ભાર. ૭૨
મંડણ કરઈ વીનતી તણા, કાંઈ હાસ મ દેસો ઘણા,
સાચૂં કૂડું ક્ષમયે સવે કિમ રીઝઇ મન એક વિનવે. ૭૩

---

૭૧ રા. બા. હરગોવિંદદાસની પ્રતિમાં ૩૬૬ મું છે પરંતુ મારી પાસેની જુની પ્રતિમાં પદ ૩૧૫ મું છે, અને તેનો પાઠ ઉપર ઉતારેલો છે.

એ રામાયણ મુનિમુખતણૂં રે, મ્હારૂં એતલૂઈ ઘણૂં,
મનુષ્યવાણી તુચ્છ હોઇ, નામઇ રામ હુઇ તે હોઈ. ૭૪
ગુલિં રામ રતન વીટીયૂં, માંહિ રાગ તિમ નામ આવીયૂં,
વીંટયા ગુલ રતન લઈ બાલ, એણઈ મિશઇ નામ ગોપાલ. ૭૫
મંડણ જોયૂં વિમાસણ ઘણી, અનિ નબીજી પરિ ઉતરવા તણી,
ભવસાગર એ અનંત અગાધિ, તરવા કહઈ નહીં એ સાધિ. ૭૬

( માંડણકૃત રામાયણ ખંડ ૭૦ મો, અંત ભાગ. )

( સંવત ૧૬૪૮ માં રચાયલો ગ્રંથ )

ગુણ ગ્રામ માંહિ અર્થ અનંત. જાણિ શિવ જે નિરંતર સંત. ૨૦૦૦
સંતપ્રસાદિ નીપનો એ ગ્રંથ મુક્તિમારગનો મહતા પંથ,
છાયા ફલ, અન્નવસ્ત્ર વિશેષ, સર્વ સુલ્લભ જિહાં ન રાગદ્વેષ. ૨૦૦૧
પરમાવધિ પદ પ્રત્યક્ષ થાઈ, ભણતાં સુણતાં હરિમહિમાઈ,
વૈષ્ણવદાસ પ્રણમિ કરજોડિ કવિજન કોઈ મ ધરસો ખોડિ. ૨૦૦૩
હરિ હરિ ચિંતન કરતાં સાર, પ્રગટયો પીયૂષ તણો ઉદ્ગાર,
સારોદ્ધારી ભક્તિ ભગવાન, લાધૂં તત્ત્વ નિજ હરિગુણગાન. ૨૦૦૫

( ઉદ્ધવકૃત વિષ્ણુસહસ્રનામ. )

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જિતે શૂર,
**સંસ્કૃત બોલ્યાથી શૂં થયૂં ? શૂં પ્રાકૃતથી નાશી ગયૂં ?**
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર ૨૪૬
**સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ટ વિષે રહ્યો ભાથાકણે,**
**તે છોડયા વાણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ,**
બાંધ્યા દામ વ્યાપારી લખે, અખા વ્યાજ નોહે છૂટયા પખે. ૨૪૭
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશ દિશા
**જ્યારે જેનું રાજ જ જાણ, ત્યારે માનવી તેની આણ**
**જ્ઞાનગગનમાં નોહે દેશકાળ,** એ તો અખા અણજાણ્યા બોલે આળ. ૨૪૮

( અખાભક્ત–ભાષાઅંગ. પ્રા. કા. ભા. ૧. )

વિક્રમ કથા યદિ સાંભલિં, પાતગ દરિદ્ર પરેહુ પલિ;
રસ શૃંગાર, કરૂણા, વીર, હાસ્ય, રૌ ભયાનક ધીર. ૧૦૫૧

પ્રાકૃત કથા ભાખ્યો પ્રસ્તાવ; ભલુ સુણતાં લહીયી ભાવ
અતિ આતુરતા:હુઇ આનન્દ, કાવ્ય રાજધર કહિ પ્રબંધ. ૧૦૫૨

( પંચદંડ રાજધરકૃત રસ. ૧૭૭૯–લિપિ સંવત્ ૧૭૮૧ )

અષ્ટાદશ કીધાં છે પુરાણ, સમજે તે પામે નિરવાણ—
કર્મ ઉપાસન વિવિધ પ્રકાર, ઇતિહાસના કરી વિસ્તાર; ૧૫
સમજાવવાના કીધા પ્રકાર, તોયે કો નવ લહે નિરધાર. ૨૬
તેથી મંદ મતિને માટે, સમજે તો કો આવે વાટે,
કરીએ પ્રાકૃતમાં પ્રબંધ જેમ સમજી શકે મતિમંદ. ૨૭
ગ્રંથ મહદ્ છે પદ્મપુરાણ, તેમાં શિવગીતા નિરવાણ,
શિવે કહ્યું રાઘવને જેહ, કહીએ વિશદ અર્થ કરી તેહ. ૨૮
છે તો અર્થ ઘણો ગંભીર, સમજી શકે કો વીરલા ધીર. ૨૯

× × × ×

ગુર્જર ભાષાએ કહે તેમ, અનુભવાનંદ લહે છે જેમ,
નામ પ્રથમે જે નાથ ભવાન, તેમ અનુભવાનંદ નિદાન. ૮૬

( સંવત્ ૧૭૯૮ અનુભવાનન્દ શિવગીતા. પ્રા. ક. ત્રિ. વર્ષ ૯ અંક ૧. )

કવિ પૂર્વે તો કોઠિયા; પડ્યું જમતા જે જૂઠ;
શામળ ભટે સંઘરી કર્યું, માન દેઈ રાખ્યું મૂઠ. ૨૦૧
વિચાર કર્યો નિજ મન વિષે, સંસ્કૃતનો છે સાર;
કરવો અર્થ પ્રાકૃત પડે, પ્રાકૃત પાખી ન પાર. ૨૦૨
સંસ્કૃત રુડી શાળ છે, ખાંડયા વિણ ન ખવાય;
પ્રાકૃત તાંદુલ પાધરા, ઝટ ચવાય ગવાય. ૨૦૩
સંસ્કૃત મોહોર સોના તણી, પંડિત વિણ ન પરખાય;
પ્રાકૃત પૈસા તેહના, વારંવાર વપરાય. ૨૦૪
સારૂં સંસ્કૃત સર્વથી, જવરલા સમજે કોય;
એવો ગ્રંથ કઠિણ છે, અધિક રૂચિ હૈ હોય. ૨૦૫
જેનું મન જ્યાં માનશે, તે તો સાંભળે ત્યાંય;
બેમાં વારતા એક છે, સંસ્કૃત પ્રાકૃત માંય. ૨૦૬

મમત કરે તે મૂરખા, અહંકાર કરે અજાણ;
મહિમા બાવન માતૃકા, પ્રૌઢું પુણ્ય પુરાણ. ૨૦૭
સંસ્કૃતમાં વાંચે સહુ, જુગતે કરી જાગ;
પ્રાકૃત વિના જો પ્રીછવે, તો નિત પ્રણમું પાગ. ૨૦૮
નામાં લેખાં નાણાવટાં, ભણતર ગણતર ભાર;
પ્રાકૃત વિના પ્રીછે નહિ, પામે ક્યાંથી પાર ? ૨૦૯
પોતપોતાની બોલિયો, પોતપોતાનો અર્થ;
પરદેશીને પ્રિય નહિ, સ્વદેશમાં નહિ વ્યર્થ. ૨૧૦
વિષ્ણુ, શિવ ને શક્તિનાં, નિર્મળ રૂડાં નામ,
પ્રાકૃતમાં પ્રીછે સહુ, જો જો ઠામો ઠામ. ૨૧૧
રામકૃષ્ણ ગોવિંદ ગુણ, શિવ મહાદેવ કે શક્ત;
પુણ્ય નામ એ પ્રાકૃતે જાણે બાધું જગ્ત. ૨૧૨
કનૈયો રીઝે કિરતને, રૂડા છત્રીસે રાગ;
જગદંબને ગરબા ગમે, પ્રાકૃત લાખિણો લાગ. ૨૧૩
સ્થૂળ સૂક્ષ્મ લઘુ દીર્ઘમાં, ભગણ તગણના ભેદ;
લેશ માત્ર લે'તો નથી, વાણી વ્યાકરણ વેદ. ૨૧૪
તેત્રિશ કોટી દેવતા, સહસ્ર અઠયાસી ઋખઃ
સંસ્કૃત નામ શોધી જુવો, પ્રાકૃત સૌને સુખ. ૨૧૫
હોડ કરશે તે હારશે, મમત કરે તે મૂઢ;
ઈશ્વરને મન એક છે, પુણ્યવંત પ્રાકૃત પ્રૌઢ. ૨૧૬

આટલાં લાંબાં અને અનેક અવતરણોથી ગુર્જર કવિઓની ભાષાભક્તિ અને લોકભાષામાં આખ્યાન બાંધવાના તેમ જ આગ્રહી અનુરાગ સંબંધમાં વસ્તુસ્થિતિ શી હતી અને પ્રેમાનંદમાં તે સર્વથા ઉતરી હતી, તે સ્પષ્ટ થશે.[૭૨]

હવે પ્રેમાનંદમાં એ ભાષાભક્તિ કેમ અને કેવી જામી હતી, એ પ્રશ્ન વિચારવાનો છેઃ—

૭૨ કવિ દયારામે હિંદી શતસૈયામાં ( ૭૦૬-૮ ) વિસ્તારથી લોકભાષાનો મહિમા ગાયો છે.

પરંતુ તેનો વિચાર કરતાં પ્રેમાનંદનો પુત્ર કવિ વલ્લભ ગુર્જરી ભાષાના અભિમાન વિષે પોતાના પિતાના ભાષાસેવાના સ્વધર્મ વિષે શું કહે તેના પુરાવા તપાસીએઃ—

વલ્લભ વલ્લભ ગાય ભાષાભાવ ભાવતો.

( દુઃશાસન-પ્રા. કા. ૪. પાનું ૧૧ )

ભારતીએ ભક્ત પહેલો ( પ્રેમાનન્દ ) જાણીને લીધો ઝાલી,
આરતી અતિશે પૂરી, બની અનુરક્તને
ચંદ થઈ ગયો મંદ, ગ્રંથે રાખ્યો જીવતો તે
ભારતીના ભક્ત આગે કોણ લેખે શક્તને.
પ્રેમાનંદ પિતા મારા, ભારતીના પૂરા ભક્ત
સરસ્વતીસુત થયા પણ નવ પૂજ્યાં કોઈ

× × × ×

સ્વધર્મ એ ( પ્રેમાનંદે ) સાચો માન્યો, પરધર્મ પૂજ્યો નહી
ભારતીભક્ત થતાં, મારવી ન માખને.

( કુન્તીપ્રસન્નાખ્યાન પ્રા. કા-૨૭ પાનાં ૩-૪. )

( સ્વધર્મ વિદ્યાના પઠનપાઠન અને ભાષાસેવા, બ્રાહ્મણને યોગ્ય પરધર્મ-ચંદે યુદ્ધ કર્યું તો તે પર-ક્ષત્રિયને યોગ્ય લડાઇનો ધર્મ. )

પ્રેમને કે આનંદને; કે પરમાનંદને નમું,
નમું કવિભૂષણને, કે પ્રતાપવાનને

× × × ×

રત્નાગરીશ ગુર્જરને............( દુઃશાસન-પ્રા. કા-૪ પાનું ૧૦. )

જન્મ જે ભૂમિની મધ્ય ભારતી શી ભાષા તેની
જો જીવે વખોડનાર દેહ ખેદ તેની છે.

............................................

જાત જાત તણા ગ્રંથ વાક્ય સબદરચનાથી

સિદ્ધાંત સાચો કરાવું, અવદશા એની છે ! !

( યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન પ્રા. કા. ૨૮ પાનું ૬. )

.......................................

નારી ( ગુર્જરી ) ભાષા છે જ એવી જાણું નવ નેં જરૂર

× × × ×

ગુર્જર ગિરાની તુલ્ય ઉપમા ઉર્વીમાં નથી
સર્વગુણસંપન્ન છે, ઉચ્ચાર રસાળ શો ?

× × × ×

અનુભવે લાગ્યું ખરૂં ટળ્યો નાના બાળ શો

× × × ×

રે લાવ્ય, તું બતાવ્ય હું ગુર્જરી શા ગ્રંથ મૂઢ
મતિમૂઢ વહી જા તું વૈરાગી અપૂપમાં ૫૭

( યુધિ. પ્રા. કા. ૨૮ પાનાં ૯–૧૩ )

પ્રેમાનંદની આસક્તિપૂર્ણ ભાષાભક્તિ.

પ્રેમાનંદની આમ સ્વાભાવિકી, પૂર્ણ આસક્તિવાળી ભાષાભક્તિના[૭૩] બીજ તે પોતે તેમ જ તેનો પુત્ર વલ્લભ કહે છે તેમ, ( જુઓ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન કવિત ૧૦ થી ૧૭ ) શ્રી રામચરણ ગુરૂના પ્રતાપથી અંકુરિત થયાં એ ખરૂં, પરંતુ તે નવપલ્લવિત અને સુપુષ્પિત, સુંદર તરૂકુંજમાં પરિણામ પામ્યાં તે તો પ્રાકૃત

૫૭ આ કવિતો યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યનના ( પ્રા. કા. ગ્રંથ ૨૮ ) પાનાં ૯ થી ૧૬ માંથી વાંચતાં આ મુદ્દાનો સંપૂર્ણ ખ્યાલ આવશે ગુજરાતી ભાષાના રસાળ લક્ષણનાં કવિત માટે જુઓ આજ વિષયનાં પાના ૧૮ થી ૨૦.

૭૩ પ્રેમાનંદની અને તેના પુરોગામી તેમ જ અનુયાયી કવિઓની સ્વાભાવિકી જવલંત દેશભક્તિના સબળ પુરાવા રૂપ ઉદ્ગારો વિષય અતિ લાંબો થવાથી

ગુર્જર જનસમાજને મહાભારતાદિ આકર ગ્રંથોનાં પાવક ઉપદેશરત્નોનો પરિચય કરાવવાના તેના અભિલાષ અને વિશિષ્ટ આશયના પ્રતાપ વડે જ. પુરાણીઓના કટ્ટા અને વિદ્વેષી વિરોધે તેના આ અભિલાષ અને આશયને સતત ટકાવ્યા; એટલું જ નહીં પણ તેને સાભિમાન અનેક શાખાઓથી સુમંડિત કરાવ્યા; તેમ એના એ અભિલાષ અને આશયને લોકોએ અનહદ સત્કારોથી પરિપોષ્યા અને તેના શિષ્યમંડળે બહુલ પાંગરાવ્યા કથા માટે શ્રીમદ્ભાગવત, મહાભારત, રામાયણ, અને પુરાણાદિના ધર્મ અને નીતિની છાપ પાડનારા રસાલ પ્રસંગોની તેની પસંદગીથી, તેમ જ તેના રસમય, અને કલામય જીવન્ત વિસ્તરોથી પુરાણીઓને પુરાણ ભાખવાનો પોતાનો ધંધો જતો રહેવાનો ભય થયો હતો અને તેમણે પ્રેમાનંદ, રત્નેશ્વર, વીરજી, આદિનાં આખ્યાનોને પ્રાકૃત કોરનાં જણાવી ઉતારી પાડવા માંડયાં હતાં, એ ચોક્કસ જ છે. રે. ભીમના જ્ઞાનોપદેશને, ભાલણના આખ્યાનકથનને, અખા ભક્તના પ્રાકૃત વેદાન્તબોધને તેમ જ પ્રેમાનન્દશિષ્ય રત્નેશ્વરના સંસ્કૃત અનુવાદોને[૭૪] અને શામળના પુરાણમહિમાને પણ તેમણે ટીકાબાણથી વિંધવા મથન કીધેલું છે,[૭૫] અને ઠેઠ દયારામભાઈનાં ભક્તિગાનને પણ વગોવવામાં બાકી નથી રાખ્યું, તો પછી રસિક,

---

આપવાનું માંડી વાળવું પડે છે. પરંતુ તે સંબંધી વસ્તુસ્થિતિ પણ ભાષાભક્તિની વસ્તુસ્થિતિ જેટલી જ ઉઘાડ અને સાધાર છે.

માત્ર પ્રેમાનંદના પુત્ર વલ્લભનું એકલું મિત્રધર્માખ્યાન ( પ્રા. કા. ગ્રંથમાંના ) જોતા અને તેમાંના ઉદ્ગારોના કવિત ૪ થી ૮ જોવાથી આની ખાત્રી થશે. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी એ ભાવનાના પૂજક આર્યાવર્તમાં દેશભક્તિ જ્વલંત ન હોય એ શું સંભવિત છે ?

૭૪ વિટાયો વપુ આપે હતો, દર્ભાવતી દર્ભ માંય;
વિખેરી વૈરી રત્ન કર ગ્રહ્યું ભાઢી મેથ જ બાંહ્ય.
પદ ૨૦. પ્રા. કા. ૧૫. પાનું ૧૪.

૭૫ ઉપર આપેલાં અવતરણોથી ( જુઓ પાનું આ કથન સાધાર જણાશે.

લોકભોગ્ય આખ્યાનોના થોકેથોક રચી, તેમની આજીવિકા છીનવનાર પ્રેમાનંદને તેઓ જતો કરે ખરા ? ચતુર પ્રેમાનંદ, પુરાણીઓના આ સ્વાર્થી વિરોધનું કારણ આબાદ સમજ્યો; અને તેના હૃદયમાં કાવ્યપ્રવૃત્તિના વિશિષ્ટ આશયનો ઉદય થતાં, પુરાણીઓ સાથેના સંઘર્ષણે તેની ભાષાભક્તિને વિશેષ સતેજ અને સંવૃદ્ધ કરી. કુદરતી રીતે ધાર્મિક ભાવનાવાળા પણ સંસ્કૃત ભાષાથી અજાણ આર્ય પુરુષો અને સ્ત્રીઓને પવિત્ર ધર્મગ્રંથો, પુરાણ, મહાભારતાદિનાં રહસ્યો જાણવાની અને પોતાનાં જીવનને તેના નીતિરસથી રસવાની ઉત્કટ અભિલાષા થાય જ. જો કે કાલબળે પુરાણીઓના હાથમાં આ ધંધાનો ઇજારો મૂકયો હતો ખરો; પરંતુ તેઓએ પણ ઉદરંભરી અને અર્ધશિક્ષિત હોઈને કથાકથનના ઉન્નત કાર્યને વિશદ કરવાને બદલે ઉલટું મલીન અને લોભી ધંધારૂપ કરી દીધું. તેઓ કથા કરતાં ફાવે તેમ 'અગડં બગડં' હાંકયા જતા હતા, અને પામર ભોળા શ્રદ્ધાળુ જનો આવા કથાશ્રવણથી પણ 'ન મામાથી કહેણો મામા સારા' એ વૃત્તિથી જ પોતાને ધન્ય ધન્ય માનતા. છતાં તેઓ ધમરહસ્ય સમજી શકતા તો ન હતા જ તેમ તેમની આંતર વૃત્તિ તો સંતોષાતી ન હતી. પ્રેમાનન્દે આ સ્થિતિ ચાણાક્ય દૃષ્ટિથી જોઈ, એટલે તેણે પ્રાકૃત-લોકભાષામાં જ પુરાણાદિનાં રહસ્ય ઉતારવાનું કર્તવ્ય પૂર જોસથી ઉઠાવ્યું. અથવા ખરૂં કહીએ તો, તેણે પુરોગામી કવિઓના પ્રયાસોમાં જનસ્વભાવ, સાંપ્રત લોકવ્યવહાર, લાગણીનું સંવેદન આદિ રસોત્તેજક તત્ત્વોના નિરૂપણનો જે આત્મા ન હોતો તે આત્મા ઉતારવા સચેત પ્રયાસો આદર્યા. પોતાના આ અભિનિવેશ-*ruling passion*-નો હેતુ **'સરસ્વતીના લાડીલા'** થવાનો હતો અને તે પોતે જ આમ જણાવે છે:—

શારદા માતને કરૂં પ્રણામ, કરો કૃપા મુને મહાધામ;
કામના માર્કંડેય કરવા પૂર્ણ, આઇ કરો વિઘન મમ ચૂર્ણ.
અંબિકા દંભિકાને સંહાર, ભક્તિ વિપ્રની ધ્યાને ધાર.
**નથી અર્થકાજે ઉદ્યોગ, કરવો પ્રાકૃત સંસ્કૃતનો સંજોગ.**
મોટું કામ લીધું મેં માથે, જાણી મંદ મતિ સાહો હાથે.

પૂર્ણ પ્રતિજ્ઞા માત કરાવે, આઈ ! તારો તો આ દ્વિજ કહાવે.
લોક લાડીલો કહેતા આવે, સરસ્વતી ઉપાસક કહાવે.
એવું વેણ કરાવો સત્ય, માગું અલ્પમતિ મહામત્ય.૭૬

૭૧। તેને પોતાની કાવ્યશક્તિમાં અને વિશિષ્ટ આશયની ઉચ્ચતામાં એટલો તો ઉંડો વિશ્વાસ હતો કે, દશમસ્કંધમાં તેણે પુનરૂક્તિ દોષ વોહો૰રીને પણ કેટલેક સ્થળે આ યોગ્ય જ કહ્યું છેઃ—

સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વશિરોમણિ ભાગવત;
તે મધ્યે સાર છે દશમસ્કન્ધ, જોડું હું પ્રાકૃત પદબન્ધ,
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સુધે શેરડે;
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારૂં પ્રાકૃત.

..............................................................................

નથી વાદ કીધો પ્રકાશ, આણવા શ્રોતાને વિશ્વાસ;
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણગ્રામ.
મૂકો હરિજન ઘરનાં કામ, જેમતેમ સમરો સીતારામ.

તેમ માર્કંડેય પુરાણમાં પણ, મૂળ ગિર્વાણ ભાષાને અનુસરતી પોતાની કૃતિની ખુબી વિષે સૂચન અનેક સ્થળે કર્યું છે. પોતાનો આશય સ્પષ્ટ કરતાં તે કહે છે કેઃ—

“ આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારૂં પ્રાકૃત;
કવિઓ કહેશે આ શો ગર્વ ? નથી ગર્વ સાંભળજો સર્વ.
થયા પુરાણી મોંઘા હાટ, તેથી થયો ઘણો ઉચાટ;
હવે કોણ દેખાડે વસમી વાટ, થયા બન્ધ સ્વર્ગનર્કના ઘાટ.
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન, જાણવા ન જોઈએ મહાન;
બમણું શ્રોતાથી વક્તાને પુણ્ય, એવું શાસ્ત્રમાં કહ્યું મહાપુન્ય.
વળી કરવા શ્રમ પુરાણીનો થોડો, મેં યથામતિ કથાભાગ જોડયો.૭૭

---

૭૬ ( માર્કંડેય પુરાણ, કડવું ૧૬૫ મું, કડી ૨–૫ બૃ. કા. ભા. ૭ ) ૭૭ ( માર્કંડેય–કડવું–૩૨–કડી–૧૧૨–૧૧૬. )

તેના આશયને ઉતારી પાડવા પુરાણીઓએ પ્રાકૃતમાં કરાયલી કથા પુણ્યકારી નથી, એવો મત ઉઠાવતાં પ્રેમાનન્દ તેનો ઉત્તર આપે છે કે:—

અણસમજ્યું સંસ્કૃત વાંચે રે, વળગે પ્રાયશ્ચિત્ત પાંચે રે,
ન ઘટે પ્રાકૃતે કાંઈ રે, માલ જો હોય વાચ્યા મહીં રે.
સુણી શ્રોતાજન હરખાય રે, નવ આંખે ધુળ નંખાય રે.

.........................................................

—સમજે સજ્જન મર્મ આવા રે, કરે પુરાણી તો હાવા રે,
પ્રાકૃત સુણ્યે ન મળે આવા રે, જમના જાવું ન પડે નહાવા રે.૭૮

આમ પુરાણીઓના હાવા વાદતુરંગોથી તોડી ફોડી, પ્રાકૃત કથાગાનમાં પડતા સ્વાભાવિક શ્રમને જણાવી તેના અગત્ય પ્રતિપાદન કરતાં તે કહે છે:—

એ ગ્રંથમાં એક સ્થળે લખિયું, અપભ્રષ્ટ શબ્દનું પાપ જાયે રે
જેટલું પાપ અપભ્રષ્ટ શબ્દ બોલ્યાથી, બમણું પુણ્ય શુદ્ધ શબ્દે થાયે રે. ૨૩

× × × ×

કૂપ ખોદ્યો તે માનુષનું મૃત્તિકાવાળું ગાત્ર થાયે રે. ૨૪
તે ખોદતા તેમાં જળ નીકળે તેથી શરીર મળ ધોવાયે રે,
સ્વચ્છ થાયે, મળ ધોવાયે, તેમ અપભ્રષ્ટવાણીનું પાપ જાયે રે ૨૫
નિત્યની ભાષા શું ભ્રષ્ટ થયલી, નથી બોલતા આપ રે ! ૨૭

.........................................................

તૃપ્ત હોય તેને તૃપ્ત કર્યેથી, કહો કાંઈ ફલ થાય રે.
સ્વભાષા અપૂર્ણ રાખી, ગાયા તેને કોણ ધાય રે. ૨૯

.........................................................

**જેટલો શ્રમ પ્રાકૃત માંહે તેટલો સંસ્કૃતમાં નવ લહીએ રે.** ૩૦
શબ્દોનો સાગર જેમાં ભરિયો દરિયા મળે કોણ દુઃખી રે,
**અલ્પ શબ્દના સરોવરમાં ઝીલવું, કહો તેણે કોણ સુખી રે.** ૩૧

૭૮ ( માર્કંડેય. કડવું ૯૯ કડી ૯૨–૯૭. )

શબ્દન્યૂનતાએ શબ્દપ્રયોગમાં, થોડામાં ન આવે ખૂબી રે;
પણ યુક્તિએ પદ રચેલાં જુઓ, ઓતાવકતા જઈએ ડૂબી રે.[૭૯] ૩૨

આથી પણ વિશેષ સ્પષ્ટ રીતે પોતાનો આશય સમજાવવા તે કહે છે કેઃ—

જેવી ભાષા પ્રાકૃત મારી, તેવી યોગની યુક્તિ સમારી;
ગીર્વાણ ભાષા મહા ભારી, અતિ સરસ અને વળી સારી. ૩
નવધા ભક્તિ મહા મોટી, પણ નાસ્તિકને મન ખોટી;
તેવા સંસ્કૃત-નાસ્તિક સર્વ, કેવા તેને ભાષાગર્વ ! ૪
મહામાયાને વહેતી મૂકી, ધારી સારી, સુખ ન દેવી;
કરી ભાષામાર્ગ અનેક, ભૂલ્યા વૈખરી કેરો વિવેક.
તેહ વિવેક લાવવા માટે, ગિરવાણ ગિરાને ઘાટે;
મૂઢ મારા જેવા ઉતારૂ, થયા તેણે આવું વિચાર્યું. ૬
સારી ગિરાનો સ્વાદ લેવા, અજાણુને કેવી તે કહેવા;
કિંચિત માર્ગના દર્શક થાવું યોગ વેદાંત યુક્તિએ ગાવું. ૭
હોય આકાશમાં સૂર્ય જેહ, કંઈ વિધિયે લખાય તેહ ?
તોય બાળકને ભરી પાણી, પિતામાતા આપે આણી. ૮
તેટલું જ લવાય ગિરાથી, કંઈ લવાય વીરાથી;
તે જોઈ શેં થવું નિરાશ ? વધારવી વડપણ આશ. ૯

( માર્કંડેય-કડવું ૩૯ મું. )

આવા વિશિષ્ટ આશયથી પ્રેરાયલા પ્રેમાનંદનું પણ જણાવે કે

શું ન જાણે અલ્યા ! તેં આ પ્રેમજાપ જપિયો !
પ્રેમ હું જે નેમધરે વ્હેમને વિદારી નાંખું
ગુર્જર ગિરાને કાજે, કર મેં આ આપીયો.[૮૦]

( નેમધર-ભાષાવૃદ્ધિની પ્રતિજ્ઞા કરનારો હું તેણે આ હાથ માતૃભાષાને જ સમર્પણ કીધો છે. )

---

૭૯ ( શામળશાનો મોટો વિવાહ. કડવું ૪૫-કડી ૨૭-૩૧. )

૮૦ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન કવિત ૧ લું.

"ગુર્જર ગિરાના રત્ન" પ્રેમાનન્દે આમ સ્વભાષાના વિકાસ અર્થે કર સમર્પણ કરીને નહીં અટકતાં, તે સર્વાંગ સુંદર થાય તે પર્યંત પાઘડી નહીં પહેરવાની ભીષ્મ બાધા લીધી,[૮૧] શિષ્યોને તે કાર્યમાં પ્રવૃત્ત કર્યા, ભાષાવૃદ્ધિ અર્થે પોતે કટિ કસી એક એકને ટક્કર મારે એવાં અનેક લોકરંજક આખ્યાનો તથા કાવ્યો બાંધ્યાં, અને સંખ્યાબંધ નાટકો રચ્યાં. આવી ઉન્નત કૃતિઓ રૂપી વિમાનો તેણે સ્વર્ગનર્કના દાખવવા પોતાના ગુર્જર બાંધવોને પૂરાં પાડયાં. આ સહુ ગુર્જરી ગિરા પ્રતિનો તેનો અનુરાગ અતિ દૃઢપણે જામ્યાનાં પ્રત્યક્ષ પ્રમાણો છે. અને તેથી જ તેનું હૃદય યથાર્થ રીતે નીચેના ઉદ્‌ગાર ગુંજે, એ શું અશક્ય અને અસંગત છે ?

> સાંગોપાંગ સુરંગ અંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
> પાદે પાદ રસાલ ભૂષણવતી, થાઓ સખી ઉપરી;
> જે ગિર્વાણ ગિરા ગણાય ગણુતા, તે સ્થાન એ લ્યો વરી,[૮૨]
> થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી એ આશ પૂરો હરિ.

તેનું આવું સ્વાભાવિક ગુંજન આટલી આશથી અટકતું નથી, પણ ગુર્જરી અન્ય ભાષાઓથી શ્રેષ્ઠ થાય, અખિલ આર્યાવર્ત ઉપર ફેલાય, એવી અભિલાષા પ્રકટાવે છેઃ—

> ભાષા ગુર્જરી આર્યાવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
> સર્વે દેશ વિદેશ ગુર્જર ગિરા, સોહાય સોહામણી;

---

વળી સરખાવોઃ—પ્રેમાનંદ વ્રતધારી, રાજીવલોચન મનસા સારી,
પિતૃવચન પાળ્યું જેમ, પળાવો દ્વિજને પ્રભુ તેમ.
(માર્કંડેય કડવું ૧૭૧, કડી ૧-૪)

થયો અભિલાષ મુજને તે, અધૂરો ન જોઈએ રહ્યો.
(કડવું ૧૮૩, કડી ૨-૬)

૮૧ જુઓ વલ્લભના યક્ષપ્રશ્નોત્તરનાં કવિત્ત ૫૨૧-૨ પ્રા. કા. ગ્રંથ ૧૧. ૮૨ સત્યભામારોષદર્શિકાખ્યાનનું ભરતવાક્ય.

વાળી સંસ્કૃત મૃત્યુપ્રાર્થ થઇ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો પ્રભુ એ જ અર્પણ કરો, આ આશ પ્રેમી તણી.

( પાંચાલી પરસન્નાખ્યાનનું ભરતવાક્ય. )

પુરાણીઓ સાથે તામસિક કલહ.

આ પ્રકારનો, પુરાણાદિના આધારે રસીલાં આખ્યાનો બાંધવાનો તેનો આશય કલ્યાણકારી હતો, છતાં ઉપર જણાવ્યું તેમ પંડિતો રૂપી રાજસિક સત્ત્વોએ અને પુરાણીઓ રૂપી તામસિક તત્વોએ તેના આ ભાષાસત્રની પૂર્ણાહુતિમાં અનેક બાધાઓ નાંખી અને તેને તથા તેના શિષ્યોને નવ નેજા પહોંચાડી હતી. પરંતુ પ્રેમાનંદ અને તેના શિષ્યો તેમનાથી એમ સહેજે ગાંજ્યા જાય એવા ન હતા, એટલે તેઓ અંતે ફાવ્યા અને પુરાણીઓ ભોંઠા પડયા. પુરાણીઓ સાથેના તેમના કલહને vested interests સ્થાપિત લાભો ધરાવનારા વર્ગ વિરૂદ્ધ હક્કદાર સમર્થ વ્યક્તિઓના કલહનું નામ યોગ્ય રીતે આપી શકાય એમ છે. આવો ભાષાકલહ ગુર્જર સાહિત્યમંદિરમાં કાંઈ પ્રેમાનંદની સતત કાવ્યપ્રવૃત્તિએ જ પ્રથમ જગાવ્યો ન હતો, પરંતુ તેની પૂર્વના કવિઓની પ્રવૃત્તિ તેનુ નિમિત્ત કારણ હતી અને વર્ષો પર્યંત પરંપરાથી તે ચાલતો આવેલો હતો. પ્રાચીન કવિઓના ભાષાભક્તિના ઉદ્ગારો ( જે ઉપર ટાંકેલા છે ) આની સબળ સાક્ષી પૂરે છે જ. તેથી કહેવામાં આવે છે તેમ "પ્રેમાનન્દે રચેલાં આખ્યાનોથી કથા કહેવા માંડી ત્યાંથી જ આ વિરોધનું મૂળ રોપાયું"[૮૩] એ યથાર્થ નથી જ. અલબત્ત પ્રેમાનન્દની રસમય બાનીએ પુરાણીઓનાં માન ઘટાડવા માંડયાં અને તેમની વૃત્તિ કપાઈ, એટલે તેઓએ છેક જીવ ઉપર આવી અનેક બાધાઓ નાંખી અને પ્રેમાનન્દે તેમ જ તેના શિષ્યોએ એ "નિંદક જનોનું, શિરે અતિશય વૃદ્ધિગત થયલું દેવું આપવા"[૮૪] તેમની સખ્ત ઝાટકણી કાઢી. માર્કંડેયપુરાણ-

---

૮૩ પ્રેમાનંદનો જૂનો નિબંધ–રા. સા. સાક્ષર શ્રીયુત કેશવલાલભાઈનો. પાનું ૧૬. ૮૪ જુઓ માર્કંડેય પુરાણની હકીકત. પ્રા. કા. ૧૦. પાનું ૧૧૮૪.

માંના તેના ઉલ્લેખોથી પણ પુરાણીઓના કલહ સંબંધમાં આ જ વસ્તુસ્થિતિ હોવાનું સમજાય છે. શરૂઆતમાં પ્રેમાનન્દે પુરાણીઓના માર્મિક પ્રહારોને લેખવ્યા ન હતા, છતાંયે સંવત્ ૧૭૨૯ માં તે ઋષ્યશૃંગાખ્યાનમાં[૮૫] ટકોર કરી તેમનો ઉપહાસ કરવા ચૂક્યો ન હતો; તેમ તેના શિષ્ય હરિદાસે 'ભારતસાર'માં (સં. ૧૭૩૭) તેમને "ઢોંગી" અને "મૂર્ખા" ની શાલ પામરી ઓઢાડી[૮૬] હતી. પરંતુ પુરાણીઓનું નિંદાકાર્ય અતિ તીવ્ર અને અસહ્ય થતાં, પ્રેમાનન્દનો પીત્તો અતિશય ઉછળ્યો અને ગુરુની આજ્ઞા 'નિંદકજન' ન થવાની હોવા છતાં, તેણે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે વિવિધ રીતિએ પચ્ચીશી ઉડાવી.[૮૭] તેમ કરવાનો પોતાનો હેતુ પ્રેમાનન્દે સ્પષ્ટ કીધો છે, એ નીચેના ઉતારાઓથી સમજાશેઃ—

---

૮૫ "બન્યા પુરાણી ખુલખુલા, સુસ્વરે ભાખે જ્ઞાન,
ઉપપુરાણ પુરાણનું, મેળવે બહુ માન."

કડવું ૧૨. કડી ૨૨ પ્રા. કા ત્રિ. વર્ષ ૩.

૮૬ કહે સુણે ભારત પૂરુંજી તેનું આવરદા થાય અધૂરુંજી
એ તો મૂર્ખ કેરી વાતોજી, જાણો અજ્ઞાન કેરી રાતોજી
નવ જાણે પુરાણી બાવાજી (તેથી) એવા ઢોંગ મચાવ્યાજી

(કડવું ૨૦–૩–૪. પ્રા. કા. ૯ પાનું ૯૮.)

૮૭ માર્કંડેય પુરાણમાં પુરાણીઓની નિંદાના તેમજ પુરાણીઓના સ્વરૂપપ્રકાશનના અનેક ઉદ્ગારો અનેક સ્થળે અંકિત છે; સ્થળસંકોચથી તે ન આપતાં માત્ર તેમાંના ઘણાક મુખ્ય મુખ્ય ઉદ્ગારોનું સૂચન જ અહીં આપેલું છેઃ— કડવું ૧ કડી ૫, ૧૫, ૧૬; ક. ૧૩–૪૮, ૪૯; કડવું ૩૦–૩૯. ૫૫; કડવું ૩૧–૧૧૨, ૧૧૫; ક. ૩૩–૪૧, ૪૩; ક. ૩૩–૨૪, ૨૭; કડવું ૩૭–૧૩૪, ૧૩૭; ક. ૩૯–૧૭૪, ૧૭૬; ક. ૪૦–૩૧, ૩૩; ક. ૪૨–૮૦, ૮૪; ક. ૭૪–૪૭, ૪૯; ક. ૮૮–૩૫, ૩૭; ક. ૧૦૩–૭૭, ૭૧; ક. ૧૧૦–૬૩, ૬૬; ક. ૧૧૭–૩૭, ૪૦, ૪૩, ૪૬; ક. ૧૩૭–૬૫, ૬૮; ક. ૧૪૨–૩૬, ૧૦૩; ક. ૧૪૩–૭૪, ૭૭; ક. ૧૪૪–૩૭, ૪૦; ક. ૧૫૬–૧૨, ૧૫; ક. ૧૬૫–૪૪, ૪૬; ક. ૧૬૬–૭૮; ક. ૧૬૭–૫૮, ૬૦; ક. ૧૬૮–૧૬; ૨૦; ક. ૧૭૧–૩૯; ક. ૧૭૪–૫૫, ૫૭; ક. ૧૮૦–૬૧, ૬૫; ક. ૧૮૨–૩૬,

નથી કવિ રવિશા નિંધા કહિયે, આ શું દીખળ તૂત ?
જૂઠા બોલા જોઈ પુરાણી કે વેદાંતી શાસ્ત્રી અજાણ;
સ્વભાષાવર્ધક નિંદકનો કાઢયો છે મેં કચ્ચરઘાણ.
શિખ્યા થોડું કરી કેહ મોટું, એવાનાં મેં કાપ્યાં નાક;
નાસ્તિક જનનું નામ ન રાખ્યું, વજાડી નિગમધર્મની હાક.

( ક. ૩૫. ૨૪–૨૬ )

વળી પુરાણીઓ સાથે પૂર્ણ તામસભર્યો કલહ આખર શમતાં તે કહે છે કેઃ—

પુરાણી પશ્ચાત્તાપ કરતા, દ્વિજ (પ્રેમાનંદ) પામતો આનંદ,
હર્તા ઉભય એ પરવારીયાં, આપણ એક જ સ્વચ્છંદ.
નિંદક જન કદિ નવ થાવું, એમ ગુરૂએ કર્યો ઉપદેશ;
કિંતુ મૂઢમતિને હૃદય કયમ તે, સ્થિર થઈ રહે લવલેશ.
કારજું કાંઈ કર્યા પૂઠે, પશ્ચાત્તાપ કરવો પૂર,
શાસ્ત્રે કરી નિવૃત્તિ એથી, વદ્યા વચન વ્યાસ મધુર.
વસિષ્ઠ જેવા મહામુનિએ કર્યો સમય પરત્વે ક્રોધ;
દ્વિજ મૂઢમતિએ તે જ ગ્રહ્યો ઝટ, અશુભ એક જ બોધ.
જ્ઞાત હશે તે જાણશે, અજ્ઞાનને શું કહેવું;
કિંતુ અતિશય વૃદ્ધિંગત થયું હતું નિંદક જનનું હેવું.

---

૩૯; ક. ૧૮૪–૩૫; ક. ૧૮૫–૮૩; ક. ૧૮૬–૭૬, ૮૦; ક. ૧૮૭–૩૮, ૪૪; ક. ૧૯૨–૮૪, ૮૬; ક. ૧૯૩–૨૬, ૩૦; ક. ૧૯૬–૫૪; ક. ૨૦૪–૫૬, ૫૮; ક. ૨૦૫–૨૪૬, ૪૮; ક. ૨૦૬–૨૪૮, ૨૫૦; ક. ૨૦૭–૨૬૨, ૨૬૬.

આ સર્વ આંકડા કેટલાક વાચકોને નિરર્થક લાગશે. પરંતુ જો પુરાણીઓની, જનસમાજમાં તેમણે ફેલાવેલી મોહિની, અને તેમના મોહને તોડવામાં પ્રાચીન કવિઓને પડેલા શ્રમની તથા તે વેળાના સંસારની, તથા ધાર્મિક માન્યતાઓની પણ હકીકત તારવવાનો પ્રયાસ કોઈ કરશે તો તે આ વિષય ઉપર ઘણું જ અજવાળું પાડી શકશે, અને તેટલા માટે માર્ગદર્શનનાં હેતુથી જ આ આંકડા ટાંકેલા છે.

તે આ ભવે નવ આપીએ તો પડે પરભવે આપવું જાણ;
આડ માંહે આડ ઉગી, વાળી લે માગવું નિર્વાણ.
ગુરુકૃપાએ તે આપી દીધું, વળી થાય અન્ય માગણ કોઈ;
ત્યારે ધર્મ ધોઇશું, સહુ જોઈશું, કેહ કોઈશું દ્વિજ સોઈ.

.....................................................................

વનમાર્જારીને ખોજવી મધ્ય મૂક્યો પુરોડાશ પાવન,
પછે ચક્ષ મીંચી રહેવું બેશી, કયમ પ્રાપ્તિ થાય પૂજન
રે મૂર્ખજન કરતા શોચ એવો, નવ રહે ઉદય અસ્ત સદાય;
કોઈ મહાવ્યાધ્ર આવી માર્જારી હણશે, વા પુરોડાશને દ્વેષી સાથ.

( કડવું ૨૧૬-૬૩-૭૫. )

પ્રેમાનંદસૂર્યનું શિષ્યરૂપી ગ્રહમંડળ

આવા વિશિષ્ટ લોકોન્નતિકારક આશય, અને પ્રશસ્ત તેમ જ સતેજ ભાષાભક્તિથી પ્રેરાઇ, પ્રેમાનંદે ૬૦ વર્ષનું સતત કાવ્યપ્રવૃત્તિમય જીવન નિર્ગમન કર્યું હોવાનું ચોક્કસ સમજાય છે. અલબત્ત આ કાર્યમાં તેના ઓજસ્વી શિષ્યમંડળે પણ પોતાનો માનપ્રદ અને અમૂલ્ય હિસ્સો આપ્યો છે, એ વિસરવા જેવુ નથી. વાર્તાકાર વીરજી, સરલ આખ્યાનકાર સુંન્દદાસ, પ્રાસાદિક કવિ દ્વારકાદાસ, ફૂકડ વલ્લભ, રત્નકવિ રત્નેશ્વર, અને 'સાદો' સુંદર એ છ [૮૮]શિષ્યો રૂપી ગ્રહમંડળે પ્રેમા-

૮૮ જુઓ "ગુર્જર સાક્ષર જયન્તિઓ" એ ગ્રંથમાં "પ્રેમાનંદ", પાના ૧૮૮-૯. ઉક્ત નિબંધમાં રા. શ્રી કેશવલાલભાઇએ પ્રેમાનંદનાં શિષ્યશિષ્યાઓ ૫૨ અને રા. શ્રી. ગોવર્ધનરામે ( ક્લાસીકલ પોએટ્સ ઓફ ગુજરાતમાં) ૩૭ હોવાનું અને રા. બ. હરગોવિંદદાસે ૧૦૦ હોવાનું કહ્યું છે. ( દ્રૌપદી હરણ પ્રા. કા. ૧ પાનું ૨૦ ) આના ટેકામાં વલ્લભના કોઈ નામ વિનાના અપ્રકટ ગ્રંથનો નીચેનો અશુદ્ધ 'ઇન્દ્રવિજય' સવૈયો લોક સમક્ષ ધરવામાં આવે છેઃ-

છે નવ દાસ અને ભાઈ ચાર જ, રત્ન ભલાં દ્રય શિષ્ય કહાવે,
છે ભવ રાસ અને ભઇ બાર જ રત્ન મલ્યાં કય વિષ્ણુ વહાવે;

નન્દ સૂર્યની તેજસ્વિતા બઢાવી અને પુરાણીઓના તમોગુણપ્રધાન કલહ રૂપી આવરણને વિદારવામાં સહાયતા કરી, એટલું જ નહીં પણ ગુર્જરી ભાષાનો સાંગોપાંગ વિકાસ થતાં પર્યંત પાઘડી નહીં પહેરવાની "વ્રત-ધારી" ગુરુ પ્રેમાનન્દે ભાષાસેવાના "સાચા માનેલા સ્વધર્મના પરિપાલન" અર્થે લીધેલી ભીષ્મ બાધા મૂકાવી.૮૯ મધુરકંઠી, ગાયક

---

છે વીર પંથ જ, જી ગણીએ ત્રણ, નંદ ચતુરનું નામ સુહાવે
છે વીર વલ્લભ શે ગણીએ ગણ; એક જ પ્રેમનું નામ સુહાવે.
(પ્રા. કા. ૯–વિવેચન પાનું ૨–૩)

આ ગણત્રીમાં બાર તો સ્ત્રી-શિષ્યાઓ હોવાનો ઉલ્લેખ છે. આવી સંખ્યા ગમે તેટલી હો, પરંતુ તેના છ શિષ્યો સિવાયનાં બીજાં શિષ્યશિષ્યાઓનાં નામ અને ગ્રંથોનો કંઈ પણ નિર્દેશ વર્ષો થયાં સાંપડતો નથી, અને રા. બ. હરગોવિંદદાસભાઈ તથા પ્રા. કા. ના કાલભક્ષ થતાં વંચેલા, કાર્યવાહકો મન ઉપર લેશે નહીં, તો તે ભવિષ્યમાં સાંપડે, એ વાઘના કુલાનું મધ મેળવવા જેવું સંભવિત લાગતું નથી જ.

"આર્યજ્ઞાનવર્ધક" વર્ષ ૧૮૮૮ ના એક અંકમાં પ્રેમનંદના પુત્ર વલ્લભ ઉપરાંત વલ્લભ નામનો એક શિષ્ય હતો, અને વીરેશ્વર જાની કરીને સુરતનો એક કવિ તેનો શિષ્ય હતો અને તે મરાઠી કવિતા જેવી કવિતા કરતો હતો, એમ જણાવાયલું છે.

રા. બા. કેશવલાલભાઈ (ઉપર જણાવેલા નિબંધમાં પાનું ૧૮૮) કેટલોક ખુલાસો આ પ્રમાણે કરે છેઃ—

'દાસ જેવા કે શેઠ માધવદાસ દેસાઈ; શંકરદાસ; હરિદાસ; દ્વારકાદાસ; સુંદરદાસ. રત્ન જેવો કે રત્નેશ્વર. શંકર જેવો કે બભ્રુવાહન આખ્યાનનો કર્તા ભાઈશંકર (સંદિગ્ધ). બાઈ જેવી કે વિવેક વણજારામાં ઉમેરો કરનારી કવયિત્રી (સંદિગ્ધ) વીર જેવો કે વીરેશ્વર જાની...જી, જેવો કે વીરજી અને કહાન ત્રિભંગી આખ્યાનનો કર્તા રત્નજી. નંદ જેવા કે સ્વર્ગની નીસરણી, મહાભારત, ભગવદ્‌ગીતાના રચનાર પ્રેમાનંદ. (સંદિગ્ધ).

૮૯ પ્રેમાનંદની આવી બાધામાં અશ્રદ્ધા ધરાવનારાઓ પ્રેમાનંદનું નીચેનું

-હોઈને વીરજીએ પ્રેમાનન્દનાં આખ્યાનોની લોકપ્રિયતા બઢાવવામાં સહાયક હતો. એ જ વીરજીએ સંસ્કૃત-ફારસી-ઉર્દુ-વાર્તાઓનો, હરિદાસે મહાભારતાદિના પલટાઓનો, પ્રસાદકવિ દ્વારકાદાસે સુલલિતપદો દ્વારા ભક્તિભાવનો અને રાધાવલ્લભી સંપ્રદાયના સાહિત્યનો, વલ્લભે નવે રસનાં એક એકને ટક્કર મારે એવાં નવથી વધુ આખ્યાનોથી હિંદીની ફાંદડી છટાનો, રત્નેશ્વરે સંસ્કૃત મહાકાવ્યોની ગંભીર શૈલીનો અને કહેવાય છે તેમ "મરાઠી ઘાટીની કવિતાનો" (!) અને સુંદર મેવાડાએ પૌરાણિક સાદી કથનીનો પરિચય ગુર્જર જનસમાજને રસભર કરાવ્યો.[૯૦]

---

વચન વિચારશે, તો બસ છેઃ—

.......................ભાવે ભજ્યું સીતાનો સ્વામી;
પ્રેમાનંદપ્રભુ વ્રતધારી; રાજીવલોચન મનસા ધારી.
પિતૃવચન પાળ્યું જેમ; પળાવો દ્વિજને પ્રભુ તેમ;
.................................................
કર્યાં તેનાં કારણ તે અનેક, ઘર એવો વિપ્ર કાજે વિવેક.

(માર્કંડેય પુરાણ કડવું ૧૦૧ મું, કડી ૧-૪)

ઉપરાંત ૭૮, ૭૯, અને ૮૦ મી નોંધોનાં અને તેના મૂળમાં ઉપર ટાંકેલાં અવતરણો આ સાથે વિચારવાં.

આપ્યાં કાષ્ઠ તર્ત આણી, આનંદ થયો અપાર
વીરજીએ પાઘ આપી; પ્રેમથી પ્રમાણીતી–પરા (યક્ષ પ્રશ્નોત્તર)

આ ઉપરાંત વલ્લભનું પણ આ કવિત્ત વિચારવા જેવું છેઃ—
"માગ માગ મારા સુત સુખ માગ્યું આપું તને
કવીશ્વરે એવી ઘડી એક વાર આણીતી;
દ્વિજે અગ્નિ કાષ્ઠ માગ્યાં મૃગ લઈ ગયો જેહ
પાઘ પેરાવી કવિએ કવિતા વખાણીતી,
યક્ષે કહ્યું એ તો મેં જ પરીક્ષા લેવાને હર્યાં
પિતાએ કહ્યું'તું એમ સુતરીત જાણીતી:

**પ્રેમાનંદ અને તેના પુરોગામી કવિઓ.**

આ સ્વભાષાવૃદ્ધિના સત્રમાં ઋત્વિજના સ્થાને વિરાજતા પ્રેમાનંદનો હિસ્સો સર્વોપરિ હતો. રસભર અને કલાદર્શી આખ્યાનો ત્વરાથી બાંધવાની પરિપાટી તેને હસ્તગત હતી, એમ તેના આઠ દિવસમાં રચેલા ચાતુર્યયુક્ત મહાકાવ્ય દ્રૌપદીહરણથી, માંદા માંદા પણ એક દિવસમાં રચેલા અને અઢી ઘડીમાં વંચાય એવા લક્ષ્મણાહરણથી, તેમ જ બે દિવસમાં રચેલા શામળશાહના મોટા વિવાહથી અને નિત્ય દશબાર કડવાં રચી બાંધેલી "નાગરનિંદા" થી નિધડક કહી શકાય છે. આવી તેની કાવ્યપ્રવૃત્તિ અતિ ત્વરાવાળી, સરળ, સરસ અને પ્રતિભાવાળી હતી. તેનાં આખ્યાનોમાં કેટલે અંશે તેના પુરોગામી કવિઓનાં આખ્યાનો તેને સહાયક થયાં હશે, એ જો કે અચૂક ખાત્રીથી કહી શકાતું નથી; પરંતુ ભાલણ, ભાલણ–સુત ઉદ્ધવ, નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, વછરાજ, આદિ પ્રેમાનંદના પુરોગામી કવિઓનાં ઉપલબ્ધ અપ્રકટ તેમ જ પ્રકટ આખ્યાનો જોતાં અને પ્રેમાનંદે પણ રચેલાં એ જ આખ્યાનોની પ્રતિઓ અવલોકતાં એવું સબળ અનુમાન નીકળી શકે એમ છે કે, પ્રેમાનન્દે પોતાના પુરોગામી કવિઓનાં આખ્યાનો જોયલાં તો ખરાં જ.[૯૧] અને તેમાંના પ્રસંગોને, એ આખ્યાનોના મૂળ સંસ્કૃત ગ્રંથમાં નથી, એવા પણ ખુદ તે કવિઓએ દાખલ કરેલા નૂતન પ્રસંગોને, એક કે બીજી રીતે મૂળને ક્રમે કે ક્રમના ફેરફારે, વસ્તુભેદ, જનરૂચિ, પાત્રવિવેક તેમ જ રસ–જમાવટની ચાતુરી ઉપર લક્ષ રાખી, વિશેષ વિસ્તારથી ખીલવેલા

---

૯૦ પ્રેમાનંદના આ ૭ શિષ્યોના પ્રસિદ્ધ ગ્રંથોની સાલવાર નોંધ માટે અનુલેખ પછીનું "પરિશિષ્ટ" ૧ લું જુઓ.

૯૧ ભાલણ, માધવ, દેવસુરી વળી કરણબી તળજો એક,
એમણે દેવી માહાત્મ્ય પ્રાકૃત કર્યાં, ધરી અર્થનો ખરો વિવેક.

('દેવીચરિત્ર કડવું ૧ લુંકડું૩')

હશે ! અલબત્ત પ્રચલિત દંતકથાઓ, પ્રૌઢી વચનો અને લોકોક્તિઓનો બહોળો ઉપયોગ તેણે કીધાથી કેટલુંક સામ્ય પુરોગામીઓના આખ્યાનો અને તેના આખ્યાનો વચ્ચે સ્વાભાવિક રહે. એટલે તેટલે અંશે તેને પ્રસંગાદિની ચોરીના દોષથી મુક્ત ગણી શકાય; તેમ નિસર્ગશક્તિથી પણ કેટલુંક સામ્ય આપોઆપ આવી જાય, એ પણ વિચારવા યોગ્ય છે. તેથી પ્રેમાનન્દને કેવળ પોતાના પુરોગામીઓના ઉચ્છિષ્ટનો ઉપયોગ કરવાના દોષને પાત્ર ગણતાં અચકાવવાની વિશેષ અગત્ય છે.

શામળના શિવપુરાણાદિનાં મૂળ પણ પ્રાચીન આખ્યાનો ને વાર્તાઓમાંથી તેમ પ્રચલિત દંતકથાઓમાંથી સાંપડે છે. પ્રખ્યાત નાટકકાર શેક્સપીઅર માટે પણ આમ કહેવાય છે. અલબત્ત આથી કાંઈ મહાકવિ પ્રેમાનન્દની પ્રશસ્ત કાવ્યશક્તિ અને લોકરૂચિને પોષે એવાં, તેમ ક્વચિત્ ઉત્કૃષ્ટ રસથી જમાવેલાં, ઉત્તમ આખ્યાનો રચવાની સરલતા અને પ્રતિભાની પ્રખરતા તેમ જ કલાને ઉતારી પાડવાનો હેતુ નથી જ. ઉપર સૂચવેલી ખામી છતાં નિઃસંશય પ્રેમાનન્દનું જ્ઞાન, બુદ્ધિ, સ્વાનુભવ, કલાભિજ્ઞતા, રસસંવેદન, ચાતુર્ય, અને અવલોકનની તેજસ્વિતા સવિશેષ આકર્ષક છે અને એ જ ગુણો તેને નિઃસંશય ગુર્જર કવિઓમાં અગ્ર પદે શોભાવે છે[૯૨]

શામળ-પ્રેમાનંદ ઝઘડો ? અસંભવ.

કેટલાક જનો પ્રેમાનન્દનાં કાવ્યોની ઓજસ્વિતા અને બહુલતામાં શામળ સાથે તેને અને તેના શિષ્યોને ચાલેલો ઝઘડો કારણભૂત હોવાનું કહે છે. આ વાદની ઉત્પત્તિ સને ૧૮૬૩ થી થયલી કહી શકાય. એની તવારીખ અવલોકવા જેવી છે. વાદના મુદ્દા આદિ, તેમ જ સંગતિ વિચારતાં પ્રેમાનન્દનો શામળ સંવત્ ૧૮૨૧ માં તો જીવતો હો-

---

૯૨ આ મુદ્દો બૃહત્કાવ્યદોહનના આઠમા ભાગમાં આ લેખકે સવિસ્તાર ચર્ચેલો છે, એટલે તેની પુનરુક્તિ આ સંક્ષિપ્ત લેખમાં કરવી ઉચિત નથી. ઉપરાંત ૧૯૦૮ ના "સમાલોચક" નું "સુદામાચરિત" નું વિવેચન પણ આ મુદ્દા ઉપર વશેષ પ્રકાશ પાડે એમ છે.

વાનું અને તે જ સમયે રસભર સુધા બોહોતેરી સંપૂર્ણ કર્યાનું પ્રમાણ મોજુદ છે. તેમ તેની કાવ્યપ્રવૃત્તિ ૧૭૭૪થી કંઈક વહેલી શરૂ થયાનું અને સંવત ૧૮૦૮ સુધીમાં પૂરપાટ પ્રવર્ત્યાનું આંતર પ્રમાણોથી ચોક્કસ જણાયલું છે. વળી શામળના આખ્યાન અને વાર્તાઓની સ્પર્ધામાં રચાયલાં કહેવાતાં પ્રેમાનન્દ અને તેના શિષ્યોનાં આખ્યાન અને વાર્તાઓની રચનસંવત્‌ની અસંગતિ, તેમ જ તેનાં વસ્તુનાં સામ્યાદિ સ્પર્ધાના અંશોનો અભાવ પણ આ કૂદાને ખોટો ઠરાવે છે જ. દાખલા તરીકે વીરજીના[૯૩] સુરેખાહરણનો રચનસંવત્ ૧૭૨૦ છે અને કામાવતીનો સં. ૧૭૨૫ છે, ત્યારે તેની સ્પર્ધામાં રચાયલી કહેવાતી શામળની પદ્માવતીનો રચનસંવત્ ૧૭૭૪ છે. શામળની વિનેચટની વાર્તાની નાયિકા વિદ્યાવિલાસીને ઝાંખી પાડવા અષ્ટાવક્ર આખ્યાનમાં વિદ્યાવિનોદીનું ચિત્ર પ્રેમાનંદે ચિતર્યાનું કહેવાય છે, પણ પ્રેમાનન્દનું અષ્ટાવક્રાખ્યાન સંવત્ ૧૭૬૬ ( કદાચ ૧૭૨૬ ) માં રચાયું છે, જ્યારે 'વિનેચટ' ની વાર્તા તે પછી જ રચાઈ છે. વળી શામળની "ઉદ્યમકર્મ" ની વાર્તાની સ્પર્દ્ધામાં પ્રેમાનન્દે દ્રૌ દીહરણ રચ્યાનું કહેવાય છે તેમ, માનીશું તો તે સંવત્ ૧૭૩૫ ની અગાઉ લખાયલી માનવી પડશે કે જે સમયે શામળ નાનો બાળક હોવાનો સંભવ છે. પ્રેમાનન્દનું માર્કંડેયપુરાણ ૧૭૪૫ માં આરંભાઈ સં. ૧૭૬૫માં પૂરૂં થયું, ત્યારે શામળનું શિવપુરાણ ( ખરી રીતે તો સ્કંદપુરાણમાં અંતર્ગત શિવપુરાણનું માહાત્મ્ય ) સં. ૧૮૦૪માં રચાયું. પ્રેમાનન્દનું

---

૯૩ "કામાવતી" ની કથા કાંઈ વીરજીની જ પહેલી જોડેલી કથા નથી. શિવદાસ કવિએ સં. ૧૬૦૦ માં તે રચી હતી; અને તેની અગાઉ જૈન કવિઓએ પણ રચેલી છે. તે જ પ્રમાણે સુરેખાહરણ, પણ વીરજીની મૂળ યોજનાશક્તિનું પરિણામ નથી. એટલે શામળ "સાથેના વાદ" થી જ એ કથાઓ નવીન નિર્માયાનું કહેવું નિરાધાર છે. વીરજીની અગાઉ પણ "સમસ્યાઓ" જૈન તથા જૈનેતર કવિઓની વાર્તાઓમાં પુષ્કળ સાંપડે છે. એટલે એમાં પણ શામળ સાથેના વાદનું પ્રેરણાબળ જરૂરી નથી.

મરણ ૧૭૯૨ માં થયું તે પહેલાં વલ્લભે જેની સ્પર્ધામાં કૃષ્ણવિષ્ટિ રચી તે અંગદવિષ્ટિ સં. ૧૮૦૮ માં રચાયલી જણાય છે. "કાષ્ઠના ઘોડાની વાર્તાને ટક્કર મારવા "કુંતિપ્રસન્નાખ્યાન" વલ્લભે લખેલું કહેવાય છે, પરંતુ કુંતીપ્રસન્નાખ્યાન સંવત્ ૧૭૭૭ માં રચાયું છે, ત્યારે "કાષ્ઠના ઘોડા" ની (બત્રીસ પુતળીમાંની સોળમી) વાર્તા ૧૭૮૫ પછી રચાયાનું શામળ પોતે જ બે ત્રણ સ્થળે કહે છે.

આમ રચનસંવતોની કેવળ અસંગતિ ઉપરાંત પણ વસ્તુસામ્ય, પાત્રવર્ણનાનું મળતાપણું, સમસ્યાદિની સ્પર્ધા વગેરે વિષે પણ ઘણું કહેવાયું છે, પરંતુ તે પણ સાવ નિરાધાર છે, એમ આંતર પ્રમાણોથી સિદ્ધ કરી શકાય એમ છે.[૯૪]

આવાં તેમ જ બીજાં પ્રમાણોથી શામળનાં કાવ્યોની સ્પર્ધામાં પ્રેમાનન્દે કે વીરજીએ (કદાચ વલ્લભે પણ?) આખ્યાન–વાર્તાઓ બાંધ્યાનું કથન અશ્રદ્ધાને પાત્ર ઠરે છે. તેમ જ શામળ સાથે પોતાને થયલા ઝઘડામાં (રા. બ. હરગોવિંદદાસ જણાવે છે તેમ) વિજય મળ્યાથી પ્રેમાનન્દે સો મહોરો દક્ષિણામાં આપ્યાનું કથન પણ સબળ, આંતર પુરાવાના અભાવે માનતાં અચકાતું પડે છે.[૯૫] પરંતુ વલ્લભના કેટલાક માર્મિક

---

૯૪ "પ્રેમાનન્દ–શામળ ઝઘડા"ના ઈતિહાસ સંબંધમાં જુઓ અનુલેખ અંક. ૨.

૯૫ જુઓ દ્રૌપદીહરણ પ્રા. કા. ૧. પ્રસ્તાવના પાનું ૧૮. રા. બ. હરગોવિંદદાસભાઈ આને વલ્લભના વચનનો ટેકો હોવાનું કહે છે, પણ તેનું મૂળ તેમ જ એના ખુદ ઉદ્‌ગારો પૂર્વાપર સંબંધ સાથે અવલોકયા વિના તેને ખરું માનતાં અચકાવું પડે છે. વલ્લભની "પ્રેમાનન્દ કથા" રા. બ. હરગોવિંદદાસભાઈએ જોઈ હોય તો તેથી ના ન કહેવાય, પણ બીજી કોઈ રીતે તેની સાહિત્યરસિક જનસમાજને પ્રતીતિ કરાવતા નથી. વળી તેના બીજા પ્રેમાનન્દ–શામળના ઝઘડાના ગ્રંથને રા. બ. હરગોવિંદદાસ 'વલ્લભ ઝઘડો' નામ આપે છે, જ્યારે સ્વ. હ. હ. ધ્રુવ, તેને "વલ્લભ–શામળસંવાદનો પત્ર" કહે છે. તો ખરું કોણ? અને કીયો ગ્રંથ સપ્રમાણ?

અને વ્યંગ્યભર્યા ઉલ્લેખ (કુંતિ પ્રસન્નાખ્યાન–કવિત ૨૦૨, મિત્રધર્મા-ખ્યાન કવિત ૮, યુધિષ્ઠિર વૃકોદરસંવાદાખ્યાન કવિત ૨૪–૨૫) જોતાં તેમ શામળનો કવનકાળ સં. ૧૭૬૦–૧૮૨૧ નો વિચારતાં વલ્લભ–શામળ વચ્ચે વાક્કલહ અથવા સાક્ષરવિગ્રહ ચાલ્યાનો સંભવ સમજાય ખરો, જો કે વલ્લભના વ્યંગ્ય વચનો સિવાય કોઈ પ્રમાણભૂત પુરાવો પકડી ધરી શકાય એમ નથી. કદાચિત્ આ કલહમાં કહેવાય છે તેમ પુત્ર વલ્લભના માન ખાતર પ્રેમાનન્દે ઉત્તરાવસ્થામાં મહોરો ખર્ચી હોય તો તે સંભવિત છે. બાકી તો પ્રેમાનંદનો હરિગુણ ગાવાનો કાવ્યહેતુ અને તેનાં આખ્યાનોનાં ઐતિહાસિક સાધનો, તેમ જ તેની કથનરીતિ, શામળનો હેતુ, વાર્તાસાધનો અને કથનરીતિથી કેવળ ભિન્ન હતાં; ઉપરાંત પ્રેમાનન્દનો શ્રોતૃવર્ગ શામળના શ્રોતૃવર્ગથી જૂદી જ કોટિનો અને ભિન્ન રસવૃત્તિવાળો હતો. ઉત્તરમાં શામળ માતર પ્રગણામાં ખેડુતવર્ગ, રાણાઓ, ઠાકરડાઓ, અને ભાટો આગળ અતિશયોક્તિ અને અદ્ભુતતાથી ભરેલી તેમ જ સાથે સાથે ખડકેલી વિવિધ માહિતીઓ અને વ્યવહારદર્શનોથી છલકાતી વાર્તાઓ હાંકયો જતો, ત્યારે પ્રેમાનન્દ દક્ષિણ તરફ નંદરબાર અને સુરતમાં ઉચ્ચ વર્ણના શ્રદ્ધાળુ પણ મર્મજ્ઞ શ્રોતૃજનો આગળ ધર્મ, નીતિ અને જીવનના કંઈક ઉંચા આદર્શો વર્ણવનારાં આખ્યાનો લ્હેકારતો હતો. આ મુદ્દો પણ તે સાથે વિચારવા જેવો છે.

પ્રેમાનન્દનાં કેટલાંક આખ્યાનો વિષે શંકા.

આમ પ્રેમાનન્દ–શામળની પ્રતિસ્પર્ધાનું કથન જેમ અશ્રદ્ધેય અને આધાર વિનાનું જણાય છે તેમ પ્રેમાનન્દનાં ગણાયલાં કેટલાંક કાવ્યો દ્રૌપદીહરણ, માર્કંડેયપુરાણ, અષ્ટવક્રાખ્યાન, દશમલીલા, દ્રૌપદીસ્વયંવર, સત્યભામારોષદર્શિકાખ્યાન, પાંચાલી પ્રસન્નાખ્યાન, તપત્યાખ્યાન આદિનો કર્ત્તા તે નહીં હોવા વિષે અશ્રદ્ધા કેટલાક તરફથી દર્શાવાય છે. પરંતુ પહેલા ચાર ગ્રંથો તેના નહી હોવાનાં કીયાં સબળ કારણો આંતર-બાહ્ય અને પુરાવાઓ તેના આધારમાં છે, એ મુદ્દાસર પૂરવાર થયલું નથી

જ અને પૂરવાર કરવાનો શ્રમ પણ શોધરસિક ગુર્જર સાક્ષરોએ લેવાની દરકાર પણ કરી નથી. એટલે તેમના ટોલ્લાને મહત્વ આપી તેની ચર્ચાના ઉંડાણમાં ઉતરવું, એ આ લેખની મર્યાદા બહારનું ગણાશે. બાકીના ગ્રંથોના પ્રેમાનન્દને અપાયલા કર્તૃત્વ સંબંધમાં માત્ર એટલું જ કહેવું યોગ્ય થશે કે વાક્છટાથી કહેવાય છે તેમ, એ "શ્રદ્ધાશીલ મનુષ્યો" કેવળ આંખો મીંચીને જ તેનો સ્વીકાર કરવા જેવી અંધશ્રદ્ધાથી પ્રેરાયા નથી; અલબત્ત જેમ કાલિદાસને નામે અને શ્રીમાન્ શંકરાચાર્યને નામે ભાવિક પુરુષોએ રચેલી કૃતિઓ ચઢી છે, તેમ કદાચ પ્રેમાનન્દને નામે તેના શિષ્યાદિએ કે શ્રોતાઓએ રચેલી કૃતિઓ ચઢવા સંભવ છે ખરો ! અને પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં એવો પ્રકાર નરસિંહ, મીરાંબાઈ, વિષ્ણુદાસ આદિના કૃતિઓ સંબંધમાં બનેલો સુવિદિત છે. પરંતુ ઉપર જણાવેલા પ્રેમાનન્દીય કૃતિઓ[૯૬] પણ એ જ કક્ષામાં સમાય છે, એવો નિર્ણય દર્શાવવા પૂરો સાધાર પૂરાવાની અને દલીલસર વિવેચનની અપેક્ષા રહે છે.

દ્રૌપદીસ્વયંવર.

દાખલા તરીકે કહેવાય છે કે, દ્રૌપદીસ્વયંવર એ પ્રેમાનન્દની કૃતિ નથી. કારણ તેમાં "હુંડી, ઘેમાસુર, કંકાલો અને કમીતાની સ્વપ્નામાં પણ કાને ન પડેલી કથાના ગોળા ગબડાવી દીધા છે."[૯૭] પરંતુ જે પ્રેમાનન્દી મહાભારત કહેવાય છે[૯૮] તેમાં આ આખ્યાન છે કે નહીં, તે તપાસવું

૯૬ ત્રણ નાટકો અને દ્રૌપદી સ્વયંવર સિવાયની. ૯૭ જુઓ રા. "કેશવલાલભાઈના પ્રેમાનન્દ" પાનું ૨૪.

૯૮ રા. બ. હરગોવિંદદાસ ૪૦,૦૦૦ના માપનું મહાભારત પ્રેમાનંદે રચેલું હોવાનું "બુદ્ધિપ્રકાશ." સને ૧૮૭૯માં જણાવેલું છે. પણ તે અપ્રાપ્ય હોવાથી જોઈ શકાય તેમ નથી. રા. ભાનુસુખરામે પોતાનું મહાભારત, તેમને ઘેર મારા સ્નેહી રા. નટવરલાલ જોવા ગયા હતા, પણ તે બતાવ્યું નથી, તેમ મેં પણ રૂબરૂ બે વાર કહ્યું હતું, છતાં તેમણે તે ધ્યાનમાં લીધું નથી. એટલે આ બાબતમાં અંગત તપાસની કોઈ કોટાઈ નથી જ.

રા. સા. કેશવલાલભાઈ (સાક્ષર જયંતી-પ્રેમાનંદ પાનું ૨૦૫) ભાનુસુખરામ પાસેનું મહાભારત જોયાનું લખે છે. (તા. ૨૦-૧૨-૨૦) પણ તેને

પડશે, કારણ જેને દ્રૌપદી સ્વયંવર નામ અપાયું છે, અગર કહો કે રા. ઈચ્છારામ સૂ. દેસાઈએ આપ્યું છે, ને રા. સા. કેશવલાલ કહે છે તેમ વસ્તુતઃ આખું આદિપર્વ પણ નથી. એમાં માત્ર બે પ્રસંગો સંયુક્ત છે અને તે આદિપર્વના પેટામાં સમાઈ જાય છે. ૨૮ કડવામાં પાંડુ રાજાના મરણ પછી પાંડવે હસ્તીનાપુરમાં જઈ રહે છે ત્યારથી તે દ્રૌપદી સ્વયંવરના પ્રસંગ પર્યંતની કથા, મુખ્યત્વે ભીમપરાક્રમની જ કથા છે બાકીનાં ૫૬ કડવાં દ્રૌપદી સ્વયંવરનાં અર્જુનપરાક્રમનાં છે. એટલે તેને કેવળ આદિપર્વ ન કહી શકાય. વળી રચનશૈલિની ભિન્નતા અને દેશીઓનો તફાવત પૂરું અવલોકન કર્યે જણાશે નહીં વળી પ્રેમાનન્દની કાવ્યરચનાની રીતિ, જે મૂળ ગ્રંથને આધારે અમુક ગ્રંથ રચવાનો હોય તે જ ગ્રંથને વળગી ન રહેતાં બીજા ગ્રંથોમાંના એ જ વસ્તુને લગતા પ્રસંગો તેમ જ અન્ય સંસ્કૃત અને ગુર્જર કવિઓએ જોડેલા પ્રસંગો અને પ્રચલિત દંતકથાઓને પણ ખુબાબંધ સાથે સાથે ઉતારવાની છે. દશમસ્કંધ, રૂક્મિણીહરણ, માર્કંડેયપુરાણ આદિમાં તો તેણે આવા રીતિનો સ્પષ્ટપણે સ્વીકાર કરેલો છે.[૯૯] પ્રેમાનન્દના પ્રસં-

પ્રેમાનંદીય કૃતિ તેઓ લેખતા નથી, એટલે તેને મહત્વ આપવું હવે યોગ્ય રહેતું નથી. તેમ ઉપર જણાવ્યું તેમ વિવાદાસ્પદ 'દ્રૌપદી સ્વયંવર' એ બે પ્રસંગોનો સંયુક્ત ગ્રંથ છે, આદિપર્વ નથી જ. આદિપર્વના ઘણા ભાગ–પ્રસંગો તેમાં છે જ નહીં. માત્ર 'ભીમપરાક્રમ' અને "અર્જુનપરાક્રમ" અને 'દ્રૌપદી સ્વયંવર' એ બે ભાગ જ છે એટલે તે સાથે સંગતિ–અસંગતિનો પ્રશ્ન રહેતો જ નથી. પ્રેમાનંદનું સીલસીલાબંધ મહાભારત સાંપડે ત્યારે આ બાબત અલગ ચર્ચવા જેવી છે. તેથી માત્ર રા. સા. કેશવલાલભાઈએ ઉપરછલા અવલોકનથી ટાંકેલા મુદ્દાઓનો જ પ્રતિવાદરૂપ ખુલાસો કરેલો છે. (અ. બુ. જાની તા. ૨૪–૭–૨૩)

૯૯ છે એ કથાસંપૂર્ણ તણું વૃત્તાંત, રખે શ્રોતાને પડતી ભ્રાંત;
કોઈએક પુસ્તકે છે નહીં એહ, ભાઈ તે માટે ઉપજે સંદેહ.
કોઈએક પુસ્તકે છે એ કથા, તે માટે પદબંધ કીધા કથા;
કોઈ ગ્રંથ વિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ.
(દશમ અધ્યાય ૪૫ નર્મદનો જુની આવૃત્તિ પાનું ૧૦૩)

ઓને ઘણીએક કિંવદંતીઓ અને કથાપ્રસંગોનો આધાર તેના પુરોગામી કવિઓનાં આખ્યાનોમાંથી સાંપડે છે. આ બન્ને પ્રકાર પ્રસ્તુત દ્રૌપદી સ્વયંવરમાં છે. મહાભારત સિવાયની કેટલીક બાબતો આમાં કવિએ સમાવેલી છે, એ ઝીણવટથી તપાસનાર જોઈ શકશે. પૂર્વપક્ષવાદીઓએ "ડુંડી–ધેમાસુર" વાળા પ્રસંગો તેના પુરોગામી કવિઓના મહાભારતમાં કે કોઈ આખ્યાનોમાં નથી તેમ કિંવદંતીઓમાં પણ નથી, એવી ખાત્રી કરવાની શું અગત્ય નથી ?

પ્રેમાનંદના પુરોગામી કાયસ્થ કવિ માધવદાસે ( અંકલેશ્વરમાં સંવત્ ૧૬૭૫ માં ) મહાભારત રચેલુ છે. તેનું આદિપર્વ જોતાં ૭૫ મા કડવામાં ધેમાસુર, અને ૭૬–૭૮ કડવાંમાં કબીરો, કંકાલી અને ડુંડી સાથેના ભીમના યુદ્ધના પ્રસંગો વિસ્તારથી રસભર વર્ણવેલા જણાય છે. વળી સં. ૧૬૬૦ માં મનોહરે રચેલા મહાભારતમાં તેનાં સૂચનો છે, વિસ્તર નથી. આમ પ્રેમાનન્દની પૂર્વે જ દંતકથા તેમ આખ્યાનોમાં ર. સા. કેશવલાલ ભાઈ કહે છે તેવા કથાના ગોળાઓ હયાત હતા, એટલે પ્રેમાનન્દ શા માટે પરિપૂર્ણતા માટે તેનો ઉપયોગ ન કરે ? કાઠીયાવાડમાં ગોંડળ પાસે ઓસામના ડુંગરામાં કબીરાની કાળીછાટ હજી હયાત છે. ત્યાંની માત્રી માતાના

---

ગ્રંથાંતરે કથા એમ છે, સ્વર સમ્યક્ સુણી,
કે કોઈ શિષ્ય થયો પ્રસન્ન, ગુણભુજ કે ગુણી;
કિંતુ અસંબદ્ધ કથા તેહ છે, સ્વર સમ્યક્ સુણી,
તેનું કારણ જાણશે શ્રોતાજન, ગુણભુજ છે ગુણી.

( પ્રા. કા. ૧૯–માર્કંડેય પુરાણમાંનું ).

જેને જેવી ચિંતવી તેવી ભાખી વાણ,
આમ જ કરવું એવી ક્યાં ફરી કુશાગ્રહી નૃપ આણ;
પણ સારૂં કરી માઠું ઠેરવીયું સજ્જનને થાય જાણ,
યથામતિએ સર્વે કરતા વૃદ્ધિ થાય કે હાણ.

( માર્કંડેય–કડવું ૧૧૨–કડી ૧૫–૧૮. )

દેવલ પાસે તે છે; અને જોનારાઓને કમીરા તથા ભીમના યુદ્ધની દંત-કથા ભોમીયાઓ રસથી કહે છે.[100]

આ જ પ્રમાણે માર્કંડેય પુરાણ પણ પ્રેમાનંદીય નહીં હોવાનું કહેવાય છે; અને 'પિષ્ટપેષણ,' 'રાયશાં,' આદિવાળા ભાગોને તેના સમર્થનમાં ધરાય છે, પરંતુ તેના ખુલાસામાં તેનો કર્તા પોતે જ કહે છે કેઃ—

માર્કંડેય પુરાણ.

પિષ્ટપેષણ કરવું પડ્યું, પુરાણી કેરે માટ;
કહેશે કથાભાગ કઠિન હતો, તેણે તજ્યો પામી ઉચ્ચાટ.
ઘાટ ઘડે એવા મળી, તેમને કાજે કીધું આમ;
કહેનારનું મુખ નવ ગ્રહાયે, જોઈ મૂર્ખ કરાય પ્રણામ.

( મા. કડવું ૧૭૬;૮૯ ૯૦ )

આથી એ સ્પષ્ટ સમજાશે કે, તેણે માર્કંડેય પુરાણના કેટલાક નિરસ પ્રસંગોને છાંટી નાંખ્યા નથી, તેમ પુનરાવૃત્ત થયલા પ્રસંગો પણ વિના ઉમેરણે ફરી ફરી વર્ણવ્યા છે. જો કે તેણે તેમાંના આખ્યાનોના કેટલાએક પ્રસંગો કલાયુક્ત કરવા સારૂ તેમાં પોતાની કાવ્યરીતિને અનુસરીને યત્રતત્ર સંગ્રહીને રસિક

સાર ગ્રહી રામાયણનોજી, વર્ણવું મહિમા નારાયણનોજી. (કડવું ૨૮; કડી ૧)

કથા કહું એક ઉત્તમ વારાહપુરાણે જેહ રે;
ભાગવત અષ્ટમ સ્કંધ માંહે, કહું વિસ્તારી તેહ રે.

વામનચરિત્ર કડવું ૧ લું.

હવે કહું રામજન્મ મહિમાય, કહ્યું વાલ્મિકી મહાકાય,
નથી ભારતમાં એ કથા, કહું સંક્ષેપે સર્વથા.

( ઋષ્યશૃંગાખ્યાન, કડવું ૨૩ કડી ૨૨ )

૧૦૦ "ગુજરાતી" ના દિવાળીના સંવત ૧૯૭૬ અને સને ૧૯૨૦ ના અંકમાં જુઓ, 'માત્રી માતા અને ટપકેશ્વર' ના લેખમાં પાને ૨૯–૩૦મે રા. છગનલાલ ભીમજી હવેએ આ હકીકત વર્ણવેલી છે તે વાંચતાં પ્રમાનંદે જ પ્રથમ ગોળા ગબડાવ્યાનો આક્ષેપ દૂર થશે.

પ્રસંગોનું ઉમેરણ કીધું છે ખરું, પણ શ્રાદ્ધ, તત્ત્વજ્ઞાન આદિના શુષ્ક પ્રસંગોને છોડયા નથી, તેને લીધે કેટલીક નિરસતા, શુષ્ક શબ્દમયતા તેમાં આવેલી જણાય છે. છતાં માર્કંડેય પુરાણનો ઘણો મોટો ભાગ પોણા ઉપરાંત જે મદાલસાખ્યાન, હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્રમાં રોકાયલો છે, તે જ્યારે નિર્વિવાદ પ્રેમાનંદીય ગણાઈ ચૂકયો છે, ત્યારે બાકીના ભાગ સંબંધી અશ્રદ્ધા પણ ઝળતી લાગ્યા વિના રહતી નથી જ.

પ્રેમાનંદકૃત દશમલીલા.

જૂનાં હસ્તલિખિત પુસ્તકોની શોધખોળ કરવાથી જણાય છે કે પ્રેમાનંદના રચેલાં ઘણાં નાનાં મોટાં કાવ્યો હજી અપ્રસિદ્ધ છે. પ્રેમાનંદનું કાવ્યલલામ સરખું કાવ્ય "દશમસ્કંધ" તેણે રચ્યું તે પહેલાં તેણે જૂદી જ રીતે શ્રીકૃષ્ણની લીલા સંબંધી એક કાવ્ય રચેલું છે, એમ મળી આવેલા એક હસ્તલિખિત ગ્રંથ ઉપરથી જણાય છે. પરંપરાથી સુરતમાં પ્રવર્તેલી દંતકથા પ્રમાણે કવિ પ્રેમાનંદે દશમ સ્કંધ રચ્યા પહેલાં હરિ અને હરની કથાનું જોડાણ થાય તેવી રીતે એક કાવ્ય રચવા માંડયું હતું. તેણે ભાગવતના ચોથા સ્કંધમાંથી અને કુમારસંભવમાંના દક્ષયજ્ઞની કથા અને પાર્વતીપરિણયની કથા લઈ શ્રીમહાદેવે કામદેવને ભસ્મ કર્યો તે કથાનો ઉઠાવ કરી કાવ્યની રચના આરંભી છે. કામદેવના ભસ્મ થવાથી રતિ વિલાપ કરે છે અને તેને મહાદેવ આશ્વાસન આપે છે કે કામદેવ શ્રીકૃષ્ણને ત્યાં જન્મશે અને તને વરશે, એવું વરદાન આપે છે; એમ વર્ણવી, પ્રદ્યુમ્નના જન્મ નિમિત્તે કવિએ શ્રીકૃષ્ણની કથાનો દશમસ્કંધમાંથી જોડ જોડી દીધો છે. પરંતુ શ્રીકૃષ્ણ રૂકમણિ સાથે પરણે છે અને પ્રદ્યુમ્નને જન્મતાં શંબરાસુર લઈ જાય છે ત્યાંથી પ્રસ્તુત ગ્રંથ તૂટે છે; તેમ જ આ પુસ્તકના આરંભનાં કેટલાંક પાનાં નથી. એટલે કવિએ આ કાવ્ય પૂરૂં કર્યું હતું કે નહિ તે જાણવાને કોઈ સાધન નથી. કહેવાતી દશમલીલા પ્રેમાનંદની નથી એમ રા. રા. કેશવલાલભાઈ કહે છે. પણ મેં પ્રસ્તુત હસ્તલિખિત ગ્રંથને જોગે તે પૂર્વે દશમલીલાની બે ત્રણ પ્રતિઓ

જોયેલી છે અને તેમાં પ્રેમાનંદની નામમુદ્રા સ્પષ્ટ છે. પરંતુ હાલ તે પ્રતિઓ ખોળી કઢાવી આ સાથે સરખાવવાની અનુકૂળતા નથી. એટલે આટલા નિર્દેશથી અત્રે વિરમવું પડે છે. પ્રસ્તુત કાવ્યમાં મુખ્ય ખુબી તો એ છે કે કવિએ કશે સ્વનામમુદ્રા નિયમ પ્રમાણે આપી નથી, પણ માત્ર ભ્રમર ગીતનાં જે પદો છે તેમાં પ્રેમાનંદનું નામ પકડાય છે, તે ઉપરથી ખાત્રી થાય છે કે આ આખું કાવ્ય કવિ પ્રેમાનંદનું જ છે. આ સંબંધમાં સુરતમાં એક દંતકથા છે તે અત્રે જણાવવા યોગ્ય છે. સુરતના લોકોએ કવિ પ્રેમાનંદનો ઘણો આદરસત્કાર કર્યો છે. તેમની વિનતિ ઉપરથી કવિએ ઉપરનું ઉપલું સાદું કાવ્ય રચવા માડેલું, કારણ કે મજકુર કાવ્યમાં દરેક કડવે આરંભમાં રાગની બે ત્રણ લીટી, તે પછી ઢાળ, અને છેવટે વલણ છે. માત્ર ભ્રમરગીતનાં પદો જૂદા જૂદા રાગરાગણીમાં છે. સુરતના લોકોને તેમનું આ કાવ્ય જરા મોળું લાગ્યું. અને લોકોએ જૂદા જૂદા રાગ ઢાળમાં એકલું નવરસમય વ્રિજરાજચરિત્ર આલેખવા વિનતિ કરી, તેથી કવિએ દશમ સ્કંધ એકલો રચવાનો શરૂ કર્યો, પણ તે પૂર્ણ કરે તે પહેલાં તેઓનું અવસાન થયેલું લાગે છે. દશમ સ્કંધના પૂર્વરૂપ મજકુર દશમલીલા કાવ્યની મૂળ જીર્ણ પ્રત રા. નટવરલાલ ઈચ્છારામ દેસાઈ પાસે છે.

પ્રેમાનંદનાં નાટકો—તેના સંભવની માન્યતા.

આ જ પ્રમાણે પ્રેમાનંદનાં નાટકો વિષે પણ કંઈક અશ્રદ્ધા ઉઠાવાયલી છે, અને જો કે સને ૧૮૯૩ માં તે સંબંધી ચર્ચા 'સુદર્શન' માં જાગેલી અને "ગુજરાતી" માં ૧૮૯૫ માં થોડીક ચાલેલી પણ ખરી, પરંતુ તેની વિશેષ મુદ્દાસર ચર્ચા તો રાજકોટ સાહિત્ય પરિષદથી ૧૯૦૯ થી આરંભાઈ અલ્પ સમયમાં જ પાછી વિરમી ગઈ છે. કારણ કે એ ચર્ચાના ઉત્તેજક રા. નરસિંહરાવ સિવાય અન્ય સમર્થ વિચારકે પૂર્વપક્ષને દલીલ અને પ્રમાણોથી સબળ કરવાની દરકાર પણ કરી નથી. ત્રણ પ્રસિદ્ધ નાટકો પ્રેમાનંદકૃત નહીં

હોવાનાં બીજાં કારણો જેવાં કે પ્રેમાનંદના કાલમાં ગદ્યલેખનનો અભાવ, પ્રેમાનંદની ભાષા તથા શૈલીથી નાટકોની ભાષા અને શૈલીની ભિન્નતા, પ્રેમાનંદના પૂર્વે અને તે પછીના સમયનાં નાટક સાહિત્યની શૂન્યતા, એના કાલમાં રંગભૂમિનો અભાવ (?), અન્ય ભાષાઓનાં સાહિત્યનો જણાતો પરિચય, છંદરચનાવાળાં કાવ્યોનો ઉદ્‌ગમ, મરાઠી અને અંગ્રેજીનો સંપર્ક, ફારશી શબ્દો, કહેવતોના મૂળ, આદિ અનેક ઘટિત–અઘટિત કારણોનો જે 'શંભુમેળો' કહો કે "ખીચડાયો સંઘ" સા. શ્રી. નરસિંહરાવભાઈ એકલાએ જ રજુ કર્યો છે, તે સર્વનો સમગ્ર નિરાસ કરનારાં અનેક આંતર તેમ જ બાહ્ય પ્રમાણો પૂરતા પ્રમાણમાં સામાં પડછે ધરાય એમ છે અને ધરાયાં પણ છે. અને સા. શ્રી. નરસિંહરાવ તેનો સમાધાનકારક ઉત્તર આપી શકયા નથી જ અને ઉપર જણાવ્યું છે તેમ બીજા સાક્ષરોએ આ સપ્રમાણ લેખોથી તેમના વાદને ટેકો આપ્યો નથી જ એટલે સામા પક્ષનાં વિશેષ સમર્પક પ્રમાણોના અભાવે અને તેય પ્રેમાનંદનાં ગણી શકાય એવા અનેક આંતર અંશોના તેમ જ વલ્લભ આદિનાં કથનોના સદ્ભાવે તથા અન્ય બાહ્ય પ્રમાણોના આધારે, તેમ જ **स्थितस्य समर्थनीयं** એ ન્યાયે પ્રેમાનંદનાં ગણવામાં કોઈ બાધ જણાતો જ નથી.[૧૦૧] તેમ સામો આ પ્રશ્ન એવા શંકાશીલોને પૂછી શકાશે કે " જો પ્રેમાનંદનાં નાટકો આદિ અથો બીજા કોઈ પાસે અનાવરથી મૂકાયા હતા, અને પ્રા. કા.

---

૧૦૧ ચોથી વડોદરા સાહિત્ય પરિષદના રીપોર્ટમાં રા. છોટાલાલ નરભેરામનો "પ્રાચીન કાવ્યમાળા અને પ્રેમાનંદ" નો લેખ તથા રા. અંબાઈદાસ કાળીદાસ પટેલનો "પ્રેમાનંદનાં નાટકો" નો, વળી "વસંત" માં સંવત ૧૯૬૮–૭૦ માં રા. નરસિંહરાવ દીવેટીયાના છૂટક છૂટક અપાયલા લેખોના રા. ક્ર. એમ. એ. એ આપેલા રદીયા પણ જોવા.

આ વિષય સંબંધમાં "સમાલોચક" ના સને ૧૯૧૪ ના એપ્રીલ તથા આગષ્ટના અંકમાં (પાનાં ૧૩૮ થી ૧૪૬ અને ૩૦૬ થી ૩૧૫) આ લેખકે લખેલી સવિસ્તર ચર્ચા જોવા સુજ્ઞ વાચકને વિનતિ છે. તેમ "વસંત" ના ૧૯૭૦–૭૧ ના બે ત્રણ અંકોમાં આ વિષે રા. નરસિંહરાવભાઈને આપેલા સપ્રમાણ ઉત્તરવાળાં મારાં ચર્ચાપત્ર પણ જોવાં.

ના પ્રકાશકોએ તેને નામે પ્રકટ કર્યા, તો એ પ્રકાશનને લગભગ પચ્ચીશી (હવે ત્રીશી) થઇ છે છતયિ હજીયે શા માટે પ્રેમાનન્દનાં કહેવાતાં બાકીનાં ૮ નાટકોને, વલ્લભને નામે કહેવાય છે તેમ પ્રકાશકોએ ચઢાવવા ધારેલાં બીજાં કેટલાંક નાટકોને, તેમ જ ઉભયના અનેક ચંપૂગ્રંથોને, તેના કહેવાતા છૂપા રચનારાઓ, દ્રૌપદી હરણ, અષ્ટાવક્રાખ્યાન, માર્કંડેય પુરાણના પાંચ ભાગ આદિ કેટલાંક શંકાસ્પદ માનેલા ઇતર પ્રસિદ્ધ ગ્રંથોની પેઠે પ્રકટ કરતા નથી ? અને શા માટે તેમને હજી અપ્રકટ દશામાં જ રાખ્યા છે ? શા માટે એ શિબિ રાજાઓ અને દધીચિ મુનિઓ મૂળ "પ્રાચીન કાવ્યમાળા" ની યોજના જમીનદોસ્ત થયા છતાં અને તેમ થયા પછી પોતાની રોજી ટળ્યા છતાં બાકીની અપ્રકટ કૃતિઓ પ્રકટ કરવા અને તેને નાશથી બચવવા બહાર પડતા નથી ?" એનો ઉત્તર એ જ છે કે એ આક્ષેપ કેવળ કપોળકલ્પિત છે, એટલે એવી તરકટી કૃતિઓ કયાંથી પ્રસિદ્ધિમાં આવે ?

**પ્રેમાનંદની ઊણી કદર.**

આમ જેમ પ્રેમાનન્દની કાવ્યશક્તિ અને ગ્રંથકૃતિઓના સંબંધમાં હાલ અનાસ્થાશીલ તેમ જ શ્રદ્ધાશીલ વિદ્વાનોમાં પણ રાગભર તડા પડેલા જણાય છે, તેમ તેના પોતાના જ સમયમાં પણ તેના ગુણપૂજકો અને પ્રશંસકો તેમ જ નિંદકો પણ હતા. જે કવિનાં આખ્યાનો, બસે-સવાબસો વર્ષ થવા છતાં જનસમૂહોમાં લોકપ્રિયતા આબાદ ટકાવી રહ્યાં છે. તેની ખૂઝ તેના સમયમાં તેજોદ્વેષી સુજ્ઞ વર્ગમાં પૂરી થઇ હોય, એમ લાગતું નથી તુલસીદાસજીનું એ કથન સત્ય છે કે "પોતાના બાપના ગામમાં પ્રસિદ્ધ પુરુષે કીર્તિની આશા ન રાખવી", અને પ્રેમાનન્દના સંબંધમાં કંઇક અંશે તેમ બન્યું હોય તો કાંઇ નવાઇ નથી. જેમ નરસિંહ મેહેતાને અને ભાલણને તેમ પ્રેમાનંદને પ્રાણીઓ ઉપરાંત ટોળી નાગરો તરફથી પણ અનેક વિટંબણાઓ વેઠવી પડી હતી; અને તેનો કંઇક ખ્યાલ "શામળશાહના મોટા વિવાહ"-ના ઉત્પત્તિપ્રસંગથી આવે છે.[૧૦૨] આવાં કારણોસર મિત્રધર્માખ્યાનમાં

૧૦૨ જુઓ રા. બ. હરગોવિંદદાસે પ્રકટ કરેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં ઉતારેલી એક જૂની કવિતા.

તેના પુત્ર વલ્લભે કંઇક મર્યાદાસર ગુર્જર પ્રજાની 'ગોળ અને ખોળ એક હારે ગણવાની' વિવેક-હીનતાનો ઉલ્લેખ કર્યો છે,[૧૦૩] અને તેથી પણ જ્યારે તેને સંતોષ ન વળ્યો ત્યારે તે અતિશય રોષાન્વિત થઈને કૃતિપ્રસન્નાખ્યાનમાં જણાવે છે કે:—

ધિક્ક ગુર્જર ! ધિક્ક રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને પિછાણ્યો ના કોઈએ;
છંદ પ્રેમ તણા ઘણા, પદમાં તો શેંની મણા ?
દુહા ને ચોપાઈ ઘણી, સાખબંધ જોઇએ.
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જુએ કોઈ, ખાતે ખરૂં ખોઇએ;
મૂગા મૂઢ નિર્લજ સૌ પેટે પડિયા પાષાણ,
ગુજરાત શુષ્ક થયો, શું રસાળ ભોઇએ.[૧૦૪] (કવિત્ત ૭ મું)

અલબત્ત વલ્લભનું આ કથન ગુર્જર પ્રજાના હિન્દી સાહિત્ય સંબંધી અતિ મોહને અંગે છે, એ ખરૂં, પરન્તુ તેના આવા રોષથી કથાયેલાં અન્ય કથનો જોતાં, પ્રેમાનંદનાં આખ્યાનોની યોગ્ય કદર ગુજરાતના સુજ્ઞ વર્ગોમાં નહીં થવાથી જ તેણે આમ ઉભરો કાઢયો છે, એમ કહેવું જોઇશે.

વલ્લભને પોતાના પ્રતાપી પ્રભાકરસમ વિરાજતા પિતા પ્રેમાનંદને માટે તેમ જ તેની કૃતિઓ માટે અગાધ પૂજ્યભાવ હતો, તેથી તેનાથી તે કૃતિઓની થતી અવજ્ઞા સાંખી ન જ શકાય. તે કેવળ આમ અન્ય ટીકાકારો ઉપર આક્ષેપ કરીને જ પોતાના પિતા પ્રત્યેનો બહુ માનભાવ દાખવી અટક્યો નથી, પરંતુ પોતાની રસલંકારથી હલમલી રહેલી, તનમનાટભરી અનેક ઉત્તમ કૃતિઓથી પિતાને પ્રસન્ન કરી, વરદાનમાં તેમનાં પુસ્તકો વારસામાં મેળવવાની યાચના કરી, પોતાનો નિઃસીમ પૂજ્યભાવ

પિતાની કૃતિઓ પ્રત્યે પુત્રનું અસાધારણ માન.

૧૦૩ મિત્રધર્માખ્યાન, પ્રા. કા, અં. ૨૯; કવિત્ત ૩ થી ૮ જુઓ
૧૦૪ જુઓ આ જ ગ્રંથનાં ૬ થી ૯ કવિત્તો.

સિદ્ધ કર્યો છે. નવે રસના નવ ગ્રંથો બનાવવાની પિતા સમક્ષ પ્રતિજ્ઞા લીધા પછી, કરુણરસભર્યો યક્ષપ્રશ્નોત્તર પ્રેમાનંદને તેણે બતાવી પાઘડી પહેરાવી અને પછી વરદાન માગવાનું કહેતાં, તેણે માગ્યું કે,

( બન્ને તણા બાપે કહ્યું, બીજું કાંઈ માગો સુત,
માગ્યું ધર્મે તે જ ભાખું, પણ કહું માહરૂં,
બંટીએ બેસવું જેની, ગોતાં તેનાં ગાવાં પહેલાં,
ધર્મસનુ માગે ધર્મ, ! જગત માંહે તાહરૂં. )
કવીશ્વરે માગ્યું કહું, પુસ્તક તમારાં જેહ,
મુને મળે સર્વ પિતા ! ( આપિયું તે તો ખરૂં ! )

( કવિત્ત પરર. પ્રા. કા. ગ્રંથ ૨૧ )

પિતાનાં આઠ આઠ મોટાં ભર્યાંભાદર્યાં, કુવાટાંકાંવાળાં, દશ હજારની કીમતનાં ઘરને ઠોકર મારી, માત્ર તેનાં પુસ્તકો માગનાર આવા કદરદાન પુત્રો જ ગુર્જર સાહિત્યની ઉન્નતિ અને અભિવૃદ્ધિ સાધવા સર્વથા પાત્ર છે.

આ વિષય અહીં જ પૂરો કરતાં તેના જ શબ્દોમાં સાભાર નમન-પૂર્વક આપણે કહીશું કે,

પ્રેમને કે આનંદને કે પરમાનંદ નમું,
નમું કવિભૂષણને કે પ્રતાપવાનને;
કૃષ્ણસુત પ્રેમાનંદ કે રામચરણશિષ્ય,
વેદપાઠી આગમના નમું પ્રેમપાનને.
ચાતુરચિંતામણિને, માધવમિત્રને, નમું,
રત્નગિરા ગુર્જરને કે નમું રૂડા વાનને;
નમું નમું નમું કથું ! કયે અંગે પણ નમું,
( વલ્લભ કવીશ—તોય ધારે ના એશાનને. )

**અનુલેખ–અંક ૧ લો—**

પ્રેમાનંદનાં આખ્યાનો- ના ભિન્ન ભિન્ન રચન- સંવતનો ખુલાસો.

પ્રેમાનંદનાં આખ્યાનોના રચનસંવત્ ભિન્ન ભિન્ન મળી આવે છે, તે ઉપરથી તે ક્યારે મૂળ રચાયાં હશે તે વિષે શંકા ઘણાને ઉઠે છે દાખલા તરીકે ઓખાહરણના રચનસંવત્ ૧૭૨૩ (૨૯ કડવાં) અને ૧૭૩૨ મળે છે. હુંડીના રચનસંવત્ ૧૭૨૦, ૧૭·૦ અને ૧૭૫૪; નળાખ્યાનના ૧૭૪૨, ૧૭૬૩ અને ૧૭૭૬; સુદામાચરિતના ૧૭૦૫ અને ૧૭૩૮; મોંમેરાના ૧૭૩૨ અને ૧૭૩૯; વગેરે વગેરે. આમાંના ખરો રચનસંવત્ કીયો લેવો, એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે. આ પ્રશ્નનું નિરાકરણ કરતાં ચાર મુદ્દાઓ વિચારવાના છે:–(૧) પ્રથમ તો પ્રાચીન ગુર્જર કવિઓનાં આખ્યાનો, તે વેળા મુદ્રણકળા ન હતી, તેમ જ વાચકોની સંખ્યા પણ ગણીગાંઠી હતી તેથી, ઠામઠામ ગવાતાં; તે કાં તો કવિ પોતે એમનાં એમ ગાતા અથવા ગાવાનો પ્રસંગ આવતાં, યથાસમયે યથાબુદ્ધ તેમાં સુધારોવધારો કરતા અને કરે, એ જ કુદરતી વૃત્તિ છે. આવું થયાનાં અનેક દૃષ્ટાંતો પ્રાચીન ગુર્જર સાહિત્યમાં મોજુદ છે. ભાલણે ધ્રુવાખ્યાન અને નળાખ્યાનની ફરીથી શ્રમ સર્જ નવી આવૃત્તિ કર્યાનું[૧૦૫] (અને એ બે ભિન્ન નળાખ્યાન હયાતીમાં છે.) તેમ જ નાકરે પણ શિવવિવાહ અને ધ્રુવચરિત્ર "નાનેં કાયરોં મન નવ રીઝ્યા"થી "મોટું કરી મન તુષ" કર્યાનું[૧૦૬] જણાવ્યું છે. ખુદ પ્રેમાનંદે "શામળશાહ"નો એક વાર "નાગરનિંદા"ને નામે રચેલા ગ્રંથ તેના ગુરૂને ન પસંદ પડયાથી બીજો રચ્યાની વિગત સુપ્રસિદ્ધ છે.[૧૦૭] દશમ સ્કંધના પૂર્તરૂપ તરીકે દશમલીલા

---

૧૦૫ જુઓ બૃ. કા. ભા. ૫ મો ભાલણકૃત નળાખ્યાન કડવું ૨૭ મું, કડી ૭ મી, પાનું ૧૪૯. ૧૦૬ બૃ. કા. ભા. ૮ પ્રસ્તાવના આ જ લેખકે લખેલું નાકરચરિત પાનું ૪૫. ૧૦૭ જુઓ રા. બ. હરગોવિંદદાસે પ્રકટ કરેલો "શામળશાહનો મોટો વિવાહ"–પ્રસ્તાવનાની ૧૦૫ કડીની કવિતા આદિ.

રચ્યાની દંતકથા સુપ્રસિદ્ધ છે, વળી તેણે સંવત્ ૧૭૨૮ માં રચેલું મદાલસાખ્યાન ફરીથી સંવત્ ૧૭૬૫ માં સુધાર્યું વધાર્યું છે. તેનું કારણ તે પોતે જ આમ કહે છે:—

સુત કાણો કૂડો હો, ન નાંખી દે કોઈ;
ગ્રંથ રૂડો ભુંડો હો, રાખ્યો એવી સોઈ જોઈ.
ઠઠમઠ કરી ઠેલે હો, કુરપો વિવાહ કાજે;
વિપ્ર ગ્રંથ મેળે હો, ન્યાય છે એવો રાજે.

( કડવું ૪૩ મું. પ્રા. કા. ગ્રંથ ૧૬ )

સંવત્ સત્તર અઠ્ઠાવીસે, કર્યું પ્રથમ આખ્યાન;
અપૂર્ણતાએ પૂર્ણતા કરી, વધાર્યું વ્યાખ્યાન. ૪૧
તે કાળ સંવત્ સત્તરો છે, પાંસઠ પૂર પાવન;
શ્રોતા વક્તા સહુ કહો, જયજય જગજીવન. ૪૨

( માર્કંડેય પુરાણ કડવું ૯૧ મું. પ્રા. કા. ગ્રંથ ૧૭ )

આમ તેનાં આખ્યાનોના ભિન્ન રચનસંવતોનો એક રીતનો ખુલાસો મળી રહે છે. (૨) વળી આવી ભિન્નતાનું બીજું કારણ એ છે કે, કવિએ કે તેના શિષ્યે જે અમુક સમયમાં અમુક સ્થળે જે આખ્યાન ગાયું હોય (તે સમય પૂર્વે રચાયું હોય છતાં) તે સાલ, તે જ વર્ષ તેની પ્રતિ તે વેળાએ ઉતારનાર તેમાં દાખલ કરે, અને એ કારણે પણ ભિન્ન સંવત્ પ્રવેશ પામે. (૩) વળી લહીઆએ પણ અક્ષર ઉકેલવાની ચૂકથી કેટલીક વખત આંકડા ઉલટાવ્યા હોય, એમ પણ બને. તેમ જ પોતાની સમજણ પ્રમાણે કે સાંભળવાની ખામીથી દોઢડહાપણ પણ કીધું હોય તો તે કાંઈ નહીં બનવાજોગ નથી. (૪) વળી આમ ભિન્ન સંવતોમાંથી કીયા ખરા અને કીયા ખોટા તે જાણવા સારૂ સમયગણનાની પદ્ધતિ, 'આલ્મેનાક' પ્રમાણે યોજાઇ છે. પરંતુ તેમાં ભેવડાયલી તિથિ અગર કેટલેક સ્થળે ક્ષય તિથિ હોય પણ ત્યાંનાં સામાન્ય પંચાંગમાં કોઈ કારણે ન ગણેલી હોય તો તેને લીધે ચોક્કસ તિથિ ચોક્કસ વારે હોવાનું ન નીકળી શકવાથી ફેર પડે. આ સહુ મુદ્દા ધ્યાનમાં રાખી શંકાશીલ રચનસંવતો જાણવાની અગત્ય છે.

## અનુલેખ-અંક ૨; પ્રેમાનંદ-શામળ ઝઘડાની તવારીખ.

( પાના ૯૨ ની ૯૪ મી નોટમાં જણાવ્યા પ્રમાણે )

"પ્રેમાનંદ-શામળ-ઝઘડો," એ એક મહત્વનો સાહિત્યવિષયક વાદ થઈ પડેલો છે. તેનું મૂળ તપાસતાં જણાય છે, કે સને ૧૮૬૩ માં "સર્વોત્તમ કવિ કોને કહેવો" એ વાદ "ગુજરાત શાળાપત્ર"ના નવેમ્બરના અંકમાં ઉપસ્થિત થયો. તેમાં રા. નવલરામભાઈએ પ્રેમાનંદને ઉચ્ચ સ્થાન આપ્યું અને શામળને તેનાથી ઉતરતી કોટીનો ગણાવ્યો. આ વાદ "ગુજરાત શાળાપત્ર"માં સને ૧૮૬૩ના નવેમ્બરથી તે ૧૮૬૪ના ડીસેમ્બર સુધી ચાલ્યો. સામે રા. દલપતરામ કવીશ્વરે શામળને પ્રેમાનંદથી ચઢીયાતો સાબીત કરવાને "બુદ્ધિપ્રકાશ" માં સને ૧૮૬૩ ના ડીસેમ્બરથી ઉપાડયો તે ૧૮૬૫ ના ડીસેમ્બર પર્યંત ચાલ્યો. વચમાં "સુરત મિત્ર" શામળની તરફેણમાં પણ ઝોકાવ્યું. તેમ 'ડાંડિયા" માં પણ કવિ નર્મદાશંકરે પ્રેમાનંદને 'સર્વોપરી પદ" ની પાઘડી પહેરાવી. તેણે "પ્રેમાનંદને સોળ આની, દયારામને પંદર આની, અને શામળને ચૌદ આની આપી." રા. બ. હરગોવિંદદાસે પણ આ ચર્ચામાં ભાગ લેઈ પ્રેમાનંદને ચઢીયાતો લેખ્યો. કવિ ચરિત્રકાર ડાહ્યાભાઈ ધોળાભાઈ પંડિતે શામળને તર્કશક્તિ આદિમાં પ્રેમાનંદથી ચઢીયાતો વર્ણવ્યો. વળી પ્રેમાનંદને કવિ નર્મદે નર્મગદ્યના કવિચરિત્રમાં પણ સર્વોપરી પદ આપ્યું (સં. ૧૮૬૫). ઉપરાંત સને ૧૮૭૧ માં ટીકાકાર નવલરામભાઈએ પણ પ્રેમાનંદની ઉચ્ચ કક્ષા સિદ્ધ કરી. સને ૧૮૭૫ ના અરસામાં કવિ ગંગાશંકરે શામળકૃત "શિવપુરાણ" પ્રકટ કરતાં તેને "કવિશિરોમણિ" અને 'ગુજરભાષા-કેસરી" એવાં એવાં જ્વલંત વિશેષણો આપ્યાં તેમ જ સને ૧૮૭૯, સં. ૧૯૩૫ માં 'સુડાબોહોતેરી' પ્રકટ કરતાં કેટલાક છપ્પા શામળને સર્વોપરી ઠરાવવાને ગાંઠના પણ ઉમેર્યાં. આથી પ્રેમાનંદને શામળ કરતાં ચઢીયાતો દાખવવાની ઉર્મિ પ્રેમાનંદાભિમાનીઓમાં સહજ પાછી પ્રકટ થયલી સમજાય છે.

સને ૧૮૮૪ માં "પ્રાચીન કાવ્ય ત્રિમાસિક" ની યોજના દ્વારે

પડતાં રા. બ. હરગોવિંદદાસે સને ૧૮૮૪ માં ' "રણયજ્ઞ"માં કવિચરિત્રમાં પ્રેમાનંદને ચઢીયાતો વર્ણવ્યો અને એટલેથી નહીં અટકી " સર્વોપરીપણા "ના વાદને પ્રેમાનંદ અને શામળ વચ્ચે ચાલેલા પ્રત્યક્ષ ઝઘડાનું રૂપ પણ આપ્યું. તેના ટેકામાં તેઓશ્રીએ એક કિંવદંતી આગળ કરી, " સુરેખાહરણ " ( સં. ૧૭૨૦ ) શામળની ' પદમાવતી "( સં. ૧૭૭૪ )ની હરીફાઇમાં પ્રેમાનંદે રચ્યાનું ગોઠવ્યું. પણ તેમણે તેમ કરતાં શામળ–પ્રેમાનંદના ગ્રંથોના રચનકાલનો અવધિ, સ્પર્ધાના ગ્રંથો વચ્ચેનું સામ્ય આદિ તત્ત્વો તપાસવાનો શ્રમ લીધો જ નહતો, તેઓએ માત્ર અહીં આટલું જ બિન્દુ નાખ્યું. પણ સને ૧૮૮૫ માં " અંબદવિષ્ટિ " માં એ મુદ્દો આગળ ચલાવ્યો નહીં. સને ૧૮૮૭ માં રા રા હરિલાલ હર્ષદરાય ધ્રુવે " ઇન્ટરનેશનલ કોંગ્રેસ ઓફ ઓરીયેણ્ટેલીસ્ટ–વીએના " માં " વીઓ વર્નાક્યુલર્સ ઓફ વેસ્ટર્ન ઇંડિયા " સંબંધી ભાષણ આપતાં પ્રેમાનંદની કાવ્યકૃતિઓ અને કાવ્યશક્તિઓનો પ્રસ્તર વર્ણવતાં શાસ્ત્રી નાથાશંકરની કથનાને વજન આપી ' વલ્લભ–શામળના સંવાદનો પત્ર " એ કૃતિ પ્રેમાનંદપુત્ર વલ્લભની હોવાનું જણાવ્યું. ( પાનું ૮૦ મું ) પરંતુ પ્રેમાનંદના ગ્રંથોની ગણના કરતાં ( પાનું ૯૩ મું ) ' વલ્લભનો ઝઘડો " ( ૧૩ મો ગ્રંથ ) પ્રેમાનંદને શિરે ઠોકયો ! રા.ઈચ્છારામ સૂર્યરામ દેસાઇએ પણ સને ૧૮૮૭ ના જાન્યુઆરીના " આર્ય જ્ઞાનવર્ધક ' મા પ્રેમાનંદના જ ગ્રંથોમાં તેની ગણના કીધી છે.

રા. બ. હરગોવિંદાસ સને ૧૮૮૯ માં ( પ્રા. કા. ત્રિ. વર્ષ ૫, અંક ૩ ) પ્રેમાનંદના શિષ્ય વીજીનું " સુરેખાહરણ " પ્રકટ કરતાં તેની પ્રસ્તાવનામાં (પાના ૪ ની ફુટનોટ) પ્રેમાનંદનું "સુરેખાહરણ" હોવાનું પોતાનું વિધાન પાછું ખેંચી લેતાં " પ્રેમાનંદકૃત સુરેખાહરણ મળતું નથી માટે તે વાત ઉપર વધારે વિશ્વાસ રખાતો નથી" એટલું જણાવી અટક્યા, પરંતુ 'પદમાવતી'-ની હરિફાઈમાં 'સુરેખાહરણ' લખાયાનું વિધાન ફેરવ્યું નહીં, અને તેમણે પો-

તાના એ અચોક્કસ વિધાનને આગળ ઠેલવવા, સને ૧૮૯૦માં (પ્રા. કા. ગ્રંથ ૧ લો) દ્રૌપદી હરણની પ્રસ્તાવનામાં શામળની "પદમાવતી" ની સ્પર્ધાથી પ્રેમાનંદ સુરેખાહરણ લખવા પ્રેરાયાની દંતકથાને ટેકો ચઢાવતાં, વીરજીએ પ્રેમાનંદના પ્રેરણાથી શામળની સ્પર્ધામાં ઉર્દુ ફારસી સાહિત્યના આધારે 'સુરેખાહરણ', 'કામાવતી' અને 'કાકુરાજની' કથા વગેરેના જોડ જોડયાની કલ્પનાના ઘોડા દોડાવ્યા. કાલાવધિ તો સ્પષ્ટ રીતે આ કલ્પનાની વિરૂદ્ધ જાય છે. તેમ ઉર્દુ, અને ફારસી સાહિત્યનો લેશ માત્ર પણ સંપર્ક ઉક્ત ગ્રંથોમાં જણાતો નથી ઉપરાંત સુરેખાહરણનો પ્રસંગ એ કાંઇ વીરજી કે પ્રેમાનંદની કલ્પનાથી જ ઉદ્ભવ્યો નથી. બલરામને પુત્રી સુરેખા ન હોવા છતાં તેની કલ્પના પ્રેમાનંદની પૂર્વે સંવત ૧૭૧૧ માં ખંભાતનિવાસી કવિ કુવેરે 'સુરેખાહરણ' માં ક્યારનીયે જોડી હતી. તેમ 'સુરેખાહરણ' ની દંતકથા તો પ્રેમાનંદના સમય પૂર્વ ક્યારનીએ સુપ્રસિદ્ધ હતી. વળી 'કામાવતી' ખંભાતના નાગર કવિ શિવદાસે અને તેના પૂર્વકાલીન જૈન કવિએ જોડ્યાનું પ્રસિદ્ધ છે. તે ઉપરાંત પ્રસ્તુત વાદના સમર્થનમાં રા. બ. હરગોવિંદદાસે 'પ્રેમાનંદકથા' અને 'વલ્લભ શામળ ઝઘડો' આગળ ધર્યાં છે પણ તે અપ્રકટ અને અપ્રાપ્ય હોવાથી તેના સત્ય કથનનો તોલ થવો અશક્ય છે.

સને ૧૮૯૦ પછી પ્રેમાનંદ–શામળ ઝઘડો કંઇક અંધારામાં પડયો હતો તે પાછો સાક્ષર રા. સા. કેશવલાલભાઇએ સને ૧૯૦૫ માં સાક્ષરવિગ્રહને નામે નવપલ્લવિત અને ત્રિવિધશાખી કર્યો. તેમનો આધાર કેવળ "દ્રૌપદી હરણ" ના કવિચરિત્ર વિધાન હતાં, તથા તેથી વિશેષમાં કદાચ સ્વ. શાસ્ત્રી નાથાશંકરની કથા હશે. પણ તેઓએ સમર્થ વિવેચક અને વિચારક હોવાથી આના પ્રેમાનંદમાં અંતર પ્રમાણો શોધવા મથન કીધું અને આ વાદને પ્રેમાનંદપુત્ર વલ્લભના ગ્રંથોનાં વ્યંગ્ય કથનોથી ટેકવ્યો પણ ખરો. પરંતુ તેઓ સાચા સંશોધક તેમ જ સત્યગ્રાહક હોવાથી પોતાને તેની વિરૂદ્ધ અન્ય પ્રમાણો મળતાં સને ૧૯૧૪ માં સાક્ષર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત 'માઇલ્સ સ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર' એ ગ્રંથમાં પોતાનું વિધાન યથાયોગ્ય ન હોવાનું પ્રકટ કરાવ્યું. તેમણે (પાનાં ૯૫–૬ ની ફુટનોટ)

સાક્ષર શ્રી કૃષ્ણલાલભાઈને પત્રથી જણાવ્યું કે " All this leads me to think that a man composing poems in Samvat year 1808 could not have been born prior to 1700. Samal must be a contempotary of Vallabh and Junior to Premanand." તેઓશ્રીએ આમ પ્રેમાનંદ–શામળના ઝઘડાના ઘોડા પાછા ખેંચી લીધા. ઉપરાંત " પ્રેમાનંદ ' નો નિબંધ ફરી તપાસવાનો પ્રસંગ આવતાં " ગુર્જર સાક્ષર જયંતીઓ " એ પુસ્તકમાં મૂળ વર્ણવેલા ' સાક્ષરવિગ્રહ ' અને ' શામળઝઘડા ' ને ફેરવી વલ્લભ સાથે તે ચાલ્યાનું વર્ણવ્યું, ( પાનાં ૧૯૬થી ૧૯૯ ) અને જણાવ્યું કે " પ્રેમાનંદનો આ ઝઘડામાં ભાગ આડકતરો જ છે." વળી વીરજી અને પ્રેમાનંદે શામળની સ્પર્ધામાં ગ્રંથો રચ્યાની કલ્પનાને પણ તેમણે તરછોડી કાઢી છે.

જો કે રા. સા. કેશવલાલભાઈએ ' પ્રેમાનંદ–શામળ ' ના સીધા ઝઘડાનું પોતાનું વિધાન ૧૯૧૪ માં ખેંચી લીધું છતાં રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા તો તેને વળગી જ રહ્યા. તેઓ આથી સાચા સંશોધક અને સત્યગ્રાહકની રીતિને અવગણતા હોય તેમ જણાય છે. તેમણે આ વિધાનને ટેકવનારાં પ્રમાણો તપાસની તસ્દી જ લીધી નથી અને 'વળગેલા ઝોડ' ને વશવર્તી રહ્યા છે ' પ્રેમાનંદના પ્રસાદી '(આવૃત્તિ ૧ લી પાનું ૧૨)માં તેમણે રા. સા. કેશવલાલભાઈ અને રા. બ. હ ગોવિંદદાસથી ચાર ચંદા આગળ વધી વિના તપાસે લખી નાંખ્યું કે " કુંવરબાઈનું મોમેરૂ, હુંડી, શામળશાહનો વિવાહ, શ્રાદ્ધ, અને હારમાળા જેવાં પુસ્તકે તેણે ( પ્રેમાનંદે ) રચ્યાં છે,તેનું કારણ કેવળ "કવિ શામળદાસ સાથેનો વિગ્રહ." આટલેથી નહીં અટકતાં તેમણે " પ્રેમાનંદે ગાલીપ્રદાનથી શામળને વધાવ્યાનું" વિધાન આગળ કર્યું. મારૂં તેમને જાહેર આવ્હાન છે કે તેમણે પ્રેમાનંદના કીયા ગ્રંથમાં તે વાંચ્યું છે, એ બનાવવું અગર પોતાનું અસત્ય વિધાન પાછું ખેંચી લેવું. વળી સને ૧૯૧૪ માં રા. સા. કેશવલાલભાઈએ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રેમાનંદ–શામળ–ઝઘડાનું કથન અયુક્ત હોવાનું જણાવ્યા છતાં રા. ભાનુસુખરામે ૧૯૧૮ ના એપ્રીલમાં પ્રકટ કરેલા " પ્રેમાનંદમાં ' તે

ઉપર વિચાર ન કરતાં તેમ પ્રમાણો તપાસવાનો શ્રમ પણ ન લેતાં ઉ-ભડો ભાંગડો વાટ્યો છે. ઉક્ત ગ્રંથનાં પાનાં ૨૭ થી ૩૧ માં જે 'પ્રેમાનંદ–શામળ વિગ્રહ' તેમણે ચીતર્યો છે તે તવારીખથી તદ્દન ખોટો અને નિરાધાર છે. તેઓને શામળ પ્રેમાનંદના કાલાવધિ અને ગ્રંથોના રચનસંવત્, વસ્તુવિજ્ઞાન આદિથી પુરવાર કરવાનું મારૂં જાહેર આવ્હાન છે. જ્યાં સુધી આવા પ્રકારના સત્યશોધનની વૃત્તિ અને પ્રવૃત્તિ ગુર્જર સાહિત્યરસિકોમાં છે ત્યાંસુધી પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અશુદ્ધ શોધખોળભર્યો રચાય, એ કેવળ મુશ્કેલ જ છે. રા. ભાનુસુખરામે 'તર્કતુરી' ને બદલે 'તર્કખચ્ચર' જ પુરપાટ દપટાવ્યાં છે, એમાં કશોએ શક નથી, એવું કડવું વચન વિના સંકોચે ઘણી દિલગીરી સાથે કહેવું પડે છે.

આ સિવાય સને ૧૯૨૦ના "સાંપ્રત સમય" માસિક(મે. ૧૯૨૦, પાનાં ૧૪૫–૫૩ )માં રા. કવિ મણિભાઈ ખડુભાઇ દેશાઇએ "વલ્લભ–શામળ ઝઘડા" નો લેખ લખી પ્રેમાનંદ અને શામળ વચ્ચે જ તે ચાલેલો હોવાનાં અવતરણો ઉભય કવિઓના ગ્રંથોમાંથી પકડી ધરવા પ્રયાસ આદર્યો છે. ઉક્ત ગ્રંથોના પણ કાલાવધિ, વસ્તુનિર્દેશ આદિ વિચારતાં એ સહુ અકાંતકતાંડવ લાગે છે.

ઇશ્વરેચ્છા હશે તો "સિંહાસનબત્રિશી" ની પ્રસ્તાવનામાં કાલાવધિનો ફેર, વસ્તુસામ્યનો અભાવ આદિ બીજા અગત્યના મુદ્દાઓ સવિસ્તર ચર્ચવાનો સંકલ્પ છે.

( તા. ૧–૮–૨૩ અં. બુ. જાની. )

---

## પ્રેમાનંદનાં આખ્યાનોની યાદી.

| આખ્યાન. | રચનસંવત્. | પ્રકટ કે અપ્રકટ. |
|---|---|---|
| ૧ સ્વર્ગની નિસરણી ( જૂની અનેક પ્રતોના આધારે તેની જ જણાય છે ) | | બૃ. કા. દો. ભાગ ૪ |

| | | |
|---|---|---|
| ૨ લક્ષ્મણાહરણ | ૧૭૨૦ | પ્રા. કા. ત્રિ. વર્ષ ૧, અંક ૧ તથા બૃ. કા. દો ભાગ ૩. |
| ૩ ઓખાહરણ | ૧૭૨૩; ૧૭૩૨ | બૃ. કા. દો. ભાગ ૧ |
| ૪ ચંદ્રાહાસાખ્યાન | ૧૭૨૭ | પ્રા. કા. ત્રિ. વર્ષ ૧, અંક ૨; બૃ. કા. દો. ભાગ ૨. |
| ૫ અભિમન્યુ આખ્યાન | ૧૭૨૭ | બૃ. કા. દો. ભાગ ૨; પ્રા. કા. ગ્રંથ. ૩૩ |
| ૬ મદાલસા આખ્યાન | ૧૭૨૮; ફરી વધાર્યું ૧૭૬૫ | બૃ. કા. દો. ભાગ ૨; પ્રા કા. ગ્રથ ૧૬ |
| ૭ ઋષ્યશૃંગાખ્યાન | ૧૭૨૯ | બૃ. કા. દો. ભા. ૪; પ્રા. કા ત્રિ. વર્ષ ૪ અં. ૨ |
| ૮ હુંડી. | ૧૭૨૦; ૧૭૩૦; ૧૭૫૪ | પ્રા. કા. ત્રિ. બૃ. કા. દો. ભાગ ૨ |
| ૯ વામનકથા | ૧૭૩૦ | પ્રા. કા. ત્રિમાસિક બૃ. કા. દો. ભાગ ૨ |
| ૧૦ હારમાળા (?) | ૧૭૩૪ | પ્રા. કા. ત્રિ. વર્ષ ૧ લું અંક ૧ |
| ૧૧ દ્રૌપદી સ્વયંવર* | ૧૭૩૬ | બૃ કા. દો ભાગ ૬ |
| ૧૨ શ્રાદ્ધ (નરસિંહના બાપનું) | ૧૭૩૭ | બૃ કા. દો. ભાગ ૬ |
| ૧૩ માંધાતા આખ્યાન | ૧૭૩૭ | પ્રા. કા. ગ્રંથ ૩૪ |
| ૧૪ સુદામાચરિત્ર | ૧૭૩૮; ૧૭૦૫ (?); | બૃ. કા. દો. ભાગ ૧ |
| ૧૫ શ્રીમદ્ ભગવદ્‌ગીતા | ૧૭૩૮ | પદબંધ ભાગવત ગુ. પ્રેસનું |
| ૧૬ મામેરૂં | ૧૭૧૭; ૧૭૩૨; ૧૭૩૯; | બૃ. કા. દો. ભાગ ૧ |
| ૧૭ સુધન્વાખ્યાન | ૧૭૪૦; ૧૭૨૪ | બૃ. કા. દો. ભા. ૩; પ્રા. કા. ૩૩ |

---

* આ ગ્રંથને કેટલાક આદિપર્વ કહે છે; પણ ભીમપરાક્રમ; અને અર્જુન-પરાક્રમ (સ્વયંવર) એ બે જ પ્રસંગો તેમાં છે.

| | | |
|---|---|---|
| ૧૮ શામળશાહનો મોટો વિવાહ | ૧૭૪૦ | રા બા. હરગોવિંદદાસની આવૃત્તિ |
| ૧૯ રણયજ્ઞ | ૧૭૪૧ | પ્રા કા ત્રિ વર્ષ ૧ અંક ૧; બૃ કા. દો. ભાગ ૩ |
| ૨૦ નળાખ્યાન | ૧૭૪૨; ૧૭૭૩: ૧૭૭૬ | બૃ કા. દો. ભાગ ૧ |
| ૨૧ દ્રૌપદીહરણ | ૧૭૪૫; ૧૭૩૨ | પ્રા. કા ગ્રંથ ૧ બૃ. કા. દો. ભાગ ૫ |
| ૨૨ હરિશ્ચંદ્રાખ્યાન | ૧૭૫૦; વધાર્યું ૧૭૬૫ | બૃ. કા દો. ભાગ ૫; પ્રા કા. ગ્રથ ૧૬ |
| ૨૩ દેવીચરિત્ર | ૧૭૫૮; ૧૭૬૫ | બૃ કા. દો ભાગ ૫; પ્રા કા. ગ્રંથ ૧૯ |
| ૨૪ સુભદ્રાહરણ | ૧૭૫૮; ૧૭૪૬ | પ્રા. કા. ગ્રંથ ૧૪ |
| ૨૫ માર્કંડેય પુરાણ | ૧૭૪૫ થી ૧૭૬૫ | પ્રા. કા. ગ્રથ ૧૬ થી ૨૦; બૃ. કા. દો. ભા. ૭ |
| ૨૬ અષ્ટાવક્રાખ્યાન | ૧૭૨૬; ૧૭૬૬ | પ્રા. કા. ગ્રંથ ૮; બૃ. કા. દો. ભાગ ૬ |
| ૨૭ મહાભારત | ૧૭૨૬ થી ૧૭૨૨ | રા. રા. ભાનુસુખરામ નિ. મહેતા* |
| અશ્વમેધ | ૧૭૩૨ | "સાહિત્ય" માસિકમાં |
| વિરાટપર્વ | ૧૭૩૨ | " |

સાલ વિનાનાં છપાયલાં કાવ્યો.

| | | |
|---|---|---|
| ૨૮ દશમસ્કંધ | | નર્મદાશંકરની આવૃત્તિ; ગુ. પ્રેસ પદબંધ ભાગવત |

* આ ગ્રંથ ક્રમે ક્રમે પર્વ પર્વ "સાહિત્ય" માસિકમાં પ્રકટ કરવામાં આવે છે, પણ રા. કેશવલાલભાઈ તેને પ્રેમાનંદીય ન ગણતાં એ પ્રેમાનંદ હોવાની શંકા ઉઠાવે છે, એટલે તે કંઈક ચર્ચાસ્પદ થાય છે. રા. બ. હરગોવિંદદાસે જણાવેલું ૨૦,૦૦૦ પાનાં વાળું મહાભારત કદાચ આથી જુદું હશે. જુઓ "બુદ્ધિપ્રકાશ" ફેબ્રુઆરી ૧૯૧૧.

| | |
|---|---|
| ૨૯ દાણલીલા | બૃ. કા. દો. ભા. ૧ (પ્રા. કા. ત્રિ. વર્ષ ૧ અંક ૪) |
| ૩૦ ભ્રમર પચ્ચીશી; (ભ્રમર ગીતા; ત્રણ જાતની (૧) પ્રથમ નાના દશમસ્કં; (૨) મોટા દશમમાં અને (૩) વધારેલા પૂરવાળી | બૃ. કા. દો. ભા. ૩ (દશમસ્કંધમાં પણ કાંઈક ફેર સાથે છે. પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૧ લો.) |
| ૩૧ વિવેક વણઝારો | બૃ. કા. દો. ભાગ ૨ |
| ૩૨ પ્રલ્હાદાખ્યાન (સપ્તમ સ્કન્ધ) | બૃ. કા. દો. ભાગ ૪ |
| ૩૩ રુકિમણીહરણ | પ્રા. કા. ગ્રંથ ૧૪ |
| ૩૪ દ્વાદશ માસ | બૃ. કા. દો. ભા. ૮ (સં. ૧૭૫૭ ની પ્રત ઉપરથી છાપેલું છે.)* |
| ૩૫ બભ્રુવાહન આખ્યાન (?) | રા. ભાનુસુખરામે છાપ્યું છે |

પ્રેમાનંદનાં છપાયલાં નાટકો.

| | |
|---|---|
| ૩૭ સત્યભામારોષદર્શિકાખ્યાન (નાટક) | પ્રા. કા. ગ્રંથ ૨૬ |
| ૩૮ પાંચાલીપ્રસન્નાખ્યાન (નાટક) | પ્રા. કા. ગ્રંથ ૩૦ |
| ૩૯ તપ્તાસંવરણ આખ્યાન (નાટક) | પ્રા. કા. ગ્રંથ ૩૧ |

આ ઉપરાંત કેટલાક આખ્યાનો તથા નાટકો પ્રેમાનંદનાં હોવાનું કહેવાય છે, પણ તે પ્રકટ થયાં નથી કે જોવામાં આવ્યાં નથી તેથી, તે ખાત્રીથી તેનાં હોવાનું કહી શકાય એમ નથી.

પ્રેમાનંદનાં નહીં છપાયલાં પણ જોયલાં કાવ્યો.

નાસિકેતોપાખ્યાન.

પાંડવોની ભાંજઘડ.

દશમલીલા; અને દશમલઘુ.

વિષ્ણુસહસ્ર નામ. (છપાયું. સં. ૧૯૨૦ માં)

વ્રજવેલ. (જુઓ બૃ. કા. દો. ભાગ ૩. પૃ. ૬૧ની નોંધ)

નાનું પ્રહલ્લાદ આખ્યાન. (રા. હીરાલાલ વ્રજભૂષણ શ્રોફ પાસે)

---

* એમાં "હાલહા હાલહા ફાલહા ગા" એ માપના બાર ચોપાયા આપે છે. રા. સા. કે. હ. ધ્રુવની નોંધ.

શામળશાહનો વિવાહ ( નાનો)
નાગરનિંદા (નાશ પામેલો)
સભાપર્વ
**પ્રેમાનંદનાં નહિ છપાયલાં પણ તેનાં રચેલાં સંભળાતાં કાવ્યો.**
ડાંગવાખ્યાન. (જુઓ બૃ. કા. દો. ભાગ ૩. પૃ. ૬૨.)
લવકુશાખ્યાન.
ભીષ્મચરિત્ર કે ભીષ્મચંપુ. (જુઓ બૃ. કા. દો. ભાગ ૬, પૃ. ૬૧; બુદ્ધિપ્રકાશ, ૧૯૧૧; ગદ્યપદ્યાત્મક કાવ્ય; ગ્રંથ પૂર પાનાં ૪૦૦ )
કર્ણચરિત્ર (મહાકાવ્ય) (જુઓ બૃ. કા. દો. ભાગ ૬. પૃ. ૬૨ અને ઇ. સુ. દે.વાળા પ્રકટ પદબંધ ભાગવતની પ્રસ્તાવનાની ફુટનોટ, બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ જાન્યુ.)
યમદેવાખ્યાન.
રામાયણ.
મહાભારત. (૧૭૨૬ થી ૧૭૩૨) (બુદ્ધિપ્રકાશ, પ્રા. કા. ના પ્રકાશકોની યાદી, ૧૯૧૧; અંક ૨૩, કવિતામય ઇતિહાસ ગ્રંથ પૂર પૃષ્ઠ ૨૦,૦૦૦
રઘુવંશ. (સં. ૧૭૨૦ની પહેલાં પદબંધ, રા. કે. હ. ધ્રુવની નોંધ. જુઓ વળી " બુદ્ધિપ્રકાશ; " ૧૯૧૧, જાન્યુઆરી; પાનાં ૪૦૦ ના પૂરતો )
હરિવંશ.
નરકાસુર આખ્યાન. ( બૃ. કા. દો. ભાગ ૩; પૃ. ૬૧ )
દ્રૌપદીવસ્ત્રહરણ. ( બૃ. કા. દો. ભાગ ૩, પૃ. ૬૨ )
જયદેવાખ્યાન. ( સ્વ. શાસ્ત્રી નાથાશંકરના કથનને આધારે ગીતગોવિંદની પ્રસ્તાવનામાં રા. કે. હ. ધ્રુવે જણાવ્યા પ્રમાણે )
કપીલગીતા. (છઠ્ઠો સ્કંધ. ભાગવત ઇ. સુ. દે. વાળાની પ્રસ્તાવના)
રેવાખ્યાન. (બૃ. કા. દો. ભાગ ૩, પૃ. ૬૨ )
ભાગવત સંપૂર્ણ. (અસંભવિત ?)
શુકજનક સંવાદ (બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ જાન્યુઆરી; ગ્રંથપૂર પૃષ્ઠ ૬૦)
સુરેખાહરણ ( અસંભવિત ? )
ત્રિપુરવધાખ્યાન બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ જાન્યુઆરી; ગ્રંથપૂર પૃ ૧૫૦)
વલ્લભ ઝઘડો (બુદ્ધિપ્રકાશ ૧૯૧૧; ગ્રંથ પૂર પૃષ્ઠ ૫૦) (અસંભવિત ?)
**પ્રેમાનંદે રચેલાં નાટકોનાં**

સંભળાતાં નામે.

સને ૧૮૮૭ના "આર્યજ્ઞાનવર્ધક" માસિકના જાન્યુઆરીના અંકમાં પાને ૨૦૬ મે રા. રા. ઇ. સુ. દે. લખે છે કે "ત્રણ નાટક, નામ મળ્યાં નથી."

લોપામુદ્રાખ્યાન.(બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ જાન્યુઆરી)

હનુમાનવિજય અથવા મારૂતી પ્રસન્નાખ્યાન; (૧૯૧૬ ના "સાહિત્ય" માં જાન્યુઆરીમાં; વલ્લભને નામે એક જ પ્રવેશ પ્રકટ થયો છે; ગ્રંથપૂર પૃ. ૨૫૦; નાટક)

દુષ્ટભાર્યાનાટક (માર્કંડેય પુરાણના ચોથા ભાગ ઉપરથી રચેલું; બુદ્ધિપ્રકાશ, ૧૯૧૫; ગ્રંથ પૂર ૧૫૦ પાનાં)

સુદર્શનાખ્યાન (નાટક; બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ જાન્યુઆરી)

રત્નાવલી આખ્યાન.

મિથ્યાઆરોપદર્શક નાટક. (આર્યજ્ઞાનવર્ધક, ૧૮૮૭,જાન્યુઆરી.)

પાંચાલીપ્રસાદ. (આર્યજ્ઞાનવર્ધક ૧૮૮૭ નો જાન્યુઆરીનો અંક)

તેનાં સઘળાં નાટકોનાં નામો સાંભળવામાં આવ્યાં છે, પણ તેથી વિશેષ કાંઈ જાણવામાં આવ્યું નથી. પણ કહેવાય છે તેમ તેણે બધાં મળીને અગીઆર બાર નાટકો રચ્યાં હતાં; જુઓ નોંધ, સને ૧૮૯૩ ના પ્રા. કા. માળાના રીપોર્ટનું પાનું ૧૯ મું.

સને ૧૮૯૪-૬ માં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સાથે વડોદરાની પ્રાચીન કાવ્યમાળાના સંશોધકોને પોતાની પાસેના હસ્તલિખિત ગ્રંથો પ્રકટ કરવા માટે સોંપી દેવા સંબંધમાં ચાલેલા પત્રવ્યવહારમાંથી સને ૧૯૧૧ ના જાન્યુઆરીના "બુદ્ધિપ્રકાશ"માં આવી ૫૬ પુસ્તકોની યાદી પ્રકટ થયેલી છે તે જોવી. તેમાં ગ્રંથના વિષય અને પૂરનાં પૃષ્ઠો આદિની સૂચના છે. આ સહુ સંબંધી શક્ય વિગતો, પોતાની જાણ તેમ જ પ્રેમાનંદના ગ્રંથોના અવલોકનના આધારે રા. સા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ૧૯૧૧ ના "બુદ્ધિપ્રકાશ"માં લખવા માંડી હતી. પણ તે લેખ પૂરો થવા અગાઉ ગુજરાતી સાહિત્યના દુર્ભાગ્યે સા. નરસિંહરાવે ટીકા કર્યાથી એ લેખ સદંતર સૂઈ ગયો, તેમ જ તેને લીધે તેને હવે

પ્રેમાનંદનાં નાટકો આદિ સંબંધી રા. સા. કેશવલાલભાઈના જ્ઞાન અને વિચારણાનો લાભ પણ વાચકવર્ગને મળતો અટકી પડ્યો છે.

( તા. ૧-૧૧-૨૩ ) અં. બુ. જાની.

---

## પ્રેમાનંદના શિષ્યોના ગ્રંથ

### વીરજી

| | | પ્રકટ કે અપ્રકટ |
|---|---|---|
| ૧ સુરેખાહરણ સં. ૧૭૨૦ | | પ્રા. કા. ત્રિ. વર્ષ ૫, અંક ૩ |
| ૨ કામાવતીની કથા | સંવત ૧૭૨૫ | પ્રા. કા. ગ્રંથ ૮. |
| ૩ બલિરાજાનું આખ્યાન | સંવત ૧૭૩૦ | પ્રા. કા. ગ્રંથ ૮. |
| ૪ દશાવતાર કથા | સંવત ૧૭૪૨ | પ્રા. કા. ગ્રંથ ૮. |

### હરિદાસ.

| | | પ્રકટ કે અપ્રકટ. |
|---|---|---|
| ૧ સીતાવિરહ | સંવત ૧૭૨૨ | પ્રા. કા. ગ્રંથ ૯ |
| ૨ શામળશાહનો વિવાહ | સંવત ૧૭૨૬ | પ્રા. કા. ગ્રંથ ૯ |
| ૩ નરસિંહના બાપનું શ્રાદ્ધ | સં. ૧૭૨૭ | પ્રા. કા. ગ્રંથ ૯ |
| ૪ ભાગવતસાર | સંવત ૧૭૩૭ | પ્રા. કા. ગ્રંથ ૯ |

### દ્વારકાદાસ.

| | |
|---|---|
| ૧ બારમાસ | |
| ૨ રાધાવિલાસ | પ્રા. કા. ત્રિ. વર્ષ ૭ અંક ૨ જો |
| ૩ રાધિકાવનવિવાહ | પ્રા. કા. ગ્રંથ ૯ |
| ૪ દાણલીલા | ,, |
| ૫ ગોવર્ધનપૂજા | ,, |
| ૬ કૃષ્ણભજન | ,, |
| ૭ તિથિઓ | ,, |

| | | |
|---|---|---|
| ૮ કૃષ્ણજન્મોત્સવ | | પ્રા. કા. ગ્રંથ ૯ |
| ૯ સાત વાર | | ,, |
| ૧૦ કૃષ્ણલીલા | | ,, |

## રત્નેશ્વર.

| | | |
|---|---|---|
| ૧ ભાગવત દશમસ્કંધ | સં. ૧૭૩૯ | અપ્રકટ |
| ૨ ભાગવત પ્રથમસ્કંધ | સં. ૧૭૪૦ | પ્રા. કા. ૧૫ |
| ૩ પાંડવાશ્વમેધ | સં. ૧૭૪૩ | પ્રકટ ગુ. વ. સો. |
| ૪ સ્વર્ગારોહણ | સં. ૧૭૪૮ | પ્રા. કા. ત્રિ. વર્ષ ૪ અંક ૯ |
| ૫ મૂર્ખાવલિ | સં. ૧૭૭૦ | પ્રા. કા. ગ્રંથ ૧૫ |
| ૬ સુજ્ઞાવલિ | | પ્રા. કા. ગ્રંથ ૧૫ |
| ૭ ભગવદ્ગીતા | | ,, (નોંધ) |
| ૮ મહિમ્નસ્તોત્ર | | ,, (નોંધ) |

૯ ભાગવત દ્વીતીય સ્કંધ — રા, હી. ત્રિ. પારેખ પાસે પ્રત

૧૦ શિશુપાલવધ પાનાં દોઢ સોનું પૂર, જુઓ બુદ્ધિપ્રકાશ, ૧૯૧૧, જાન્યુઆરી

૧૧ બાર માસ — પ્રા. કા. ત્રિ.
રાધાવિરહ — વર્ષ ૫ અંક ૨.
. બૃ. કા. ભા. ૬

૧૨ વૈરાગ્યબોધ અથવા આત્મવિચાર-
ચંદ્રોદય — પ્રા. કા. ત્રિ. વર્ષ ૫ અંક ૩; બૃ. કા. ભાગ ત્રીજો.

૧૩ પદસંગ્રહ — પ્રા. કા. ગ્રંથ ૧૫. ની નોંધ

૧૪ ભાગવત—એકાદશ સ્કંધ. બરોડાની સેન્ટ્રલ લાયબ્રેરી.

## વલ્લભ.

| | | |
|---|---|---|
| ૧ મિત્રધર્માખ્યાન | સં. ૧૭૬૦ | પ્રા. કા. ગ્રંથ ૨૯ |
| ૨ યુધિષ્ઠિરવૃકોદર સંવાદાખ્યાન (રૌદ્ર) | સં. ૧૭૭૧ | પ્રા. કા. ગ્રંથ ૨૬ |
| ૩ કુંતીપ્રસન્નાખ્યાન (અદ્ભુત) | સં. ૧૭૭૭ | પ્રા. કા. ગ્રંથ ૨૭ |
| ૪ દુઃશાસનરૂધિરપાનાખ્યાન (વીરરસ) | સં. ૧૭૮૦ | પ્રા. કા. ગ્રંથ ૫૪ |
| ૫ યક્ષપ્રશ્નોત્તર (કરૂણ) | સં. ૧૭૮૨ | પ્રા. કા. ગ્રંથ |
| ૬ ધૃતરાષ્ટ્રકુરૂક્ષેત્રદર્શન (બીભત્સ; ગ્રંથ પૂર પૃષ્ઠ ૧૦૦) | | બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ જાન્યુઆરીની યાદી |
| ૭ યુધિષ્ઠિરવૈરાગ્યદર્શન (શાંત) | | ,, |
| ૮ ઉત્તરગોગ્રહણ (હાસ્ય) | | આર્ય જ્ઞાનવર્ધક ૧૮૮૭, પાનું ૨૦૯ |
| ૯ દ્રૌપદીવસ્ત્રાહરણ | | ,, |
| ૧૦ કર્ણભીમાખ્યાન | | ,, |
| ૧૧ સીતાવિલાસ (શૃંગાર) | | ,, |
| ૧૨ રૂક્મિણીકૃષ્ણસંવાદ | | ,, |
| ૧૩ રતિકામાખ્યાન (શૃંગાર) | | ,, |
| ૧૪ સીતાવિલાપ (કરૂણ) | | ,, |
| ૧૫ તારાવિલાપ (કરૂણ) | | ,, |
| ૧૬ કૃષ્ણસ્વધામગમન | | ,, |
| ૧૭ કામજુગુપ્સા | | ,, |
| ૧૮ પ્રેમાનંદકથા | | પ્રા. કા. ૧ ના જીવનચરિત્રની નોંધ (બુદ્ધિપ્રકાશ, ૧૯૧૧, માર્ચ) |
| ૧૯ વલ્લભ-શામળ-સંવાદ કે ઝઘડો | | ,, |
| ૨૦ દૃષ્ટાંતાબ્ધિ (પૂર પૃષ્ઠ ૩૦૦) | | બુદ્ધિપ્રકાશ, ૧૯૧૧, જાન્યુઆરી પાનાં ૩૦૦ |
| ૨૧ ગદ્યપદ્ય સંવાદ (ગ્રંથપૂર પૃષ્ઠ ૧૦૬) | | ,, પાનાં ૧૦૯ |

# શ્રીમદ્‌ભાગવતમાંનો પ્રસંગ.

## ( દશમ સ્કંધ, અધ્યાય ૮૬, શ્લોક ૧-૧૨ ).

જનમેજય પૂછે છેઃ હે બ્રહ્મન્ ! મારાં પિતામહી ( સુભદ્રા ), જે બલરામ અને કૃષ્ણની બહેન થતાં હતાં તેમનો જે રીતે વિજય થયો, તેનું વૃત્તાંત જાણવા હું ઇચ્છું છું. શુક કહે છેઃ પ્રભુ અર્જુન તીર્થયાત્રા કરતા, પૃથ્વી ઉપર ફરતા ફરતા પ્રભાસમાં આવ્યા. ત્યાં પોતાના મામા( વાસુદેવ )ની પુત્રી( સુભદ્રા )ને બલરામ દુર્યોધનને આપશે, બીજા કોઇને નહીં, એમ તેણે સાંભળ્યું. એટલે તેને પ્રાપ્ત કરવાનો લોભ અર્જુનને થતાં તેણે યતિનું રૂપ લીધું, ત્રિદંડી સંન્યાસી થયો અને દ્વારકાં સીધાર્યો. સ્વાર્થ સાધવાની ઇચ્છાવાળા સભાજિત, અર્જુને, ત્યાંના લોકો એને ન ઓળખે એમ ચાતુર્માસના મહિનાઓમાં નિવાસ કર્યો. બલરામ પણ તેને ઓળખી શક્યા નહીં. એક દિવસ આતિથ્ય કરવાને બલરામે તેને નિમંત્રણ કર્યું. પોતાને ઘેર આણ્યો અને શ્રદ્ધા વડે અર્પેલ ભોજ્ય પદાર્થોથી તેને જમાડ્યો. ત્યાં તેણે વીર પુરૂષોનાં મન હરણ કરે એવી મહતી કન્યા( સુભદ્રા )ને જોઈ. પ્રીતિથી ઉત્ફુલ્લ થયલી દૃષ્ટિથી તેણે એને અવલોકી અને સ્નેહભાવથી ખળભળેલું મન તેની ઉપર ચોટયું. સુભદ્રા પણ સ્ત્રીઓને હૃદયંગમ થએલા અર્જુનને જોતાં વેંત જ તેનામાં પ્રીતિ ધરાવતી થઈ; અને હાસ્ય કરતી તથા લજ્જાયુક્ત કટાક્ષ મારતી તેનામાં ચિત્ત પરોવવા લાગી. અર્જુન પણ તેનું પરમ ધ્યાન ધરતો, અત્યંત બલવાન કામથી ચિત્તભ્રમ પામ્યો અને શાંતિ મેળવી શક્યો નહીં. તે પછી મોટી દેવયાત્રાનો પ્રસંગ આવતાં રથમાં બેસીને નગરના દુર્ગમાંથી બહાર નીકળેલી સુભદ્રાનું અર્જુને તેનાં માતપિતા અને કૃષ્ણની અનુમતિથી હરણ કર્યું; તેણે રથે ચઢીને હાથમાં ધનુષ્ય પકડી શૂરા મહારથીઓને સામા આવતા ખાળ્યા, નસાડ્યા, અને તેનાં સગાંવહાલાંઓને રડતાં રાખી જેમ મૃગરાજ પશુને પકડે તેમ સુભદ્રાને પકડી લીધી. એ વાત સાંભળી, જેમ પર્વને દિવસે સમુદ્ર ખળભળી ઉઠે તેમ સઘળા યાદવવીરો સાથે બલરામ ધુંધવાઈ ઉઠ્યા. પરંતુ

કૃષ્ણે બલરામને તેમનાં ચરણ પકડી શાંત કર્યા. પછી બલરામે ખુશી થઈને વરવહુને પુષ્કળ ધન, ઉપસ્કરો, હાથીઓ, રથો, અશ્વો, સેવકો અને દાસીઓ સમર્પી ઈન્દ્રપ્રસ્થ તરફ વિદાય કર્યાં.

## મહાભારતમાંની કથાનો સાર.

પાંચાલી સાથે સહગમન સંબંધી "આપણા બધામાંથી જે ભાઈ પોતાના અન્ય ભાઇને દ્રૌપદી સાથે અંતઃપુરમાં બેઠેલો દેખે તે બાર વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય વ્રત આચરે અને વનનો પ્રવાસ આદરે," એવો આગ્રહી નિયમ નારદ મુનિ સમક્ષ વિહિત કરી, પાંચ પાંડવ બાંધવો શાંતિ અને સંપથી ધર્મકર્ત્તવ્યને અનુસરતા, અને વડિલ બંધુ યુધિષ્ઠિરની આજ્ઞા પાળતા, પોતાને ભાગે આવેલા રાજ્યના પાટનગર ઇંદ્રપ્રસ્થમાં ધર્માનુસાર રાજ્યવ્યવહાર તથા સંસારવ્યવહાર ચલાવતા હતા. એવામાં એક સમયે એક બ્રાહ્મણ રાજદરબારમાં રોતો કકળતો આવ્યો અને કહેવા લાગ્યો કે "પાતકી, ક્ષુદ્ર તસ્કરો મારા ગોધનને હરી જાય છે; માટે હે પાંડવો ! મારા શત્રુ પાસેથી મારી ગાયો મને પાછી આણી આપો. જે રાજા પ્રજા પાસેથી ષષ્ઠાંશ ભાગ કર રૂપે લે છે, છતાં તે જો પોતાની પ્રજાનું રક્ષણ કરતો નથી, તો તે સર્વ લોકમાં પાપાચારી ગણાય છે. માટે મારી ખાતર હાથમાં ધનુષ ઉપાડો." બ્રાહ્મણનું આવું કરુણમય રુદન સાંભળી, દુઃખી થતો અર્જુન હવે શું કરવું તેના વિચારમાં પડ્યો. તેને તત્કાલ વિચાર આવ્યો કે "તપસ્વી બ્રાહ્મણનું ગોધન હરાઈ જતાં અવશ્ય મારે તેનાં આંસુ લોહોવાં જોઈએ; કર્ત્તવ્યની ઉપેક્ષાથી રાજાને શિરે મહાન્ અધર્મ ચોટે છે; તેથી અમારા રક્ષણ કરવાના કર્ત્તવ્યમાં સર્વને અનાસ્થા થવાની અને લોકોમાં અમારો અધર્મ ગણાવાનો; તેમ જો રાજા યુધિષ્ઠિર દ્રૌપદી સાથે હોવાથી તેમનો અનાદર કરી, એમના અંતઃપુરમાં પેશી, મારાં આયુધો લાવીશ, તો તેમાં મારું એમના પ્રતિનું અસભ્ય વર્તન અવશ્ય થયું ગણાશે, અને તેને પરિણામે

મારે બાર વર્ષનો વનવાસ ભોગવવો પડશે." આવા વિચારોને અંતે "ભલે રાજાનો અનાદર થતો હોય તો થાય, ભલે અસભ્ય વર્તનથી મને મહાન્ અધર્મનો દોષ લાગતો હોય તો લાગે, ભલે વનચર્યામાં મારૂં મરણ થવાનું હોય તો થાઓ, પરંતુ શરીરના વિનાશ કરતાં ધર્મપાલન જ વિશેષ મહત્વનું છે," એવો તત્કાલ જ ધર્મવિદ્ ધનંજયે નિશ્ચય કર્યો અને યુધિષ્ઠિરની સંમતિથી તેમના અંતઃપુરમાં પ્રવેશ કર્યો; પોતાનાં આયુધ લીધાં; બ્રાહ્મણની વહારે ધાયો અને તસ્કરને મારી તેનું ગોધન પાછું આણી આપ્યું.

બ્રાહ્મણના રક્ષણનો યશ પ્રાપ્ત કરી આવેલો અર્જુન, પછી સર્વ વડીલોને પગે લાગ્યો અને ધર્મરાજા પ્રત્યે બોલ્યો: "હે પ્રભુ! મારે હવે કેવું વ્રત આદરવું, તેનો મને આદેશ કરો. મેં આપણા નિયમનો ભંગ કર્યો છે." ત્યારે શોકથી પીડાતા યુધિષ્ઠિરે અર્જુનને ઉત્તર આપ્યો, કે "જો તું મને પ્રમાણભૂત માનતો હોય તો તો હે નિષ્પાપ! મારૂં આ વચન સાંભળ. તેં જો કે મારા અંતઃપુરમાં પ્રવેશ કરી મારૂં અપ્રિય કર્યું છે એ વાત ખરી, પણ તેથી મારા હૃદયમાં કાંઈ પણ કિલ્મિષે ઘર કર્યું નથી. નાનો ભાઈ, મોટા ભાઇના અંતઃપુરમાં પેસે એમાં કાંઈ દોષ નથી; માટે હે મહાબાહુ! તારો વનવાસનો વિચાર ફેરવ, અને મારૂં વચન પાળ. એમાં તેં કાંઈ પણ ધર્મલોપ કે વડીલનો અનાદર કર્યો નથી." ત્યારે અર્જુને તેમને કહ્યું: "તમારી પાસેથી જ મેં સાંભળ્યું છે કે ધર્મ આચરવામાં કદિ પણ બહાનાં કાઢવાં નહીં. સત્યની ખાતર મેં આયુધ ઉપાડયાં છે, માટે હું સત્યથી ચળીશ નહીં જ." આમ કહી તેણે વનચારીની દીક્ષા લીધી અને બાર વર્ષના વનવાસને અર્થે ત્યાંથી પ્રયાણ કર્યું.

યશસ્વી અર્જુનની સાથે વેદવેદાંતવિદ્ બ્રાહ્મણો, મહાત્માઓ, અધ્યાત્મચિંતકો, ભિક્ષાર્થીઓ, ભગવદ્ભક્તો, સૂતો, પૌરાણિકો અને કથકો પણ ચાલ્યા. રમણીય અને ચિત્રવિચિત્ર વનો, પર્વતો, નદીઓ અને પ્રદેશો વટાવી, તેમણે પ્રથમ ગંગાદ્વારમાં પડાવ નાંખ્યો. ત્યાં એક સમયે અર્જુન ગંગામાં સ્નાન કરતો હતો તેવામાં તેના રૂપથી મોહ પામેલી નાગકન્યા

ઉલૂપી તેને જળમાં ઊંડો ખેંચી ગઈ અને નાગરાજના ભુવનમાં તેને આણ્યો. ધર્મલોપ અને બ્રહ્મચર્યના ભંગ સંબંધી, નૈતિક મન્થન સંબંધી તથા તેની સાથે બીજો કેટલોક વાદ થયા પછી, આખરે અર્જુને તેની સાથે લગ્ન કર્યું અને એક રાત્રિ ત્યાં રહી તેને સંતોષી, પુત્ર આપ્યો. તેનું નામ ઇરાવાન હતું. પછી ત્યાંથી અર્જુન પાછો ગંગાદ્વારમાં આવ્યો, અને બ્રાહ્મણમંડળને આ સર્વ વાત વિદિત કરી. પછી તેણે પાછો વનપ્રવાસ આરંભ્યો. ત્યાંથી હિમાચળના પાર્શ્વનાં પુણ્યતીર્થોમાં અટન કર્યા પછી, તેણે પૂર્વ દિશા ઝાલી, અને વિવિધ પ્રદેશોનું અટન કરી, તે કલિંગ દેશમાં આવી પહોંચ્યો. ત્યાંથી બ્રાહ્મણો આદિ અનુયાયીઓને વિદાય કર્યા અને સમુદ્રતીર ઉપરના મણિપૂરના ધર્મજ્ઞ રાજા ચિત્રવાહનને આવી મળ્યો. પછી તેની સુન્દર, દર્શનીય, પુત્રી ચિત્રાંગદા સાથે તે પ્રેમબંધને બંધાયો. તેના સમાગમથી થનારા પુત્રને રાજપાટ માટે તેના માતામહ ચિત્રવાહનને સોંપી દેવાની શરતે તેને પરણ્યો અને બે વર્ષ ત્યાં રહ્યો. તેને પરિણામે બભ્રુવાહન નામનો પુત્ર તેને થયો, એટલે સ્ત્રીપુત્રાદિને ભેટી, અર્જુન દક્ષિણસમુદ્રનાં તીર્થો પ્રતિ પ્રવાસે વિચર્યો.

ત્યાંથી વિચરતાં વિચરતાં તે પાંચ પુણ્યશાળી તીર્થોમાં આવી પોહોંચ્યો. તેમાંના એક સૌભદ્ર તીર્થમાં સ્નાન કરતાં તપસ્વીઓને અતિ સંતાપનારી અને તેમના જીવનને સંદેહમાં નાખનારી મગરીએ તેનો પગ પકડ્યો. સમર્થ અર્જુને બળથી મગરીને કાંઠે આણી. એટલે તે એકદમ સુંદર રૂપમાં પલટાઇ ગઈ. તેણે પોતાના વૃત્તાંતમાં, શાપ લાગવાથી અપ્સરા મટી મગરી થવાનું અને તેમાંથી પાછું અપ્સરાનું રૂપ મેળવવાનું ભાવિ અર્જુનને હાથે સંચિત હોવાનું કહી સંભળાવ્યું. તેની પેઠે, તેની બીજી ચાર સહચારિણી અપ્સરાઓ પણ એવી જ સ્થિતિમાં મગરી બની ગઈ હતી તેમનો પણ, અર્જુને તેના આર્જવથી ઉદ્ધાર કર્યો.

આ પ્રમાણે પાંચ ગ્રાહ(મગરીઓ)નો ઉદ્ધાર કરી, તે પાછો મણિપૂર આવ્યો અને પુત્ર તથા પત્નીને ભેટ્યો. રાજસૂય યજ્ઞના પ્રસંગમાં પાછા

મળવાનું વચન આપી, અર્જુન ત્યાંથી વિદાય થયો. દક્ષિણમાં કેરલનાં અને ગોદાવરી આદિ નદીઓનાં પુણ્ય તીર્થોમાં સ્નાનાદિ પુણ્ય કર્મો કરી, તે પશ્ચિમમાં પ્રભાસ પાટણના પુણ્યતીર્થમાં આવ્યો.[1]

---

૧ અહીં મહાભારતની મૂળ કથાશ્રેણીમાં નહીં એવો ૩૦૦ શ્લોકનો એક ભાગ, દક્ષિણની કુંભકોણમની પ્રતિમાં દાખલ થયેલો જણાય છે; અને તે માત્ર એ પ્રતિમાં મળે છે. કવિ પ્રેમાનન્દે, સુભદ્રાહરણમાં અર્જુનને યતિ અવધૂત–સંન્યાસીનું રૂપ લેવરાવી, હરણ કર્યાનું જે જણાવ્યું છે, તેને તથા બીજાં કથાંતરોને, મૂળ પ્રતની કથાથી ટેકો મળતો નથી, પરંતુ કુંભકોણમનું પાઠાંતર તે સર્વને સબળ સમર્થન આપે છે, માટે તેનો સાર નીચે આપેલો છેઃ—

પ્રભાસમાં પહોંચ્યા પછી રાત્રે અર્જુન, પૂર્વે ગદ યાદવે સુભદ્રાનાં માધુર્ય, રૂપ, સંપત્તિ અને ગુણોની કરેલી પ્રશંસાનું સ્મરણ કરવા મંડયો અને કિયા ઉપાયથી તે મેળવી શકાશે તેનો વિચાર કરવા મંડયો. તેણે વેષ બદલ્યો અને પરિવ્રાજકનું રૂપ ધારણ કર્યું. આમ વિકૃત વેષ ધારણ કરવાથી કુકુર, અન્ધક, વૃષ્ણિ આદિ યાદવો તેને ઓળખી શકે નહીં, એવો તે થયો. ઉપર્યુક્ત વેષમાં તે ભિક્ષાવૃત્તિ કરવા અને ભ્રમવા મંડયો. "કોઈ પણ ઉપાયથી હું સુભદ્રાના મહાન્ રાજમંદિરમાં પ્રવેશ કરીશ અને કૃષ્ણની અદ્વિતીય, સુંદર ભગિનીને ભેટીશ. તે પછી વાસુદેવની અનુમતિ લઈ, તે સબંધમાં જે શુભ અને હિતકારી હશે તે હું કરીશ," એવો નિશ્ચય કરીને અર્જુને ભિક્ષાચારી પરિવ્રાજકની દીક્ષા લીધી. તે ત્રિદંડી સંન્યાસી બન્યો; તેણે માથું મુંડાવ્યું. હાથમાં કમણ્ડલ લીધું, બેરખો પકડયો અને યોગીની દીક્ષા લીધી. પછી તે વૃષ્ટિના ભયથી વડના કોટરમાં પેઠો અને કલેશનો નાશ કરનારા દેવેશ કેશવનું ચિન્તન કરવા લાગ્યો. કૃષ્ણ દ્વારકામાં સૂતા હતા ત્યાં અંતરદૃષ્ટિથી અર્જુનનો આવો પ્રકાર નિહાળી, એકાએક જાગી ઉઠયા, અને ખડખડ હસ્યા. સત્યભામાએ હસવાનું કારણ પૂછતા યતિવેષધારી અર્જુન સુભદ્રાને મેળવવાના કામનું ચિન્તન કરે છે એમ જણાવ્યું અને તુર્ત જ પથારીમાંથી બહાર નિઃસરી પ્રભાસપાટણ આવી, યતિવેષધારી અર્જુનને મળ્યા. અર્જુન સાથે ભોજનવિલાસ આદર્યા પછી શ્રીકૃષ્ણ, એ યતિરૂપધારીને સહસા ત્યાં જ છોડી, દ્વારકા પાછા ગયા. લોકોએ તેમનો સારો સત્કાર કર્યો. યાદવોએ આ પ્રસંગે દ્વારકાને વિવિધ ઉત્તમ રીતે શણગારી. સર્વના સત્કારનો સ્વીકાર કરી, શ્રીકૃષ્ણે આનંદમાં દિવસ નિર્ગમન કર્યો.

ત્યાં પ્રભાસમાં એને મળવા એના સખા માધવ કૃષ્ણ આવ્યા. અન્યોન્ય હર્ષથી મળ્યા અને કુશળ વર્તમાન પૂછ્યા. પ્રભાસમાં ઇચ્છા અનુસાર વિહાર કર્યા પછી, અર્જુન શ્રીકૃષ્ણ સાથે રૈવતક પર્વત ઉપર ગયો. ત્યાં શ્રીકૃષ્ણની આજ્ઞાથી રમણીય દૃશ્ય રચાયલાં હતાં. ત્યાં નટનર્તકોનાં

---

કેટલાક દિવસ પછી, યાદવોનો રૈવતક ગિરિનો ઉત્સવ આવ્યો. યાદવોએ બ્રાહ્મણોને દાન દીધાં અને પર્વતની આસપાસના પોતાના રમ્ય પ્રાસાદોને અલંકારો અને વિવિધ શોભાસામગ્રીઓથી શણગાર્યા. વાદિત્રો વાદનારા વાદકો, નર્તકો, નટો, મધુર ગેય ગાયનોની આનન્દની રેલછેલ વર્તાવી રહ્યા. અને અનેક ઉચાં નીચાં યાન, વાહનોના ગણગણાટ ગાજવા માંડયા, ચિત્રવિચિત્ર પદાર્થોથી હાટો ઉભરાયાં અને લોકોની ઠઠના ઘોષપ્રતિઘોષ છવાયા. ત્યાં પોતપોતાના બાંધવો, પરિચારકો અને હજારો દાસીઓ સાથે પ્રતાપી બલરામ, ઉગ્રસેન, પ્રદ્યુમ્ન આદિ પ્રમુખ યાદવો પણ પધાર્યા. વસુદેવ પણ ત્યાં સીધાર્યા અને પરિવ્રાજક અર્જુનને મળ્યા–ભેટયા. મેળામાં ફરતાં ફરતાં કામી અર્જુનનું મન, સુંદર, અતિરૂપવતી અને લાવણ્યવતી સુભદ્રા પ્રતિ આકર્ષાયું. શ્રીકૃષ્ણે, હરણ કરી સુભદ્રા મેળવવાનો ઉપાય તેને સૂચવ્યો, અને યતિ અર્જુને તેનું હરણ કરવા સંબંધમાં યુધિષ્ઠિરની સંમતિ પહેલેથી મંગાવી મેળવી.

ઉત્સવ સમાપ્ત થતાં, શ્રીકૃષ્ણની અનુજ્ઞાથી યતિરૂપધારી અર્જુને દ્વારકાના ઉપવનમાં નિવાસ કર્યો. ઉપવનના સાગ, તાલ, અશ્વકર્ણ, બકુલ, અર્જુન, ચમ્પક, અશોક, અંકોલ, અતિમુક્ત, કેતક, પાટલ, પુન્નાગ આદિ રમણીય વૃક્ષો અને વિવિધ પુષ્પોથી છવાયલી સુગંધીપૂર્ણ લતાઓથી આવૃત્ત, આરામના શિલાતલ ઉપર યતિ અર્જુનને ઉત્સવમાંથી પાછા ફરતા યાદવોએ જોયો. અર્જુન પણ ઉત્સવથી નિવૃત્ત થતા યાદવોને નિહાળતો, મનમાં સુભદ્રાનું ચિન્તન કરતો, અપ્રાપ્તિ માટે શોક ધરતો, સર્વ દૃશ્ય નિરખતો હતો. યાદવો વિનયથી યતિની આસપાસ વિંટળાઈ વળ્યા અને તેની આગતાસ્વાગતા કરી. યતિનાં વચનોથી તેઓ પરમ પ્રસન્ન થયા. યતિએ પોતાનો મૂળ વેષ છુપાવી, તેમને કુશલ પ્રશ્નો પૂછયા.

બળદેવ પણ યતિને આવી મળ્યા. તેમણે વિનય અને ભક્તિથી તેને કહ્યું કે "હે વિપ્ર! તમે ક્યાંથી આવ્યા? મારી ઉપર કૃપા કરો. તમે કીયાં કીયાં પુણ્યતીર્થો જોયાં? કીયા કીયા પર્વતો, વનો, દેવસ્થાનો અને નદીઓ નિહાળ્યાં"? તેના ઉત્તરમાં યતિ અર્જુને પોતાના વનપ્રવાસની વિવિધ અદ્ભુત કથાઓ સર્વને

નૃત્ય તેણે દીઠાં; વિવિધ ભોજનસામગ્રીઓ આરોગી અને રાત્રે દિવ્ય શય-નમાં શ્રીકૃષ્ણ સાથે કથાવાર્ત્તા કરતાં કરતાં નિદ્રાને અધીન થયો. પ્રભાતમાં સ્તુતિ અને મંગલવચનોથી જાગ્રત થઈ, શ્રીકૃષ્ણ સાથે સુવર્ણરથ ઉપર ચઢી, અર્જુન દ્વારકા આવ્યો. તેના સત્કાર માટે દ્વારકા પુરી અદ્ભુત રીતે શણગારવામાં આવી હતી. પુષ્કળ લોકસમૂહ તેનો સત્કાર કરવાને એકત્ર થયો.

---

સંભળાવી, આનંદ આપ્યો. પછી યાદવોએ એ ભિક્ષુકનું પૂજન અર્ચન કર્યું. યાદવો પરસ્પર વાર્તા કરવા મંડયા કે આ દેશાતિથિ છે. આ શ્રીમાન યતિરૂપધારી દ્વિ-જને માટે કીયું આવાસસ્થાન આપણે નિર્માણ કરીશું? સર્વેએ બલરામ તરફ નજર કરી અને બલરામે શ્રી કૃષ્ણને કહ્યું કે "આ વિદ્વાન્ યતિ દેશાતિથિ છે. તે વર્ષ એકના નિવાસ માટે આપણી દ્વારકામાં આવેલો છે. તેનો કીયા સ્થાનમાં નિવાસ કરાવવો, એ હે જનાર્દન! તમે સૂચવો." શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો, કે "તમને જે સ્થાન રૂચિકર જણાય, ત્યાં એનો નિવાસ કરાવો. એ ચતુર યતિ ભલે આ ઉપવનમાં એક વર્ષ પર્યંત રહે અને સુભદ્રાના કન્યાગૃહમાં ભોજન કરી જાય. પરંતુ તેને આ લતાગૃહમાં રાખવો, એવો જ મારો વિચાર છે. આ યતિ વાક્શૂર, શ્રીમાન્, સુંદર અને બહુશ્રુત છે તેથી તેને કન્યાપુરમાં કે તેની સમીપમાં રાખવો, એ યુક્ત નથી. તમે પોતે જ ધર્મજ્ઞ છો, શાસ્ત્રના જ્ઞાતા છો, શુભાશુભના પારખ-નાર છો. તમારી ઈચ્છા વિરૂદ્ધ હું કાંઈ કરીશ નહીં." એટલે બલરામે કહ્યું કે "હે શ્રીમાન્ કૃષ્ણ! આ યતિ સત્યવાદી, જિતેન્દ્રિય, વિનયસંપન્ન, ધર્મધારીઓમાં ઉત્તમ અને ધૈર્યશીલ છે. પણ એ યતિનું મન કોણ પારખી શકે? હે કૃષ્ણ! તું એને કન્યાપુરમાં લઈ જા અને સુભદ્રાને વિવિધ ભોજ્ય અને પેય, ઇષ્ટ સામગ્રીઓ તૈયાર કરવાની મારી તરફથી આજ્ઞા આપ."

પછી શ્રી કૃષ્ણ બલરામની આજ્ઞાથી યતિ સાથે, પ્રસન્ન થઈ અર્જુનને હાથે ઝાલી, રમણીય કન્યાપુરમાં આવ્યા. પ્રિય અતિથિ–યતિ–અર્જુનનું આતિથ્ય કરવાનું કામ શ્રી કૃષ્ણે સુભદ્રાને સોંપ્યું અને કહ્યું કે, 'આર્ય( બલરામ )ની આજ્ઞા છે, કે તારે એનો યથાયોગ્ય સત્કાર કરવો. આ યતિ તારે પૂજ્ય છે. આરોગવાની ભોજન-સામગ્રીઓથી તેને પ્રસન્ન કરજે. આ ઋષિ જે કાંઈ આજ્ઞા કરે તે તારે ઉઠાવ-વી. તારી સખીઓ સાથે તેને વશ વર્તજે. પૂર્વે પણ આવી ભિક્ષાથી યતિઓનું તેં કન્યાપુરમાં આતિથ્ય કરેલું છે." ત્યારે સુભદ્રાએ તેનો પ્રતિઉત્તર આપ્યોઃ "હું મારા વ્રતથી આ ઉત્તમ દ્વિજને સંતોષીશ."

દ્વારકામાં રહેતાં કેટલાક દિવસ વહી ગયા તે પછી, રૈવતક (હાલનો ગિરનાર) ગિરિનો ઉત્સવ આવ્યો. તેની આસપાસ યાદવોએ ચિત્રવિચિત્ર રત્નોથી પોતાના પ્રાસાદો શણગાર્યા હતા; તથા વાદિત્રો, નટનર્તકો, ગાયકો આદિથી અનેક વિલાસો મહાણવાની તૈયારીઓ કરી હતી. અનેક હાટ

---

તદનંતર યતિ—અર્જુન કુશલતાથી પોતાના વેષને છૂપાવતો ભદ્રા સુભદ્રાના ભદ્રપ્રેમભર્યા સત્કારનો સ્વીકાર કરતો, સર્વાંગસુંદર કન્યાનું સતત ચિન્તન કરતો, કામથી પીડાતો અને દીર્ઘ અને ઉષ્ણ નિશ્વાસ નાંખતો, કન્યાપુરમાં કેટલોક સમય રહ્યો. તે સુભદ્રાને રૂપમાં દ્રૌપદીથી પણ ચઢીઆતી માનવા લાગ્યો અને સાક્ષાત્ વરુણની પુત્રી ઈંદ્રસેના ભૂમિપર અવતરી હોય એમ ધારવા લાગ્યો. ઘણો સમય વીત્યા છતાં, સુભદ્રાના સહચારમા તે કાલ તેને લાંબો જણાયો જ નહીં. સુભદ્રાએ શ્રીકૃષ્ણ અને યાદવો પાસેથી યશસ્વી અર્જુનની ખ્યાતિ સાંભળી હતી, યાદવો પોતાના બાલક કુમારોને અર્જુન સમાન પરાક્રમી અને ધનુર્ધારી થવાનો બોધ દેતા હતા. આથી સ્વ.ભાવિક રીતે, બાલ્યાવસ્થાથી જ સુભદ્રાનું મન અર્જુન પ્રતિ પ્રબળપણે આકર્ષાયું હતું. અને ઉમ્મરે આવતાં તેણે મનમાં એવી ગાંઠ વાળી જ હતી, કે "મારો પતિ અર્જુન જ થશે." તેનાં રૂપ, ચાતુર્ય અને સત્યપ્રીતિનાં શ્રવણથી, તેનો પ્રેમ દૃઢતર બનતો ગયો હતો. અતિથિ યતિને જોઈ તેના મનમાં નિશ્ચય થયો કે આ જ સાક્ષાત્ અર્જુન છે. આથી એક સમયે નિશ્ચય કરી, સુભદ્રાએ કથાંતરથી તેને પૂછ્યું કે "હે યતિ! તમે કીયા કીયા દેશો, તીર્થો, વનો, સરવર અને નદીઓ નિહાળ્યાં છે? તમે કઇ કઈ દિશાઓમાં વિચર્યા છો? તમારા પ્રવાસને કેટલો સમય થયો છે? તમે ઈંદ્રપ્રસ્થમાં ધર્મધારી યુધિષ્ઠિર અને શૂરવીર ભીમને જોયા છે? નિયમનો ભંગ કર્યાથી વનવાસ ભોગવતા ફરતા પરાક્રમી અર્જુનને કયાંયે જોયા છે? તમે તેના નિવાસ સંબંધી કંઈ, ક્યાંયે સાંભળ્યું છે?" અર્જુને, તેનાં આવાં મધુર વચનોથી પ્રસન્ન થઈ કહ્યું કે "અર્જુન હાલ યતિરૂપ ધરી, દ્વારકામાં જ વસે છે." આ સાંભળી ચકિત થયેલી બાળાને વધુ ચકિત મનાવતો તે બોલ્યો:—"હું પોતે જ અર્જુન છું. હે ભામિની! તારી ખ્યાતિ અને રૂપસંપત્તિથી આકર્ષાઈ, હું જ પૂર્ણ ભાવથી તારામાં મારૂં મન પરોવી અહીં રહ્યો છું. હે ભદ્રા સુભદ્રા! સત્યવાન્ જેમ સાવિત્રીનો પતિ થયો હતો; તેમ હું અવશ્ય તારો પતિ થઈશ."

મંડાયાં હતાં તથા અનેક ક્રીડાઓની વ્યવસ્થા થઈ હતી. હજારો યાદવયાદવીઓ, પગે ચાલી, કે વિવિધ વાહનો ઉપર ચઢી ત્યાં આવ્યાં હતાં. વિવિધ શૃંગારો અને વસ્ત્રોથી તેમની શોભામાં ભારે વૃદ્ધિ થઈ હતી. ત્યાં બલરામ, પ્રદ્યુમ્ન, સાંબ આદિ મુખ્ય યાદવો પોતપોતાની સ્ત્રીઓ, ગણિ-

---

અર્જુનની આમ સહસા ઓળખ થવાથી સુભદ્રા, સ્ત્રીસહજ લજ્જાને વશ થઈ અને એ લલિત લલના પોતાના મંદિરમાં ચાલી ગઈ. પછી મોહથી તે પીડાવા લાગી. દિવ્ય શયનમાં તેને નિદ્રા આવવા ન લાગી. તેમ લજ્જાથી તેણે યતિની નિત્યની પૂજા કરવી બંધ કરી. શ્રી કૃષ્ણે દિવ્ય દૃષ્ટિથી આ વૃત્તાંત જાણી લીધો અને રૂકિમણીને યતિ-અર્જુનની આગતાસ્વાગતા કરવાનું કાર્ય સોંપ્યું. આ પાસ સુભદ્રાનો દેખાવ ઉન્મત્ત થયો. તેનું વદન ફિક્કું પડી ગયું. તે નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ કાઢવા લાગી અને રાત્રિદિવસના તેને ઉજાગરા થયા. શોકમાં આમ ડૂબેલી પોતાની નણંદને જોઈ, રૂકિમણીએ શ્રી કૃષ્ણની અનુમતિથી પોતાની સાસુ દેવકીને એકાન્તમાં સુભદ્રાની કામપીડાની વાત વિદિત કરી, અને કહ્યું કે "યતિરૂપધારી અર્જુન, કન્યાપુરમાં પધારેલો છે, તેને અર્જુન રૂપે ઓળખીને સુભદ્રા તેની ઉપર મોહી પડી છે. તેને હવે કાંઈ ચેન પડતું નથી. તેથી તે ખાતી કે પીતી નથી."

આમ પોતાની પુત્રીની વિરહવેદના જાણી દેવકી તેની પાસે આવી અને ધીરજ આપતાં બોલી કેઃ—"હે પુત્રી! શોક કર મા! બુદ્ધિમાન્ વસુદેવને હું આ વાત કરીશ અને તારું પ્રિય થશે. એ યતિ અર્જુન છે એમ મેં પણ સાંભળ્યું છે." પછી વસુદેવે મુખ્ય યાદવો, પોતાની પત્ની દેવકી અને રોહિણી તથા પુત્ર-વધૂ સત્યભામા અને રૂકિમણી સાથે વિચાર કરી, શ્રી કૃષ્ણની સલાહ પ્રમાણે બાર દિવસ પછી, ઉદ્ધવ અને બલરામ જાણે નહી, એમ સુભદ્રાનો વિવાહ અર્જુન સાથે કરવાની એક યુક્તિ યોજી. વસુદેવે, એ યુક્તિ પ્રમાણે યાદવોને મહાદેવના ઉત્સવ નિમિત્ત દ્વારકામાંથી ખસેડવાની ગોઠવણ કરી. લોકમાં પડો વજડાવ્યો કે 'આજથી ચોથે દિવસે સુભદ્રાની પીડાની શાન્તિને અર્થે અંતર્દ્વીપમાં ઉત્સવ અર્થે સર્વે વર્ણોએ, પુત્રો, બાંધવો, દારા અને અનુચરો સહ આવવું. ત્યાં ચોત્રીસ દિવસનો પરમ ઉત્સવ થશે!' આ મુજબ, ઉત્સવને દિવસે યાદવો, યંત્રથી ચાલતી નૌકાઓમાં બેશી, અંતર્દ્વીપમાં સીધાવ્યા. કૃષ્ણ, પ્રદ્યુમ્ન, સાત્યકિ આદિ મુખ્ય મુખ્ય યાદવ યોદ્ધાઓ પણ ત્યાં સીધાર્યા. વિવિધ વાદ્યોથી અનેક રમણીય ક્રીડા-

કાઓ અને અનુચરો સાથે આવ્યા. શ્રી કૃષ્ણ સાથે અર્જુન પણ આવ્યો. મેળામાં ફરતાં ફરતાં તેની દૃષ્ટિ, સુંદર, મોહિની જેવી સુભદ્રા ઉપર પડી. શ્રી કૃષ્ણ, પાર્થનું લક્ષ સુભદ્રા ઉપર એકી ટસે ખેંચાયલું જોઈ, હસ્યા અને બોલ્યા કે " વનચારીનું મન, કામથી કેમ ડહોળાઈ જતું હશે ? એ

---

ઓથી, પલ્લવો અને પુષ્પોથી મનોરમ વાપીઓ, કાનનો તથા ઉપવનોમાં ઉત્તમ વિહારવિલાસથી યાદવો પરમ આનન્દથી ઉત્સવ ઉજવવા મંડયા.

શ્રી કૃષ્ણે અંતર્દ્વીપમાં સીધાવતી વખતે યતિ–અર્જુનની સેવા ઉઠાવવાને સુભદ્રાને દ્વારકામાં રહેવાની આજ્ઞા કરતાં એવી સૂચના કરી કે, તારે બાર દિવસ યતિની સેવા ઉઠાવવી. એને વશ વર્ત્તવું, કીર્તિ તથા ધર્મને લક્ષમાં રાખી, આ તપસ્વી અતિથિઓમાં મુખ્ય યતિનાં સર્વ કાર્યો કરવાં. હર્ષયુક્ત યાદવોથી ખાલી થયેલી દ્વારિકામાં અર્જુન સુભદ્રાના ઉદ્વાહની રાહ જોતો કાલ–નિર્ગમન કરવા લાગ્યો. બારમે દિવસે તેણે સુભદ્રા સાથે વિવાહ વિષે વાતચિત કરતાં કહ્યું કે " આજે રાત્રે આપણાં લગ્ન થશે. કામદેવે મને મોહિત કર્યો છે. આ ધર્મસંકટમાં શું કરવાથી આપણને સુખ થશે તે હે માધવિ ! તું કહે." અર્જુનનું આવું વ-ચન સાંભળી તેની આંખો આંસુથી ઉભરાઈ. કામવેદનાથી પીડાતી સુભદ્રા કાંઈ પણ બોલી શકી નહીં અને પિતાના મંદિરમાં ચાલી ગઈ.

તે સ્થાને રાત્રી પડતાં ગંધર્વો, અપ્સરાઓ, નારદ આદિ મહામુનિઓ, વશિષ્ઠ આદિ સપ્તર્ષિઓ, ઈંદ્ર અને નિદ્રામાં પડેલા બલરામ શિવાય કેટલાક મુખ્ય યાદવો પણ આવ્યા. કૃષ્ણે સુભદ્રાના વિવાહની યોજના કરી અને સર્વ દેવાદિનો સત્કાર કર્યો. મહર્ષિ કાશ્યપ હોતા અને નારદ આદિ સદસ્ય થયા. સર્વ દેવો અને લોક-પાલોનાં સ્તુતિવચનો સાથે મહેન્દ્રે અર્જુનને અભિષેક કર્યો અને શુભ આશિષ આપી. પછી સુભદ્રાનાં લગ્ન થયાં. પછી ઈન્દ્ર આદિ ત્યાંથી વિદાય થયા; અને પેલા મુખ્ય યાદવો પણ અંતર્દ્વીપમાં પાછા સીધારી ગયા. યદુનંદને જતાં જતાં અર્જુનને સૂચના કરી કે "આજથી બાવીસમે દિવસે મારા શૈબ્ય અને સુગ્રીવ ના-મના હય જોડેલા રથમાં બેસી, સુભદ્રાને સાથે લઈ, તું સુખેથી ઈંદ્રપ્રસ્થ ચાલ્યો જજે; પછી યાદવો સહિત હું આંહિ આવીશ. ત્યાં સુધી તું યતિવેષે રૂક્મિણીના મંદિરમાં રહેજે."

: મારી બહેન છે અને મારા પિતાની વહાલી પુત્રી છે. તે રૂપસંપન્ન
ાવાથી તેની ઉપર કોણ મોહી ન પડે? જો તારૂં મન એની ઉપર ચોંટયું
' હોય તો હું મારા પિતાને તે સંબંધી વાત કરૂં!" ત્યારે અર્જુને
હ્યું કે "એ કલ્યાણી મારી પટ્ટરાણી થાય તો કેવું સારૂં? એ કીયા ઉ-
ાયથી મળી શકે?" શ્રી કૃષ્ણે જણાવ્યું કે "ક્ષત્રિયોને માટે સ્વયંવર એ
' યોગ્ય વિવાહ છે પરંતુ સ્ત્રીનો સ્વભાવ અનિશ્ચિત હોઈને અજાણ્યા
ાને મોહથી ચકિત કરનારા, પરંતુ ઉત્તમ નહીં એવા રાજાને તે પસંદ
રે, એવો સંભવ વિશેષે કરીને શકય હોવાથી રાજકન્યાનું હરણ સાહસ-
મય ક્ષત્રિય કરે, એ પ્રશસ્ય છે. ધર્મજ્ઞોએ, શૂરવીરોને માટે વિવાહનો એ
' પ્રકાર યોગ્ય ગણ્યો છે. માટે મારી બહેનનું તું હરણ કર." આ કહેવું

---

પછી જનાર્દન અંતર્દ્વીપમાં પધાર્યા. ગુપ્ત લગ્ન થયાને બાવીસ દિવસ થયા
ટલે ધનંજયે સુભદ્રાને પોતાની સાથે ચાલી આવવાનો વિચાર જણાવતાં કહ્યું કે,
્રતની સમાપ્તિ નિમિત્ત મુખ્ય મુખ્ય દ્વિજોને ભોજન આદિથી સંતોષ; શબ્ય, સુ-
ીવ, મેઘપુષ્પ અને બલાહક, એ ચાર શીઘ્ર ગતિવાળા શ્રીકૃષ્ણના અશ્વ જોડાવી
મનો રથ તૈયાર કરાવ; આયુધો, ધનુષો, ગદા આદિથી તેને સજ્જ કરાવ અને તારી
બીઓને ભેટી લે તેમને જણાવજે કે વ્રતની સમાપ્તિ માટે શ્રીકૃષ્ણના ઉત્તમ ર-
ણીય રથમાં બેશી, હું દેવસ્થાનમાં જવાની છું."

અર્જુનની આજ્ઞા શિરે ચઢાવી, સુભદ્રાએ બ્રાહ્મણોને નોતર્યા અને તેમનો
થાવિધિ સત્કાર કર્યો. પછી તેણે શ્રીકૃષ્ણનો રથ સજ્જ કરાવ્યો; અર્જુન માટે રથમાં
તમ કવચ; ધનુષ્ય, મુકુટ આદિ આભરણો મૂકાવ્યાં. રથ તૈયાર થતાં સુભદ્રા તેમાં
ઠી અને અર્જુન યતિવેષનો ત્યાગ કરી, શ્વેત વસ્ત્ર ધારણ કરી, રથ ઉપર ચઢયો
ને ઘોડા મારી મૂકયા. યતિ સાથે સુભદ્રાને નાશી જતી જોતાં, રણવાસમાં શોર-
કાર મચી રહ્યો. દ્વારકાના રક્ષણાર્થ રહેલો વિપ્રથુશ્રવા સૈન્ય લઈ તેની પાછળ
રયો, અને બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયું. અર્જુનના સારથીનું સ્થાન સુભદ્રાએ લીધું
ને કુશલતાથી રથના અશ્વોને નિયમમાં રાખ્યા. અંતર્દ્વીપમાં બલરામ આદિ
દવોને યતિરૂપધારી અર્જુને કરેલા સુભદ્રાના હરણની વાત સાંભળી, ક્રોધ ચઢયો.
અહિંથી બાકીની કથાશ્રેણી ઉપરના સારને અનુસરતી છે.)

સાંભળીને અર્જુને, શીઘ્ર ગતિવાળા દૂતો ઇંદ્રપ્રસ્થ પાઠવ્યા અને સુભદ્રાનું હરણ કરવાના કાર્યમાં જ્યેષ્ઠ ભાઈ યુધિષ્ઠિરની સંમતિ મંગાવી.

સુભદ્રાના હરણમાં યુધિષ્ઠિરની સંમતિ મળતાં, શ્રી કૃષ્ણની અનુજ્ઞાથી, શસ્ત્રાયુધોથી સજ્જ કરેલા સુવર્ણમય રથમાં બેશી, મૃગયાને બહાને મેળામાંથી તેણે સુભદ્રાને ઉપાડી જવાનો ઉપક્રમ માંડયો. સુભદ્રા, રૈવતક ગિરિનું અર્ચન કરી. દેવતાઓને પૂજી, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન ભણાવી, દ્વારકા પાછી ફરતી હતી, ત્યાં કામબાણથી પીડાયલા અર્જુને વાટમાંથી બલાત્કારે તેનું હરણ કરી, રથમાં બેસાડી દીધી અને પોતાના નગર તરફ પ્રયાણ કર્યું.

તત્કાળ હાકોટા વાગી રહ્યા અને સર્વ યાદવો યુદ્ધની તૈયારી કરવા મંડયા. રણતુરી વાગી રહી અને વૃષ્ણિ વીરોની આંખો ક્રોધથી લાલચોળ બની ગઈ તેમણે મહા અમૂલ્ય કવચો અને ધનુષ્યો સજ્જ કર્યાં; બલરામે આમ યાદવોના અતુલ સૈન્યને સજ્જ થતાં જોયું, પરન્તુ શ્રી કૃષ્ણને અવ્યગ્ર અને નિર્વિકારી દેખતાં, તેમણે યાદવોને શ્રી કૃષ્ણની સલાહ લેવાની સૂચના કરી. એટલે તત્કાલ તેમની સભા ભરાઈ. બલરામ સભામાં બોલ્યા કે "હે કૃષ્ણ! તારી ખાતર અમે અર્જુનનો દ્વારકામાં સત્કાર કર્યો. પણ એ કુલાંગાર, દુર્બુદ્ધિ, આપણી પૂજા અને સત્કારને યોગ્ય નથી. એવો કીયો મૂર્ખ અન્ન ખાઈ, ખાવાનું પાત્ર ભાંગી નાંખે? આપણા પૂર્વના સંબંધને માન આપી, તેનો અમે સત્કાર કર્યો. તેણે હે કેશવ! તારો પણ અનાદર કર્યો અને સુભદ્રાનું હરણ કરી, મૃત્યુના મુખમાં પ્રવેશ કર્યો છે. મારા માથા ઉપર તેણે પગ કેમ મૂક્યો? હું આજે પૃથ્વી નિષ્કૌરવી કરીશ. એ અર્જુને કરેલો દોષ હું સાંખનાર નથી." અન્ય યાદવોએ પણ આમ મેઘની પેઠે ગાજતા બલરામના કથનને અનુમોદન આપ્યું.

તે પછી સર્વને શાન્ત પાડતાં શ્રી કૃષ્ણે તેમને આવું ધર્મયુક્ત વચન કહ્યું: "અર્જુને પોતાના કૃત્યથી કાંઈ જ આપણું અપમાન કર્યું નથી. આ કૃત્યથી તો તે આપણા વિશેષ સન્માનને પાત્ર ઠરે છે. સૌ આ વાત

સારી રીતે જાણે છે કે આપણે યાદવો કાંઈ અર્થના લોભી નથી. એટલે આપણે એવા વરને તે વરાવવાની નથી. સ્વયંવરમાં કન્યા યોગ્ય વરને વરતી નથી. પશુદાન સમાન કન્યાદાનને અર્જુન ઉતરતું ગણે છે. વળી કીયો પુરુષ પોતાના સંતાનનો વિક્રય કરે? અર્જુન આ સર્વ દોષો સમજે છે. તેથી જ તેણે આમ ધર્મને અનુસરતું હરણ કર્યું છે. યશસ્વી સુભદ્રાનો એની સાથેનો સંબંધ ઉચિત છે. પાર્થના જેવો કોઈ શીઘ્ર શસ્ત્રધારી નથી. એનો કોઈ પરાજય કરી શકે એમ નથી."

કૃષ્ણનાં આવાં વચનથી યાદવો શાન્ત પડયા અને અર્જુનને દ્વારિકા બોલાવ્યો. પછી કૃષ્ણે તેનું લગ્ન કર્યું અને અર્જુન ત્યાં બાર માસ રહ્યો. તે પછી વનવાસનાં બાકીનાં વર્ષ, અર્જુને પુષ્કર તીર્થમાં ગાળ્યાં. વનવાસ પૂર્ણ થતાં, તે સુભદ્રા સાથે ઇંદ્રપ્રસ્થ આવ્યો, સર્વ વડીલોને નમ્યો અને બ્રાહ્મણોનું પૂજન અર્ચન કર્યું.

પછી અર્જુન પોતાની પ્રિયા દ્રૌપદી પાસે ગયો. દ્રૌપદીએ પ્રણયકોપ કરી તેને કહ્યું: "જ્યાં સાત્વતની પુત્રી સુભદ્રા હોય ત્યાં હે ધનંજય! તમે જાવ. સારી રીતે બંધન બાંધેલા ભારને એક વધુ નવું બંધન બાંધતાં પૂર્વનું બંધન શિથિલ થઈ જાય છે." આમ અનેક પ્રકારે વિલાપ કરતી દ્રૌપદીનું ધનંજયે વારંવાર સ્નેહવચનો કહીને, સાંત્વન કર્યું અને પુનઃ પુનઃ ક્ષમા માગી. પછી ગોવાલણીને વેષે, રાતા રેશમનાં કપડાં પહેરાવી અર્જુને સુભદ્રાને રણવાસમાં મોકલી.

રણવાસમાં તે કુંતા માતાને પગે લાગી કુંતાએ તેનું માથું સુંઘ્યું અને આશિષ દીધી. તે પછી દ્રૌપદીએ પોતાની શોકય અને માધવની બેન સુભદ્રાનો આલિંગનથી સત્કાર કર્યો અને પ્રસન્નતાથી કહ્યું: "તારો પતિ અજિત થાવ." પછી બન્ને જણાં સંપથી રહેવા લાગ્યાં.

એવામાં મહાન્ સૈન્ય સાથે બલરામ અને શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ આવી પહોંચ્યા. તેમના સત્કાર માટે સામા નકુલ અને સહદેવ ગયા; યુધિષ્ઠિરે ધ્વજાપતાકાથી ઇન્દ્રપ્રસ્થની શોભા વધારી દીધી. રાજમાર્ગો સુગંધી છાંટણાંથી

છાંટી દીધા અને પુષ્પોનાં તોરણો આદિથી તેમને અનુપમ રીતે શણગાર્યાં. ઠામ ઠામ અગર આદિના ધૂપ બહેંકી રહ્યા; માર્ગો આનંદી લોકથી ઉભરાયા અને હાટોથી શોભી રહ્યા. હજારો બ્રાહ્મણોના સત્કાર સાથે બલરામ અને કૃષ્ણે રાજભુવનમાં પ્રવેશ કર્યો. પછી અર્જુનને પહેરામણીમાં કૃષ્ણે પુષ્કળ અને ઉત્તમ ધન સમર્પ્યું. ઘંટડીઓથી ગાજતા, કુશળ સારથીઓએ કેળવેલા ચાર ચાર ઘોડા જોડેલા સુવર્ણના હઝાર રથ; મથુરાંની દુધાળી, વર્ચસ્વી, દશ હઝાર ગાયો; સુવર્ણના અલંકારોથી શોભતી, ચન્દ્રનાં કીરણ જેવી, શુદ્ધ ધોળી હઝાર ઘોડીઓ; યુવાન અને સ્નાનપાનમાં કુશળ હઝાર ગોરી દાસીઓ; દશ મનુષ્યોના વજનનું સોનું; મદ ઝરતા સંખ્યાબંધ હાથીઓ, વિગેરે અનેક અનેક સાધનસામગ્રીઓ કન્યાદાનમાં બલરામે અર્જુનને આપી.

પછી ઈન્દ્રપ્રસ્થમાં આનંદવિહારમાં કેટલાક દિવસ નિર્ગમન કરી, બલરામ દ્વારકા પાછા સીધાવ્યા. શ્રીકૃષ્ણ ત્યાં રહ્યા અને મૃગયા આદિ અનેક વિહારો અર્જુન સાથે કર્યા. પછી કેટલેક સમયે સુભદ્રાને અભિમન્યુ નામનો પુત્ર થયો અને દ્રૌપદીને પણ પાંચ પાંડવોથી પાંચ વીર પુત્રો થયા. આમ પાંડવોનો સંસારવ્યવહાર સુખશાન્તિથી ચાલવા માંડયો.

---

## પ્રેમાનંદકૃત "સુભદ્રાહરણ"નો સાર.

---

અશ્વમેધ યજ્ઞની પૂર્ણાહુતિ વેળા, અવિચારપણાથી થયલી અઢાર બ્રહ્મહત્યાઓનાં અધર્મી કર્મથી છૂટવા અતિશય ઉત્સુક મહારાજા જન્મેજયે મહામુનિ વૈશંપાયનને અર્ધ્યપાદ્યાદિથી આતિથ્યસત્કાર કરી, પોતાના પાપના નાશનો ઉપાય પૂછ્યો; એટલે મહાનુભાવ વૈશંપાયન ઋષિએ શ્રી વેદવ્યાસની ઉત્તમ વાણીથી ભરપૂર, મહાભારતનાં અઢાર પર્વ દ્વારા તેના ધર્મશીલ પૂર્વજ પાંડવોનાં માનવ દેહને પવિત્ર કરનારાં, ચરિત્ર સાંભળવા પ્રેરણા કરી અને કથારંભ કર્યો. પાંડવોની ઉત્પત્તિ, તેમના કાકા ધૃતરાષ્ટ્રે રાજ્યકાર્યમાં

ભાગ નહીં આપી અન્યાય કર્યાનો પ્રકાર, દુર્યોધનની તેમનું કાસળ કાઢવા લાક્ષાગૃહમાં બાળવાની પેરવી, તેમાંથી છટકેલા પાંડવોનો વનવાસ, કૈરવો-નાં અનેક કૂડ કપટોથી ભગવત્કૃપાએ થયલું રક્ષણ અને દ્રૌપદીસ્વયંવરમાં અર્જુનનો સફળ મત્સ્યવેધ, દ્રૌપદી સાથે પાંચે પાંડવોનાં લગ્ન, રાજ્યધાની હસ્તિનાપુરમાં પાંડવોનું પુનઃ આગમન આદિ અનેક પ્રસંગો ક્રમે ક્રમે વૈ-શંપાયને જન્મેજયને સંભળાવ્યા. પછી, જન્મેજયની ઇચ્છાથી કૃષ્ણની ભગિની સુભદ્રાનું હરણ અર્જુને કર્યાની કથા વૈશંપાયને તેને નીચે પ્રમાણે સવિસ્તર કરી:–( કડવું ૧ ).

દ્રૌપદીને વર્યા પછી પાંડવો હસ્તિનાપુર પધાર્યા; સર્વ નગરલોકે આનંદથી અને મુક્તા તથા કુસુમોથી તેમને વધાવ્યા. પછી નિજધામમાં સ્વસ્થ થઇ, દ્રૌપદી સાથેના પોતપોતાના ભાવી વર્તન સંબંધી પાંચે ભાઈ-ઓ વિચાર કરવા મળ્યા. એટલે ત્યાં તેમની ગૂંચ ઉકેલવા મહાન્ ઋષિરાય નારદ અંતરિક્ષથી ઉતરી આવ્યા. તેમણે પ્રત્યેક બંધુનો દ્રૌપદીસહગમનનો અવધિ નક્કી કરી આપ્યો. તેને અનુસરીને નારદે, જેના આવાસમાં દ્રૌપદી રહેતી હોય તેના આવાસમાં બીજા કોઇ ભાઈએ અચાનક પ્રવેશ ન કરવો અને કરે તો તેણે "બાર વર્ષ બ્રહ્મચર્ય (?) ધરી, વનફૂલ પહેરી, બાર વર્ષ વનવાસ સેવવો," આવી પ્રતિજ્ઞા પ્રત્યેક પાંડવ પાસે લેવરાવી. બલવાન ભાવીથી એમ બન્યું કે વડવીર ધર્મરાયનો દ્રૌપદીના સહગમનનો વારો હતો, તેવામાં એક દિવસે મધ્ય રાત્રિએ એકાએક મોહા બૂમરાણ ઉઠાવતો, ધાઓ રે ધાઓ, રે ધાઓ, એવો શોરબકોર મચાવતો એક દ્વિજ રાજદ્વારે આવ્યો અને મઠમાંથી પોતાની ધેનુ ચોરી લઈ નાસી જતા ચોરને પકડવા અર્જુનને કહેતાં ભારે કીલકીલાણુ મચાવી મૂક્યું. જીવના ભોગે પણ ગૌબ્રાહ્મણનું પાલન કરવાની પ્રતિજ્ઞા ધરાવનાર અર્જુન, ચોરની ઉપા-ધિથી બ્રાહ્મણને મુક્ત કરવા, આયુધ શોધવા તત્પર થયો. થવા કાળ હતું તેથી, યુધિષ્ઠિરના જ ભુવનમાં તેનાં આયુધ હતાં. તેથી અર્જુને બાર વર્ષ વનવાસ જવું પણ બ્રાહ્મણનું કાર્ય તો અવશ્ય કરવું, એવો ઉચ્ચ આશય

ધરી, યુધિષ્ઠિરના અંતઃપુરમાં જઈ, આયુધો લઈ, ચોર પાછળ દડમડ દોડ કાઢી, ચોરને પકડી, બ્રાહ્મણને તેની ગાય પાછી સોંપી. પણ પછીથી આ- વેશમાં ને આવેશમાં મૂળ પ્રતિજ્ઞાનો ભંગ કર્યા માટે તે પસ્તાવા લાગ્યો ! પરંતુ, છેવટે ક્ષત્રિયને યોગ્ય કર્તવ્ય-પાલન કર્યાના વિચારથી મન વાળ્યું અને વન સીધાવા અર્થે સર્વ સ્નેહીઓની આજ્ઞા માગી. પછી ત્યાંથી અ- ર્જુન વનકુલ ધારણ કરી, ઋષિજનોના મોટા સાથ સાથે વનના માર્ગે પરવર્યો, અને ભગવત્સ્મરણ કરતાં તેમ જ પાવન તીર્થાટન આદરતાં તેણે પૃથ્વીનો પાર કાઢવા માંડ્યો. 'ભવિ પદારથ' હતું તેથી તે વનવાસમાં ત્રણ વનિ- તાઓને વર્યો પછી, તેણે દક્ષિણ સમુદ્રના ઉપકંઠનાં અગત્સ્યાદિ પંચ તીર્થોમાં વસતી, શાપથી મગરી બનેલી, પાંચ અપ્સરાઓનો ઉદ્ધાર કર્યો. પછી નાગરાજ કૌરવ્યની પુત્રી ઉલૂપિને સંતોષી, મણિપૂર આવ્યો અને ચિત્રાંગદ રાજાની પુત્રી ચિત્રાંગદા સાથે લગ્ન કરી, તેનાથી બભ્રુવાહન પુત્ર ઉત્પન્ન કર્યો. પછી અર્જુન ત્યાંથી આજ્ઞા માગી તીર્થયાત્રાએ નીકળ્યો અને અવશેષ અપરિમિત તીર્થોમાં ફરી ફરીને, પૃથ્વીનો પાર કાઢયો. આમ પ્રતિજ્ઞા પ્રમાણે લગભગ દ્વાદશ વર્ષનો વનવાસ પૂરો થતાં તેણે પોતાની સાથે ફરતા ઋષિમાત્રને વિદાય કીધા અને શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા થ- વાથી દ્વારકા ગયો ( કડવું બીજું ).

માર્ગે વિચરતાં તે દ્વારકા પાસેના વનમાં આવી ઉભો અને હર્ષથી હરિનું સ્મરણ કર્યું; એટલે તત્કાળ અવિનાશી ચતુર્ભુજે દેખા દીધી. પ્રદ- ક્ષિણા કરી, અર્જુન ભાવશું તેમને ભેટયો. પછી કૃષ્ણે તેને કુશળ વાર્તા પૂછી અને તેનાં વનવાસનાં કર્મ જાણી લીધાં તે પછી બન્ને પ્રભાસ પાટણમાં આવ્યા; સરસ્વતીમાં સ્નાન કરી ગિરનારની યાત્રાએ વિચર્યાં. શ્રીકૃષ્ણનો અભિલાષ પોતાની બેન સુભદ્રા સાથે અર્જુનનાં લગ્ન કરાવવાનો હોવાથી, તેને એક વર્ષ દ્વારકા રહેવા નિમંત્રણ કર્યું. પણ અર્જુન તે વેળા તો તેમનો એ હેતુ કળી ન શક્યો, પણ દ્વારકા જતાં રસ્તે સુંદરશ્યામે પોતાના હેતુને ઉદ્દેશી જ્યારે એક એવી યુક્તિ અર્જુનને સુઝાડી કે તારે

તપસી, અવધૂતનું રૂપ લેવું અને દ્વારકામાં છાના રહેવું: અને લોકો તને બાવો માનશે, ત્યારે અર્જુન મનમાં તેમનો ગુપ્ત હેતુ કળી ગયો. પછી દ્વારકા ગામને પાદર આવતાં, અર્જુને અતીત થવાની પેરવી કરવા માંડી અને કૃષ્ણ પોતાને મંદિર સિધાર્યા. ( કડવું ત્રીજું ).

આ પાસ અર્જુને તપસીનું સુંદર રૂપ ધર્યું. તેણે અવધૂત, જોગી, સંન્યાસી, ગોસાઇ, મહંત, સાધુ, ગોરજી, જંગમ, સેવડા, કાનફટા, એ સર્વ પ્રકારના ત્યાગીઓ તેમ જ ગૃહસ્થધર્મી બાવાઓના વેષાલંકારોમાંથી રસમય ચુંટણી (કચુંબર) કરી, ધારણ કરી અને એક નવીન અતીતનું અટપટું સ્વરૂપ ધારણ કર્યું. તણે બાવના ચંદનનાં બાર તિલક કર્યાં (વલ્લભ ગોસાઇ), માથે જટા બાંધી (જંગમ અને શૈવી બાવો) અને શરીરે પીતાંબર વીંટાળ્યું (ગીર અથવા મહંત); ભગવાં વસ્ત્રની ગાંઠડી, વ્યાઘ્રાંબર અને ગજચર્મ, બગલમાં મારી લીધાં ( જોગી અને સાધુ ); ગળામાં સોને મઢેલી રૂદ્રાક્ષમાળા ઘાલી, પીતાંબરને કછોટો ભીડયો અને કેડે મેખલા બાંધી, ખભે ઝોળી ભરવી અને તેમાં શંખ ભસ્મના ગોળા અને શાલીગ્રામ (જંગમ અને સેવડા ) મૂકયાં. આ શિવાય બીજી જંગીને યોગ્ય-વસ્તુઓ પણ લીધી. પોથી, પુસ્તક, મુદ્રા, કંકણ, પણ ઝોળામાં ભર્યાં; ( કાનફટાનો વેષ ) હાથમાં સોનાનાં કડાં અને કોણી ઉપર માદળીઆં ચઢાવ્યાં ( અવધૂતનો વેષ ). તેની રાતીચોળ આંખ; લાલબુંદ અરૂણ સરખું શરીર અને વિશાળ છાતી શોભતાં હતાં. પછી તેણે જટાને ફરતું સોનેરી જરકશી વસ્ત્ર વીંટયું, કાને છોગાં મૂક્યાં અને ફેંટાના છેડાની સેરો લટકતી રાખી અને જટામાં માળા ઘાલી; હાથમાં પીંછી (જૈના ગોરજી) લીધી અને કરવડો સાહ્યો, પાવડી ઉપર ( સંન્યાસી ) ચઢયો. અને લાલ છડી પકડી. આવા અટપટા અદ્દભુત વેષથી ત્રૈલોકયનું તેજ અર્જુનના ભાલે આવી રહ્યું હોયની તેમ દેખાવા લાગ્યું. તેથી જાણે તે કામદેવ હોય તેમ શોભી રહ્યો અને અર્ધચંદ્રાકાર ત્રિપુંડથી તે સદાશિવ જેવો દેખાયો. અમરોનો ધન્યવાદ લેતો તે આવા અતીતના વેષે ભારેખમ થઇ, હળવાં હળવાં ડગ ભરતો ભરતો દ્વારકા આવ્યો. ગોવાળ, પશુ અને થોકે થોક

સૌ સંસારી અર્જુનના આવા અદ્ભુત, વેષથી મોહ પામી સ્તબ્ધ થયાં; અને તે કોણ હશે, ઇંદ્ર, બ્રહ્મા, કે શિવ વિષ્ણુ હશે તેની કલ્પના કરવા લાગ્યા, સર્વ નરનારીઓએ મોતી અને પુષ્પોની વૃષ્ટિથી તેને વધાવી લીધો. પરંતુ તેના પ્રભાવથી સર્વ ચિત્ર પેરે આશ્ચર્યચકિત થયલાં હોવાથી, તમે કોણ છો, ક્યાંથી આવ્યા અને ક્યાં જશો ? ઈત્યાદિ આદરસત્કારનાં પ્રશ્ન વચનો પણ પૂછવાની કોઈનીયે હિંમત ચાલી નહી. ( કડવું ૪ થું )

દ્વારકાના પુરદ્વારે આવી પહોંચતાં આબાલવૃદ્ધ સૌ કોઇ તેને જોવા આવ્યાં અને મોહ પામી જાણે ચિત્રમાં જડેલાં હોયની તેમ સ્તબ્ધ થઇ ગયાં. એટલામાં એક યાદવ બહાર આવ્યો અને પ્રદક્ષિણાદિથી અર્જુનની પૂજા કરી અને ચારે વર્ણના સર્વે લોક પગે પડયા. તુરત બાવાએ સર્વેને આશિષ આપી. પછી યાદવોએ બાવાને તેમનું નામઠામ, દ્વારકા આવવાનું નિમિત્ત અને ત્યાંથી સિધાવવાના સ્થળ વિષે પૃચ્છા કરી. એટલે જાણે પોતે ત્યાગથી સર્વે એષણાઓ તરી ગયો હોયની તેમ, તદ્દન બેપરવાઇથી બાવો બોલ્યો: " જ્યાં જઇએ તે અમારૂં ધામ અને અમારે તે નામ સાથે શું કામ ? ગમે તે નામથી મને બોલાવો. હું પ્રભાસપાટણથી આવું છું. પૃથ્વીનાં સર્વ તીર્થો કરવાની મારી ઇચ્છા છે. મેં ગોમતીસંગમમાં સ્નાન કરતાં અહીની ભાવિક પ્રજાની ખ્યાતિ સાંભળી, તેથી અહીં ચાતુર્માસ રહેવા આવ્યો છું." બાવાની પોતાના પુરમાં રહેવાની ઇચ્છા સાંભળી, પોતાને ધન્ય માનતા લોક અર્જુનને પુરમાં તેડી ગયા.

યાદવ માત્રનો સમુદાય તેમની સેવામાં સજ્જ થયો અને " જય નારાયણ " ના વંદનાપૂર્વક ઉચ્ચારથી શેરીએ શેરીએ તેમનો આદરસત્કાર કર્યો. ( કડવું ૫ મું )

નગરમાં પધારતાં ઠામઠામ ઉલ્લાસ પામતાં આબાલવૃદ્ધ યાદવયાદવીઓએ ઉંડા ઉમળકા અને ભાવથી તેમના વિવિધ પ્રકારના આતિથ્યસત્કાર કર્યા; જલ, આસન, પૂજન, અર્ચન, મુખવાસ આદિ ઉપચારોથી બાવા અર્જુનની સેવા ઉઠાવી. પછી તેમણે તેના નિવાસને અર્થે એક મઢી બાંધી

આપી; અગ્નિકુંડ, બેઠક, મંડપ તથા અન્ય અગત્યના સાધનસમારંભ તૈયાર કરી આપ્યાં. પછી તેમના નિર્વાહ અર્થે તેમણે બાવાને ભોજનના વારા ઘરઘરના બાંધી દીધા. અર્જુને મઢીમાં નિવાસ કર્યો. અહીં તેણે નિત્ય ગોમતીસંગમમાં સ્નાન કરી, વેદ ઉપનિષદાદિનો પાર ભણી, ભાવિક યાદવોને ઘેર જમી, દ્વારકામાં દિવસ નિર્ગમન કરવા માંડયા. ( કડવું ૬ ઠું )

ધીરે ધીરે તેના ભકતો વધતા ગયા. તેઓ મેવા આદિ વિવિધ ખાદ્ય વસ્તુઓ તેને અર્પણ કરવા લાગ્યા અને પાદસેવન આદિ ઉપચર્યા અને સેવા ઉઠાવવા માંડી. અર્જુને પણ તેમની શ્રદ્ધા જમાવવા વિવિધ ચમત્કારો આદર્યા. કોઇને મંત્રજંત્રની વિદ્યા, તો કોઈને વશીકરણ વિદ્યા, તો કોઈને ધુતમત્રાતાની મેલી વિદ્યા અને કીમીઓ શીખવ્યાં; તો કોઈને મુક્તિનાં સાધન બતાવ્યાં. વચનસિદ્ધિથી કોઈની વિત્ત, પુત્ર અને લોકકીર્ત્તિની એમ ત્રણે એષણાઓ સંતોષી. તેમની ભય, મારણ, વારણ, ઉચ્ચાટણ, સ્તંભન, મૂઠ, દષ્ટિદોષ આદિ બાધાઓ ટાળી. કોઇના રોગ દોરાચીઠ્ઠી બાંધી, તો કોઇના રોગ મંત્રેલાં માદળીઆં, અને કંઠા બંધાવી, નિવાર્યા. આમ અર્જુનના વિવિધ પાખંડોથી સર્વનાં આધિ, વ્યાધિ, ઉપાધિ એ ત્રિતાપનાં કષ્ટ વિરામ પામવાથી તેનો મહિમા દ્વારિકામાં સર્વત્ર ગવાયો. નિત્ય નવનવાં ભોજનો, અને નાનાવિધ ભેટોથી, ચારે વર્ણના સર્વ લોક ગર્વ મૂકી, અવધૂતની આસનાવાસનામાં રચ્યાપચ્યા રહ્યા. તેની સિદ્ધિ પ્રસિદ્ધ થઈ. 'પરમ સિદ્ધદેવ' રૂપે તે પૂજાયો અને કૃષ્ણના પ્રતાપથી દ્વારકા પુરમાંથી સર્વનું દુઃખ માત્ર પણ ટળી ગયું. ( કડવું ૭ મું. )

આમ દિનપ્રતિદિન અર્જુનનો મહિમા વધતાં, ચારે વર્ણના લોક દૂર દેશાવરથી તેના દર્શન અર્થે આવવા લાગ્યા; તેમ અહીંતહીંથી ખોડાં, લંગડાં, લૂલાં, બહેરાં, પાંગળાં, કોઢીઆં, રસતપીત્તીઆં લોક પણ આવતાં અને બાવાનું દર્શન કરી, આશિષ લઇ, સત્વર સુખ પામી ઘેર પાછાં સીધાવતાં. જળ અને મીનના સંબંધ પેરે આબાલવૃદ્ધ તેના સ્નેહને વશ થયાં અને ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ભેટ ધરવા લાગ્યાં. બાળકો પણ નિદ્રામાંથી બાવાનું

નામ કાને પડતાં તત્કાળ ઝંખી ઉઠતાં અને માર્ગે પણ તેને જોઈ ગાંડા-ઘેલાં થઈ જતાં. જેને ત્યાં બાવો આરોગવા જતો તેના ઘરનાં તેને 'અહો અહો' કરતાં તેમ પરમેશ્વરના જેવો જ ભય ધરી તેનો બોલે બોલ ઉપાડતાં. ટુંકમાં સર્વ પ્રજા તેનાથી પ્રસન્ન અને હર્ષઘેલી થઈ ગઈ.
( કડવું ૮ મું )

આમ ગામેગામ અને ઘેરેઘેર બાવાની કીર્ત્તિ પ્રસરી અને અંતે ઠેઠ રાજદ્વારે પણ પહોંચી. એક વૃદ્ધ યાદવે અહોબુદ્ધિથી પ્રેરાઈ, રાજદ્વારમાં અર્જુનના અતીત રૂપનાં, અદ્ભુત ગુણશક્તિનાં વર્ણન કર્યાં. શ્રદ્ધાળુ બલ-રામે બાવાને રાજદ્વારે આમંત્રણ કરી, તેની સેવા ઉઠાવવાનો સંકલ્પ કર્યો, અને કૃષ્ણની સંમતિ તેમાં માગી. પોતે ભાવિ જાણતા હોવાથી તેમ જ પાછળથી બલરામ પહેલેથી ન ચેતવ્યા માટે ઠપકો ન આપે, તેથી કૃષ્ણે એકદમ તેને સંમતિ દીધી નહીં. અને સાવધાનતાનો બોધ કરી, મૂંડયા માથાના બધાયે સાધુઓ સંત હોતા નથી; તેવા ઘણાયે પાખંડી, લંપટ, દાંભિક, અવધૂત, સિદ્ધ આદિ જૂદાં નામો ધારણ કરી, પ્રતારણા ચલાવ-નારા હોય છે, એમ સવેળા ચેતાવી, પાણી પહેલાં પાળ બાંધવાની સૂચના કરી. પરંતુ અતિશ્રદ્ધાળુ બલરામના મનમાં તે વાત ઉતરી નહીં અને કૃષ્ણ નાહક પોતાના સ્વભાવ અનુસાર સાધુની નિંદા કરી, યાદવકુલને પરમ સંન્યાસીનાં આશિર્વચનથી પાવન કરાવવામાં આડખીલી નાખે છે, એમ સમજી, તેમણે કેટલાક મહેણાંટુણાંનાં વચનો છૂટથી શ્રી કૃષ્ણને કહ્યાં.
( કડવું ૯ મું. )

એટલે કૃષ્ણે બાવાને નહીં નોતરવાનાં પોતાનાં કારણ, બલરામને વિગત સાથે સમજાવી કહ્યું કે, "આહારના ભોગી પાખંડીઓ, દંડી, સંન્યાસી, જોગી થઈ ઉદરનિમિત્ત અનેક વેશ ધારણ કરે છે. જો તેઓ ખરા સિદ્ધ હોય તો વનમાં જ રહી પંચ ઇન્દ્રિય વશ રાખી, એકચિત્તથી મનીષા ઠામ રાખી, નારાયણ સાથે મન કેમ મેળવતા નથી ? સિદ્ધને તે વળી એવી શી ઊણપ છે કે તે પાખંડો અને ચમત્કારોથી સંસારીઓને લોભાવવા

સંસારમાં આવે છે ? આ પેટભરા બાવાથી યાદવો મોહ્યા, એ તો ઠીક, પણ તમારા જેવાએ એનામાં એવા તે શા ગુણ દીઠા કે, તેને નોતરવા આટલી બધી તત્પરતા દર્શાવો છો." આ વચનથી ભોળા બલરામને રોમેરોમ ક્રોધાગ્નિ વ્યાપી ગયો અને કહેવા ન કહેવાનાં વચનો કૃષ્ણને કહી નાંખ્યાં. આપ અર્જુનના મોહમાં બલરામને બરોબર ફસેલા જોઈ, કૃષ્ણે તરત જ દોરી ઢીલી મૂકી દીધી અને તે મોટા ભાઈની આજ્ઞા શિરે ઉઠાવવા તૈયાર થયા; આથી બલરામ પણ પ્રસન્ન થયા. ( કડવું ૧૦ મું )

તરત બલરામે અંતઃપુરમાં જઈ, બાવાની આગતાસ્વાગતા અને સઘળી સંભાળ સારૂ જોઈતી સામગ્રીઓની વરદી આપી અને તેને નોતરવા પોતે, શ્રીકૃષ્ણ, અનેક સેવકો તથા પરિજનો સાથે બાવાની મઢીએ સીધાર્યા. દૂરથી બાવાએ શ્રીકૃષ્ણને નીરખ્યા અને બહારથી મહાત્માનો ડોળ ટકાવી, અંતરના શુદ્ધ ભાવથી પ્રમમ નેત્ર દ્વારા તેમને પ્રણામ કીધા; તથા સમસ્યાથી પરસ્પર સંકેત કર્યો. અતિશ્રદ્ધાળુ બલરામ તો વેગથી બાવાને પગે પડયા અને તેમની ભાવભરી પ્રદક્ષિણા કરી. અર્જુને પણ વેષને અનુરૂપ તટસ્થતાથી આશિર્વચન દીધાં અને પધારવાનું કારણ પૂછ્યું, એટલે ભાવપૂર્વક બલરામે ભોજન અર્થે રાજદ્વારે પધારવા નિમંત્રણ દીધું. ( કડવું ૧૧ મું )

ભાવ ખાવા તેમ જ યતિના વેષને યોગ્ય નિસ્પૃહતાનું ભાન કરાવવા, અર્જુને તેમના નિમંત્રણનો અસ્વીકાર કરતાં, સંન્યાસીને મન ધનવંત તેમ જ રંક, દરિદ્રિ બન્નેય સમાન હોવાથી, તેમ જ પંચામૃત ભોજન અને સુકાપાકા અન્નમાં એકસરખો સ્વાદ લાગતો હોવાથી તથા જોગીએ ભોગની ઈચ્છા રાખવી અયોગ્ય હોવાથી યદૃચ્છાથી નગરમાંથી જે કાંઈ મળે છે તેથી મને સંતોષ છે, એટલે હું ચિત્તને મોહિની, લગની લગાડનારા અને તપને ભાગનારા રાજદ્વારે નહીં આવું, એમ જણાવ્યું. આથી બલરામની શ્રદ્ધા તેનામાં વિશેષ દૃઢ થઈ અને અનેક કાલાવાલા કરી તેમનું મન મનાવવા કોશિષ કરી. પણ બાવો એકનો બે ન થયો, એટલે કૃષ્ણે આ

નિમંત્રણ સ્વીકારવા આગ્રહ કીધો. છેવટે બાવાએ તેનો સ્વીકારતાં, કુમારિકાએ પીરસેલું જ ભોજન આરોગવાની પોતાની પ્રતિજ્ઞા દર્શાવી અને બલરામે બહેન સુભદ્રા તેમને ભોજન પીરસશે, એવી ગોઠવણ કરવા જણાવ્યું. સુભદ્રાનું નામ સાંભળતાં જ બાવો હર્ષના આવેશમાં આવ્યો. (કડવું ૧૨ મું)

ઝટપટ બાવાએ રાજદ્વાર જવા, શણગાર સજવા માંડયો; અને પૂરા ઠાઠમાઠથી મહંત બની, પાવડીએ ચઢી, બલરામ આદિ સાથે તેઓ પરવર્યા માર્ગમાં સર્વેએ તેમને 'અછો અછો વાનાં' કર્યાં. સર્વત્ર જય જયના ઉદ્ઘોષો ગાજી ઉઠયા. રાજદ્વારે આવતાં, મણિમય જ્યોતિથી ઝળહળતાં જાળીઆં, ગોખ અને ચિત્રામણથી શોભતાં છજાં અને ઝરૂખાથી દીપતાં રાજભવનની રચના નિરખી, બાવો હર્ષ પામ્યો અને સભામંડપની સત્કારસામગ્રી અવલોકી, આનંદમાં નિમગ્ન થયો. ( કડવું ૧૩ મું )

બલરામે પૂર્ણ શ્રદ્ધાથી જાતે બાવાની સેવા આદરી, રાજદ્વારનાં સર્વ બાલયુવાનવૃદ્ધે નયનથી તેમને સંતોષ્યા; સૌ પરિવાર તેનું કામદેવ સરખું રૂપ નિહાળી મોહ પામ્યો; અને સર્વને માથે હાથ મૂકી તેણે આશિર્વાદો આપ્યા. બલરામને વિશેષ પ્રસન્ન કરવા બાવાએ તેમનાં, ત્રિભુવનમાં પણ અનુપમ ધામ હોવાનાં વખાણ કીધાં; અને તેમના જેવા અતીતોના વિશ્રામની છાયામાં ચાતુર્માસ ગાળવાનો પોતાનો સંકલ્પ દર્શાવ્યો. બલરામને પોતાનો જન્મ કૃતાર્થ લાગ્યો; તેમણે બાવાને નમન કરવા સુભદ્રાને બોલાવી. અદ્ભુત રૂપયૌવનવાળી, મરાલની ગતિવાળી, દેવાંમના અપ્સરાને પણ પાણી ભરાવે એવી, સુભદ્રાને નીરખી, અર્જુનને ચિત્તવિભ્રમ થયો, અને સર્વ તીર્થયાત્રાના ફલથી જ પોતે આ રમણીને પામશે એમ લાગ્યાથી તેણે પોતાની જાતને કૃતકૃત્ય માની. શ્રીકૃષ્ણ આ સઘળો પેચ તથા અર્જુનના મનની સ્થિતિ જાણતા હતા. સુભદ્રા બાવાને પગ ધોવા જલ આપવા આવી, એટલે બાવો મંદિરની બહાર આવ્યો, કનકાસન ઉપર વિરાજ્યો તથા અંગથી વિભૂતિ ઉતારી. એટલે વાદળાંમાંથી નિસરતા ચંદ્ર પેરે અર્જુન દીપી ઉઠયો, અને રાજકુમારી મોહ પામી; તેના અદ્ભુત સુંદર અંગથી

તે કળી ગઈ કે આ બાવો નથી, પણ કોઈ મહાન્ રાજા છે. તેની સાથે લગ્ન કરવાની તેની વૃત્તિ ઉત્કૃટ થઇ અને પોતે આદરેલાં સર્વ વ્રતના પુ- ણ્યના પરિણામે તેને પામવાનો સંકલ્પ કર્યો. તરત દેવીનું સ્મરણ કર્યું અને તેની કૃપાવડે બાવાની સાથે ' જીવ જોડવા 'ની આશાને પોષી. ( કડવું ૧૪ મું )

પાદપ્રક્ષાલન કરી, અર્જુન ભોજન માટે આસને બેઠો. તેની સન્મુખ સોનાના થાળમાં વિધવિધ પંચામૃત પકવાન્ન સુભદ્રાએ પીરસ્યાં; પરંતુ સુભદ્રામાં જ મન તલ્લીન થવાથી, સ્વાદિષ્ટ ભોજનછતાં તેમાં તેને રસ પડયો નહી; સુભદ્રાને સાથે લઈ જવાનો જ વિચાર તેને સ્ફુરી રહ્યો. ભોજન ભોજ- નને ઠેકાણે રહ્યું. પણ સાન દ્વારા સુભદ્રાએ રાત્રિએ તેના મઠમાં આવવા જણાવ્યું, એટલે અર્જુન હર્ષથી ફૂલ્યો. જેમતેમ ભોજન આરોગી, બલ- રામે આપેલી બીડી મોંમાં મૂકી. પછી પુનઃ રાજ્યદ્વારમાંનાં સર્વનાં નમન સ્વીકારી, સ્વસ્થાને સીધારવા તત્પર થયો. બલરામનાં માતા રોહિણીએ, તેના શરીરની શોભા તથા સામુદ્રિક કળા નીરખી, તેને દેવ સમાન માની, પોતાની પુત્રી સુભદ્રા પરણાવવાનો વિચાર કર્યો; પરન્તુ બલરામનું મન કેમ મનાવવું, તેની સુઝ પડી નહીં.

આ પાસ અર્જુનના રૂપરંગથી મોહ પામેલી સુભદ્રાનું ચિત્ત વિહ્વલ થયું. માતાએ કલાવીને ચિંતાનું કારણ જાણી લીધું, તથા અર્જુન સાથે વરવાની અનુકૂળતા કરી આપવા, તેના મઠે રાત્રિએ જવા અને બીજે દિવસે ઉત્સવ માટે યાદવો સાથે નગર બહાર નિર્ધારેલે સ્થળે આવતાં, તેની સાથે પળવાનો સંકેત અર્જુનને જણાવી આવવા સૂચના કરી. આ વાત બલરામથી ગુપ્ત રાખવાનું માએ પુત્રીને ખાસ જણાવ્યું. પોતાની ઈચ્છા પૂર્ણ થવામાં માતાની અનુકૂળતાથી સુભદ્રા ઉલ્લાસ પામતી રાત્રિની વાટ જોવા લાગી. ( કડવું ૧૫ મું ).

આ પાસ રાજ્યદ્વારમાંથી મોહબાણુથી ઘાયલ થયલો અર્જુન, રાજ્ય- દ્વારમાંથી ભોજન લેઈ મઠીએ પાછો ફર્યો અને સંકેત પ્રમાણે રાત્રિએ

પ્રિયતમા સુભદ્રા મળશે, એવી ઉત્કંઠાથી સમય નિર્ગમન કરવા લાગ્યો; પણ તેને લવલેશ ચેન ન પડયું. લગાર પણ ખખડાટ સાંભળતાં કે પગલાં વાજતાં તેને સુભદ્રાના આવ્યાના જ ભણકારા વાગવા લાગ્યા; અને હરઘડીએ મઢીનું બારણું ઉઘાડબંધ કરવા માંડયું; સુભદ્રા પણ સંકેત પ્રમાણે ઉત્સવમાં મળવાનું સ્થાન નક્કી કરવા સાયંકાળે બાવાની મઢીએ જવા નીકળી. કૃષ્ણ તેનો મર્મ પામી ગયા હતા, તેથી વાટમાં ઉભા રહ્યા; તેમને જોતાં છોભિલી પડેલી સુભદ્રા પાછી ઘરમાં પેઠી. કૃષ્ણ હવે નિદ્રા લેતા હશે, એમ ધારી મુહૂર્ત પછી સુભદ્રા ફરી બહાર આવી; તો કૃષ્ણ ત્યાં ફરતા જ હતા. પાછી મધ્ય રાત્રિ સુધી કૃષ્ણના જવાની વાટ જોતી રહી; પણ કૃષ્ણ તો ન ખસ્યા. પછી ચાર ઘડી વીતતાં, તે પાછી બહાર નીકળી તો અર્ધી શેરીએ કૃષ્ણે આવી, તેનો હાથ પકડયો અને એકલી બહાર નીકળવાનું કારણ પૂછયું; એટલે લજ્જા અને ત્રાસથી તથા કાર્ય નિષ્ફલ થયાનું સમજાતાં નિરાશાથી તે થરથરી. અર્જુન પાસે સુભદ્રાનું હરણ કરાવવાનો પોતાનો મૂળ હેતુ તેમ જ તેમાં હાથ હોવાથી કૃષ્ણે સુભદ્રાનું હાર્દ જાણી લીધું તથા એ બાવો નહીં પણ અર્જુન છે તેથી તેની સાથે પરણવામાં કાંઈ બાધ નથી, એમ જણાવી, તેનું મન સંતોષ્યું. પરંતુ આડકટ્ટા બલરામને છેતરવા, સુભદ્રાને એમ સમજાવી કે ઉત્સવ માટે તારે મારો રથ માગવો અને એ રથમાં તું પરવરીશ, એટલે અર્જુન તારૂં માર્ગમાં હરણ કરશે. આમ કહી, સુભદ્રાને ઘરમાં પાછી વાળી, કૃષ્ણ બાવાની મઢીએ ગયા; અને દ્વારે ટકોરો માર્યો. પ્રિયતમા આવ્યાનું જાણી, ઉત્કંઠિત અર્જુને બારણું ઉઘાડયું તો સામા કૃષ્ણને જોયા, એટલે તો તે ડઘાઈ જ ગયો. કૃષ્ણે હસીને તેને બધો સંકેત જણાવ્યો અને પોતાનો રથ સુભદ્રાના હરણ માટે સજ્જ કરી રખાશે, એમ સુચવ્યું. પછી ત્યાંથી કૃષ્ણ ઘેર આવી પોઢી ગયા. ( કડવું ૧૬ મું )

પ્રભાતમાં પોતાનો હેતુ સિદ્ધ કરવા અર્જુન વહેલોવહેલો ઉઠયો. સ્નાનાદિથી પરવારી, વસ્ત્રાલંકાર સજ્યા. પછી રૈવતોત્સવ માટે પોતે વ

હેલા વહેલા અને એકલા જવાનું કારણ ભાવિક યાદવોને સમજાવી, સૌથી આગળ જઈ માર્ગમાં અનુકૂળ જગ્યાએ તે ઉભો રહ્યો અને ત્યાં ઝુંડો રોપ્યો. ( કડવું ૧૭ મું )

આ પાસ ઉત્સવ મહાણવા જવા, યાદવો વિવિધ તૈયારીઓ કરી રહ્યા. સર્વે પુરુષોએ પોતપોતાના શોખ પ્રમાણે વસ્ત્રાલંકાર સજ્યા; કેટલાક અશ્વ, વૃષભ, રથ, વહેલ, આદિ વાહનો વિવિધ પેરે શણગાર્યાં અને તેમાં પરવર્યા તો કેટલાક ઠાઠમાઠથી પગપાળા વિચર્યા. ( કડવું ૧૮ મું )

યાદવ સુંદરીઓએ પણ પરસ્પર માથાં ઓળી, એકમેકની મશ્કરી કરતાં, અનેક તરાહના વસ્ત્રાલંકાર સજ્યા; અને વાહનોમાં બેસી પૂર ઉલ્લાસથી રૈવતાચળ સીધાવી. એટલે કૃષ્ણના સંકેત પ્રમાણે સુભદ્રાએ ઝરૂખેથી સર્વ યાદવયાદવીઓને ઉત્સવ માટે બનીઠનીને જતાં જોઇ, માતા પાસે આવી, કૃષ્ણે સમજાવ્યા પ્રમાણે રઢ લીધી. ( કડવું ૧૯ મું )

કુંવરી સુભદ્રાની રઢ સાંભળી, બલરામ માતા પાસે આવ્યા. સુભદ્રાનું રડવાનું કારણ જાણી લઈ, બલરામે કૃષ્ણને બોલાવ્યા અને પોતાનો રથ સુભદ્રાને સોંપવા જણાવ્યું. કૃષ્ણને તો તે આપવો તો હતો જ, પરંતુ સંકેત અનુસાર હરણ થતાં, પહેલેથી જ પોતાનો એ પ્રપંચમાં હાથ હતો એમ ન જણાઇ આવે તે સારૂ, પોતાનો રથ "આળીગારો" હોવાથી, કંઈક ઉત્પાત નીપજે તો પોતાને શિરે કલંક ચોટે માટે તે આપવો યોગ્ય નથી, એમ કૃષ્ણે કહ્યું; પણ તેથી તો બલરામ ઉલટા બહુ જ ચીઢવાયા અને ધૂર્ત્ત, કામી, સ્ત્રીવશ, ઈત્યાદિ સંબોધનો દઈ, કહેવા ન કહેવાનાં તેમને વચન કહ્યાં. તુરત કૃષ્ણે નમતી મૂકી દીધી, રથ શણગારવાની વરદી સારથી દારૂકને આપી; અને સાવધાનતાથી રથમાં બેસવા સુભદ્રાને સૂચના કરવા બલરામને જણાવ્યું. પછી રથ તૈયાર થઈ આવતાં, સુભદ્રા વસ્ત્રાલંકાર સજ્જ કરવા લાગી. ( કડવું ૨૦ મું ).

બલરામનાં અનુકૂળ વચનથી પ્રસન્ન થયલી સુભદ્રાએ વિવિધ અંગોએ વિવિધ શણગાર ધર્યા. મૂળ પોતે સુંદરી હતી જ. તેમાં ધાર્યો હેતુ પાર

પાડવાની આશાએ લાવણ્ય અને પ્રસન્નતા ઉમેર્યાં; અને વસ્ત્રશણગારે પૂરતી કરી; એટલે તેની શોભાનું તો પૂછવું જ શું ? તે જાણે બીજી દેવાંગના રંભા હોય તેવી દીસવા લાગી; દર્પણમાં મુખ જોઇ પોતે જ હર્ષથી પ્રફુલ્લ થઇ અને પછી માતાની શુભ આશિષ લઇ, રથે બેસવા ગઇ ત્યારે બલરામે, કૃષ્ણનો રથ આળીગારો હોવાથી, કાંઇ અનર્થ થવા ન પામે માટે સાવધાનતાથી "વાટે રહેવા"ની શીખ દીધી; તથા સારથી દારૂકને પણ વિઘ્ન ન નડે એમ વર્તવા જણાવ્યું. આટલી સાવચેતી મેળવી, સુભદ્રા રથમાં બેઠી. (કડવું ૨૧ મું)

સુભદ્રાને પ્રવાસના આરંભમાં જ સારા શુકન મળ્યા અને અર્થસિદ્ધિ સમીપ દેખાઇ. રથ ધમધમતો વાયુવેગે ગામને ગોંદરે આવી પહોંચ્યો અને પૂરપાટ ધસમસતો ચાલ્યો. વાટમાં હોડથી વિવિધ વાહનો નિર્બંધ હંકાર્યાં જતા યાદવો મળતા તેમને પણ પછાડી મૂકી, પાધરમાં રથ આવ્યો. દૂરથી બાવાજીનો ઝુંડો દેખાતાં સુભદ્રાએ દારૂકને રથથી હેઠો ઉતારવાનો પેચ રચ્યો. પોતાનું નૂપુર ઉતારી માર્ગમાં નાંખી દીધું, અને તે લઇ આવવા દારૂકને જણાવ્યું. તેણે કૃષ્ણના ઘોડા પોતાના સિવાય બીજા કોઇને હાથ રહે એવા ન હોવાથી હેઠો ઉતરીને લઇ આવવા ના કહી અને માર્ગે આવતા યાદવો તેને લેતા આવશે, એમ જણાવ્યું પણ સુભદ્રા કાંઇ હઠે એવી નહોતી. તેણે તેને હેઠો ઉતારવાનો નિશ્ચય કર્યો હતો જ; એટલે કડવાં મેહેણાંભર્યાં વચનો કહ્યાં. છતાં તેને પણ જ્યારે દારૂકે મચક ન આપી, ત્યારે ભાઇઓ પાસે ઠપકો દેવરાવવાની અને મરાવવાની પણ ધમકી આપી. તેથી ન છૂટકે તે ઉતર્યો. દારુક જેવો હેઠે ઉતર્યો કે સુભદ્રાએ તરત જ ડચકારાથી ઘોડાને દોડવા ઉત્તેજ્યા અને ચાબુકના મારથી ઉશ્કેર્યા. દારુકે ઘોડાને ઉડતા જતા જોઇ, તેમને અટકાવવા ઘણી હાકો મારી પણ કૃતનિશ્ચય સુભદ્રાએ તેને કાન દીધા જ નહીં અને રથ અર્જુન સમીપ આણી મૂક્યો. તરત જ બાવાનો વેષ ઉરાડી દઇ અર્જુન રથે ચઢયો અને અશ્વમંત્ર ભણી, ઘોડા છૂટા મૂકયા. દારુકે બાવાનું આ અપકૃત્ય જોઇ, સુભદ્રાનું હરણ થયાનો હાકારો ઉઠાવ્યો અને હાયપીટ કરી. શૂરવીર યાદવોને વહારે ધાવા, બાવાને ઘટતી શિક્ષા કરવા ધાવા રણનાદ કર્યો. જાદવો

પણ આ સાંભળી, વિવિધ આયુધોથી સજ્જ થઈ તેની સામે ધસ્યા જ ગયા. બીજી પાસ દ્વારકામાં આ સમાચાર પુગ્યા અને બળરામ તથા કેશવે સર્વ યુદ્ધસામગ્રી તૈયાર કરવાની વરદી આપી, અને પોતે પણ રણે ચઢવા તત્પર થયા. ( કડવું ૨૨ મું )

સેવકના મુખથી જોગીએ સુભદ્રાનું હરણ કર્યાનું સાંભળી, સાપની પેઠે, બલરામ ક્રોધથી ફુંફવાડા મારવા લાગ્યા અને સિંહના મુખમાં હાથ ઘાલનાર દુર્મતિ બાવાને શિક્ષા કરવા, સેના સજ્જ કરાવી કૃષ્ણ તો આમ થશે, એ જાણતા જ હતા. તેઓ તો બલરામ કાંઈ નહીં કરવાનું કરી ન બેસે અને સુભદ્રા અર્જુનને પરણાવવાની સંમતિ આપે એવો લાગ જ શોધતા હતા. તેમણે આ બનાવ સાંભળી, અજાણપણું ધારણ કીધું અને પોતે બાવાથી સાવધ રહેવાની સૂચનાનાં પહેલાં કહેલાં વચનોનું સ્મરણ કરાવી, ક્રોધ દર્શાવ્યો અને અધર્મીનું શિશ છેદવાનો નિશ્ચય પ્રકટ કર્યો. દુદુંભી, બણુગાં, રણતુરો આદિના નિનાદ સાથે છપ્પન કોટી યાદવો એકાકી અર્જુન સામે ધસ્યા જ ગયા. ત્રિશૂળ, ખડ્ગ, ફરસી, સાંગ, તરવાર, આદિ વિવિધ આયુધો અને શસ્ત્રો ખખડાવતા, વાહન ચઢેલા તેમ જ પગપાળા યાદવોએ ચારે કોરથી અર્જુનને ઘેરવા પેરવી કરી. ચોગમ હાહાકાર વર્ત્તી રહ્યો અને છટકામાંથી અર્જુન રંજ પણ ચસકી શકે નહીં એવો ઘેરો ઘાલવા, તથા બાવાનો ચૂરો કરવા, બલરામે હાકોટો દીધો. આથી દારૂણ સંગ્રામ પોતાને એકલાને ખેડવો પડશે, એવી વિમાસણમાં અર્જુન પેઠો; શ્રીકૃષ્ણને અંતરથી સહાય કરવાની પ્રેરણા કરી, હવે શું કરવું, તેની ચિંતા સુભદ્રાને જણાવી. ( કડવું ૨૩ મું )

વીર યાદવરાજ વસુદેવની બાળા પણ વીરા જ હતી; તેથી તેણે રંજ પણ ન ગભરાતાં, રથમાં અગાઉથી કૃષ્ણની પ્રેરણાથી સજ્જ કરેલાં આયુધો ઉપાડી, બલરામને બળ દાખવવા પોતાના પ્રિયતમ અર્જુનને પાણી ચઢાવ્યું. આમ પ્રિયતમાનું પ્રોત્સાહન મળતાં, એક વાર બધાને હાથ દેખાડવા અર્જુન પણ તત્પર થયો. વૈર જણાવવા મોઢેથી કૃષ્ણને

ગાળો દેતો પણ અંતરથી ગોપાળને વાહારે ધાવા વિનવવા લાગ્યો. એમ કરતાં તેણે ધનુષ્યની પ્રત્યંચા ખેંચી, નિર્ઘોષ કીધો. બલરામ ને યાદવો આથી ક્રોધે ભરાયા. તેઓ ભોગળ, હથોડીઓ, તિરકસ, ખપૂરા આદિ અનેક અસ્ત્રો અર્જુન ઉપર ફેંકયા જ ગયા અને મેઘ પેરે અસ્ત્રવૃષ્ટિ કરી દીધી. અર્જુન પણ કૃષ્ણનું સ્મરણ કરી, "લઘુલાઘવી" વિદ્યાથી રણમાં સામો ભીડયો; અને પોતાનું તથા સુભદ્રાનું અંગ ન ભેદાય એમ શસ્ત્રો નિવારવા અને અચળ રહી સામ અસ્ત્રો ફેંકવા જ મંડયો. (કડવું ૨૪ મું)

અર્જુનને અડગ જોઈને, સર્વે સુભટો અપરિમિત આયુધોથી તેની ઉપર ધસ્યા અને તેનો રથ ઢાંકી નાંખ્યો. બળરામે હળ ઉગામી તેનું શરીર પાડવાનું જણાવ્યું. સઘળા હુમલાને અર્જુને મંત્રપ્રયોજિત, એકનાં અનેક થતાં બાણોથી ખાળ્યો એટલું જ નહીં પણ અસહ્ય મારથી યાદવમાત્રને ભગાડયા. એટલે બલરામે મુશળપ્રહાર કર્યો, પણ લઘુલાઘવીથી અર્જુને તેમને હતાશ કર્યા. આથી યાદવોને ઉલટું શૂર ચઢયું. હાહાકાર મચી રહ્યો. સણસણાટ પૂરપાટ છૂટતાં મુશળધાર અસ્ત્રોથી અર્જુનનો રથ ભેદાયો. વીરપત્ની સુભદ્રાએ પૂરેપૂરૂં પાણી દાખવવા અર્જુનને ઉશ્કેર્યો. તેણે પણ આકડાના તૂરની પેઠે સર્વનાં બાણ વિખેરી નાખ્યાં અને બલરામ તથા અર્જુન પાછા સામસામા આવ્યા. રામે તેને મૃત્યુ સમીપ આવ્યાની ચેતવણી આપી, હળમૂશળ ફરી ઉગામ્યું, પણ તેનો પ્રહાર થાય તેટલામાં તો પાર્થના બાણથી મૂર્છિત થયા, તરત તેમની સારવાર માટે કૃષ્ણ આવ્યા. મૂર્છા વળતાં કૃષ્ણે કહ્યું કે–"આ તો બાવો નથી, પણ આપણી ફોઈ કુંતાનો પુત્ર અર્જુન છે. તે અજિત છે. આપણી બેન અને કુળને યોગ્ય છે. માટે યુદ્ધ કરવું, એ ઠીક નથી." બલરામ ઉલટા ચીઢાયા, પણ અંતે કૃષ્ણે તેમને ઠંડા પાડયા. આ પાસ અર્જુન સુભદ્રાને ઈંદ્રપ્રસ્થ પુર સિધાવ્યો. (કડવું ૨૫ મું)

દ્વારકામાં પાછા વળતાં, ફોઈના છોકરાને મારી, પેટ ઉપર બાંનહી કરવો, એ કારણે જ મેં તેને જીવતો જવા દીધો છે, એમ કહી કૃષ્ણે

બલરામનું સાંત્વન કર્યું. બલરામે પણ "લખ્યા લેખ મટે નહીં" એમ સમજી, તેની ઉપરથી રીસ ઉતારી. પછી તેમણે સામા હસ્તિનાપુર જઈ, પૂજ્ય અર્જુન અને બહેન સુભદ્રાનો સત્કાર કરવાની વૃત્તિ કૃષ્ણ સમક્ષ પ્રકટ કરી અને તેમને અર્પણ કરવા, માણેકહીરે પાખરેલા, લાખ તુરી, મદઝરતા હજાર હાથી, અમૂલ્ય વસ્તુઓ, સુવર્ણનાં ગાડાં, દાસદાસીઓ વગેરે તૈયાર કરાવ્યાં અને સઘળા યાદવો સાથે ઈન્દ્રપ્રસ્થ તરફ વિદાય થયા. પાંડવોને આ સમાચાર મળતાં, તેમણે પણ યાદવોનો સારો સત્કાર કર્યો; અર્જુન સુભદ્રાને વર્યો, પેહેરામણી સ્વીકારી અને ત્યાંથી કૃષ્ણ સિવાય, યાદવો અને બલરામ દ્વારકા વિદાય થયા. (કડવું ૨૬ મું)

સુભદ્રા સાથે અર્જુનનાં લગ્ન થવાથી સઘળા લોક આનંદ પામ્યા; પરંતુ અગાઉ અર્જુનની લપડાકથી ક્રોધી થયલી, એક દાસીએ પોતાનું વેર લેવા દ્રૌપદીને ચઢાવી અને તેને એમ ભેરવ્યું કે, સુભદ્રા તો કૃષ્ણની બહેન હોવાથી અર્જુન આગળ તારાં માન ઉતરશે અને પટરાણીપદ તેને મળશે. સ્ત્રીજાતિ હમેશાં પતિપ્રેમની ઈર્ષાળુ હોય છે, એ સિદ્ધાંત કવિ દ્રૌપદી દ્વારા ચારિતાર્થ કરે છે. દાસીની ભંભેરણીથી દ્રૌપદીનો હર્ષ જતો રહ્યો. તે ભાન ભૂલી ગઈ શોકાર્ત્ત બની, વસ્ત્રાલંકાર ત્યજી, હિંદોળાખાટે જઈ બેઠી અને પોતાનું માન ઉતારવા માટે અર્જુન અને સુભદ્રાને શાપ આપવા હાથમાં જલની અંજલિ લીધી. કૃષ્ણ આ સર્વ કળી ગયા, તેથી સુભદ્રાને આ શાપનો પ્રસંગ ટાળવાની યુક્તિ શીખવતાં કહ્યું કે—"તારે દ્રૌપદીને પગે પડવું, એટલે તે પ્રસન્ન થઈ તને વરદાન આપશે. ત્યારે તારે તારા પુત્રને રાજ્યપાટ મળે, એવું વરદાન માગી લેવું." (કડવું ૨૭ મું)

સુભદ્રાને યુક્તિ શીખવી, દ્રૌપદીને શાપ દેતી અટકાવવા, કૃષ્ણે એક બીજો ભેદ રચ્યો. તેમણે અર્જુનમાં સમસ્ત સૃષ્ટિનું તેજ મૂકી દીધું, એટલે તે જાણે રૂપનો અંબાર હોય તેવો બની ગયો. વળી તે વસ્ત્રાલંકાર અને સુગંધી પદાર્થોથી સુસજ્જિત થયો. ઉપરાંત અંતર્યામી કૃષ્ણે, દ્રૌપદીના અંતઃકરણમાં વાસ કીધો. પછી અર્જુન સુભદ્રા સહવર્ત્તમાન

દ્રૌપદીને મળવા આવ્યો ત્યારે તેના તેજ અને રૂપથી તે મોહ પામી, તેનું સતીત્વપૂર્ણ મન નિર્મળું થયું અને લાંબે સમયે પધારતા પ્રિય પતિ અર્જુન ઉપર ક્રોધે ભરાવા માટે તેને પશ્ચાત્તાપ થયો. આમ એક બાજી સફળ ઉતરી, કે બીજી બાજી ખેલાઈ. તરત સુભદ્રાએ દ્રૌપદીની પ્રદક્ષિણા કીધી અને પગે લાગી, એટલે પ્રસન્ન થઈ તેણે વરદાન માગવા સુભદ્રાને જણાવ્યું. ( કડવું ૨૮ મું )

એટલે પગે લાગી, સુભદ્રાએ તેની જ સેવામાં પોતાનું મન સ્થિર રહે એવો વર માગ્યો. તે મળતાં અનુક્રમે તેના હિતની ચિંતા, આજ્ઞાપાલનની દૃઢતા, ધર્મમાં મતિની સ્થિરતા, અને અપરાધક્ષમતા, એ ચાર વર માગ્યા અને એ મેળવ્યા પછી ધીરે ધીરે કૃષ્ણની શીખવણી પ્રમાણે પોતાના પુત્રને રાજ્યપાટ મળે એવો વર પણ માગ્યો. તરત દ્રૌપદી સઘળું કપટ કળી ગઈ અને તેને નખથી તે શિખ સુધી ક્રોધની જ્વાળા ઉઠી, અને કૃષ્ણે જ શિખવ્યું છે એમ સમજતાં, પોતાની સંતતિને વણસાડનારો વર માગવાની શિખ આપવા માટે કૃષ્ણને તેમના વંશોચ્છેદનો શાપ આપ્યો. એટલે કૃષ્ણે આવી, દ્રૌપદીને શાન્ત પાડી. દ્રૌપદીએ વચન પાળવા સુભદ્રાને માગેલો વર આપ્યો. ( કડવું ૨૯ મું )

આમ કૃષ્ણકૃપાથી દ્રૌપદીના શાપથી ઉગરેલાં અર્જુન અને સુભદ્રા તથા દ્રૌપદી સર્વ હળીમળીને સંસાર સુખરૂપ ગાળવા લાગ્યાં. પરંતુ સ્ત્રીસ્વભાવ, " પોતાનું તે સારૂં અને પારકાનું તે નઠારૂં " ધારવાવાળો હોવાથી એક દિવસ વાતેવાતમાં દ્રૌપદીએ સુભદ્રાને અર્જુનના મોહમાં પાડવાનું કારણ પૂછ્યું. સુભદ્રાએ અર્જુનના અવધૂત રૂપથી મોહ પામ્યાની વાત કહી. પછી સામો સુભદ્રાએ દ્રૌપદીને એવો જ પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં દ્રૌપદીએ કહ્યું કે, ભર ક્ષત્રિય સભામાં સ્વયંવરમાં પરાક્રમ કીધાથી તથા અન્ય રાજાઓને યુદ્ધમાં હરાવવાથી અર્જુનને હું વરી. પછી તેણે સુભદ્રાએ એવું મેહેણું માર્યું કે અમે ક્ષત્રિય એટલે તેના પરાક્રમથી મોહ્યાં અને પરણ્યાં પણ તમે તો ભરવાડાં એટલે રૂપથી મોહ્યાં અને પેચ કરી બાવા સાથે

નાસી ગયાં. આ મેહેણું સુભદ્રાને ઘણું જ ઊંડું સાલ્યું. પછી એકાન્તમાં અર્જુનને આ મેહેણું ટાળવા હરકોઈ ઉપાય યોજવા જીદ લીધી. હવે શું કરવું, તેનો ઉપાય શોધી કાઢી એક દિવસે અર્જુને મૃગયા નિમિત્ત પગપાળા વનમાં જવાનો નિશ્ચય પ્રકટ કીધો. પછી પોતે પૂર્વના જેવું જ હૂબેહૂબ અવધૂતનું રૂપ લીધું અને દ્રૌપદીની વાડીમાં આવી ઉતર્યો. એ વખત પુષ્પ લેવા ત્યાં આવેલી દ્રૌપદીની નજર તેના ઉપર પડી. (કડવું ૩૦ મું)

બન્નેની દૃષ્ટિએ દૃષ્ટિ મળતાં દ્રૌપદીનો મોહ વાધ્યો. તે બાવા પાસે ગઈ અને પ્રણામ કીધા; તથા ત્યાં જ પોતાનું સ્થાનક સજી રહેવા જણાવ્યું. બાવાએ પણ આગમનકારણ જણાવતાં, પોતાનું ધામ અંતરિક્ષમાં ઈંદ્રિસદનાદિ હોવાની તોપ મારી. એટલે દ્રૌપદીનું મન તેની ગોગલીલાથી વિશેષ ચળ્યું, તેણે મોહાંધ થઇ, પોતાના પાંચે પતિનો ત્યાગ કરી ( કુંવારી સુભદ્રાની પેઠે) તેની જ સાથે ચાલી જવાની જીદ લીધી અને તેમ નહીં થાય તો પ્રાણ ત્યજી સ્ત્રીહત્યાનું પાપ માથે તેને ઠોકવાની દમદાટી દીધી. અર્જુને કપટવેષ ન પકડાય માટે પહેલાં ઘણી જ આનાકાની કીધી અને પાપપુણ્યનો મર્મ સમજાવ્યો. પણ તે ન સમજતાં તરત દ્રૌપદી પ્રાણ તજવા બેઠી, એટલે તરત જ અર્જુને પોતાનું રૂપ પ્રકાશ્યું. દ્રૌપદીએ લજ્જા પામી નીચું મુખ કરી દીધું. સુભદ્રા તે ક્ષણે વાડીમાં આવી અને આ દેખાવ જોઈ પ્રસન્ન થઇ. કવિ કહે છે કે, આ પ્રસંગ પછી દ્રૌપદી સુભદ્રાને મેહેણું દેતી, અટકી અને તેમનો સંસાર આનંદ સાથે વીતવા લાગ્યો.

અહીં કાવ્યપ્રસંગ સમેટાય છે. ઉપસંહાર કરતાં કવિ અર્જુનનાં કેટલાંક કર્મની ગણના કરી, અંતે ગ્રંથપ્રશસ્તિથી પૂર્ણાહુતિ કરે છે.

(કડવું ૩૧ મું)



# સુભદ્રાહરણની સમીક્ષા.

## પ્રાચીન આખ્યાનકારોનું દૃષ્ટિબિન્દુ.

(૧) વસ્તુસંકલના, (૨) પાત્રયોજના અને (૩) રસનિષ્પતિ, એ ત્રણ અંશો મુખ્યત્વે કાવ્યરચનાનાં વાસ્તવિક જીવનતત્વ છે.

કવિની શક્તિઓ. આ ત્રણે અંશોની સંવાદભરી, પ્રમાણ-અનુસારી, ચમત્કારિક અને કલાયુક્ત ઘટના ઉપર કાવ્યરચનાની સફલતાનો આધાર વિશેષ પ્રમાણમાં રહેલો છે. આવી ઉચિત ઘટના પ્રતિભાશાલી કવિ, નૈસર્ગિક કાવ્યશક્તિથી, સિદ્ધ અને અસરકારક વાણીના બલે સહજ લીલાથી સાધી શકે છે. કવિ માનવ જાતિનો એક મહાન્ ઉપદેશક છે; સુજ્ઞ અને બુદ્ધિશાલી પ્રેરક છે. પ્રકૃતિનાં ગહન રહસ્યો માર્મિકતાથી ગ્રહણ કરી, તેનાં રહસ્યો સરસ અને સુંદર રીતે જનસમાજને સમજાવનારો સંસ્કારી ઉદાર આત્મા છે; અને તે સાથે તે નિપુણ કલારસિક પણ છે. તેનું પ્રકૃતિ-સૃષ્ટિ, સંસાર અને જનમંડળના મનોભાવોનું જ્ઞાન ચમત્કારભરિત, તેનો અનુભવ વિશાળ રસસ્પર્શી અને તેનું અવલોકન મર્મગ્રાહી હોવાં ઘટે છે; તેની કલ્પનાશક્તિ રસિક, અદ્‌ભુત અને ધ્વનિપર હોવી જોઇએ. વિદ્યા, વિચાર અને વ્યંજનાનો સમન્વય કરવાને તે સમર્થ હોવો ઘટે છે. આવો શક્તિસંપન્ન કવિ, સૃષ્ટિમાં કાંઇક અવનવું જોતાં, પોતાના હૃદયમાં ઉઠતા વિચારો, લાગણીઓ અને આશયોને રસભર રીતિથી અને ઇષ્ટ કલાવિધાનથી, તેમ જ ધર્મ, નીતિ, લોકવ્યવહાર, અને ન્યાયના સામંજસ્યથી આલેખવા અને રસિક ગ્રાહકનાં હૃદયને તેમાં સંપૂર્ણ તલ્લીન કરવા સમર્થ થાય છે. તે એક સાદામાં સાદી વસ્તુને કે સામાન્યમાં સામાન્ય વ્યતિકરને યોગ્ય પ્રસંગ અને સમયને અનુકૂળ રહી, પ્રતિભા અને અવિરલ કલ્પનાશક્તિથી પૂરી ખૂબીભરી બહલાવી, તદ્દન નવા જ ગ્રાહ્ય રૂપમાં આલેખે છે અને પોતાની કૃતિમાં યોગ્ય ગ્રાહક જનસમાજના હૃદયમાં રહેલા

આશયો, વિચારો અને લાગણીઓના તાદૃશ પ્રતિબિંબ લીલાપૂર્વક ઉતારે છે. આવું પ્રતિબિંબ જેટલે અંશે તેની આલેખન-શક્તિ સજીવ અને ચમત્કારિક સ્વરૂપમાં પ્રત્યક્ષ કરી શકે છે તેટલે અંશે તેની કૃતિ લોકના આદરને પાત્ર થાય છે, તેમ તેની કૃતિ તેના અભિનવ અને હૃદયંગમ સ્વરૂપના પ્રમાણમાં ચિરંજીવતા પામે છે.

પ્રાચીન ગુર્જર કવિઓની પરિસ્થિતિ.

આવી ઉચ્ચ કોટિના પ્રતિભાશાલી કવિવરો સંસ્કૃત, હિન્દી, આંગ્લ આદિ શિષ્ટ સાહિત્યોના ઉત્કર્ષકોમાં મળી આવે છે, પરંતુ પ્રાચીન ગુર્જર સાહિત્યના ઉત્કર્ષકોની શ્રેણીમાં (અતિસંકોચથી કહીએ તો કદાચ બે એક અપવાદ બાદ) આવા કવિઓ મળી શકતા નથી. અલબત્ત તુલના કરતાં દેશકાલ અને પાત્રની વસ્તુસ્થિતિ ઉપર અવશ્ય લક્ષ આપવું ઘટે છે. અને આ દૃષ્ટિથી વિચારતાં શિષ્ટ સાહિત્યરચનાના આવા ઉચ્ચ ધોરણે, તેમનાં કાવ્યો અને આખ્યાનોની તુલના કરવી, એ નિ:શંક પ્રાચીન ગુર્જર કવિઓને ઘોર અન્યાય કરવા જેવું છે. કારણ કે, જે લક્ષ્ય તેમના જમાનાની અને પ્રાદેશિક પરિસ્થિતિને અંગે તેમની દૃષ્ટિમાં ઉતર્યું જ ન હોય, અથવા જે લક્ષ્ય, કેટલાક વાસ્તવિક કારણોસર તેમની દૃષ્ટિ સમક્ષ રહી શકે એમ ન હોય, તેજ લક્ષ્યનાં ધોરણોથી તેમની કૃતિઓની તુલના કરવી, એ કોઈ રીતે યોગ્ય નથી જ. આથી તેમનું લક્ષ્ય શું હતું તે પ્રથમ જાણવાની અપેક્ષા રહે છે.

પ્રથમ તો તેમને ગુજરાતી સાહિત્ય જ નવા મંડાણથી રચવાનું હતું, અને વ્યવહારમગ્ન, સામાન્ય કોટિના જનસમૂહમાં ઉગમ પામતી લોકભાષાદ્વારા લોકની રસવૃત્તિ ઉત્તેજવાની હતી. વળી તેમની જ્ઞાનસંપત્તિ એવી ઉન્નત અને સંસ્કારી થાય તેવી અનુકૂળતા તેમને સાધ્ય હોય, તેમના જમાનાનો જનસમાજ આવા ઉચ્ચ લક્ષ્યથી આલેખાયલાં કાવ્યો તથા આખ્યાનોનાં રહસ્ય ઝીલી અને પચાવી શકે એવો સંસ્કારી હોય, તેમ તે જમાનામાં

વાતાવરણ અને પરિસ્થિતિ તેને ઘટતો આવેગ આપે આવાં ઉત્તેજક હોય, એમ જણાતું નથી. બાહ્ય આચારને જ ધર્મ માનનારા, નીતિના ટાહ્યલાથી રાજી થનારા પણ તેના મર્મને સમજી વ્યવહારમાં ઉતારવાની ઉદાસીનતા ધરાવનારા જનસમાજના વ્યવસાયી હૃદયને ઉજમાળે એવા લોકભોગ્ય સાહિત્યની ઘટના એ તે કાળના કવિઓનું પરમ લક્ષ્ય હતું, એમ તેના પ્રકટ–અપ્રકટ વિશાળ સાહિત્યના અવલોકનથી જણાય છે. તેથી આ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખીને ઉપર સૂચવેલી કોટિએ પ્રાચીન કાવ્યોનો કસ કાઢવામાં આવે તો નરસિંહ, મીરાંબાઇ, પ્રેમાનંદ, શામળ, દયારામ, એ સંસ્કારી અને પ્રતિભાશાલી કવિવરોનાં કેટલાંક કાવ્યો ઉંચી પંક્તિનાં જણાશે ખરાં.

પ્રાચીન ગુર્જર કવિઓનો મુખ્ય કાવ્ય–હેતુ, લોકોને ધર્મ અને નીતિના જ્ઞાનના પરિચય રસભરી રીતિએ કરાવવાનો, પ્રભુમાં તેમનો દૃઢ વિશ્વાસ જમાવવાનો અને જીવનનાં નાના પ્રકારનાં સુખદુઃખો શાન્તિથી સહેવાની અચલ શ્રદ્ધા પ્રેરવાનો હતો.[1] આ હેતુની સિદ્ધિ માટે તેમણે સમાજની ગ્રહણશક્તિ અને રસવૃત્તિનો જેટલો વિશેષ વિચાર કર્યો છે, તેટલો કલાવિધાનનો કર્યો નથી. અલબત્ત એ ખરૂં છે કે, જે જનસમાજને પ્રબોધવા કવિએ કાવ્યયોજના કરવાની છે, તેના ગ્રાહકની સમજશક્તિ અને રસવૃત્તિની કોટિ લક્ષમાં રાખવી જરૂરની છે; છતાં સામાન્ય કોટિના સમાજ કરતાં કવિ પોતે વિશેષ સંસ્કારી હોવાથી બને તેટલે અંશે તેમની એ શક્તિ અને એ વૃત્તિને ઉત્તેજવી, તેમજ તેને વિશુદ્ધ કરવી, અધર્મ અને અનીતિના અધમ પાશથી મુક્ત કરવી અને ઉંચી કક્ષાએ ચઢાવી ઉદાર કરવી તથા આવા ઉન્નત કાર્યની સિદ્ધિમાં પોતાની પ્રતિભા, ચમત્કારિક કલા, રસપ્રેરણા, આદિ ઉત્કૃષ્ટ શક્તિઓનો ઉપયોગ કરવો, એ તેનું મુખ્ય કર્તવ્ય હોવું ઘટે છે. તેમ થાય ત્યારે જ તત્વજ્ઞાની એમર્સન "કવિઓને લોક–ઉદ્ધારક દેવો" ની જે ઉપમા આપે છે, તે સાર્થક ઠરે ત્યારે જ તે માનવ-

---

૧. આ મુદ્દાની સવિસ્તર ચર્ચા માટે જુઓ બુ. કા. દો. ૮ મો ભાગ "ધાર્મિક આખ્યાનોની ઉત્પત્તિનો યુગ અને કવિ નાકર" એ નામનો આ લેખકનો લેખ. પાનાં ૨૭–૨૮.

હૃદયની પામર વૃત્તિઓને, તેમની ઉપર ખૂબીથી આઘાત કરીને અંકુશમાં લાવી શકે છે અને ઇષ્ટ વલણે વાળી શકે છે.

ગુર્જર પ્રાચીન કવિઓમાં કેટલેક અંશે આવી ઉપમાને યોગ્ય કવિ પ્રેમાનંદ ગણાય, એમ છે. તેણે નળાખ્યાન, ઓખાહરણ, રણયજ્ઞ, મદાલસાખ્યાન, માંધાતાખ્યાન, દશમસ્કંધ, ઋષ્યશૃંગાખ્યાન અને દ્રૌપદીહરણ જેવાં ઉચ્ચ કોટિનાં અનેક આખ્યાનો રચ્યાં છે. તેમ તેનાં સુપ્રસિદ્ધ ત્રણ નાટકો પણ એવી જ ઉચ્ચ કોટિનાં છે. જો કે તેમાં તેણે પોતાની ચમત્કારિક શક્તિથી લોકનાં હૃદયમાં ઘૂમાતી સારી સારી રસવૃત્તિઓની નાડ પારખી, તેમને ઉદાર કક્ષામાં મૂકવાને કંઇક સબળ તો કંઇક નિર્બળ પણ મથન કર્યું છે ખરૂં, છતાંયે લોકરંજનનો આશય તેના મનમાં એવો તો દૃઢ અને ઊંડો જામેલો જણાય છે કે, ક્વચિત્ ક્વચિત્ પામર અને કોઈ એક સ્થળોએ તો બેશક અધમ લોકવૃત્તિને ચીતારવા તે દોરાઈ ગયો છે.[2]

### ૧ વસ્તુ આદિની સંકલના.

**વસ્તુનો મૂળ આધાર.**

એક ગુર્જર પ્રાચીન કાવ્યની સારાસારતાની તુલના કરતી વેળા ઉપરના આ મુદ્દાઓ અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે; અને એ ધોરણે પ્રસ્તુત સુભદ્રાહરણની કાવ્યરચનામાં ઉપર દર્શાવેલાં ત્રણ જીવનતત્ત્વોનું નિર્વહણ કવિ પ્રેમાનંદે કેવી રીતે કર્યું છે, તેનો વિચાર નીચેના વિવેચનમાં કરેલો છે.

સામાન્ય રીતે મહાકાવ્યની યોજના, ઇતિહાસની કથા કે અન્ય કોઈ સત્પાત્રના વૃત્તાન્તના આધારે થવી જોઇએ,[3] એવો પરાપૂર્વનો કવિસંપ્રદાય

---

૨. દાખલા માટે જુઓ અષ્ટાવક્રાખ્યાન કડવું છઠ્ઠું ૫૨–૫૧ અને ૬૨; શામળશાહનો મોટો વિવાહ કડવું ૨૦ મું; અને સુભદ્રાહરણ કડવું ૩૦ મું, ૧૨–૧૮. આ મુદ્દાની જે ચર્ચા ૧૯૦૮ ના 'સમાલોચક' માં 'સુદામાચરિત' ના વિવેચનમાં મેં કરેલી છે, તે પણ જોવી. તેમ જ જુઓ આ પુસ્તકના પ્રેમાનંદચરિતનું પાનાં ૫૦–૫૧ તથા ફુટનોટ અંક ૬૦ થી ૬૩.

૩. इतिहासकथोद्भूतमितरद्वा सदाश्रयम् ॥ મહાભારત; રામાયણ, ભાગવત આદિ ઇતિહાસગ્રંથો; અને બૃહત્કથા, કથાસરિત્સાગર, ભક્તમાળ આદિ કથાગ્રંથો.

છે. ગુર્જર કવિઓએ આ સંપ્રદાયને અનુસરીને જ પોતાનાં આખ્યાનો બાંધ્યાં છે. કવિ પ્રેમાનંદનાં આખ્યાનો મહાભારત, રામાયણ, ભાગવત, અને પુરાણોના પ્રસંગોના તેમ જ ભગવદ્‌ભક્તો( નરસિંહ આદિ )નાં વૃત્તાંતોના આધારે રચાયલાં છે. પ્રસ્તુત સુભદ્રાહરણમાં તેણે મુખ્યત્વે મહાભારતના આદિ પર્વનો ( મુંબઇની પ્રતિ ૨૧૯ થી ૨૨૧ અધ્યાય પર્યંતનો ) પ્રસંગ પસંદ કર્યો છે, અને શ્રીમદ્‌ભાગવત ( દશમ ઉત્તરાર્ધ અધ્યાય ૮૬ ) ના પલટાથી તેને રચ્યો છે.[૪]

**સુભદ્રાહરણનું સંસ્કરણ કેવું છે ?**

મૂળ પ્રસંગનો તેમ જ ( મહાભારતમાં પાછળથી ઉમેરાયલા ) એ પ્રસંગના વિસ્તારનો[૫] તથા શ્રીમદ્‌ભાગવતના પલટાનો જે સાર[૬] આ સાથે આપેલો છે, તેની સરખામણી પ્રેમાનંદના પ્રસ્તુત આખ્યાનની વસ્તુસંકલના સાથે કરતાં, એ જણાય છે કે, પ્રેમાનંદનું આ સંસ્કરણ જોઇએ તેવું ઉત્કૃષ્ટ રસવાળું તેમ જ ચમત્કૃતિવાળું થયું નથી. બેશક પ્રેમાનંદે મૂળની વસ્તુને બઢાવી, નવાં કથાંતરો સંયોજી, પ્રચલિત દંતકથાઓને સજીવકરી, આમાં કેટલીક આકર્ષક નવીન ચમત્કૃતિ દાખવી છે તેમ જ અદ્‌ભુત રસપ્રધાન કાવ્યની યોજના કરવામાં કેટલીએક ખુબીઓ વાપરી પણ છે, પરંતુ નળાખ્યાન, દશમસ્કંધ, ઋષ્યશૃંગાખ્યાન, દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન આદિ મહાકાવ્યને યોગ્ય તો શું પણ ઓખાહરણ, સુદામાચરિત અને મોંમેરા જેવાં રસભર લોકપ્રિય કાવ્યોની કક્ષાને યોગ્ય

---

૪. આ પ્રસંગ રસવાન હોઇને સંસ્કૃત ભાષામાં તેના આધારે 'સુભદ્રાહરણ નાટક,' 'સુભદ્રાવિજય', 'સુભદ્રાધનંજય' આદિ નાટકો તેમ જ કાવ્યો પણ રચાયલાં છે. તેજ પ્રમાણે પ્રાકૃત ભાષામાં ગુજરાતી, અને મરાઠીમાં પણ આખ્યાનો રચાયાં છે. પ્રેમાનંદના પુરોગામી, કવિ 'વસ્તા'એ પણ સુભદ્રાહરણ રચેલું છે. પરંતુ તેની પ્રતિ પ્રાપ્ય ન હોવાથી તેના અને પ્રેમાનંદના સંસ્કરણની તુલના થઇ શકે એમ નથી. ૫. જુઓ પાનાં ૧૨૦થી ૧૨૫ ૬ જુઓ પાનું ૧૧૯ મું.

રસોત્પાદક અંશો પણ તેમાં બહુ નથી, તેમ તે એવા ઉત્કૃષ્ટ અને આકર્ષક પણ નથી. અલબત્ત તેમાં નર્મ અને મર્મભર્યાં કટાક્ષ વચનો, વર્ણ્યચિત્રનું તાદૃશ પ્રતિબિંબ, પોતાના જમાનાનો સંસારવ્યવહાર અને પહેરવેશ, લોકભાવના અને લોકરૂઢિના ઓપ, કથાંતરોના નવ પલ્લવો, સુંદર રસિક વર્ણનો આદિ અનેક પ્રેમાનંદીય તત્ત્વો આકર્ષક છે; છતાં તેમાં ઉજ્જવલ અને રસોત્કર્ષક સંવેદનના તેમ જ તેજસ્વી કલ્પના અને સુરંગી તર્કના, તેમ જ મનહર સૃષ્ટિસૌંદર્યના ચમત્કારની ઊનતા નિઃશંક સ્પષ્ટપણે દીસે છે. તેની, સ્વાભાવિક, ધમકભરી અને તનમનાટ કરાવનારી વાણી પણ આમાં ખીલી ઉઠી નથી.

કાવ્યનાં ત્રણ જીવનતત્ત્વો.

પ્રસ્તુત સુભદ્રાહરણની રચનામાં, કાવ્યરચનાનાં ત્રણ જીવનતત્ત્વોમાંથી, વસ્તુસંકલનાના તત્ત્વ ઉપર પ્રેમાનંદે સવિશેષ લક્ષ આપેલું જણાય છે; રસનિષ્પત્તિ તે કરતાં ગૌણ અંગે છે અને પાત્રાલેખન તો પામર જ છે. તેનો આશય પ્રસ્તુત સુભદ્રાહરણમાં પ્રધાન અંશે અદ્ભુત રસ અને ગૌણ અંશે શૃંગાર રસ તેમ વીર રસ આલેખવાનો જણાય છે. તેનો કૃષ્ણ પ્રતિ ઊંડો અનુરાગ હોવાથી, આખ્યાનનાં દૂતત્વ-દૂતીકાર્ય-પર્યંતનાં સર્વ કાર્યો, રે, નાયકનાયિકાના મનમાં પ્રેમનું સ્ફુરણ પણ 'સર્વાંતર્યામી' કૃષ્ણની પ્રેરણાથી જ થાય, એવી જ તેની માન્યતા સજ્જડ દીસે છે; અને કૃષ્ણ દૈવી પાત્ર હોવાથી અદ્ભુત રસને પોષક આ એક દૈવી તત્ત્વને બહાવવા કવિએ પ્રસ્તુત આખ્યાનમાં પોતાની બુદ્ધિ ખર્ચી છે. કૃષ્ણની પ્રેરણાથી અને કૃષ્ણના ચમત્કારોથી જ, રે, કૃષ્ણની કુટિલ બુદ્ધિથી પણ પુષ્ટ થતા નવા કથાપ્રસંગો ઉપજાવી, પ્રાચીન કથનીઓ અને અનુકૂળ વસ્તુસંકલના યોજી, તેણે પોતાની બુદ્ધિની તેજસ્વિતા અને ઊંડો લોકાનુભવ દાખવ્યો છે, પરંતુ બે એક સ્થળે ( દ્રૌપદીને શાપપ્રસંગ અને અનીતિમય ઉદ્ગારોનો પ્રસંગ ) તો મૂળ વસ્તુનું અનુચિત રૂપાન્તર કીધાથી, તેની વસ્તુસંકલના દોષગ્રસ્ત અને રસક્ષતિવાળી થઇ છે.

મૂળ કથાપ્રસંગ તો સરલ અને સંક્ષિપ્ત છે, શ્રીમદ્‌ભાગવતનો પ્રસંગ તે કરતાં કંઇક સંક્ષિપ્ત પણ વિશેષ રસાલ છે.

મૂળ કથાપ્રસંગાદિના સાત મુખ્ય અંશો.

પરંતુ તે કરતાંયે પાછળથી મહાભારતમાં પ્રવેશેલો 'વિસ્તાર' વિશેષ રમણીય અને રસિક આખ્યાનનાં અનેક સૂચક તત્ત્વોથી ભરપૂર છે; અને પ્રેમાનંદને એમાંથી તથા કિંવદંતિઓમાંથી કાવ્યસામગ્રીઓ મળેલી હોવાનું સમજાય છે. તે બન્નેના મુખ્ય અંશો આ છે:-[૧]

(૧) પ્રતિજ્ઞાના પાલન અર્થે બ્રહ્મચર્યનો અંગીકાર કરી, તીર્થાટન આદરતા અર્જુનનું પ્રભાસક્ષેત્રમાં આગમન; (૨) ત્યાંથી રૈવતક (ગિરનાર) ગિરિનું રમણીય દૃશ્ય નીરખી, કૃષ્ણ સાથે દ્વારકામાં પધરામણી, [ સુભદ્રાની રૂપસંપત્તિથી આકર્ષાઈ, અનભિજ્ઞેય યતિવેષ ધારણ કરી, દ્વારકા આવતાં અર્જુનનું કૃષ્ણ સાથે મિલન અને એ પછી સંકેત કરી એકાકી યતિવેષે દ્વારકામાં પધરામણી ] અને લોકસત્કાર. (૩) રાજગૃહમાં અર્જુનનો નિવાસ [ રાજ—ઉપવનમાં યતિ અર્જુનનો ઉતારો; યતિની લોક તરફથી આગતાસ્વાગતા; યતિનાં વચનાદિથી લોકમાં જાગ્રત થયલી શ્રદ્ધા; ભાવિક બલરામની યતિને રાજગૃહમાં નિવાસ આપવાની ઇચ્છા; અજાણ્યા અને હુશીઆર યતિને રાજગૃહમાં કે કન્યાગૃહની સમીપ પણ નહી વસાવવાની કૃષ્ણની સલાહ; બલરામના આગ્રહથી યતિનો કન્યાગૃહમાં નિવાસ; અર્જુનનાં પરાક્રમ આદિના શ્રવણથી, અત્યાર અગાઉ તેને જ ઇષ્ટ પ્રેમમૂર્ત્તિ ગણવાની પ્રતિજ્ઞાવાળી સુભદ્રાની અતિથિ–સેવા અને પરિચય;અંતે અર્જુન જાણી, તેની સાથે સુભદ્રાનું પ્રેમનિબંધન; સુભદ્રાની વિરહવેદના.] (૪) [ કૃષ્ણની સલાહ લઈ અર્જુન સાથે પ્રેમનું નિબંધન દૃઢ કરવાની સુભદ્રાને તેની કરી આપેલી અનુકૂળતા; કૃષ્ણે કરેલી અંતર્દ્વીપના ઉત્સવની યોજના અને ત્યાં બલરામ આદિનું રોકાણ; વ્રત નિમિત્ત સુભદ્રાનું કન્યા-

[૧] આવા [ ] કૌસમાં આપેલી વિગત મહાભારતમાં પાછળથી થયલા ઉમેરામાંથી તારવી છે.

ગૃહમાં રહેવું; દરમ્યાન સુભદ્રા તથા (યતિ) અર્જુનનો (દ્વારકાના) કન્યાગૃહમાં નિકટ સહવાસ અને બન્નેની ઉદ્વાહની વ્યવસ્થા] રૈવતક ગિરિનો ઉત્સવ: તેમાં યાદવો સાથે અર્જુનનું પ્રયાણ, ઉત્સવમાં સુભદ્રાના રૂપથી મોહવશ થયલા અર્જુનને કૃષ્ણની સલાહ અને સુભદ્રાનું હરણ, [વ્રતની સમાપ્તિને અંતે, કૃષ્ણના, ગુપ્ત રીતે આયુધાદિથી સજ્જ કરાવેલા, ઉત્તમ રથમાં દેવસ્થાનોનું દર્શન કરવા જવા સુભદ્રાની તૈયારી; યતિવેષ કાઢી નાંખી, મૂળ રાજવી રૂપે અર્જુનનું રથ ઉપર આરોહણ અને બન્નેનું પલાયન]; (૫) યાદવોની અર્જુન સાથે યુદ્ધની સાજવારી; કૃષ્ણની સલાહથી સમાધાન અને સુભદ્રા–અર્જુનનાં લગ્ન. (૬) ઇન્દ્રપ્રસ્થમાં બલરામ આદિનું આગમન અને અર્જુનાદિને પહેરામણી. (૭) દ્રૌપદીનો વિલાપ અને તેના મનનું સમાધાન, દ્રૌપદી અને સુભદ્રા પ્રત્યેકને પુત્રની પ્રાપ્તિ અને ત્રણેનો સુખમય સંસાર.

હવે પ્રસ્તુત આખ્યાનના આ સાત મુખ્ય અંશોનો વિચાર કરતાં એ ખાસ જણાવવાની અગત્ય છે કે, જો કે પ્રેમાનંદે મૂળ કથા ઉપરાંત તેના વિસ્તારનો અને શ્રીમદ્ ભાગવતના બીજક પ્રસંગોનો આશ્રય વિશેષે લીધો છે, એ ખરૂં, છતાં તેમાંથી ચોક્કસ તત્ત્વો જ તેણે ચુંટી લીધાં છે અને પ્રચલિત દંતકથાઓના ચીલામાં રહીને તેને અનુસરતી વસ્તુસંકલના કીધી છે. તેનો આશય અદ્ભુત રસવાળું આખ્યાન લખવાનો હોવાથી મૂળ કથા અને તેના વિસ્તારનો મોટો ભાગ પોતને ઇષ્ટ અદ્ભુત રસને પોષે એવાં તત્ત્વોવાળો તેને લાગ્યો નહી, એટલે તેમાંથી ઉત્કૃષ્ટ શૃંગારરસનાં સૃષ્ટિસૌંદર્ય અને આત્મસંવેદનનાં સુરસ તત્ત્વો પડતાં મૂકી, માત્ર સાદા શૃંગારરસને પોષનારાં તત્ત્વો જ તેણે ગ્રહણ કીધાં છે. ઉપરાંત બીજા પ્રસંગોમાંથી તેણે અદ્ભુત રસને અનુકૂળ તત્ત્વોની ચુંટણી કરી કેટલાક ફેરફારો કર્યા છે. અદ્ભુત રસ બહુ ઉંચી કક્ષાનો વર્ણવવાનું તેનું લક્ષ્ય હોય એમ સમજાતું નથી. તેથી તેણે મૂળ આખ્યાનમાંથી તેવાં ઉન્નત

પ્રસ્તુત આખ્યાનમાં તેનું વર્ણન કેવું છે?

તત્ત્વો પણ લીધાં નથી. પણ દૈવસહાયતા, ઇન્દ્રજાલના પ્રયોગો; વિસ્મયચકારક શક્તિ, ચમત્કારો અને દિવ્ય દર્શન આદિ અનેક તત્ત્વો અદ્ભુતરને અનુકૂળ હોવાથી અને કૃષ્ણ પ્રતિ જનસમાજનો 'સર્વાંતર્યામી', 'વિશ્વાધાર' રૂપે ઊંડો પૂજ્યભાવ હોવાથી અને તે પોતાને અનુકૂળ આવતાં આખ્યાનની સર્વ ઘટનાઓ, રે, નાયકનાયિકાના હૃદયમાં અન્યોન્ય પ્રતિ પ્રેમનું સ્ફુરણ, તેની તૃપ્તિના ઉપાયનું સૂચન અને તેની સિદ્ધિની અનુકૂલતા પણ, ભગવાન કૃષ્ણની પ્રેરણાથી જ થાય, એવો આશય સંપૂર્ણ અંશે સ્વીકારી, તેને અનુસરતાં કથાંતરો અને કથાંકુરો પ્રકટાવી, પ્રેમાનંદે રસિક વસ્તુસંકલના સાધી છે.

હવે પ્રેમાનંદની આ વસ્તુસંકલના મૂળ અને તેના વિસ્તાર કરતાં કેટલી વિશેષ, નવીન, રસિક અને ઉચિત છે, તે સમજવા બન્નેના મુખ્ય અંશોનો મુકાબલો કરવાની અગત્ય છે.

પહેલો અંશ કંઈ ખાસ મહત્વનો નથી; અને પ્રેમાનંદે તેમાં કંઇ ખાસ ફેરફાર કર્યો નથી, માત્ર નાયક અર્જુનના હૃદયની કંઇક નિર્બલતા દાખવી છે ખરી, પરંતુ તેથી તેનું અર્જુનત્વ નષ્ટ થતું નથી;

[ (૨) (૩) ] તીર્થાટન કરી, અર્જુન પ્રભાસ પાટણમાં આવતાં ( એટલે કે, મૂળના બીજા અંશથી ) આખ્યાનનો ખરો ઉઠાવ શરૂ થાય છે. મૂળમાં છે તેમ, અર્જુનને અર્જુન રૂપે જ દ્વારકા નહીં લાવતાં, તેના વિસ્તારને અનુસરીને,પ્રેમાનંદ (યતિ) અવધૂત, તાપસ, રૂપે અર્જુનને દ્વારકા આણે છે. તે " સૌની દોરી હરિ–હાથમાં, ભરાવ્યાં ડગલાં ભરે ' એવા આશયથી પ્રેરાઈ, " સુભદ્રા અર્જુનને વરે, એવો અભિલાષ હરિના મન વિષે " પ્રકટાવી, કૃષ્ણ પાસે અર્જુનને " તાપસનું અવધૂત રૂપ ધરી નગર મોઝાર છાના રહેવા " ની સૂચના કરાવે છે. તપાસ રૂપધારી અર્જુનનું ચિત્ર સાદું ચિતરવાને બદલે અદ્ભુતતા દાખવવા માટે કવિએ તેનું ચિત્ર લગભગ સઘળા પ્રસિદ્ધ જાતના જતી, અતીત, વેરાગી, જંગમ, મહંત, કાનફટા, સાધુ, સેવડો, સંન્યાસી, વેરાગી આદિના વેષો અને શણગારોમાંથી

'રસમય ચુંદડી'ની પસંદ કરેલી સામગ્રીઓથી સજ્જ થયેલા 'બહુરૂપી"નું હૂબેહૂબ ચિતર્યું છે. જો કે તેમાં કેટલીક અસંગતિ અને વિકલતા છે, રસોત્કર્ષની ઊનતા છે, તેમ 'ખીચડીયા' દશ્યનું ભાન પણ થાય છે. છતાં પણ એકંદરે વર્ણ્ય રૂપનું ચિત્ર પોતાના જમાનાની લોકરૂચિને યોગ્ય, હૂબેહૂબ આલેખવામાં પ્રેમાનંદે બેશક ચતુરાઇ વાપરી છે. તેના જમાનાના લોકને જેટલી સંખ્યાબંધ વિવિધતાઓની ગણના આકર્ષતી, તેટલી સંગતિ, શક્યતા અને કલા આકર્ષતી નહતી; સાદાઇની શોભાને બદલે બહુ ભારનો મોહ ભારે લાગેલો હતો; એટલે પ્રેમાનંદે સંખ્યાબંધ વિવિધતાઓ ગણાવા ખાતર કદાચ અસંગતિ અને વિકલતાનો ભોગ આપવાનું પસંદ કર્યું પણ હોય; કે જેમ માનવા વિશેષ સંભવ છે.

પછી કવિ, અદ્દભુત રસની જમાવટ માટે, મૂળની અને વિસ્તારની પેઠે સાધુ(અર્જુન)ને રાજ્યદ્વારમાં ઉપવન કે રાજગૃહમાં કે કન્યાગૃહમાં નહીં ઊતારતાં, પોતાના જમાનાની લોકરૂચિને અનુકૂલ, ભાવિક યાદવોએ એક બાવાના અખાડાને શોભે એવી, તૈયાર કરેલી મઢીમાં ઉતારે છે. અને તે દ્વારા તનમનધનના સમર્પણથી ભાવિક દ્વારકાવાસીઓએ સાધુની કરેલી અનેકવિધ પરિચર્યાઓ અને સત્કારોનાં વર્ણનથી વર્તમાન જમાનાના શ્રદ્ધાલુ ગ્રામવાસીઓનું, નજર આગળ તરવરી રહે એવું, જીવંત અને અત્યંત રસીલું ચિત્ર આલેખ્યું છે.

પરંતુ તેમાં તેણે રાજગૃહ કે કન્યાગૃહમાં અર્જુન યતિને નહીં ઊતારી શૃંગારરસનાં આકર્ષક તત્ત્વોનો, નાયક નાયિકાના વાસ્તવ મનોભાવ, વિરહ દશા આદિ વર્ણવવાના રસિક પ્રસંગોનો ભોગ આપી આખ્યાનથી રસોલ્લાસની તિલાંજલિ આપી છે.

ઉપરાંત અહીં સાધુ (અર્જુન) અલૌકિક ચમત્કારોથી, લોકને તેમના ત્રિતાપ-આધિ, વ્યાધિ અને ઉપાધિ-ને નિવારનારાં અને તેમના મનની સર્વે અભિલાષાઓ પુરનારાં, સફળ વરદાનોથી, તેમ જ નિર્લેપ અને નિસ્પૃહી વર્તાવથી લોકને વિસ્મયચકિત કરી, સિદ્ધદેવ તરીકે પંકાય છે અને

તે દ્વારા ભોળા બલરામને ભૂલાવી, ઇષ્ટ પ્રેમમૂર્તિ રાજકુંવરી સુભદ્રાના હાથનું ભોજન કરવાની શરતે રાજગૃહમાં જાય છે. ત્યાં પાદપ્રક્ષાલન કરાવતાં સુભદ્રા અને અર્જુનનું તારામૈત્રક રચાય છે અને બન્ને અન્યોન્યને ગમે તે પ્રકારે પણ વરવાને કૃતનિશ્ચય થાય છે. આમ હૃદયસંક્રાન્તતાનો હેતુ સિદ્ધ થતાં સાધુનું મન ભોજનમાંથી ઉડી જાય છે. અને ગુપ્ત સંકેતથી સુભદ્રાએ રાત્રે તેની મઢીએ આવવાની ખાત્રી આપ્યાથી અર્જુન પોતાની મઢીએ હર્ષભેર પરવરે છે.

કવિએ આ નવીન કથાંતર પૂરેપૂરી ખૂબીથી ઉપજાવ્યું છે અને તેની યોજનામાં નાયકનાયિકાનાં નેત્રમિલનનો અને પ્રેમસ્ફુરણનો પ્રસંગ વિશેષ રમણીય, કલાયુક્ત અને સુંદર હોવા ઉપરાંત કેવળ સ્વાભાવિક આલેખ્યો છે. કવિએ અન્યોન્યની મનોવ્યથાને ઉત્તેજી તેમનાં પ્રેમભાવનાં અંકુરો ઉપર મનોહર રીતે રસસિંચન પણ કરવા ઉપરાંત બન્નેની વિરહવેદના જમાવી, વિપ્રલંભ શૃંગારના ઉદ્દીપક ભાવો અને સામગ્રીઓ પણ ઉત્કૃષ્ટ રીતે સાદર કરી છે.

(૪) આ રીતે પ્રેમમુગ્ધ થયલાં અને વિરહવેદનાઓ સહેતાં નાયકનાયિકાનો મિલાપ કરાવવા કવિ કૃષ્ણની યોજના માટે નવીન યુક્તિ રચે છે. આમાં પણ અદ્ભુતતાનો તેનો મોહ વિશેષ પ્રકટ થાય છે. મૂળ કથાપ્રસંગમાં અર્જુન રાજગૃહમાં જ રહે છે, તેથી આર્ય સંસારની રીતિને અનુસરીને નણંદને તેની પ્રેમમૂર્તિ સાથે મિલાપ કરાવી આપવો,એ હોંસીલી ભાભીઓનું કામ ગણાય છે, એટલે કુદરતી રીતે રુક્મિણી, સત્યભામા આદિ કૃષ્ણની પત્નીઓ તે કાર્ય સ્ત્રીસહજ કુશલતાથી સાધે છે અને તેઓ જ સુભદ્રાને હરેક જાતની, માતા તરફની પણ અનુકૂલતા કરી આપે છે, અને તેની ઇચ્છા પ્રેમમૂર્તિ અર્જુન સાથે વિધિસર સંયુક્ત થઇ ધારેલો હેતુ પાર પડાવે છે. પરંતુ પ્રેમાનંદ, પોતે બાવાના નિવાસ માટે, અલગ મઢી કરાવ્યાથી બન્નેના મિલાપની યોજના, સુભદ્રા કુંવારી હોવાથી છેક અભિસારિકાના જેવી તો નહી પણ કંઇક તેના જેવી કરવા જાય છે; છતાં તેથી કાં તો લોકાપવાદના ભયથી અથવા તો ઇષ્ટ અદ્ભુત રસને

પોષક દૈવી પાત્ર કૃષ્ણની સહાયતાથી તે પાર પડવાનું બતાવવાના મોહથી પાછો ભાગે છે, અને કૃષ્ણને તેના દૂતીકાર્યમાં પ્રેરે છે. બાવાને મળવા જવા અને નાશી જવાનો સંકેત કરવા નાયિકા સુભદ્રા માતા રોહિણીની સંમતિથી સ્વયં એકલી મંદિરમાંથી મઠીએ જવા નિકળે છે; પણ તેમાં કૃષ્ણ અંતરાય રૂપ થઈ પડે છે અને સુભદ્રાના મનની તાલાવેલી આકર્ષક થાય છે. આ તાલાવેલીનું મનહર, સ્વાભાવિક ચિત્ર કવિએ ચીતર્યું છે. આખરે કૃષ્ણ પોતે જ 'તારો (જે) ઇચ્છાવર (છે તે) બાવો નથી પણ, એ તો અર્જુન છે' એવો ભેદ બ્હાવરી બનેલી સુભદ્રા સમક્ષ ખુલ્લો કરે છે અને પોતે જ તેના હરણનો સંકેત યોજી, તે પ્રમાણે વર્તવા સુભદ્રાને સમજાવી, બાવાને પણ તેથી વાકેફ કરવાનું કામ ઉપાડી લે છે. સંકેત અનુસાર સુભદ્રા શણગરાઈ, બલરામ દ્વારા કૃષ્ણનો રથ મેળવી તે લઈ ઉત્સવમાં પરવરે છે અને બાવો માર્ગમાંથી સાથે થઈ જઈ, તેનું હરણ કરે છે.

આ રસભર પ્રસંગની યોજના, ત્રીજા અંશના જેવી જ નવીન અને ખરેખર યુક્તિપુરઃસર જ થઈ છે. સુભદ્રા અને અર્જુનની અલ્પજલ્પ વિરહી દશાનો, સુભદ્રા અને કૃષ્ણના મીલન દ્વારા હેતુસાધનાનો, તેમ જ અર્જુન અને કૃષ્ણનો સંકેતપ્રસંગ; બલરામને બહારથી અનિચ્છા દાખવી, તથા થનારા અનિષ્ટનું તટસ્થતાથી સૂચન કરી, કૃષ્ણે અંતરથી ધાર્યા પ્રમાણે રથ આપ્યાનો પ્રસંગ; દારૂક સારથીને કૃષ્ણના રથથી હેઠો ઉતારવાની સુભદ્રાની યુક્તિ અને ધમકી આદિ કથાંતરો ખુબીબંધ આલેખાયાં છે અને તે રીતે વર્ણનચમત્કૃતિ, પ્રસાદશક્તિ અને માનવ સ્વભાવના અવલોકનનો સારો પરિચય કવિએ શ્રોતાને કરાવ્યો છે. આ કથાંતરો પ્રેમાનંદની પ્રતિભાશક્તિને બેશક અતિ દીપાવે એવાં છે; છતાં મહાભારતના વિસ્તારનાં વિશેષ રમણીય તત્ત્વો તેની વર્ણનછટા અને રસપરિપાકની કલાને અત્યંત દીપાવત, એમ લાગ્યા વિના રહેતું જ નથી. અલબત્ત કવિએ જનસ્વભાવને અને સ્ત્રીઓના અલંકારોને રમણીય રીતે વર્ણવવા ઉપરાંત, પ્રસંગને ખરેખરો જીવન્ત અને રસિક બનાવ્યો છે, તેની ના કહી શકાય તેમ નથી.

અહીં જો કવિએ સુભદ્રાનું હરણ કરી દોડતી વખત અર્જુનને અર્જુન રૂપે પ્રકટ કર્યો હોત તો ખુબી કંઈક ઓર આવત; પરંતુ કવિનો હેતુ પાછળ જોઈશું તેમ યુદ્ધ મચાવવાનો હોવાથી તેણે તેમ કર્યું નથી.

[ ( ૫ ) ( ૬ ) ] મૂળ કથાસંદર્ભ, કેવળ યુદ્ધ અર્થે યાદવોની તૈયારીઓનું સૂચન કરી, તત્કાલ કૃષ્ણની સલાહથી સમાધાની થયાનું અને સુભદ્રા–અર્જુનનાં લગ્ન વર્તાયાનું જણાવે છે, ત્યારે પ્રેમાનંદ, અર્જુન અને યાદવો વચ્ચે ઘોર યુદ્ધ મચાવે છે અને નાયકનું અદ્ભુત વીરકર્મ દાખવે છે ખરો, પરંતુ રાજકન્યાનું તેને ઉચિત વીરકર્મ ( જેવું કૈકેયી આદિમાં વિદ્યમાન હતું, અને ભાગવતમાં સુભદ્રાએ વીરકર્મ દાખવ્યાનું જણાવેલું જ છે; ) આલેખવું ચૂકી જાય છે. રણમાંથી અર્જુન સૌને હરાવી, સુભદ્રા સાથે હસ્તિનાપુર પરભાર્યો આવે છે. અને કૃષ્ણ બલરામનું સાંત્વન કરી સૌ મામલો થાળે પાડે છે. અહીં બલરામની ઉદ્ધતતા અને ભોળપણ સ્પષ્ટ તરી આવે છે. પછી બલરામ કૃષ્ણ આદિ ઈન્દ્રપ્રસ્થ આવી, બહેનબનેવીને પહેરામણી આપી પ્રસન્ન કરે છે.

આ પ્રસંગ સાદો અને સરલ છે; તેમાં જેમ વિશેષે કરીને ચમત્કારિક અંશ નથી તેમ કાંઈ ખાસ અયોગ્ય તત્ત્વ પણ નથી. પ્રસ્તુત યુદ્ધકર્મ કંઈક ઉત્સાહક અને વીરરસોત્પાદક છે ખરૂં, પણ કોઈ અલૌકિકત્વ કે પ્રસાદ તેમાં દીસતાં નથી. એકનો અનેક સાથે સંગ્રામ, અને જાતજાતનાં, અન્યોન્યના બલને નિવારનારાં અસ્ત્રો–બાણ–ની યોજના, એકી વખતે અસંખ્ય બાણોનું નિઃસરણ, અને સ્થંભન, એ પ્રાચીન ગુર્જર કવિઓનો માનીતો વિષય છે અને પ્રથા છે; અને પ્રેમાનંદ તેને અનુસર્યો છે.

( ૭ ) આ પ્રસંગમાં કવિનો અદ્ભુત રસ જમાવવાનો કંઈક અતિમોહ જણાય છે.

દ્રૌપદી પટરાણી તેમ જ અર્જુનની પ્રિયતમા હોવાથી સુભદ્રા તેને મળવા જાય છે. પરંતુ સપત્નીના સાલથી તેની પ્રતિષ્ઠા અને માન હવે અર્જુન જાળવશે નહીં, એવી એક દાસીની ભંભેરણીથી સતી દ્રૌપદી અતિ ક્રોધે ભરાઈ, પતિ અને સપત્ની સુભદ્રાને શાપ દેવા જલની અંજલિ હાથમાં લે છે,

ત્યાં તો કૃષ્ણ, અર્જુનમાં ત્રણે લોકનાં સર્વ તેજો સંક્રાન્ત કરે છે અને દ્રૌપદીના અંતઃકરણમાં જઈ વસે છે, એટલે અર્જુનને જોતાં વેંત જ દ્રૌપદીનો કોપ શમી જાય છે અને ઉલટી સ્ત્રીસહજ કોમલતા તેના હૃદયમાં પુનઃ સતેજ થતાં તે ઊંડો પશ્ચાત્તાપ કરે છે. અને તે ઉદાર અંતઃકરણથી અર્જુન અને સુભદ્રાનો સત્કાર કરે છે.

અહીં કવિ સ્ત્રીસ્વભાવનું અચ્છું ચિત્ર આલેખે છે. તે દ્વારા કવિ એમ દાખવે છે કે, જો કે દ્રૌપદી જેવી સતી સ્ત્રી, પામર સ્ત્રીસહજ ઈર્ષ્યાથી તદ્દન મુક્ત નથી, છતાં ઇર્ષ્યાનું આવરણ દૂર થતાં તેનું ઉદાર પતિવત્સલ હૃદય આખરે કંચન પેરે શુદ્ધ રૂપે પ્રકાશે છે. આ પ્રસંગમાં કવિએ, કૃષ્ણને નિર્વંશતાનો શાપ લાગ્યાની કિંવદંતીના નિમિત્ત રૂપે દ્રૌપદીનું વચન હોવાનું વર્ણવવા જતાં, નાયિકા સુભદ્રા અતિ લોભી અને દ્રૌપદી વૈરવૃત્તિવાળી અને કૃષ્ણ નીચ યુક્તિબાજ હોવાનો ખ્યાલ શ્રોતાઓના મનમાં ઊંડો જમાવવા જેવું કર્યું છે, એ ઠીક નથી થયું. કારણ એથી વાસ્તવિક દ્રૌપદીત્વ અને કૃષ્ણત્વનો લોપ થાય છે, પરંતુ તે સ્ત્રીસ્વભાવનો સંપૂર્ણ ચિતાર આપવાના કવિના અતિમોહનું પરિણામ જણાય છે.

છેવટે, કાવ્ય સમેટતાં પહેલાં જેમ નાયિકા સુભદ્રા કેવળ રૂપથી જ, જેનાં જાતિ, કુલ તેમ શીલ પોતે જાણતી ન હતી, એવા સાધુ(અર્જુન)ના રૂપમાં મોહાંધ થઇ તેની સાથે નાશી જવા તત્પર થઇ હતી, તેમ ઉપનાયિકા સતી દ્રૌપદી પણ, કેવળ રૂપના મોહને વશ હતી, એમ દાખવી, સુભદ્રા અને દ્રૌપદીની, અર્થાત્ નાયિકા અને ઉપનાયિકાની પાત્રતા સમાન હોવાનું સિદ્ધ કરવા, એક નવું જ કથાંતર કવિ યોજે છે, અને બે પત્નીઓવાળા પતિનો સંસાર વિસંવાદી હોવાનું હુબેહુબ જનચિત્ર આલેખે છે. અર્જુનને તેનાં પરાક્રમ સિદ્ધ થયા પછી, પરણનારી દ્રૌપદી મોહથી સાધુ ( અર્જુન ) સાથે નાશી આવેલી સુભદ્રાને 'આહીરડી', 'અણઘડ,' 'મોહાંધ જાત,' કહીને નિત્ય નિત્ય ચીઢવતી હોવાથી, સુભદ્રાના સાંત્વન સારૂ અર્જુન છાનોમાનો પૂરંતું ખાવાનું રૂપ લઈ, દ્રૌપદીની વાડીમાં ઉતરે

છે અને દ્રૌપદી તેનાથી મોહાંધ થઇ, ' પાંચે કંથને પરહરી ', ' મનુષ્ય લોકનાં સગપણ આળપંપાળ ' ગણી, બાવા સાથે નાશી જવાને, અને જો તે એને ન લઇ જાય તો છેવટે ' પ્રાણ તજવા ' પણ તૈયાર થાય છે. એટલે અર્જુન બાવાનો વેષ તજી, પ્રકટ થાય છે અને સુભદ્રા પણ તે જ સ્થળે આવી પોહોંચે છે. આ પ્રસંગથી ભોંઠી પડેલી દ્રૌપદી સુભદ્રાને મહેણું મારવાનું ભૂલી જાય છે અને તે સર્વનો સંસાર સુખમય વર્તે છે.

આ પ્રસંગ આગલા સર્વ પ્રસંગો કરતાં ઘણો જ ઉતરતો અને બેશક અયોગ્ય છે. અલબત્ત તે નવી અને માનીતી પત્નીથી દોરાતા પતિનું, તેમ જ શોકયોનાં મ્હેણાંખોરા જીવતનું અને અતિલૌકિક સંસાર વ્યવહારનું સ્વાભાવિક ચિત્ર દોરે છે, પરંતુ દ્રૌપદી જેવી નામાંકિત સતી પાંચે કંથને પરહરવા તત્પર થાય અને લગ્નસંબંધ આળપંપાળ હોવાનું કહે, એ આર્ય હૃદયને તો અતિશય કંપાવનારા ઉદ્‌ગારો ગણાય, એટલું જ નહીં પણ તે આર્યજાતિની પતિપત્નીની ભાવનાને ડગમગાવનારા પણ કહેવાય. દ્રૌપદી જેવી સતી સ્ત્રીના સંબંધમાં આવા નવીન પ્રસંગની યોજના ખરેખર કૃત્રિમ અને અતિ પામર છે, અને તે દ્રૌપદીત્વનો નાશ કરાવનારી હોઇને બેશક નિંદ્ય પણ છે; પછી ભલેને મહાભારતનાં પાત્રોને ' ઘરગતુ ' કરવાનો જશ પ્રેમાનંદને આપનારા રસિકો તેને સ્વાભાવિક લેખે.

## ઇતિવૃત્તના આધારવાળી કથા અને કવિની સ્વેચ્છા

ત્યારે અહીં એ સહજ પ્રશ્ન થાય છે કે, ઇતિવૃત્તના આધારે મહાકાવ્યની વસ્તુસંકલના ( इतिहासकथोद्भूतम् ) યોજવી જોઇએ, એવો કવિસંપ્રદાય માન્ય રાખતાં, કવિ તેમાં સ્વેચ્છાથી નવાં કથાંકુરો અને કથાપલ્લવો પ્રકટાવવાની છૂટ કેટલે અંશે ધરાવે છે ? આ સંબંધમાં કાવ્યશાસ્ત્રોનો અને કવિસંપ્રદાયનો એ સામાન્ય નિયમ છે કે;—

**सन्ति सिद्धरसप्रख्या ये च रामायणादयः ।**
**कथाश्रया न तैर्योज्या स्वेच्छा रसविरोधिनी ॥** (ધ્વન્યાલોક)

એટલે કે રામાયણાદિ, જેઓનો વસ્તુરસ સિદ્ધ ગણાઈ ચૂકેલો છે, એવા ઇતિવૃત્તના સંમાન્ય ગ્રંથોમાંથી કથાઓ લઈને રચાતાં આખ્યાનોમાં વસ્તુના મુખ્ય સિદ્ધ રસથી વિરુદ્ધ જનારી, અર્થાત્ તેનો ભંગ કરનારી સ્વેચ્છા–નવી કથાઓ કલ્પવાની શક્તિ–નો સ્વચ્છંદે ઉપયોગ કોઈ પણ સંયોજક કવિએ ન કરવો; અર્થાત્ અનુચિત તત્ત્વો કલ્પી, મૂળ વસ્તુના રસની ક્ષતિ કરવી નહીં. આનો કોઈ એવો અર્થ વા આશય નથી જ કે કોઈ નવાં કથાંકુરો કવિએ પોતાની કૃતિને ચમત્કૃતિભરી તેમ ઇષ્ટ વિશેષ રસથી છલમલતી કરવા કલ્પવાં જ નહીં. જો તેવો આશય હોય તો તો પછી તેના આધારે નવી રસોત્કર્ષશાલિની કૃતિઓ રચવાના કથનનો ઉદ્દેશ જ રહેતો નથી; અને જે વિવિધ રસોત્કર્ષના આદર્શ રૂપ મહા કાવ્યો રચાયાં છે, તે અસંભવિત જ થાત. પરંતુ ઉક્ત વચનનો એવો આશય નથી જ. તેથી ઉલટું પ્રકૃત રસ અગર તેને અનુકૂલ રસના પ્રકૃષ્ટ અભિવ્યંજનને માટે અન્ય નવનવા ઉચિત પ્રબંધોની યોજના પ્રતિભાશક્તિથી કરવાને તે સર્વથા સ્વતંત્ર છે. પરંતુ તેણે માત્ર એવી યોજનાથી પોતાની કૃતિમાં મૂળ વસ્તુને, તેના પ્રકૃત રસને કેવળ વિકૃત કરી નાંખે, લોકસંમાન્ય પાત્રના પાત્રત્વને જ ઉલટાવી નાંખે, એવું કોઈ અનુચિત, અકૃત રસવિરોધી, નવું ગ્રામ્ય તત્ત્વ ન પ્રવેશે તેટલી ખાસ સાવધાનતા સેવવાની છે. તેથી જ ઉક્ત નિયમ સાથે જ આ બીજો નિયમ જણાવેલો છે:–**रसस्तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः**–( વક્તા–પાત્રની પાત્રતાના અને તેના મુખે કઢાવાતા વાચ્ય–કથનના નિર્દેશમાં માત્ર વસ્તુરસનો એટલે કે તેના ઉચિત અંશોનો યથોચિત નિર્વાહ કરવો, એ જ કાવ્યરચનાનું નિયંત્રણ છે.) તેથી જ રસરહસ્યનો એ સિદ્ધ શાસ્ત્રીય નિયમ છે કે,

**अनौचित्यादृते नान्यद्रसभंगस्य कारणम् ।**
**प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत्परा ॥**

કોઈ પ્રકારના અનુચિત પ્રબંધને બાદ કરતાં રસભંગનું અન્ય કોઈ કારણ શેષ રહેતું નથી; અર્થાત્ અનુચિત પ્રબંધ એ જ રસભંગનું કારણ છે. જાણીતી ઉચિત પ્રસિદ્ધિ–લૌકિક વ્યવહાર આદિ–થી યુક્ત કથાને ઉચિત પ્રબંધોથી ખીલવવી, એ જ રસનું વાસ્તવિક રહસ્ય છે.

આથી એ જણાશે કે ઇતિવૃત્તને શબ્દે શબ્દ વળગી જ રહેવાનું કવિને કાંઈ પ્રયોજન નથી. તે કાંઈ ઇતિવૃત્તને સર્વ રીતે વશ નથી; તે જેમ તેમાંથી પ્રકૃત રસને પોષક ન હોય એવાં આગંતુક તત્ત્વોનો નિરાસ કરવાને સર્વ રીતે સ્વતંત્ર છે, તેમ તેને પોષે, બહલાવે, અને ઉચિત પ્રમાણમાં ઉત્કર્ષવંત કરે, એવાં નવાં ઉચિત કથાંતરો સંયોજવાને પણ સ્વતંત્ર છે જ, પરંતુ તે સર્વથા ( सर्वात्मना ) રસપરતંત્ર તો છે જ. તેથી મૂળ કથાના પ્રકૃત રસને અનનુગુણ સ્થિતિવાળા, અનુચિત પ્રસંગોને છોડી દઈ, અભીષ્ટ રસને પોષણ આપનારા અનુગુણ, નવનવા કથાપ્રસંગો પ્રતિભાથી કલ્પીને યોજવાની દરેક છૂટ ધરાવે છે. અભીષ્ટ રસને અને સંભાવ્ય કાવ્યહેતુને પોષે એવાં વ્યંજક કથાંતરો, કાં તો મૂળ વસ્તુને પાલટવી પડે તો ઉચિત રીતે પાલટીનેય અને નવાં કલ્પવાં પડે તો કલ્પીનેય, યોજવામાં તેમ જ કાવ્યને નવપલ્લવિત અને રસભર કરવામાં જ કવિની સુયોગ્ય, પ્રતિભાશક્તિ, ખરી કલાવિધાન–શક્તિ અને સૂક્ષ્મ રસવૃત્તિની કસોટી છે. કવિકુલગુરૂ કાલિદાસ, ભવભૂતિ, બાણ, દંડી આદિ શિષ્ટ કવિઓ તે માટે તો પંકાયા છે.

આનાં અનેક દૃષ્ટાંતો ટાંકી શકાય એમ છે, પરંતુ માત્ર એક જ, અને તેય પ્રસ્તુત આખ્યાનના અંગના અત્ર કથનીય હેતુને પુષ્ટ કરનારૂં, દૃષ્ટાંત પૂરતું છે. કવિ કાલિદાસે 'અભિજ્ઞાન શાકુંતલ'ની રચના મહાભારતના એક વૃત્તાંતના આધારે રચી છે; પરંતુ તેણે તેના નાયક ભારતનૃપતિશિરોમણિ દુષ્યન્ત અને નાયિકા શકુંતલા એ બન્નેનાં ચારિત્ર્યને સંસાર અને નીતિના ઉચિત આદર્શભૂત નિરૂપવા બે મહત્વનાં નવાં કથાન્તરો યોજ્યાં છે. છતાં તેમની માનવ પ્રકૃતિની સ્વાભાવિકતા, સંપૂર્ણ કલા-

ચાતુરી અને રસસંવેદનથી જાળવી રાખી છે. તેણે તેમને આદર્શભૂત દર્શાવવા જતાં તેમની માનવતાનો લેશ માત્ર નાશ કર્યો નથી, પણ તેની પામરતા નિવારી ઉલટી બહલાવી છે. મૂળ વૃત્તાંતનો દુષ્યન્ત રાજા અનેક પત્નીવાળો, કામી, અત્યન્ત મોહવશ, નિષ્ઠુર અને અસત્યવાદી છે, ત્યારે, 'અભિજ્ઞાન શાકુન્તલ'નો નાયક દુષ્યન્ત રાજા વિનયી, ધાર્મિક, દયાર્દ્ર અંતઃકરણવાળો, પ્રેમશૌર્યાન્વિત અને સત્યપ્રિય છે. કાલિદાસે દુર્વાસા મુનિના શાપનો પ્રસંગ યોજીને અદ્‌ભુત કલાચાતુરીથી દુષ્યન્તની કામાંધતા, પાપમયતા, નીતિભિરુતા અને પ્રણયહીનતા નિવારી, તેના પ્રતિની તિરસ્કારબુદ્ધિ વાચકના મનમાં થતી અટકાવી ઉલટી, ઊંડી માનબુદ્ધિ, અને પૂજ્યભાવ ઉત્પન્ન કર્યાં છે. તે જ પ્રમાણે મહાભારતની શકુન્તલા લોલુપ, મોહવશ, અને કંઇક ધૃષ્ટ પણ છે, જો કે તેનું વર્તન પ્રસંગોચિત છે ખરૂં; પરંતુ નાટકની શકુન્તલા વિનીતહૃદયી, કોમલ સ્વભાવવાળી અને સ્ત્રીસહજ લજ્જાથી યુક્ત છતાં આત્મસંમાનથી સંપૂર્ણ અન્વિત છે. જેમ સર્વ રીતે મૂળ પ્રતિવૃત્ત, દુષ્યન્ત અને શકુન્તલાની સ્વાભાવિક માનુષી વૃત્તિઓનું પ્રતિબિંબ પાડે છે, તેમ નાટકમાં પણ તેમની માનુષી વૃત્તિઓની સ્વાભાવિકતા જાળવવા ઉપરાંત પાત્રોનું પાત્રત્વ ઉન્નત અને આદર્શભૂત થયલું છે. અને એ જ એની ખુબી છે.

તે જ પ્રમાણે ઉત્તરરામચરિતમાં ભવભૂતિએ પંચવટીના તપોરણ્યમાં રામચંદ્ર અને સીતાના અપ્રકટ મિલનનો પ્રસંગ નવો જ કલ્પ્યો છે. બેજીવસતી સીતાને અરણ્યમાં કાઢી મૂકયા પછી રામચંદ્ર સાથે તેનું મળવું થયલું નથી જ. છતાં દૈવી શક્તિઓની સહાયથી સીતાને અદૃશ્ય રાખી રામચંદ્ર અને સીતાના અગાધ પ્રેમનો, સીતાની અલૌકિક પતિભક્તિ અને રામના કોમલ અને સ્નિગ્ધ પત્નીસ્નેહનો રસભર પરિચય કરાવ્યો છે.

આથી એ સમજાશે કે આખ્યાનને સર્વાંગસુંદર અને રસભર કરવા કવિ ભલે નવનવા સાનુકૂલ કથાપ્રસંગો કલ્પે કે મૂળમાં ઘટતા ફેરફારો કરે, પણ તે પ્રસંગો અનુગુણ અને ઉચિત હોવા જોઇએ, સંસાર અને નીતિવ્યવ-

હારના આદર્શ આલેખનારા હોવા જોઇએ અને કોઈ રીતે રસક્ષતિ કરનારા ન હોવા જોઇએ, એટલું જ નહીં પણ પાત્રની પાત્રતાને ઉન્નત અને મૂળ પ્રસંગને વિશેષ સુંદર અને ભાવમય કરનારા હોવા જોઇએ.

પ્રસ્તુત આખ્યાનની વસ્તુસંકલનાની, ઉપર કરેલી સમાલોચનાથી એ જણાશે કે, પ્રેમાનંદે પ્રકૃત અદ્‌ભુત રસને પોષનારાં નવનવાં કથાંતરો યોજ્યાં છે અને મૂળના વૃત્તમાં પણ ઘણાક ફેરફારો કર્યા છે; અને એમ કરતાં ત્રીજા, ચોથા અને પાંચમા અંશમાં તેનો પ્રયાસ સફલ થયો છે અને છઠ્ઠામાં સામાન્ય રીતે મર્યાદાસર છે; પરંતુ સાતમા અંશનો, દ્રૌપદી પાસે કૃષ્ણને નિર્વંશતાનો શાપ દેવડાવવાની યોજનાનો પ્રસંગ ક્ષણભર સ્વાભાવિક અને આકર્ષક લાગશે, પણ તે ચમત્કારિક કે રસિક લાગતો નથી; અને પાંચ પતિને ત્યાગી બાવા સાથે નાશી જવાની સતી દ્રૌપદીની તત્પરતાનો અને તેના, આર્ય સંસારને સંબોધી તિરસ્કાર દર્શાવનારા ઉદ્‌ગારોનો પ્રસંગ તો બેશક અનીતિકર, અનુચિત અને રસભંગ કરનારો છે. જ્યારે કાલિદાસ દુષ્યન્તની કામાંધતા આદિ તેમ જ શકુન્તલાના લોલુપતા આદિ દુર્ગુણોને નિવારનારાં રસયુક્ત કથાંતરો યોજે છે, ત્યારે પ્રેમાનંદ એવા દુર્ગુણોને બહાવનારાં કથાંતરોને ઉચિત લેખે છે. આ પણ તેના જમાનાની લોકરુચિનું એક પ્રતિબિંબ નહીં તો બીજું શું કહેવાય ?

## પાત્રયોજના

કાવ્યરચનાનું બીજું તત્ત્વ-પાત્રયોજના પ્રસ્તુત આખ્યાનમાં કેવું છે, તેનો વિચાર કરતાં, જેને પાત્રનિર્વહણ, ( sustenance of character ) એટલે કે આદિથી અંત સુધી પાત્રની પાત્રતાનો એકસરખો ટકાવ કહે છે, તે યોગ્ય રીતે થયલું જણાતું નથી. અદ્‌ભુતરસની નિષ્પત્તિની અને તેના પોષણ અર્થે વસ્તુસંકલનાની ખીલવણી ઉપર પ્રેમાનંદે જેટલું ધ્યાન આપ્યું છે તેટલું પાત્ર-યોજના ઉપર આપ્યું નથી. તેમ અલૌકિકત્વના પલટાથી અદ્‌ભુત રસને ચમત્કારિક રીતે બહાવવાનું

ઐતિહાસિક પાત્રો અને તેમની પ્રતીતિની અગત્ય.

તેને સુઝયું નથી, એટલે પામર પાત્રત્વ ઉપર જ તેનું લક્ષ ચોંટયું રહ્યું છે, એ સ્પષ્ટ છે. નહી તો મૂળ કથામાં ઉચ્ચ પાત્રત્વને ટેકવે એવા અનેક રસોત્પાદક અંશો તેની દૃષ્ટિ આગળ હોવા છતાં સરી ગયલા દેખાય છે, તે સરી જાત જ નહીં. તેણે ભૂતકાલનાં ઐતિહાસિક અને કંઈક અમાનુષિક પરંતુ પ્રસિદ્ધ પાત્રોને વર્ત્તમાનકાલનાં માનુષભાવવાળાં પાત્રો રૂપે નિરૂપવાના પ્રયાસને જેટલો મહત્વનો ગણ્યો છે, તેટલાં તેમની કુલીનતા, વાસ્તવિક પાત્રતા અને ઉચ્ચ સંસ્કારિતાને મહત્વનાં ગણ્યાં નથી. તેણે જો તેમની ભૂતકાલની ઉચ્ચ ભૂમિકા અને તેમના કાલના વાતાવરણ સાથે, વર્ત્તમાનકાલમાં તેમને સંક્રાંત કરતાં તેમની વર્ત્તમાન કાલનેય યોગ્ય ઉચ્ચ ભૂમિકા અને તેને અનુસરતા વાતાવરણનો પણ સમન્વય કર્યો હોત, તો તેનાં નાયકનાયિકા આદિ મુખ્ય પાત્રોમાં સત્પાત્રતાની જે સંકરતા, વિરસતા અને વિસંવાદ જણાય છે, તે જણાત નહી. તેણે ( પ્રેમાનન્દે ) "મહાભારતાદિનાં ભવ્ય પાત્રોને ગુજરાતનાં સામાન્ય સ્રીપુરૂષો કરી મૂકયાં છે" અને "આપણાં હમેશનાં સહવાસીઓ અને સગાંવહાલાં જેવાં કરી દીધાં છે,[1]" તેથી પ્રેમાનંદનો દોષ કાઢવામાં આવે છે, એમ કહેવું, એ પ્રેમાનંદની પાત્ર યોજનાનો દોષ કાઢનારા પક્ષને, તેની દલીલ સાંભળ્યા શિવાય, બેશક ઘોર અન્યાય કરવા જેવું છે. તેણે "અતિ દૂર દૂર થયલા પ્રાચીન સમયને વર્ત્તમાન કરી આપ્યો" અને "વેદનાં રહસ્યોના ભંડારો સામાન્ય શ્રોતાઓને મન શૂન્ય જેવાં હોવાથી, એ ભંડારોની રસભર ઝાંખી મહાભારતાદિ આકર ગ્રંથોના વિસ્તાર દ્વારા કરાવી", તે માટે તે બેશક પ્રશંસાને પાત્ર છે, ગુર્જર પ્રજા તે માટે તેનો પૂરો આભારી પણ છે, અને તે માટે તેનો દોષ કોઇ કાઢતુંયે નથી; પરંતુ એક કાલનાં ભવ્ય પાત્રને તેના જ કાલની પ્રસંગઘટના અને તેના જ કાલના વાતાવરણની છાયા સાથે અન્ય કાલમાં સંક્રાન્ત કરવામાં આવે ત્યારે, જે વિશિષ્ટ ગુણ, શક્તિ, અને લક્ષણને લીધે

---

૧. જુઓ "વસન્ત" સંવત ૧૯૬૮ નું પરાક્રમની પ્રસાદીના અવલોકનમાં રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવની ટીકા. આ લેખકને તેઓ સાથે થયલી વાતચિતને તેમાં પ્રકારાન્તરે સ્થાન મળેલું છે.

તે પાત્રની પાત્રતા, વિશિષ્ટ પ્રતીતિ લોકમાં પરાપૂર્વથી બંધાતી આવી હોય, તે વિશિષ્ટ ગુણુ, તે વિશિષ્ટ શક્તિ અને તે વિશિષ્ટ લક્ષણુના સંબંધમાં ભ્રમ ઉત્પન્ન કરનારાં અને એના અંગની તેમની વિશિષ્ટ પ્રતીતિનું, રે, તેના 'સ્વ'નું ખંડન કરનારાં, વિરુદ્ધ ગુણુ, શક્તિ, અને લક્ષણુ તેનામાં હોવાનું વર્ણવવું, એ વર્ણનકારનો અક્ષમ્ય દોષ છે, એની કીયો રસજ્ઞ ના પાડી શકે એમ છે? દાખલા તરીકે,—સત્યપાલન માટે પત્ની અને પુત્રને પણુ વેચનારા રાજા હરિશ્ચંદ્રને ઘડીભર માત્ર વચનમાં પણુ સત્યથી ચળેલો વર્ણવવામાં આવે, અથવા તો એકપત્નીવ્રત રામચંદ્રને ક્ષણુભર અનેક સ્ત્રી પ્રતિ મોહગ્રસ્ત થયલા દર્શાવવામાં આવે, ભયંકર પરાક્રમી ભીમને કાયરતાને વશ થયલો ચીતરવામાં આવે, તો તે ગમે તેટલું વર્તમાન માનવ સંસારમાં સહજ હોય, છતાં સર્વથા અઘટિત જ છે. શું વર્તમાન માનવ સંસારમાં ભૂતકાળનાં ઐતિહાસિક દૈવી પાત્રોને "આપણાં હમ્મેશનાં સહવાસી અને સગાંવહાલાં જેવાં કરવા" સારૂ તેમનામાં ન હોય, સંભવિત ન હોય તેવી પામરતા અને નિર્બળતા દાખલ કરવાની અગત્ય આવશ્યક છે. શું પામરતા અને નિર્બલતા સિવાય બીજાં કોઈ તત્ત્વોથી એ પાત્રોને વિશેષ સહસાસી અને સગાંવ્હાલાં જેવાં ચીતરી શકાય એમ નથી.

આ દૃષ્ટિથી વિચારતાં જણાશે જ કે ભૂતકાલની દ્રૌપદી સતી તરીકેની પ્રતીતિ તેના વિશિષ્ટ પતિવત્સલ ગુણુને લીધે લોકમાં બંધાયલી છે તેને, હાલના પ્રસંગ દ્વારા જનસમાજને પરિચિત કરાવતાં, વર્તમાન કાલના વ્યવહાર આચરતી દ્રૌપદી તરીકે રજુ કરતાં, લગ્નસંબંધને કુટિલ ગણી તિરસ્કારાતી, પામર સ્ત્રી તરીકે વર્ણવવામાં આવે તો તે બેશક અક્ષમ્ય દોષ ગણાય જ. આવા પ્રકારની છૂટ નિરંકુશ હોઇને લોકનાં નીતિબંધનો અને સંસારમર્યાદાઓને વિચ્છેદ કરનારી જ ગણાય. સુભદ્રાહરણના છેલ્લા અંશમાં કવિએ દ્રૌપદીને, કર્મથી નહીં પણુ વચનથી તો તે બેશક કુટિલ હોવાનું ભાન શ્રોતાને કરાવ્યું છે. આમાં કેટલાક દ્રૌપદીનું અંતઃકરણુ બાવો અર્જુન હોવાનું જાણુતું હતું, એટલે તેનું બાહ્ય વર્તન તેની પ્રેરણા રૂપ હોવાનું

કહી, તેના આ નિંદ્ય વર્તાવનો બચાવ કરે છે. પરંતુ એવો અર્ધદગ્ધ બચાવ તો સાચો અને શ્રદ્ધેય ગણી શકાય જ નહીં.

પાત્રાલેખનમાં આવા પ્રકારનું વિપરીત નવીનકરણ થતું અટકાવવા કાવ્યશાસ્ત્રમાં આવો અડગ નિયમ સ્થાપેલો છે કે, **विनेयानां प्रतीतिखण्डना न जायते तादृग्वर्णनीयम्** ॥ (ધ્વન્યાલોક) પાત્રની પ્રતીતિનું ખંડન ન થાય, એવી રીતે વર્ણનશૈલી યોજવી, એટલે કે ઐતિહાસિક પાત્રની તાદૃશ પાત્રતા (identity of character) અને તેની આસપાસનું વાતાવરણ અને પ્રતીતિની વિચારસંગતિ (association of ideas) એ રસપૂર્વક અને યોગ્ય કલાવિધાનથી જળવાઈ રહેવાં જ જોઇએ; અને તે પાત્રનાં વચનો કે આચરણોથી સામાને તેના સંબંધમાં વિરુદ્ધ બોધ થવો ન જોઇએ.

પ્રસ્તુત આખ્યાનમાં આ નિયમનું પ્રેમાનંદે (બે સ્થળે તો અચૂક) ઉલ્લંઘન કર્યું છે, તેને લીધે જ રસક્ષતિ થવા ઉપરાંત કેટલેક અંશે અનીતિને પણ અવકાશ મળે છે. જો તેણે આવો એક સમાન પ્રસંગ કલ્પી, તેને અનુકૂલ પાત્રો કલ્પ્યાં હોત અને આવી જ રીતે તેમને ચીતરી તેમના પામર મનુષ્યત્વને વર્ણવ્યું હોત તો તેમાં તે દોષપાત્ર ન ઠરતાં ઉલટો 'યથાર્થત્વના નિરૂપક' 'realistic writer' ની કીર્તિ ખાટી શક્યો હત. પરંતુ ઐતિહાસિક અને સંમાન્ય પાત્રોની પ્રતીતિનું ખંડન કીધાથી તે ટીકાને પાત્ર લેખાય છે. પ્રેમાનંદનો એક ટીકાકાર, આ લેખક આવા વિશદ આશયથી તેના પાત્રનિરૂપણના દોષ બતાવે છે, એ આથી સ્પષ્ટ થશે.

સુભદ્રાની ઉચ્ચ સંસ્કારિતાનો ભંશ.

પ્રેમાનંદે, નાયિકા, રાજકુંવરી સુભદ્રાને, જેની જાત, કુલ કે શીલથી પોતે તદ્દન અજાણી હતી, એવા બાવાના રૂપમાત્રથી મોહાંધ થયલી, અને અલબત્ત માતાની સંમતિથી અને ભાઈ કૃષ્ણની અનુકૂલ સહાયથી તેની સાથે નાશી જવાને તત્પર થયલી એક આધુનિક ઠાકરડી જેવી આલેખી છે. અહીં કવિનો ઉદ્દેશ

कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतं ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥

એ, પામરકન્યા અને સ્ત્રીજનને યોગ્ય નિયમ, અબાધિત રીતે સર્વ સ્ત્રીજનને લાગુ પાડવાનો હશે, એમ જણાય છે; કારણ તેણે જેમ કન્યા સુભદ્રાને આ નિયમને વશ આલેખી છે, તેમ ઉત્તમ ગૃહિણી સની દ્રૌપદીને પણ એવી જ, રે, સુભદ્રાથી પણ વધુ અધમ ચીતરી છે! સુભદ્રા કુલીન અને ઉચ્ચ સંસ્કારિતાવાળી, યુદ્ધાદિની રણકલામાં પારંગત અને શૌર્યાદિ વીરોચિત ગુણવાળા પતિની કામનાવાળી, રસોલ્લાસવાળી, રાજકુંવરી છે, એ વાત કવિના લક્ષમાંથી બહાર જ રહી ગઈ છે; રે, તેણે સુભદ્રાના આ વિશિષ્ટ ગુણને વિસાર્યો છે, એટલું જ નહીં પણ બલરામ આદિ સાથે યુદ્ધ મચવાનો પ્રસંગ ઉપસ્થિત થવા છતાં તેના આ લક્ષણની સ્પષ્ટતર પ્રતીતિ કરાવી નથી આથી પ્રસ્તુત આખ્યાનની સુભદ્રા તે મહાભારતની સુભદ્રા નથી, એવી પ્રતીતિ શ્રોતાને થયા વિના રહેતી નથી. તેણે શૃંગાર અને વીર એ બે રસોનાં ઉત્કર્ષક અને ઉલ્લાસમર્યાં તત્ત્વોને એળે જવા દીધાં છે. તેની સુભદ્રા યાદવ રાજકુંવરી ન લાગતાં ગરાસિયાની દીકરીનો જ ભાસ સર્વ રીતે આપે છે. દૂતીકાર્ય માટે તેને દૂતી પણ મળતી નથી, પરંતુ પોતે જ પ્રિયતમ અર્જુન સાથે સંકેત કરવા એકલવાઈ રાત્રે બહાર પડે છે. વળી તે બુદ્ધિની પણ બાઘ્ઘી લાગે છે.

હરણના પ્રસંગમાં બલાત્કારે રાજકન્યાને ઉપાડી જવી, એ શૂરવીરતાનું લક્ષણ ગણાય છે, એટલે કન્યાના પ્રેમસ્ફુરણના સ્પષ્ટ નિર્દેશની ઝાઝી અગત્ય રહેતી નથી, એ વિચાર પ્રેમાનન્દને કદાચ આવ્યો હશે. પરંતુ મહાભારતમાં રાજગૃહમાં અર્જુનના નિવાસ દ્વારા અને તેનાં પરાક્રમોની કથાના પ્રસાર દ્વારા સુભદ્રાનો અનુરાગ અર્જુનમાં દૃઢતાથી બંધાયાનું અને રુક્મિણી આદિ હોંસીલી ભાભીઓની સહાનુભૂતિથી તેમ જ માતા તથા કૃષ્ણની સંમતિથી હરણ થવા અગાઉ ગાંધર્વ વિવાહથી જોડાયાનું પણ સ્પષ્ટ કથન છે. ઉચ્ચ કુળવાળી રાજકુંવરીને માટે એ જ માર્ગ વિશેષ

યોગ્ય છે. છતાં પ્રેમાનંદે આ, વિશેષ રસોત્પાદક અને નાયિકાની ઉચ્ચ ભૂમિકાને યોગ્ય, પ્રશસ્ત માર્ગ લીધો નથી. બેશક આ માર્ગ તેની દષ્ટિ બહાર નથી; કારણ દ્રૌપદી પાસે સુભદ્રાને મહેણાં રૂપે તે કહેવડાવે છે કે,

"પણ સંન્યાસી જોગીને મોહી તેમાં શું ઠીકું ખરૂં ?
જોગી અતીતને વરી અબળા રૂપ રૂડે વાન રે.
પણ જાદવને બુદ્ધિ ક્યાંથી ? હીનમત શું લહે જ્ઞાન રે !
જો રાજ હોયે પૂર્વનાં તો ચાતુરી જાણો તમો,
જેને તેને વરતાં હીંડો, જોગી તારે મન ગમ્યો.

.........................................

તું'માં એવું જ્ઞાન ક્યાંથી ? જે ચતુર પુરુષને ઓળખે
જોગી સાથે ઉઠી ગઇ તું, જો વિમાસી મન વિષે.

( ૧૬૦૦—૦૮, કડવું ૩૦ )

આથી જણાશે કે कन्या वरयते रूपं એ નિયમ પામર કન્યાને જ ઉચિત હોવાનું અને ઉચ્ચ સંસ્કારિતાવાળી કુલીન રાજકુંવરીને ઉચિત નહી હોવાનું કવિને પોતાને લાગ્યું છે; છતાં પોતે સિદ્ધ કરવા ધારેલા, પામર અને રાજન્ય મનુષ્યત્વ દાખવવાના નિયમની અતિધૂનમાં તે નાયિકાની સત્પાત્રતાનું ખરૂં મૂલ્ય આંકી શકયો નથી જ.

તેણે આ જ ધૂનમાં, સ્વયંવરમાં અર્જુનને વરેલી, શૌર્યપ્રેમી દ્રૌપદી કરતાં મોહાંધ 'ગોવાલણી' સુભદ્રા વધુ અધમ નથી,

દ્રૌપદીની હીનપાત્રતા.

અને તે પણ કેવળ રૂપથી મોહાંધ થાય, અને પતિવ્રતને રમતમાં તિલાંજલિ આપે એવી પામર સ્ત્રી છે, એમ બતાવવા દ્રૌપદીને પણ કેવી પામર અવસ્થાએ ઉતારી પાડી છે, એ દ્રૌપદી અને બાવા( અર્જુન )ના પ્રસંગથી જણાશે. આ સંબંધમાં તે પ્રસંગનો બાવાનો અને દ્રૌપદીનો નીચેનો સંવાદ વિચારવા જેવો છેઃ—

બાવોઃ— હું જગતના મનની વાત જાણું, તારે પંચ ભરતાર છે,
તેને ઉવેખતાં મહારાણી ! ખરે પાપ અપાર છે
કંથને ઉવેખીએ તો ભૂમિ જાય રસાતાળ રે".

દ્રૌપદી કહેઃ "બાવાજી! એ સર્વ આળપંપાળ રે"
મૃત્યુ લોકમાં માર્ગ મિથ્યા, ગહન ગતિ સંસારની
રહેંટમાળ કૂપ મધ્યે ભરે, ઢળે વારોવારની,
મારૂં મન તો સર્વથા બાવાજી! તમ ચર્ણે વસ્યું
પંચ કંથને પરહરી, તમારી સેવામાં ધસું

* * *

દ્રૌપદી કહે કંથ પાંચે પરહર્યા મેં જાણજો.
પાપપુણ્ય બ્રાહ્મણ તણાં વિશ્વાસ મનમાં આણજો.

(૧૬૭૩–૮૯. કડવું ૩૦)

લગ્નસંબંધને 'આળપંપાળ' અને 'પાપપુણ્ય'ને બ્રાહ્મણના મુખનાં ખાલી વચનો ગણવાના આવા અધમ ઉદ્ગારો સતી અને પતિ સાથે આત કષ્ટિદાયી અનેકાનેક સંકટો સહેનારી દ્રૌપદી કાઢે અને પાંચે કંથને પરહરવા અને પ્રાણ તજવા તત્પર થાય, એ બેશક તેની ભૂતકાળની સતીત્વની પાત્રતાની પ્રતીતિને સમૂળ ખંડનારૂં વર્ણન જ ગણાય. આ વર્ણન વર્ણન દ્રૌપદીને અધમ સ્ત્રીની કક્ષામાં મૂકનારૂં હોઇને સર્વથા અનુચિત અને ત્યાજ્ય છે.

વળી કયાં મહાભારતની ઠરેલ, શિયળ જોખમાય એવા દારૂણ અને અતિ અસહ્ય અનેકાનેક પ્રસંગોમાં પણ પતિ પ્રતિના પ્રીતિ–રતિભાવ, તેમ જ પરમ પૂજ્યભાવને લેશ માત્ર પણ નહીં તજનારી, વિચારશીલ, દ્રૌપદી અને કયાં સુભદ્રાહરણની ક્રોધાલુ, અવિચારી, દાસીએ સપત્નીના શાપના ભયથી ભમાવેલી, વ્હેમાવેલી અને પોતાની પ્રેમમૂર્તિ અર્જુનને શાપ દેવા તત્પર થયલી દ્રૌપદી! તે કાલમાં કંઈ ક્ષત્રિયાદિને એકપત્નીવ્રતનું નિબંધન ન હતું, એટલે સપત્નીવાળા સંસારથી દ્રૌપદી કાંઈ અપરિચિત ન હતી. તેમ તેના પતિ અર્જુન અને ભીમ પણ કાંઇ અન્ય સ્ત્રીઓ પરણ્યા ન હતા એમ ન હતું. તો પછી તે આમ પોતે જાણે છેક જ એવા સપત્નીના સંસારથી અને પોતાની પ્રેમમૂર્તિ અર્જુનના સ્વભાવ આદિથી તદ્દન અપરિચિત જ હોય, તેમ સાધુ પતિ અને નિર્દોષ સત્પનીને એકાએક

શાપ દેઇ, સતીત્વ દાખવવું તત્પર થાય, કે 'ભગિની ભ્રાતની પ્રીતિ' વાળા, 'અડી ઓપડી વેળાએ' સહાય કરનાર, 'સર્વાંતર્યામી' કૃષ્ણને "મારા સરખુ તારે દુખ્ણુ હોજો ક્રષ્ણ" એવા શાપથી સતીત્વનો પરચો એકદમ ઉશ્કેરાઇ બતાવી દે, એ પણ ઘણું અસ્વાભાવિક છે, જો કે, તે સામાન્ય શ્રોતાઓને આપાતતઃ આકર્ષક અને ઉચિત લાગે ખરૂં.

આ રીતે પ્રેમાનંદે નિરૂપેલી કૃષ્ણની પાત્રતા પણ કેટલેક અંશે દોષ-

કૃષ્ણની અધમ પાત્રતા

પાત્ર છે. જેને 'સર્વાંતર્યામી', 'વિશ્વાધાર' આદિ ઉપમાઓથી યુક્ત, પરમપૂજ્ય ભગવંત આલેખવામાં આવે, જેના વડે તેના આશ્રિત જનોની કે મિત્રાદિની સંસારપ્રવૃત્તિ યથાસ્ગાં ચાલતી વર્ણવવામાં આવે, તેની જ પાસે 'સહોદર' બેનનો વંશ રાજ્યપાટ ટકાવવા સારૂ દ્રૌપદીના વંશના ઉચ્છેદની નીચ યુક્તિ અજમાવરાવે, એ બેશક માણભટીઆ કવિની, નહિ કે 'હરિગુણ ગાવા'નો બોધ કરનાર કવિની ચતુરાઇ છે. તે જ પ્રમાણે હરેક નાના તેમ મોટા પ્રસંગે મોટા ભાઇ બલરામને કેવળ મૂર્ખા જ બનાવી રંગીલા પાકના કૃષ્ણને ચીતરવામાં આવે, એ પણ પાત્રતાની કંઇક ક્ષતિ ગણાય.

અર્જુનની પાત્રતાનું નિરૂપણ પણ જો કે દોષમુક્ત નથી, અને તે સંબંધમાં ટીકા કરવા જેવું ઘણું છે, પરંતુ તેની પ્રતીતિ સંબંધમાં તે વિપરીત ભાવને પોષતું નથી, એટલે વિસ્તારના ભયથી, તેના ઉંડાણમાં ઉતરવા અપેક્ષા નથી રહેતી. છતાં એટલું તો કહેવું પડશે જ, મહાભારતના ધીરોદાત્ત, શૌર્યમૂર્તિ ધનંજયને પ્રેમાનંદે પૂર બહારમાં ખીલવ્યો નથી, એટલું જ નહીં પણ રસોલ્લાસનો ભોગ આપ્યો છે.

## રસનિષ્પત્તિ.

હવે કાવ્યરચનાના ત્રીજા તત્ત્વ-રસનિષ્પતિ-સંબંધમાં કવિ પ્રેમાનંદે કેવું નિર્વહણ કર્યું છે, તે જોઇશું તો જણાશે કે, પોતાના જમાનાના લોકની રસવૃત્તિને સંતોષે એવાં વિવિધ આખ્યાનો બાંધવામાં પ્રેમાનંદ એક્કા

હતો. ધાર્યો રસ અભિવ્યક્ત કરવાની અને તેની ખૂબી સર્વાંગે દાખવવાની શક્તિ, ગુર્જર કવિઓમાં પ્રેમાનંદમાં અજબ છે. પરંતુ જનમનરંજનનો તેમ જ વર્તમાન સંસાર અને લૌકિક પ્રસંગોની યોજનાનો અને દન્તકથાઓનો મોહ તેના મન ઉપર એવો તો છવાયલો છે કે ઘણી વેળા અતિ લૌકિક અને આપાનરમણીય પ્રસંગો ચીતરવાને તે દોરાઈ જાય છે અને સ્થાયી તેમ જ વાસ્તવિક રસના અભિવ્યંજનની કલા જે તે સારા પ્રમાણમાં ધરાવે છે ખરો, તેને ઘડીભર પડતી મૂકવા લલચાઇ જાય છે. માત્ર તેનો આવો એક મોહ તેની ઉત્તમ રસાભિવ્યંજનની કલાના નમુના રૂપ નળાખ્યાન, ઓખાહરણ, ઋષ્યશૃંગાખ્યાન, મદાલસાખ્યાન, માંધાતાખ્યાન અને દશમસ્કંધમાં માત્ર તરી આવતો દીસતો નથી છતાં એકંદરે રસનિષ્પત્તિ અને વસ્તુસંકલનાના સંબંધમાં, પ્રાચીન ગુર્જરસાહિત્યમાં, પ્રેમાનંદ જ કવિરાજપદને પાત્ર ગણાય.

પ્રસ્તુત સુભદ્રાહરણ આખ્યાનમાં અદ્ભુત રસ પ્રધાનપણે, શૃંગારરસ તેના અંગભૂત તરીકે ગૌણ અંશે અને વીરરસ પણ તેથીયે ગૌણ અંશે છે. શ્રી કૃષ્ણની સહાય, અર્જુનનો અતીતનો વેષ, ચમત્કારો, વચનસિદ્ધિ, પૂજ્યભાવનો જમાવ, યાદવોની એકનાનતા, અર્જુનમાં વિશ્વતેજની સંક્રાંતિ, દ્રૌપદીના છલન અર્થે ધરેલો કપટવેષ, આદિ અદ્ભુત રસનાં ઉદ્દીપક તત્ત્વો તેમ જ વિવિધ અનુભવો પણ તેણે પૂરી ખુબીથી આલેખ્યા છે; જો કે તેમાં કેટલાક રસાભાસવાળા, વ્યભિચારી અને આપાતરમણીય ભાવો પણ પ્રવિષ્ટ થયલા દીસે છે ખરા. પરંતુ તેનો અદ્ભુત રસ સામાન્ય કક્ષાનો છે. અનેરાં, ઉત્કૃષ્ટ દીવ્ય તત્ત્વો તેમ જ દૈવી, મહાપ્રતાપશાલી પ્રભાવક પાત્રો સમક્ષ હોવા છતાં 'અહોબુદ્ધિ' પ્રકટાવે અને રસમાં શ્રોતાઓનું આત્મભાન ઘડીભર વિસરાવે એવો ઉન્નત કોટિનો અદ્ભુત રસ તે જમાવી શક્યો નથી જ.

પ્રસ્તુત આખ્યાનમાં શૃંગારરસ જો કે ગૌણ અંશે છે, છતાં તેણે તે બેશક પ્રશંસાપાત્ર રીતે વર્ણવ્યો છે. છતાં કવિઓનો માનીતો શૃંગારરસ વર્ણ-

વવામાં તેણે કૃપણતા અને સંકોચશીલતા દાખવી છે, એમ લાગ્યા વિના રહેતું નથી. બલરામના મુખથી પોતાની પ્રેમમૂર્તિના નામનું શ્રવણ થતાં સુભદ્રા જ અર્જુનના રતિભાવનું ઉદ્દીપન, તેમ જ રાજભુવનની મનોહર રચનાથી તે ભાવની વૃદ્ધિ, સુભદ્રાને જોતાં જ તેનો ચિત્તવિભ્રમ અને તેને પ્રાપ્ત કરવાની તાલાવેલી, સુભદ્રાનો ચર્ણસ્પર્શ થતાં બાવાનું રોમાંચ, તેનાં નેત્રોનું સંમીલન, મુખવર્ણવિકાર, રાજવંશી ભોજનની નિરસતા, ચિત્તવિભ્રમ, સુભદ્રાની પ્રાપ્તિ માટે એકતાનતા, એવા એવા સાત્વિક ભાવોનું અર્જુનમાં પ્રકટીકરણ; અર્જુનના તેજના અંબારભર્યા રૂપથી સુભદ્રાનો પ્રેમ, અને તેની જોડે નીકળી જવાનો અડગ નિશ્ચય, અર્જુનને મેળવવાની તાલાવેલી અને તેની અવિરત લગતી, તનમનાટ અને થનથનાટ, સ્રીસહજ લજ્જા અને માનના ત્યાગપૂર્વક અભિસારિકા પેરે તેની મઢીએ જવાનાં વલખાં, તેમ જ બાવાને પણ તેના ચિન્તનમાં જ મનમગ્ન થતાં નિદ્રાત્યાગ અને આત્મભાનનું વિસ્મરણ, સુભદ્રાના ભણકારા આદિ વ્યંજક ચિત્રો ખરેખર પ્રેમાનંદની રસાભિવ્યંજનશક્તિનાં ઉજ્જવલ દૃષ્ટાંતો છે. છતાં ક્યાં નળાખ્યાનની (કડવું ૧૧–૧૬) દમયંતીના સૌન્દર્ય અને અલંકારોની વર્ણનછટા ? ક્યાં મોહલેખાના રૂપ અને મોહકત્વની ( ઋષ્યશૃંગાખ્યાન કડવા ૧૦–૧૨ ) છટા ? અને ક્યાં સુભદ્રાના સૌન્દર્ય અને અલંકારોના વર્ણનની છટા ? માત્ર ક્યાં ચન્દ્ર અને ક્યાં ખદ્યોત ! એટલું જ કહેવું પડશે. છતાંયે એકંદરે ચિત્રો આલેખવાની શક્તિ ગુર્જર કવિઓમાં તો, પ્રેમાનંદના જ બાપની છે, એમ કહેવું પડશે.

વીરરસ તેણે પોતાના જમાનાના લોકને રૂચે એવી તદ્દન પ્રાકૃત શૈલીમાં આલેખ્યો છે. એટલે શ્રોતાઓના મુખમાંથી જો કે તે વાહવાહના ઉદ્ગારો કઢાવે અને હાકોટા પાડી ઉછાળા મરાવે તેવો વર્ણવાયો નથી, પરંતુ તેમાં રસાભાસ થતો નથી, તેટલે અંશે તેનું વર્ણન પ્રશસ્ત છે. તેમ તે પ્રકૃત રસ નહીં પણ આનુષંગિક રસ હોવાથી કવિએ તેના આલેખનમાં પોતાની શક્તિ ઓજરવી અંશે દાખવી નથી, એ પણ કંઇક ઉચિત છે.

આ ઉપરાંત સુભદ્રાહરણમાં વચ્ચે વચ્ચે હાસ્ય અને રૌદ્ર રસના પણ ચમકારા છે, પરંતુ તે ખાસ મહત્વના નથી.

ઉપરની સમીક્ષાથી પ્રેમાનંદની બુદ્ધિશક્તિ, કાવ્યકલા, સંસ્કારિતા આદિ ઉચ્ચ લક્ષણોનો ક્યાસ બાંધી શકાશે

ઉપસંહાર.

આ પ્રમાણે પ્રસ્તુત આખ્યાનમાં કાવ્યના ત્રણ જીવનતત્ત્વોનું નિર્વહણ કેવુંક થયેલું તે જણાય છે. તેની એકંદર સમીક્ષા કરતાં, તે પ્રેમાનંદની વિદ્વદ્ભોગ્ય ઉચ્ચ કૃતિઓમાં નહીં, પણ લોકભોગ્ય સામાન્ય કૃતિઓમાં ઉચું સ્થાન પામે એવું છે. જો તેણે ઉપર દર્શાવેલી કેટલીક અસંભવિત અને રસભંગ કરનારી અનુચિત ઘટના જમાવી ન હત, અને અર્જુનનો યુધિષ્ઠિરાદિના સમાધાન છતાં વનવાસનો નિશ્ચય, ઉલૂપિ સહ લગ્નસમયે બ્રહ્મચર્યભંગ સંબંધ માં અર્જુનનો સંકોચ, ગિરનાર અને દ્વારકાના ઉપવનનું વર્ણન,અર્જુન અને સુભદ્રાની વિરહાવસ્થા, ઉત્સવપ્રસંગનું યાદવોના જમાનાનું વર્ણન, સુભદ્રાની શૌર્યભરી રણસહાયતા, અને સુભદ્રા અને દ્રૌપદીનો સૌખ્યભર્યો સંસાર, આદિ રસભર વિવિધ અનેરા પ્રસંગો ખીલવ્યા હત, તો તેની ઘટના વિશેષ આકર્ષક અને રસભર થાત. છતાં તેણે મૂળ વસ્તુને રસવામાં જે કાંઇક ચાતુરી અને રસબુદ્ધિ દાખવી છે તે, એક જ અપવાદ સિવાય કોઈ રીતે ઉતરતી નથી. રાજ્યમંદિરના બાહ્ય ભાગમાં વડિલોની દૃષ્ટિ બહાર, સુભદ્રા અને અર્જુનનું નેત્રમિલન, રોહિણીનો સંકેત, કૃષ્ણની યુક્તિ અને અનુકૂલતા આદિ નવીન ઘટનાઓ તેની કલમને શોભાવે છે.

---

પ્રેમાનંદકૃત.

# સુભદ્રાહરણ.

## કડવું ૧ લું.

રાગ કેદારો.

મંગળાચરણ.

શ્રી ગણપતિ અને ગુરૂરાય, સ્તવૂં સુત ગિરિજાય,
વિઘ્નહરણ વાણી જડે તમ વડે રે.
હંસવાહિની ! સરસ્વતિ ! દેવી ! ટાળો દુર્મતિ;
ગૂઢ મતિ ઇચ્છું માતા તમ વડે રે.

ઢાળ.

તમ વડે ઇચ્છું માતા ! માહારી, કરો મુજને સાર, ૫
દીન જાણી, દયા આણી, મને ઊતારો પાર.
હંસવાહિની ! હસિતવદની ! આદ્ય તારૂં સ્મરણ;
શુદ્ધ કૃપા સરસ્વતિ ! કરજો કહૂં સુભદ્રાહરણ.

---

૧ પ્રા. કા. પ્રત ૨ માં "શ્રી ગુરૂ ગુણપતિના ગુણ ગાય, સ્તવન કરૂં ગિરિજાપતિ રાય; વિદ્યાવાણી તમથી જડે રે." ૩. પ્રા. કા. મારી દુર્મતિ. ૪. પ્રા. કા. પ્રત ૨ માં "ઇચ્છું છું માતા મૂઢમતિ, તમો લાડ લડાવો રે" ૫ પ્રા. કા. ૧ : મૂઢપણું તમ વડે ટળશે. ૫–૬ પ્રા. કા. ૨ જી પ્રતિમાં "તમ વડે ઇચ્છું છું માતા મારી, (તે) કરો મુજને સાર; દીન જાણી દયા આણી (મુજને) આપો એ આધાર." સાર ફા. કરૂણાય. આણી ફા. આણજે. મને ફા૦ રંક છોરૂં તાહારો: રેહેલ્લે રૂદયા માંહે. ૭. હસિતવદની પ્રા. કા. પ્રત ૨ જી માં–"હસિત હરિવદની" (હરિ=ચંદ્ર) ૮ પ્રા. કા. ૧ લી અને ૨ જી : કરો તો.

### પૂર્વ પ્રસંગનું કથન.

મહાભારતે આદિ પર્વ છે, પાંડવનાં ચરિત્ર;
શ્રોતા ! શુદ્ધ મનમા સાભળો, દેહ થાય પવિત્ર.
રાય જનમેજયે યજ્ઞ કર્યો વર્યા ત્યાં દ્વિજરાય;
રાયને હત્યા અષ્ટાદશ લાગી, આવી વળગી કાય.
મહારાજાએ મન વિમાસ્યું: આ તો થયો અધર્મ;
દ્વિજહત્યા મારે શિર બેઠી, એ છૂટીએ કયાં કર્મ ?'
એવું વિચારી, સરવને પૂછ્યો, પાપ ગયાની પેર;
વૈશંપાયન ઋષિ આવ્યા એવે જનમેજય ઘેર;
પરિક્ષતપુત્રે પાગ પખાળી, આપ્યું પવિત્રાસન,
અર્ઘ્યપાદ્યે પૂજા કરી, બોલ્યા ભૂપ વચન:
"મહામુનિ ! મેં માઠું કીધું, હણ્યા બ્રહ્મ ઋષિરાય,
પાપ મારૂં સર્વે નાસે તેવા કરો ઉપાય."
જનમેજય વચન સુણી, ઋષિ વદે તેણી વાર:
"મહાભારત સાંભળતા રાજા ! ઊતરશો ભવપાર.
વેદવ્યાસની વાણી ઉત્તમ જેનાં પર્વ અઢાર,
તે તુજને સંભળાવું મહિપતિ ! જે સ્થકી ઉદ્ધાર.
પ્રથમ આદિ પર્વ કથા જે વંશાવલિ વિસ્તાર,
સોમ–સૂર્યવંશી રાજા, વર્ણવ્યા વિવિધ પ્રકાર.
તુજ પૂર્વજ પાંડવ જે પ્રકટયા, કૌરવનો પરિવાર;
પ્રથમ કથા તાં કહી વિસ્તારી, રાય ! (ત)ને સભા મોઝાર.

૯ ફા. પેહેલૂ આદ પરવ છે ૧૦. મનસા પ્રા. કા. ૧–૨ મને. દેહ. ફા. પવીત્ર થાએ પીંડ પવીત્ર ૧૧ આ લીટી ફા માં પડી છે. ૧૨. પ્રા. કા. રાય. લાગી ફા. બેઠી. ૧૪. વિમાશ્યૂં પ્રા. કા. વીચાર્યું. છૂટીએ પ્રા કા. છૂટીએ હું. ૧૫ પ્રા. કા. પૂછી. ૧૬. ઋષિ આવ્યા પ્રા. કા. આવીયા. પ્રા. કા. જનમેજયને. ૧૭. ફા શુભ આસન. ૧૯. હણ્યા. પ્રા. કા. માર્યા બ્રહ્મર્ષિરાય., ૨૩. જેનાં ફા. જે છે. ૨૪. થાયે. પ્રા. કા. પ્રત ૨ માં: "તે કહું તમને ઉદ્ધાર." પ્રા. કા. ૧ : થાયે તુજ. ૨૮. કહી–પ્રા.

(પછી) સઘલા કૌરવે તુજ પૂર્વજને, લાક્ષાગૃહમાં બાળ્યા;
તાંહાં સ્થકી ભગવંતે રાખ્યા, ભક્ત માટે પ્રતિપાલ્યા.
શાણગે નાઠા, નદી ઊતરી, ગયા ધરમ રાજંન.
કુંતા માતા, નકુલ, સહદેવ, સાથે ભીમ અર્જુન.
પછી હિડંબ દૈત્યને વન હણીને, વરી હેડંબા નાર,
પછી બક રાક્ષસને નીપાત્યો, સાર કદી મોરાર.
એમ કરતાં દ્રુપદ રાજાના, સ્વયંવરની સૂણી ભાળ,
ધૌમ્ય સંગાથે પાંડવ ચાલ્યા, મળ્યા અનેક ભૂપાળ.
શ્રી કૃષ્ણ દેવની કૃપા સ્થકી ત્યાં, મત્સ્ય વેધ્યો અર્જુન,
પાંચે બાંધવ વર્યાં દ્રૌપદી, કુંતા માતવચન.
પહેરામણી ઘણી કરી દ્રુપદે, હરખ્યો કુટુંબપરિવાર;
પાંડવ પ્રકટ થઇને આવ્યા હસ્તિનાપુર મોઝાર.
પછી કૃષ્ણદેવ પાંડવ કને આવ્યા, રાય ધૃતરાષ્ટ્ર સમજાવ્યા,
ઈન્દ્રપ્રસ્થનૂં રાજ અપાવ્યૂં, તતક્ષણ તાં સહુ આવ્યા.
પછી અર્જુન વંન ચાલ્યા, સમર્યા અશરણશરણ,
વનમાં વનિતા ત્રણ વરીને, કીધૂં સુભદ્રાહરણ "

---

કા. પ્રત ૨ : "કહું." પણ ભૂતકાળમા તે કથા કહ્યાનું જણાવવું હોવાથી અયુક્ત છે. પ્રા. કા. ને રાય–તાહીં 'રાયને' એવો પાઠ છે. પરંતુ વૈશંપાયન જન્મેજયને આ કથા કહેતા હોવાથી ત્રીજા પુરૂષ રૂપે તેને કહે, એ વ્યાકરણના નિયમાનુસાર યુક્ત નથી. તેથી 'રાય ! (ત)ને' એવો પાઠ હોવો જોઇએ. લેખનદોષથી (ત) ગયાનો સંભવ છે, એટલે ઉપર પાઠ કલ્પ્યો છે. ૩૦ પ્રા. કા. "ભક્ત ભગવતના તે માટે, ત્યાંથી પ્રભુએ પાળ્યા." ૩૧ પ્રા. કા. "પછી ત્યાંથી મહાવનમાં ગયા યુધિષ્ઠિર." ૩૪–૩૫ પ્રા. કા. "પછી પ્રાક્રમ બહુ કીધાં, પ્રતાપ વાધ્યો અનંત; કૌરવે કપટ ઘણું કીધું પણ, રાખ્યા શ્રી ભગવંત. ૩૬ પ્રા. કા. "કન્યા દ્રૌપદી વરવા અર્થે ત્યાં ગયા ભૂપાળ" ૩૭ કૃપા પ્રા. કા. દયા. ૩૮ બાંધવ પ્રા. કા. ૧ લી પાંડવ. ૩૯ પ્રા. કા દ્રુપદ. ૪૧–૨ પ્રા. કા. ૧–૨ માંનથી. ૪૩ પ્રા. કા. ફેરી વન ગયા આશાંનવા ૪૪ ત્રણ પ્રા. કા. ચાર.

### પ્રસ્તુત પ્રસંગ સંબંધી જનમેજયનો પ્રશ્ન.

વૈશંપાયનનાં વચન સાંભળી, રાય જનમેજય પૂછે:
"સુભદ્રાનું હરણ હવું તે ? કહોની કારણ શું છે ?
રામકૃષ્ણની ભગિની કહાવે, જાદવ સરખા સહાય,
ત્યાં જઈ હરણ કરે કેમ અર્જુન ? મુજ મન સંદેહ થાય !
તે કથા કહો વિસ્તારી, આદ્ય અંત મહિમાય,
પરાક્રમ સુણવા પૂર્વજ કેરું, મુજ મન છે ઇચ્છાય."

**વલણ.**

ઇચ્છા છે મન અતિ ઘણી, એમ કહી, લાગ્યો ચરણ રે;
વદે વિપ્ર પ્રેમાનંદ વર્ણવું, એ સુભદ્રાનું હરણ રે.



---

પ્રા. ક. કર્યું. વનમાં૦ પ્રા કા. "વનમાં વરીઆ ત્યાર પછી"; પ્રા. કા. ૨: "વનમાં વસીઆ ત્યાર પછી". ૪૬ પ્રા. કા. કેમ હરણ. કહો તે મુજ૦ પ્રા. કા. એ આશ્ચર્યે થાય. સંદેહ પ્રા.કા.૧: વિસ્મય.વલણ–ફા. ઉથલો. ૫૨ વદે૦ ફા. વદે વિપ્ર વલ્લભ પ્રાણુવી. ૫૩. ઉત્તમ ફા. શ્રેષ્ઠ. ૫૭ થી ૬૨ ને બદલે પ્રા. કા.માં–" જત્ર પાંડવ વરીઆ દ્રૌપદી, પછી પુરમાં આવ્યા; નવ નગરલોક સર્વે આનંદ્યા, મુક્તાકુસુમ વધાવ્યા. નિજ ધામે જઇ બેઠા બાંધવ, તે પાચાલી જ્યાંય; અંતરીક્ષથી એવે આકાશમાર્ગે આવીઆ ઋષિ ત્યાંય." ૬૩–૬૬ પ્રા. કા. ની પંક્તિઓ છે. તેને બદલે ફા. માં વધારો :

પૂજા કરીને આસન આપું હૈડે હરખ ન માએ,
દ્રૂપદ શુતાને શીશ્રે લગાડી, માનુભાવને પાએ.
તેણે શમે નારદ એમ ઓચરે, ધરમપુત્ર શુણ વાત.
તમે પાંચ વચે વીનતા એક રાખી નીશે(શ્રે) પામશો પ્રા(પા)ત.
વલતા રાએ જુધીષ્ટર બોલા, આણી ગન્યાન વીવેક,
અમ્યો પાંચ ભ્રાંતનું સાંભળયો રૂખીજી, (મન) સદા થીર છે એક.
રાએ તણાં એવાં વચન સાંભળીને, બોલ્યા મન ઓલ્યાશ (ઉલ્લાસ)
એક ઉપદેશ તુજને કહું રાજા, પુરાતન અ(ઇ)તીહાસ;

## કડવું ર જું

રાગ કેદારો.

**દ્રોપદી સાથે રહેવા સંબંધી નિયમ અને પ્રતિજ્ઞા.**

ઋષિ વૈશંપાયન ઊચરે, રાય જનમેજય શ્રવણ ધરેઃ
" સૌથી ઉત્તમ પ્રશ્ન મને પૂછીયૂં રે. "

ઢાળ.

ઉત્તમ પ્રશ્ન પૂછ્યૂં તેં રાજા ! તેનો કહૂં મહિમાય ૫૫
પરાક્રમ તુજ પૂર્વજનાં સુણતાં, પાપી પાવન થાય.

---

આગે શંધ(સુંદ) ઉપશંધ (સુંદ), એઅ હુતા તેણે તપ માંડો જઈ વંન;
ઉગ્ર તપ દેખી આ(અ)જ આવા, માગો વછ(ત્સ) વરદાન.
વચન શુણીને બ્રં(બ્ર)હ્માને વેગે, તતક્ષેણ લાગા ચરણે,
સ્તુતી કરી માગા વર બેહુએ, અમ્યો કોઇથી ન પાંમું મરણ.
બ્રંમા કહે રે જે જંનમ્યો પ્રાણી, કાલે તેહેન્યો નાશ,
એ કારણ રૂદે માંહાં ધરીને માગો વર ઓક્ષ્યાશ.
પછે ભ્રાત બેહુએ વીચાર કરીને ધાતાશું બોલા ક્ષેવ,
અમ્યો ભ્રાત માંહો માંહાં વઢી મરૂં, અન્યથી નહી અસ્વ(અવશ્ય) મેવ,
એ વર મુજને આપો પીતાજી, અશતુ કહી ચાલ્યાં બ્રહ્માએ.
પછે ભ્રાત બેહુ આવ્યા શવ(સ્વ)સ્થાને, રૂદે માંહે હરખ ન માએ.
ત્રીલોક મધે શુ(સુર)નર રાજા મુની દૂખી કરી શરવ પ્રાણી.
દેવે શરવે રાવ કરી બ્રંહ્માને તારે ધાતા બોલ્યા વાંણી :
તેજ તમારૂં આપો અમને આજ કરૂ એક કાજ;
તારે તેજ સરવ દેવે મલીને આપું, કન્યા પ્રગટી બેણુ મુઝાર.
ત્રીલોકમાં તેહેનું નામ જ પરઠૂં, સુંદર મુખ શોભાલ
કર શંમપુટ કરી કંન્યા બોલી, બ્રહંમાશું તતકાલ.
મુજને જે કાજે પ્રગટ કરી, તે કારણ કોહો નીરધાર;
બ્રહંમા કેહે : ત્રતૂલોક માંહાં વીખે, શંધ ઉપશંધ બેહુના દાર.

ઇન્દ્રપ્રસ્થમાં પાંડવ આવ્યા, કુંતા દ્રૌપદી સાથ,
લોક હસ્તીનાપુર કેરા, આવી વસ્યા સાક્ષાત.
મુગતાફલ કુસુમે વધાવ્યા, પ્રજાએ ધર્મરાજન;
ભ્રાત ચારે રહે સેવા વિષે, સદા થઈ સાવધાન.
પ્રજા સરવને પ્રેમે પાળે, યુધિષ્ઠિર રાજન,
દિવસ કેટલે ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા નારદ ભગવાન.

---

બન્યો ભ્રાત જે બળાઆ કઈએ, ત્રીલોકના દમનાર,
તું તાંહાં જઇને મોહો ઉપજાવે જેમ તેમ થાએ તે નરધન.
ત્રીલોક માંહાં પછે તાંહાંથી પરવરી આનંદ આણી મન;
સુંદ ને ઉપશુંધ બેહુ પ્રગયા રમે જાંહાં વંન,
ત્રીલોક માંહાં આવી શહી જેનું વીજલડી મુખ ધ મ,
સુંદ ઉપશુંધ તેહને બેહુને દેખતાં, શબલ પ્રગટે કામ.
પછે બેહુ જણાએ ગ્રહો જેઇને ત્રીલતંમાનો પાણ;
તે અન્યોઅન વદેતા હવા, બેહુ ભ્રાત માહો માહ વાણ.
ત્યારે શુંધ કેહે છે ઉપશુંધને સાંભલ કહુ શત ઉપાએ,
મેં એ વરી, અલગો રેહે પાપી એ ઘટ તારી મ એ.
ઉપશુંધ વળતો એમ વદે રે : તું ભ્રાત માભલ રે મે એ;
પ્રથમ શ(સ)ઙ્ગી મેં એને વરી, તારે તુત્રી રથાનક હોએ.
શ્રી મુખ બન્યો જણ ઉચરે રાએ જુધીષ્ટર આધાર :
બેહુ ન મુકે તે શુંદરી, પછે માંડું જુધ અપાર.
ગદાજુધ કરતા હવા તે શુભટ વીર વક્ષાત,
શંગ્રામ રણ શમજ્યો કરીને તે ઉભે પામ્યા પાત.
દુદભી વાગા દેવનાં શુખ પામ્યા શુરેશ;
માટે પાંચમાં વીનતા થકી શરવથા થાશે કલેશ.
નારદ તણાં એવાં વાએક શુણીને બોલ્યા જુધીષ્ટર રાએ;
તમો સ્વામી અમ પ્રતે કાહો તો કરું સદા ઉપાએ.
પછે નારદ કેહે જો મન ગમે તો કહુ એક જ પેર;

નારદજીએ કથા કહી દ્રુપદતનયાની ત્યાંય,
પરસ્પર પછી અવધિ કરીને રહ્યા તે ઘર માંય.
કોઈ કોઈના ઘરમાં નવ આવે, પ્રતિજ્ઞા કરી એહ; ૬૫
બ્રહ્મચર્ય ધરી, વનફલ પહેરી, વન બાર વર્ષ રહે તેહ.

---

બે માસ દ્વાદશ દિન દ્રુપતી એક એક રાખો ઘેર.
એમ અનુક્રમે પાંચે જણાં ભોગવે દ્રુપતી જે નાર;
અવધ વીત્યાં દ્રુપતી કણે કોઈ નવ જાવું નીરધાર.
પંચાલીને વારા વાત્યા કો જાશો એકો દંન,
તે બાર વરશ જૈ વેઠશે તે મોહાં ભયાંનક વંન.
એવી પરઠંણ કરીને નારદ તાંહાંથી પલીઆ.
પછે રાજા કરે રાજ જુધીષ્ટર ધરંમ મારગે બલીઆ.
એ કથા રહી એટલે સાંભળ્યા જંનમેજે રાએ;
રાજ કરે તાંહાં જુધીષ્ટર આનંદ અંગ ન માએ.

ઉથલો.

આનંદ અંગ ન માએ રે અતે પ્રજા પાલે મહીપતી;
શાહાસ્ત્ર પુરાણ ને હરી કથા વલી ભજે શ્રી લક્ષમી પ્રતી.

કડવું ૨.

શ્રી રાગ મારૂ.

વૈશંપાએને રૂષી અણુ, ફેર બોલ્યા શુણ જનમેજે રાએ
કહું કથા હરીનાં વાહાલાંની શુણતાં પાતીક જાએ.

( આટલું લંબું ઉમેરણ અહીં મહાભારતના મૂળ કથાક્રમને અનુસરીને દ્રૌપદી સાથેના પાંચે ભાઈઓના સહગમનની પ્રતિજ્ઞાનો વિશેષ સ્ફુટ કરે છે, પરંતુ તેના વર્ણનમાં કંઇ રસ કે અલંકારાદિની કે વાણી છટા ની ખુબી જણાતી જ નથી, તેમ માપમાં પણ કાંઇ પ્રમાણ જ રહ્યું નથી. પ્રેમાનંદનું કાવ્ય પોતાને નામે ફેરવવા મથન કરતાં વિપ્ર વલ્લભે રસ્તે જતું આ ઉમેરણ ટાયલા જેવું કરેલું છે )

પરથમ વારો ત્રડજીર તણો, ધર્મરાય સુજાણ;
મધ્ય નિશાએ દ્વિજ એક આવ્યો, કરતો મહા ખુંબાણ.
" ધાઓ, ધાઓ રે " ઋષિજી બોલે રાજદ્વારે કરે સોરઃ
" મુજ મઠ સ્થકી ધેનુ લઇને હમણાં જાય છે ચોર. "
અર્જુને શ્રવણે સાંભળ્યો મહામુનિનો સાદ.
" ઋષિની રક્ષા કરવા જાઉં, ચોર હરે ઉપાધ. "
અર્જુને ત્યાં આયુધ જોયાં, (તો તે) અંતઃપુર મોઝાર;
યુધિષ્ઠિરના ગૃહ વિષે રહ્યાં, કરવો ક્વણ પ્રકાર ? "
દ્વાદશ વર્ષ વન મનમાં ઇચ્છી, શસ્ત્ર લઇને ધાયો,
દડબડ દોટડી કાઢી રાજા, જઈ ચોર કર સાહ્યો.
તસ્કર મારી, ધેનુ લીધી, ઋષિને જઈ આપી;
પારથ મન પસ્તાયો પછીથીઃ "અંગ અવિદ્યા વ્યાપી.
" ભલું બ્રાહ્મણનું કાર્ય કર્યું છે ક્ષત્રિય ધર્મવિભાગી. "
એવું કહી વન જાવા અર્થે સર્વની આજ્ઞા માગી.

---

૬૬ ફા. તણો છે. ૬૭ પ્રા કા. ખુમરાણ. ૬૮ ફા. બોલ્યા. પ્રા. કા. કરતો. ૭૨ ફા. કરે છે ઊતપાત. ૭૩ પ્રા. કા. હવે કરવો કોણ ૭૫ થી ૮૦ ને બદલે ફા. નો વધારોઃ

પછે વીપ્ર પ્રતે અરજુન કહે રે ધીરજ ધરો ભુદેવ;
કાલે ગૌ તમને આણી આપાશ, સત વચન તાંહાં એવ.
વડ ભ્રાત તણે ઘેર શેહે(શ)સ્ત્ર માહારાં છે જતાં મુજને હાંણ,
દવાદશ વરશ ભોગવવાં પડશે, રૂખી માંનો શકી નીરવાંણ.
ત્યારે વીપ્ર એહવું શાંભલીને આક્રંદ માંડ્યુ અંનંત;
ગૌ શાહે કરતાં વીલંબ કરે નવ ઘટે તુજને એ મત.
દ્વીજ તણું એવૂં વાએક શાંભલીને પછી વીમાંશૂં મન માંહે;
ચખે (ચક્ષુએ) વસ્ત્ર વીંટી નર જે, આવો નુ(નૃ)પના ઘર માંહે.
અસ્ત્ર અહી કીધજ તતકાલ આવો બાહાર;

**વનમાં પ્રયાણ અને બે સ્ત્રીઓ સાથે લગ્ન.**

પછી આજ્ઞા લેઇ વન વિષે સહી ચાલિયા અરજુન,
વિપ્ર અનેક મલા મારગમાં, સાથે લીધા તતક્ષણ.
ભગવત કેરૂં સ્મરણ કરીને ભગવાં ધરિઆં કાય,
વન ફરતા ને તીર્થ કરતા, સાથે ઋષિસમવાય.
એ પ્રકારે બહુ તીર્થ કીધાં, દાન અપરિમિત સાર. ૮૫
ભવિષ્ય પદાર્થે અરજુનને વરી ઉલુપી નાર,
ચિત્રાંગદાનું પાણીગ્રહણ કીધૂં, અતિ રૂડું મન ભાવ્યા.
શેષ નાગને શ્વશુર કરીને, મણિપુર માંહી આવ્યા,

---

પછે રથ ચઢી ધાઓ તદા, એક હેલાં માત્ર મોઝાર.
પારથનો શબ્દ શ્રવણે સાંભલતાં, જાણે ગડગડો આકાશ;
શુ(સુ)રભી તજી તશકર ગયા, મન શમલ ધરતા ત્રાશ.
ને ધેનુ લઇને શમરપી, હવે પધારો રૂખી દેવ,
ધેનુ લઇને પાછો વલ્યો વીપ્ર તાંહાં તતખેવ.
રૂખીએ આશરવાદ દીધો તુજને હજો રંણકલ્યાણ;
પાએ લાગીને અરજુન આવ્યો, ધરમ કને નીરવાણ.
કર શમપુષ્ટ કરીને આજ્ઞા માગી વન જાવા અરજુન,
વદે જુધીષ્ટર ગૌપ્રકાર જે દોશ નહી અરજુન.
ત્યારે પારથ કહે નારદનું વાએક કેમ ઉવેખું શાર;
ત્યારે રાએ કેહે કુશલ જઇ આવો, આપણે શ્રેહે દુવાર.

ઉપરની પ્રા. કા. ની પંક્તિઓને બદલે આ વધારો કેવળ કવિત્વહીન છે, એટલું જ નહીં પણ નરવીર અર્જુનની કાયરતા દર્શાવી તેના શૌર્યને ઝાંખું પાડે છે.

૮૧-૮૨ ને બદલે પ્રા. કા.: "પછી પાર્થ વનમાં ચાલ્યા, હર્ષ ધરીને મંન; ઋષિ મળ્યા હરિને વાટમાં, સાથે બહુ ઋષિજન." ૮૩ પ્રા. કા.-સાથે છે ઋષિરાય. ૮૫ દાન૦-પ્રા. કા. પૃથ્વીનો કાઢયો પાર. ૮૬ પ્રા. કા. ભવિષ્ય પદાર્થ વન વિષેથી, વનિતા વરીઆ સાર. ૮૭ થી ૮૮ ને બદલે પ્રા. કા.-" પંચતીર્થની

અભ્રુવાહન સુત પ્રકટયો, પારથ થકી અવશ્યમેવ,
આજ્ઞા માગી ત્યાં થકી, ચાલ્યા પંચકૂપ ભણી એવ.
શાપ થકી ગ્રાહા મૂકાવી, પંચકૂપની જેહ,
સુંદર રૂપ ધરી સહુ ચાલી, સ્વર્ગ વિષે તિહાં તેહ.
પારથે પછી તીર્થ બહુ કીધાં, પ્રથવીમાં જે હોય,
અવધિ વનની થઇ પરિપૂરણ, વોળા દ્વિજ સરવ કોય.
આપ આપણે આશ્રમ આવ્યા, દેતા આશીર્વચન.
તવ પ્રભાસ તીરથ વિષે આવ્યો, કુંત્યા કેરો તન:
કપિધ્વજે અવગાહન કરીને સમરા જગજીવન:
તમ કૃપાએ તીરથ સહુ નાહ્યો, આપો મુજ દરશન.

વલણ.

આપો મુજ દરશન પ્રભુ ! તેં લાડ પાળ્યાં અમ તણાં રે,
કર જોડી અર્જુન સ્તુતિ કરે, ભક્તવત્સલ બિરદ વડે ઘણાં રે.



## કડવું ૩ જું.

રાગ સામેરી.

કૃષ્ણ અને અરજુનનું મિલન.

વૈશંપાયન વાણી વદે, સુણ જનમેજય રાય !
પારથ સ્મરણ કરે પ્રભુનું મનસા શુદ્ધ વન માંય.

ગ્રાહ ઉદ્ધારી, શોક સમૂળો કાપ્યો; ઉલૂપીશું ચિત્રાંગદા વરીને એક પુત્ર ત્યાં આપ્યો. શેષ નાગને શ્વસુર કરીને ત્યાંથી થયા વિદાય; તેર વર્ષ બાર વનમાં રહેવું, એવું કહીને જાય. ગ્રાહ ઉદ્ધારી, ત્યાં ફરી આવ્યા વળી ગયા મણિપુર મોઝાર. ૮૯ તેનેજ પ્રા. કા. ત્યાં હર્ષ થયો રાજદ્વાર. ૯૦ થકી૦ પ્રા. કા. અર્જુને તેણી વાર. ૯૧-૨ પ્રા. કા. મા પ્રકારાન્તરે ઉપર આવી ગઇ છે. ૯૧થી ૧૦૦-૪ પ્રા. કા. મા:—"વળી તીર્થ અપરિમિત કર્યાં, કાઢયો પૃથ્વીનો પાર, વર્ષ વનમાં થયા પૂરણ, કરી પ્રતિજ્ઞા જેહ. વિદાય કીધા ઋષિમાત્રને, જે સાથે હુતા તેહ. આપ આપના

હર્ષે હરિનું સ્મરણ કરતાં, ચતુર્ભુજ ત્યાં આવ્યા;
અર્જુને અવિનાશી દીઠા, મનમાં મોહન ભાવ્યા.
અન્યો અન્ય મળ્યા અતિ હર્ષે, દેતા આલિંગન;
કર જોડી કરી પ્રદક્ષિણા, માયા ધરી અર્જુન.
તે સમે શ્રી કૃષ્ણ પૂછે: "સુણ પાંડુકુમાર !
ઇન્દ્રપ્રસ્થથી કેમ આવ્યા? કહો મુજને વિસ્તાર."
અર્જુને તાં અથ ઇતિ વારતા, કહી સર્વ વિસ્તારી :
"વલી જગના મનની વાત જાણો, પ્રીછો શ્રી મોરારી."
એમ કહીને સ્તુત કીધી પાર્થે વારંવાર.
સત્ય વચન સુણી અર્જુન કેરું, મન રીઝયા વિશ્વાધાર.

ગિરિનાર ઉપર કૃષ્ણ અને અર્જુનનું આગમન.

પછી તિહાંથી સંચર્યા અર્જુન ને વિશ્વાધાર
પ્રભાસપાટણ આવિયા જિહાં સરસ્વતી છે સાર.
તિહાં થકી પ્રભુ પરવર્યા, તીર્થ કરી જદુરાય,

---

આશ્રમ ગયા, અર્જુને દઇ આશિર્વાદ. શુભ વચન ઋષિના સાંભળી, હરખ્યા મન આલ્હાદ. અર્જુનના મનમા ઉપજ્યું છે, કૃષ્ણ મળ્યાનો કોડઃ દ્વાદશ વર્ષ રહ્યા વન પૂરણ, કૃપા શ્રી રણછોડ. નાર યમુનુ દર્શન કરવા અર્જુન દ્વારકા જાય વૈશંપાયનુ વાણી વદે તું સુણ જનમેજય રાય! વદણ સુન જનમેજય રાય! તું પાર્થ વનવાસ પુરણ થયો રે; પછી દ્વારકા વિષે અર્જુન કૃષ્ણ મળવા ગયો રે. ૧૦૫ કા. પરસ્પરે મલીઆ મોહન દેતા આલીંગન ૧૦૬ માયા પ્રા. કા. ભાવ. ૧૦૭ થી ૧૧૦ ને બદલે પ્રા. કા મા આ પંક્તિઓ છેઃ—કુશલ વાર્તા અર્જુનને, પૂછતા પર બ્રહ્મ: "બાર વરસ વનવાસ રહીને શાં કર્યાં તે કર્મ?" પછી પાર્થ કહે વળતા જુગ્મ જોડી હાથ: "જગતના મનની વાત જાણો, સ્વામી શ્રી જદુનાથ! તમારી કૃપાથી પ્રભુજી! મેં તીર્થ કીધા જાણ; અવતાર સાર્થક થયો મારો, સાંભળો શારંગપાણ!" ૧૧૦ પ્રા. કા. અપરમપાર. ૧૧૨ મન રીઝયા—પ્રા. કા. હરખ્યા. ૧૧૩ વિશ્વાધાર પ્રા. કા. અવિનાશ. ૧૧૪ આવિયા પ્રા. કા. વિષે આવી. જિહાં૦ પ્રા. કર્યો સરસ્વતીનિવાસ. ૧૧૫ પ્રા. કા. પરવર્યા. ૧૧૬ પ્રા. કા. ગઢ ભણી તે જાય. ૧૧૭ તે૦ પ્રા. કા.

અર્જુનને તીર્થ કરાવવા ગિરિનાર ભણી તે જાય.
તે તીર્થે અવગાહન કીધૂં પાર્થસં ભગવાન.
પછી દામોદર કુંડ માંહી વલી કીધાં શુભ સ્નાન.
અર્જુનની અવધિ થઈ પૂરણ તે સ્થળે નિરધાર;
તીર્થ સર્વ થયાં પરિપૂરણ, વહી ગયાં વર્ષ જ બાર.

સુભદ્રાના વિવાહ સંબંધી કૃષ્ણની યુક્તિ.

પ્રકટ થાવા પાર્થે મન વિમાશિયૂં તે ઠામ.
કૃષ્ણ કહેઃ "એક વર્ષ રહો આવી અમારે ગામ."
ભગવંતના મન વિષે છેઃ 'ભગિની સુભદ્રાય;
અર્જુનને તે વરે સહી, તો કારજ શુભ થાય.
વિવાહ કર્યાનૂં મન પ્રભુનૂં પણ નવ જાણે અર્જુન.

પછી અર્જુન કૃષ્ણ સંચર્યા આવિયા સ્વસ્થાન.
વાટે જાતાં પાર્થ પ્રત્યે વદે જગદાધારઃ
"અર્જુન ! એક કહૂં તે કરજો તમો ત્યાં નિરધાર,
"અવધૂત રૂપ, અતીત થઈ, રહેજો નગર મોઝાર.
"સાવધ થઇ ભેખ રચવો", શીખ દે મોરાર.

"રખે કો આગળ જાત પ્રકાશો, લોક માનશે ત્યાંના,
"અવધૂત રૂપ ધરી તાપસનં તમે રહેજો ત્યાં છાના.
કાંઈ કારજ તમારૂં થાશે," એમ વદે શ્રી નાથ.

---

ત્યાં સહ તીર્થ કર્યાં રહી. ૧૧૮ પ્રા. કા. દામોદર કુંડ વિષે જઈને કરયું. અર્જુને સ્નાન. ૧૨૦ પરિ૦ પ્રા. કા. ત્યાં પૂરાં. ૧૨૧ કા. પછે પ્રગટ થયા તે પારથ. ૧૨૨ વર્ષ ફા. વાર. ફા. તમો અમારે. ૧૨૩ ફા. કૃષ્ણજીના. ૧૨૪ પ્રા. કા. અર્જુન તેને જો વરે તો. શુભ ફા. રૂડું. ૧૨૪–૫ ને બદલે પ્રા. કાઃ—શ્રી કૃષ્ણજીના મન વિષે વિવાહ કર્યાનું મન; અભિલાષ હરિને મન ભણ્યો, તે ન જાણે અર્જુન. ૧૨૬ આવિયા૦ પ્રા. કા. જવાને નિજ ગ્રામ. ૧૨૭ વદે૦ પ્રા. કા. વદ્યા સુંદરશ્યામ. ૧૨૮ પ્રા. કા. અર્જુન એક કહું હું તુજને તે કરજે નિરધાર. ૧૨૯ અતીત પ્રા. કા. અતિથિ. ૧૩૦ આ પંક્તિ પ્રા. કા. માં નથી. ૧૩૧ પ્રા. કા. રખે વાત પ્રકાશ

અર્જુન મનમાં સમજિયાઃ "એ સુભદ્રાની વાત."
વાત કરતાં દ્વારિકામાં આવિયા જદુરાય.
અર્જુન કેરી આજ્ઞા માગી પ્રભુ મંદિરમાં જાય.
ગામ પાદર રહ્યા પારથ ધરવા અતીતનૂં રૂપ,
વૈશંપાયન વાણી વદેઃ 'તૂં સુણ જનમેજય ભૂપ !'

વલણ.

ભૂપ ! સાંભળ એકચિત્તે પાર્થનાં પરાક્રમ બહુ રે,
ધનંજયે જે સ્વરૂપ લીધૂં, તે કથા માંડી કહૂં રે.

---

## કડવું ૪ થું.

### અર્જુનનો અવધૂતવેષ.

રાગ સામેરી.

વૈશંપાયન વાણી વદેઃ શુણ જનમેજય રાજન ! રે,
પરિબ્રહ્મ પુરમાં ગયા પછી, પાર્થ વિમાસે મન રેઃ
'હાવાં હૂં જાઊં સહી પુરી દ્વારિકા મોઝાર રે.'
સ્વરૂપ સુંદર ધર્યૂં તાપસ રાય ! તૂં અવિધાર રે,
અદ્ભુત જોગી બન્યા પારથ, સંન્યાસી, મહંત રે.

---

કરતા. ૧૩૭–૪૦ એ પંક્તિઓ ફા. માં ૧ થી. ૧૩૬ ફા. મંદિર તાંહાં. ૧૩૭ પ્રા. કા. પ્રત ૨. "પાદર" "પધારી" પણ તે યુક્ત નથીઃ કારણ અર્જુન દ્વારકાની ભાગોળ–પરામાં નિવાસ કરે છે, એમ આગળ જણાશે. ૧૪૧ ફા. માં કડવું ૪ થું એ વિભાગ અહીં નથી પણ ત્રીજું કડવું ચાલુ છે અને ૧૪૧ મી પંક્તિ એ નથી, તેમ આખા કડવામાં ઘણે સ્થળે 'રે' પૂરક પણ નથી. ૧૪૦ ગયા ફા. આવીયા. ૧૪૩ ફા. હાવે સ્વરૂપ સુન્દર ધરતો સહુ કોઇએ ન પ્રીછે અંન. ૧૪૪ ફા. માં નથી. ૧૪૫ અદ્ભુત–ફા. ને પ્રા. કા. પ્રત ૧. "અવધૂત"

વિભૂતિ સર્વાંગ ચઢાવી, સાધુશિરોમણિ સંત રે.
બાવનાચંદન કર્યાં દ્વાદશ, તેજનો નહીં પાર રે,
જટા બાંધી મસ્તકે, વીંટયૂં પીતાંબર સાર રે.
ભગવાં વસ્ત્રની ગાંઠડી છે. વ્યાઘ્રાંબર, ગજચરમ રે,
રૂદ્રાક્ષ જડી એક હેમમાળા અંગે સોહે પરમ રે.
પીતાંબરનો કછ કાછિયો, માળા મેખલા સાથ રે,
ભસ્મગોળા શંખ ના ઝોળી, માંહે મૂક્યા નાથ રે.
વળી વસ્તુ બીજી જોગી કને છે જોગમાર્ગની જેહ રે,
પોથી પુસ્તક, મુદ્રિકા, કંકણે ભરી ઝોળી તેહ રે.
હેમકડાં છે કર વિષે કંઠે માદળીયાંનો હાર રે,
વિશાળ છાતી, આંખ રાતી, અરૂણ રંગાકાર રે.
હેમ વસ્ત્ર એક જરકશી મસ્તક વીંટયૂં ચોફેર રે.
કર્ણ ઉપર મૂક્યો છોગો, રહી લટકતી જરીના સેર રે.
જટાએ માળા ભરાવી સૂત્રની તે હોય રે;
અમર સહુ અંતરિક્ષ રહીને અર્જુનનૂં કૌતુક જોય રે.
કર વિષે પીંછી ગ્રહીને બાવો તત્પર થાય રે,
શ્રી કૃષ્ણજીનૂં સ્મરણ કરીને કરવડો કર સાહ્ય રે.
પાવડી ઉપર ચઢયા પારથ, હાથમાં છડી લાલ રે;
ત્રૈલોકય કેરૂં તેજ આવી રહ્યૂં પારથને ભાલ રે,

---

પરંતુ વર્ણન અવલોકનાં અલૌકિક ભાન થતું હોવાથી "અદ્ભુત" પાઠ યોગ્ય છે. ૧૪૮ 'વીંટયૂં' પ્રા. કા. પ્રત ૨ : 'વિદ્યુત' પણ તેથી વાકયરચના દુર્ઘટ થાય છે અને અન્વય તાણીતુસીને બેસાડવો પડે છે. ૧૫૦ જડી ફા. છે. ૧૫૩ ફા. કણે છે. 'જોગી કને છે' પ્રા. કા ની પ્રત ૨ : "ઝોળી માંહી." ઉપરની પંક્તિમાં "ઝોળી માંહે" એ શબ્દો હોવાથી પુનરૂક્તિ ટાળવા "જોગી કને" યુક્ત છે. ૧૫૪ ભરી પ્રા. કા. ભર્યાં. ૧૫૬ અરૂણ૦ ફા તે રંગ પાકાલ. ૧૫૮ પ્રા. કા. મૂકયાં છોગાં જરસેર. ૧૫૯ પ્રા. કા. જટામાં માળા ધારી સૂત્ર કરી સોય રે. ૧૬૧ પ્રા. કા. પીછાં ધરીને. ૧૬૨ ફા. કરડુઓ કર સાહીઓ રે. ૧૬૪ પ્રા. કા. ગ્રહી છડી કર લાલ રે.

અવધુત જોગી દેખીએ જાણે અનંગનો અવતાર રે;
ત્રિપુણ્ડ, તિલક લલાટ ઝગકે અર્ધચંદ્રાકાર રે.

દ્વારિકાગમન, અને લોકકુતૂહલ.

દ્વારિકા ભણી સંચર્યા પાર્થ કુંતીતન રે.
સ્વરૂપ જોઈ અતીતનૂં, સહુ અમર કહે ધન્ય ધન્ય રે.
માણ માણે ચાલે બાવો, ભરે હળવાં ડગ રે,
મનુષ્યના શા આશરા? તે દેખી મોહ્યા ખગ રે.
ગોવાળીઆ ગઉ સહિત મોહ્યા, પશુ મોહ્યાં હાર રે,
બાવાજીનૂં સ્વરૂપ દેખી, રહ્યાં ચરતાં ચાર રે.
અર્જુન આવી ઉભા રહ્યા, નગર કેરે દ્વાર રે,
બાવાજીનૂં સ્વરૂપ દેખી, મોહ્યો સૌ સંસાર રે;
પ્રજા સહુ મનમાં વિમાસે: "કૈલાસનો એ ભૂપ રે!
'શકે ઈંદ્ર, બ્રહ્મા, વિષ્ણુએ સર્વથા ધરીયૂં રૂપ રે.'
જે આવે તે ઉભો રહે, બાવાનૂં કરે દર્શન રે.
નરનારી આવે વધાવે મુક્તાપુષ્પપર્જન્ય રે,
ચિત્રની પેરે સહુ કો જુએ, મુખે નવ બોલાય રે:
'ક્યાંથી આવ્યા? ક્યાં જશો?' એમ કોઇએ નવ પૂછાય રે.

વલણ.

કોએ મુખ બોલાય નહીં, ત્યાં મળ્યા ઝાઝા લોક રે,
દર્શન કરવા બાવાજીનૂં પ્રજા ઊભી થોકે થોક રે.

---

૧૬૭ ખગ ફા. બગ રે. ૧૭૬ ફા. કોઇ કહે બ્રંમ વીસ્નું સરવથા ધરીઞ દીસે રૂપ રે. વલણ અને ૧૮૦–૮૧ ફા. માં નથી, પણ કડવું બદલાઈ હોવાથી તેની જરૂર છે. લાહોરી પ્રા. કા. માં નથી. ૧૮૩ પ્રા. ક્ર. માં દરેક લીટીને છેડે 'રે' છે પણ

## કડવું ૫ મું.

### લોકનો સત્કાર અને નિવાસનું નિમંત્રણ.

રાગ ગોડી ઢોહરી.

વૈશંપાયન વાણી વદે: જનમેજય ! અવિધાર,
પુરદ્વારે બાવોજી ઊભા, અતીત હુવા સાર.
પ્રજા સરવે જોવા મલી ઊભાં બાળક ને નરનાર.

સર્વકો મોહ પામિયાં માનવ દ્વારિકા મોઝાર.
જેણે જોયા તે સરવે મોહ્યા, જાદવનો જે સાથ.
ચિત્રની પેરે સહુકો ઊભા રહ્યા જોડીને હાથ.
તેવામાં એક જાદવ આવ્યો, વૃદ્ધ તેની કાય,
તે તો કર જોડીને લાગ્યો બાવાજીને પાય.

પ્રદક્ષિણા કરી, પગે લાગ્યો, હરખ ધરી મન સાથ,
સંન્યાસીએ સેવકને શિશ મેલ્યો અભયી હાથ.
પછી બાવાને સહુકો નમિયા, પરમેશ્વર રૂપ જાણી,
'સુખી રહો' 'સુખી રહો', બાપુ ! બાવો બોલે વાણી.
ચારે વરણ જઈ ચરણે લાગી, હરખ ધરીને મન.

પરસ્પરે સહુ કરે વારતા: "ભાગ્ય આપણું ધન્ય."
કો કહે: 'એ જોગી જનમ થકી, કો કહે એ ક્ષત્રિય રૂપ.
અથવા અમર આવ્યો ભૂતલ એહવું ધરી સ્વરૂપ.

---

ફા. ત. પ્રતમાં નથી. ૧૮૪ હુવા–પ્રા. કા. "રૂપે." ૧૮૫ પ્રા. કા. પ્રજા સહુકો જોવા ઊભી. બાળક ફા. લોક. ૧૮૭ સરવે–પ્રા. કા. 'સહુ'. જે ફા. સહુ ૧૮૮ 'જોડે' –પ્રા. કા. 'જોડી' ૧૮૯ થી ત. નો પાઠ શરૂ છે. ૧૯૨ ત. પ્રા. કા. ફા. શિરા ઉપર પ્રા. કા. 'સંન્યાસીએ સેવક શિરપર અભયી મુકયો હાથ રે' ત. મેહેલ્યો હાથ. ૧૯૩ ત. નમ્યા છે ૧૯૪ બાપુ૦ પ્રા. કા. ત્યાં બાવો જી બોલ્યા વાણી. ૧૯૫ ધરીને ત. કરીને. ૧૯૬ ત. ધન ધન આપણા ભાગ્ય. ૧૯૭ ભૂતલ૦

વળતા વાણી બોલ્યા જાદવ, કર જોડીને ત્યાંયઃ
" કહો બાવાજી ! ક્યાં થકી આવ્યા ? (ક્યાં) જાવાની ઇચ્છાય ?
કોણ અભિધાન બાવાજી ! તમ ? ક્યાં કહીએ સ્વસ્થાન ?
આ પૂરમાં કેમ કૃપા કીધી ? જીભે કહીએ ભગવાન ! "

**અર્જુનની અભિલાષા અને દ્વારિકામાં પ્રવેશ.**

મધુર સ્વરે બાવોજી બોલ્યાઃ " અતીતને શાં ધામ ?
અવધૂત, જોગી, કે સંન્યાસી, બાવાનૂં શૂં નામ ?
પ્રભાસપાટણ થકી હૂં આવ્યો, તીર્થ તણી ઇચ્છાય,
સરવ તીરથ કરવાં પૃથ્વીનાં, એવૂં મુજ મન થાય.
ગોમતીજીના સંગમ વિષે નાહાતાં સાંભળ્યૂં મેં નામ,
ઘણૂં ભાવિક પ્રજા અહીં છે, અતીતનો વિશ્રામ.
તે માટે હું આવ્યો આંહીં, રહેવા ચાતુર્માસ;
અભિલાષ મનમાં ઘણો છે, રહૂં ગોમતીજી પાસ.
મઠ પુરી દ્વારિકા માંહે, કરી મઢી બંધન,
ચાર માસ રહેવાની ઇચ્છા. " બાવો બોલ્યા વચન.

---

પ્રા. કા. ભૂતળ ધરીને એહવું રૂપ રે. ૧૯૬ ક્ષત્રિય રૂપ–પ્રા. કા એ ભૂપ. ૨૦૧ ફા.બાવાજીનું. પ્રા. કા. '(કોણ) અભિધાન શું બાવાજીનું ? ક્યાં કહો સ્વસ્થાન રે ?' પરંતુ જાદવોનો જ આ પ્રશ્ન હોવાથી અને બાવાજીને ઉદ્દેશીને જ આ લીટી બોલાયલી હોવાથી જા પુરૂષને ઉદ્દેશતો આ પાઠ અર્થયુક્ત નથી, તેમ ૨૦૨ લીટીથી જણાય છે, કે પ્રશ્નપરંપરા ચાલુ જ છે, તેથી વચમાં બાવો પોતે નરપૃહતાથી ઉત્તર આપે છે એમ સમજી શકાય છે. ૨૦૨ કીધી ત. કરી. જીભે૦–પ્રા કા. 'તે કહો શ્રી ભગવાન રે;' ફા. તે કહીએ ભગવાન સ્વીકૃત પાઠ ચેળાથી પ્રત્યુત્તર ન આપવા વિનતિ કરતો હોવાથી જીજ્ઞાસાની પરાકાષ્ઠા દર્શાવે છે, માટે તે વિશેષ યોગ્ય છે ૨૦૪ પ્રા.કા.બાવાજીનું શૂં; ફા. મા નથી. ૨૦૬ તીરથ ત. સ્થિર. કરવાં ફા. ત. કરયાં. પ્રા.કા. પૃથવી પર. એવૂં૦ ફા. સંજ્ઞા કહી ન જાયે. ૨૦૭ ફા. આંહા ગોમતી તીરથ નાહો તાંહાં, મેં સાંભલું નામ. નામ ત.મન.૨૦૮ ઘણૂં૦ પ્રા.કા.પ્રત ૨: 'ધન્ય ભાવિક જન છે અહીંનું'. 'જળ' ના કરતાં 'પ્રજા' પાઠ વધુ સારો છે. ફા. અહીંની. ૨૦૯ ફા. આવ્યો છેઞ તે માટે પ્રા.કા. 'એમ સાંભળી.' ૨૧૦ ફા. ગોમતીજીને. ૨૧૧ પ્ર.અ.મોટા મઠ. ફા. આશ્રમ.

એવી વાણી સાંભળીને સહુ લોકો હરખ્યા મંનઃ
'એ સંન્યાસી પૂરમાં રહે, તો ભાગ્ય આપણૂં ધન્ય.'
"સુખે રહો પુરમાં બાવાજી! સરવ તમારાં ધામ;
અમ સેવકથી સેવા થાશે, તેય કરીશૂં સ્વામ!
ધન્ય ભાગ્ય દ્વારામતીનૂં, (જ્યાં) તમે ધાર્યા ચરણ,
તમારૂં દર્શન કરતાં થાશે પવિત્ર ચારે વરણ."
એવૂં કહીને ગયા તેડી, બાવો આગળ થાય;
લોક સરવ સાથે હીંડે, જાદવ માત્રનો સમવાય,
સેવા માંહે સહુ સજ્જ રહે, મનમાં ભર્યા ઉમંગ;
દાસત્વ કરીને ચાલતા કો બાવાજીને સંગ.
સમગ્ર જાદવ છે સાથે આવ્યા નગર મોઝાર,
વાંકા વળી વળી લોક નગરનાં કરેજી સહુ નમસ્કાર;
જે જે શેરીએ ગયા જોગી, અવધુત, ચતુરસુજાણ,
નમે માનવ માત્ર સહુ કોઃ-'બાવા! નમો નારાયણ!'
એમ કરતાં તે આવિયા, જ્યાં જાદવનો નિવાસ,
અવધુત કેરૂં સ્વરૂપ જોઈ, પામ્યા મન ઉલ્લાસ.

વલણ.

ઉલ્લાસ સહુકો પામિયાં બાળક, વૃદ્ધ ને નર નાર રે,
વૈશંપાયન કહે જનમેજયનેઃ "બાવો રહ્યા નગર મોઝાર" રે.

---

કરી૦-પ્રા. કા. ફા. "કર્યાં છે બંધન." આગામી સંબંધથી જણાય છે, કે અર્જુન મઢી બંધાવે છે, તેથી સ્વીકૃત પાઠ યોગ્ય સૂચક હોવાથી વિશેષ ગ્રાહ્ય છે. ૨૧૩ પ્રા. કા. સહુ લોક. ૨૧૪ પ્રા. કા. આપણાં. ૨૧૫ ફા. આ સરવ. ૨૧૬ તે૦ પ્રા. કા. તેવું કરશું કામ. ૨૧૭ પ્રા. કા. પ્રભુ જ્યાં. ૨૨૦ જાદવ પ્રા. કા. 'જદુ'. ૨૨૧ સહુ૦-પ્રા. કા. 'સહુ સજ્જ થયા.' સજ્જ રહે ફા. સજ્જનો. ૨૨૨ પ્રા. કા. બાવાજીની. ૨૨૪ પ્રા. કા. કરે. સહુ પ્રા. કા. બાવાને, ત. માં નથી. ૨૨૭ બાવા૦-પ્રા.કા. 'કહી, બાવા જય નારાયણ' ૨૨૮ પ્રા.કા. અવ-

# કડવું ૬ ઠું.

## અરજુનનો દ્વારકામાં લોકસત્કાર.

રાગ સારંગ.

વશંપાયન વાણી બોલ્યા: સૂણ જનમેજય રાયજી;
બાવોજી પુર વિષે પધાર્યા, સેવા ઘણી ત્યાં થાયજી.
કોઈ એક જાદવ જળ જઈ લાવ્યા, કો લાવ્યા આસનજી;
કો પુષ્પ પરમ વિધિનાં લાવ્યા, કો લાવ્યા ચંદનજી,
જરકશી છે જાજમ તકિયા, ગલેચા પાથરતાજી;
અવધુત જોગી બેઠા આસને, સેવક સેવા કરતાજી,
પૂજા અર્ચા સરવેએ કીધી, હર્ષ ધરીને મંનજી.
ઘણી સ્વાગતા કરી બાવાની, કરાવે ભોજંન જી;
ભોજન કરી બાવોજી ઉઠયા, આવ્યા ફરી આસંનજી,
સંયુક્ત તાંબુલ બીડાં લાવ્યા: "આરોગીએ સ્વામીનજી ?"
બાવોજી તાંબુલ આરોગે, હૈડે હરખ ન માયજી;
સમગ્ર સેવક છે સેવામાં, જાદવ જે કહેવાયેજી.
કર જોડી કો આગળ ઉભા, પાનપાત્ર કો સાહેજી,
શીતલ વાળા વીંઝણા કરીને, ઊભા નાંખે વાયજી;
પરસ્પરે સહુ કરે વારતા: 'ભાગ્ય આપણાં ધન્યજી,
એ પરમ મુહરત આવ્યા પૂરમાં જોગી જનજી.'

---

પૂતર્ણું: હુ ૨૫. મન–પ્રા.કા. 'અતિ' ૨૩૦ પ્રા. કા. માં 'વિપ્ર પ્રેમાનંદ કહે કથા બાવો રહેશે નગર મોઝાર રે; પ્રા. કા. પ્રત ૨: 'વૈશંપાયન કહે કથા, હવે રહેશે નગર મોઝાર રે.' કડવું ૭ હું. રાગ ધંનાશી. ૨૩૨ વાણી ફા. એણી પેરે. ૨૩૩ જળ૦–ફા. પ્રા.કા 'જળ લઇ આવ્યા.' ૨૩૫ પ્રા. કા. જરકસીના. ગલેચા ફા. જલેચા. ૨૩૬ ફા. આસન પર. ૨૩૭ પૂજા૦ ફા. આ જોગી પુર મધ્યે આવ્યા તો ભાએગ આપણાં ધનજી. ૨૩૮ બાવાની–પ્રા. કા. 'બાવાજીને.' કરાવે પ્રા. કા. ક-રાવ્યા: ૨૪૨ છે ફા. કરે છે. ૨૪૬ મુહુરત પ્રા. કા. 'મૂર્તિ.'

જાદવ સહુની સેવા દેખી, અર્જુન હર્ષ ન માયજી.
આજ્ઞા માગી આપ આપણે જાય મંદિર નિશાયજી.

### નિવાસ માટે પર્ણકુટીન રચના.

પ્રભાતે ઉઠી સહુ આવ્યા, મોહ લગાડયો હદજી.
પર્ણકુટી બાવાને રહેવા, બાંધી આપી સદ્યજી
વિશાળ મંડપ બાંધ્યો પછી વારૂ, બેઠક કાઢી સારજી,
થાપી ભીંત, લીપી ગોગમથી સેવક કરતા ત્યારજી.
સામ સામાં મૂકયાં બારણાં, મઠ વિષે કીધો માળજી,
બીજી શોભા કીધી સુંદર, અગ્નિકુંડ વિશાળજી.
જાજમ પાથરી, તકિયા મૂકયા, બેઠક કાઢી ત્યાંયજી;
જે જે વસ્તુ જોગીને જોઇએ, (તે) સર્વ ભરી મઠ માંહ્યજી,
પછી પર્ણકુટીમાં બાવો બેઠા છે ગુણવંત જી.
જાદવ સહુ ચરણે લાગી કહે: " પધારીએ મહંતજી ! "
તદા કાળ બાવોજી ઉઠયા, આવ્યા મઠને દ્વાર જી,
મઢી તણી રચના દેખી, હરખ્યા મન મોઝાર જી.

### ભોજનના નિત્યના વારા.

બાવોજી બેઠા મઢી માંહે, સાથે જાદવ વીરજી,
સર્વ મળી પછી વારા કીધા ભોજનના મંદિરજી.
એકેકો દિવસ બાવાજીને તેડી જાયે ઘેરજી,
આસ્વાગત કરે અપરિમિત, ભોજન રૂડી પેર જી

---

૨૪૭ અર્જુન૦ ફા. હરખ્યા મન અરજુનજી. ૨૪૮ જાય૦ પ્રા. કા. ૧ : નિશાયે જાય ૨૫૦ પ્રા. કા. ' પ્રભાતકાળે સહુકો આવ્યા, બાવો મોહ લગાડે ત્યાંયજી; મઠ બાવાને રૈવા બાંધી આપ્યો જાદવ સર્વે ત્યાંયજી. ' ૨૫૧ મંડપ ત. મઠ. ૨૫૨ મઢી પ્રા કા મઠ. કીધો–પ્રા. કા. 'કીધા', ફા. કરો. ૨૫૭ પછી૦–પ્રા. કા. ' પછે બાવોજી તો મઢીની મધ્યે; ' ફા. પર્ણકુટી તતપેર કરી આપી બાવાજીને તે તાંહજી. ૨૫૯ તદા કાળ ત. 'તદાકાર.' ૨૬૦ પ્રા. મઠ ૬૧ મઢી ફા મંદિરની. બેઠા–પ્રા.કા.

ગોમતી સંગમ માંહે નિત્યે અર્જુન નહાવા જાયજી;
વેદપાઠ, ઉપનિષદ્ ભણતા આવે દ્વારિકા માંહ્ય જી.

વલણ.

આવે ભણતા મઠ વિષે વિભૂતિ અંગે કરી રે,
કૃષ્ણજી તે સર્વે જાણે, શ્રોતા જન સૌ બોલો હરિ રે.

---

## કડવું ૭ મું.

### અર્જુનનો મહિમા અને ચમત્કાર.

રાગ ગોડીની ચાલ ટુંકડી.

વૈશંપાયન કહેઃ સુણ રાય ! પારથનો કહૂં મહિમાય.
બાંધ્યો મઠ દ્વારિકા મોઝાર, અર્જુન રહ્યા તેણે ઠાર.
જાદવનાં સ્થાનક જ્યાંય, જોગી અર્જુન રહ્યા ત્યાંય,
જાદવ સહુકો સેવા કરે, વસ્તુ આણી વિવિધ ધરે.
નાનાવિધ લાવે મેવાય, બાવાજીના ચાંપે પાય.
પ્રજા સરવ અર્જુનને નમે, સહુ બાવાને મન ગમે.
બાળક, યૌવન, વૃદ્ધ અપાર, સૌ (બાવાને) કરે નમસ્કાર.
જોગી રૂપ જાણીને ધરમ, સેવા કરે બાવાની પરમ.

---

ફા. 'પેઠા.' 'સાથે૦–' પાઠ પ્રા. કા. નો; ત. ફા. તત્ર બેઠા જાદવ વીરજી. ૨૬૨ વારા કીધા ત. 'વારતા કીધી.' સ્વાભાવિક રીતે ભોજનના વારા કર્યા એવું તાત્પર્ય હોવાથી તે અગ્રાહ્ય છે. ૨૬૩ એક્કેકો પ્રા. કા. 'એક એક.' ૨૬૪ આસ્વાગત પ્રા. કા. આગતાસ્વાગતા. ૨૬૫ ફા. પ્રભાતે ઉઠી ગોમતી મરજન, અરજુન નીત્યે જાયેજી. ૨૬૭ ભણતા પ્રા. કા. ભમતા. અંગે ફા. અષ્ટાંગે. કડવું ૭ મું. ફા. માં 'જી' પૂરક બધી પંક્તિઓને અંતે છે. ૨૬૯ પ્રા. કા. તુને કહું. ૨૭૦ ત. જઈ રહ્યા ફા. રહ્યો. ૨૭૨ વસ્તુ ફા. અન્ન. આણી ત. આણી આગળ. ૨૭૬. ત. ફા. બાવાજની. પ્રા. કા. પ્રત ૨ઃ "જોગી રૂપ જાણીને ઘરમાં, સેવા બા-

મંત્રજંત્રની કરે મન આશ, આવે ઘણું બાવાની પાસ.
મહામંત્ર લેવા વિઘાય, એકચિત્તે કરે સેવાય.
કોને મુક્તિની ઇચ્છાય, આગળથી અળગા નવ થાય.
સિદ્ધ રૂપ જાણીને નાથ, કો કહે મુને મૂકે હાથ.
જે કો પુત્રની કરે મન આશ, તે આવે અતીતને પાસ.
કોને કન્યા વરવા ઇચ્છાય, (તે) માગે ~ I લાગી પાય.
બાવાજી આશિષ ઉચ્ચરે, વાયક તે પાછું નહીં ફરે.
કોને વિદ્યા ભણવાનૂં મન, તે આવે જોગી આસન.
કો મોહિની લેવા વશીકરણ, બાવાજીને નમે જઈ ચરણ.
(કો) ધાતુ માર્યાની ઇચ્છે વિદ્યાય, (કોને) સોનૂં રૂપૂં કરવા મન થાય.
કો વળી રાજસભામાં જવા, ઇચ્છે મંત્ર માન જ પામવા.
કોને ઇચ્છા કરવા વેપાર, તે આશિકા મૂકે ભંડાર.
એણી પેર ઇચ્છા મન ધરે, ભાવે ભક્તિ સહુકો કરે.
સઘળા પુરમાં ચાલી વાત, સિદ્ધ રૂપ બાવો સાક્ષાત્
બીધેલા, રોગીલા, જેહ, મઠી ભણી સહુ લાવે તેહ.
પુર વિષેથી માંદાં જાય, પીંછી નાંખતાં બેઠાં થાય.

---

વાજીની કરી દાનમા.''૨૭૭ ત. ફા. પ્રા. કા. કો મત્ર-;ને આવે-.૨૭૮ ત. ફા. પ્રા. કા. કો મહા-;ને એક-.વિધાય ફા. ઇચ્છાય. એક૦ ફા તે આગળથી અલગો નવ થાયે. ૨૭૯ ત. કોઈ ઇચ્છે મુગતી ઇચ્છાયે. અળગા-પ્રા. કા. અલગ, ફા. અળગો. કોને પ્રા.કા. કોઈને છે. ૨૮૦ ત. પ્રા. કા. કોઈ. ૨૮૧ ત. જે કોઇ, પ્રા.કા.કો. ૨૮૨ ત ફા. વરવાની. માગે૦-પ્રા કા. કોઇ લાગતી કન્યા પાય. ૨૮૫-લેવા પ્રા.કા. "શિખે." ૨૮૪-તે૦ પ્રા. કા. તે આવે યોગીને આસન. ૨૮૭ પ્રા. કા. "કે રાજસભામાં જવા ઇચ્છે, મંત્રવિદ્યા બાવાને પૂછે." સ્વીકૃત પાઠમાં રાજસભામાં જવાની ઇચ્છા માન પામવા માટે થાય છે, એવું સૂચવેલું છે. ૨૮૮-ત.ફા.પ્રા.કા. તે લ.વી. ૨૮૯-આવે૦-પ્રા.કા. "ભાવે ભગવદી સેવા કરે." પ્રા.કા.લોક ઇચ્છા ૨૯૦ સાક્ષાત્-પ્રા.કા. "વિખ્યાત." 'સાક્ષાત્'મા વિશેષ મહત્તા સૂચવાયલી છે ૨૯૧ રોગીલા ત ફા. તથા રોગીઆ. મઠી. ત. મઠ.સહુ ફા.પ્રા.કા. લોક. ૨૯૨ પ્રા.કા. "પૂર વિષેનાં માંદાં જાય, પીંછી નખાવતા બેઠાં થાય." જાય ત.

વારૂ થઈ, ઘેર ચાલી જાય, તે બાવાનો મહિમાય.
કૃષ્ણદેવકૃપાએ સહી, દુઃખવંત જાયે વારૂ થઇ.
બાવો મંત્રી દોરા કરે, પાંચ જાતના જ્વર તે હરે.
અતીત આપે ચીઠ્ઠી લખે, તે રાખે માદળિયાં વિષે.
કડાં મંત્રાવીને સાર, હરખે ઘાલે હાથ મોઝાર.
તે રાખે ધૂપી ધૂપ વડે, મૂઠ, નજર તેને નવ નડે.

### અર્જુનની વિવિધ સેવાઓ.

એવો ગુણી જાણી અવધૂત, સેવા સરવ કરે અદ્‌ભુત.
ચારે વર્ણ મૂકીને ગર્વ, આશિકા બાવાની લેય સર્વ.
નિત્ય નવાં ભોજન અતિ ઘણાં, એવાં પાખંડ અર્જુન તણાં.
નિત્ય નિત્ય વારા કર્યા ત્યાંય, જમે સાથ જાદવના માંય.
પ્રાતઃકાળે ઊઠે અરજુન, જાય ગોમતી કરવા મરજન.
કરવડો, દંડ ગ્રહી કો હાથ, સેવામાં જાય સાધુની સાથ.
મજ્જન કરી, વિભૂતિ ધરી, આવે અવધૂત આશ્રમે ફરી.
મહે નિત્યે આવે પ્રજાય બાવાજીનૂં દર્શન કરવાય.
નાના વિધની લાવે ભેટ, બાવાજીને સમર્પે નેટ.
એમ સેવા બાવાની થાય, ચારે વર્ણ મઢી નિત્ય જાય.
લગી પુરમાં બાવો રહ્યા, ત્યાં લગી દુઃખી નવ થયા.
પરમ હંસ જાણીને દેવ, પ્રજા સહુ પૂજે, કરે સેવ.
એવૂં માન પામ્યો અર્જુન, તે કૃપા સહુ જગજીવન.
વૈશંપાયન કહેઃ શુણ રાય! અર્જુનચરિત્ર કહ્યાં નવ જાય!

---

જેહ. ત. થાય તેહ. ૨૯૩ તે૦ પ્રા. કા. બાવાજીનો મહિમા ગાય. ૨૯૬ આપે –પ્રા. કા. 'મત્રી'. તે રાખે–પ્રા. કા. માં "રાખે તે કો." ૨૯૭ કડાં૦ ત. પ્રા. કા. બાવા કણે કડાં–;ફા. બાવા કણે કડાં મત્રનાં સાર. ૨૯૮ ફા. એહેવા ગુણ. ૨૯૯ આશિકા૦ ફા. સેવા કરે બાવાની સર્વ–;પ્રા. કા. "કરે આસના વાસના સર્વ.' ૩૦૧ એવાં પ્રા કા. "શાં કહીએ." પ્રા. કા. પ્રત ૨ જીઃ "એવાં વાયક તે અ-ર્જુન તણાં." ૩૦૪ કરવડો–પ્રા. કા. 'કમડળ', ફા. કરૂઆ. ૩૦૫ તા. ફા. મરજન. પ્રા. કા. અગ ધરી. ૩૦૬ મહે, ત. ફા. મઢીએ ૩૦૯ ત. કોઈ દુઃખી ૩૧૦ કરે ફા,

વલણ.

"ચરિત્ર કહ્યાં નવ જાય રાજા!" એમ ૠષિ વૈશંપાયન ઊચરે;
એકચિત્તે સભા માંહે જનમેજય શ્રવણે ધરે રે.



## કડવું ૮ મું.

રોગદોષ મટાડવાની શક્તિ

રાગ રામગ્રી.

**વૈશંપાયન** કહેઃ સુણ રાયજી! અર્જુનનો કહૂં મહિમાયજી;
પ્રભુ માં હતૂં પાર્થનૂં માન જી, બાવાજીને સહુ જાણે ભગવાનજી.

ઢાળ.

ભગવાન જાણી કરે સેવા, રૂદે ધરીને હેત,
સર્વ માને સાધુને સ્વકુટુંબ–વર્ગ–સમેત.
વર્ણ ચારે નિત્યે આવે, હર્ષ ધરીને મન;
બાવાજીનૂં દર્શન કરવા, બેઠા રહે અનુદિન.
ખોડાં, લૂલાં, બધિર, પાંગળાં, મઢી વિષે સહુ જાય;
દર્શન કરતાં બાવાજીનૂં જન્મ સાર્થક થાય.
દદ્રુ, કહોઢી ગલિત આવે, ક્ષુદ્ર જેહની કાય,
બાવાજીની વિભૂતિથી સહુ રોગ દૂર પળાય.
અતીતની આશિકા લઇને અંગે ચોળે ભરત.

---

કરી; કરે૦ પ્રા.કા. અવશ્યમેવ. વલણ ફા. ઊચર્યો. કડવું ૮ મું.૩૧૬ સહુ પ્રા.કા. સર્વ.૩૧૭ પ્રા.કા. કુટુંબવર્ગ. ફા.માં ૩૧૭–૮ ને એકત્ર કરીને નીચે પ્રમાણેની એકજ પંક્તિ છેઃ વરણ અઢારની તે આવે. હરખ રૂદીઆ સમેત ૩૨૦ દરવા પ્રા. કા. ને ફા. કરે. રહે પ્રા.કા. તે. ૩૨૨ સાર્થક ત. સારતિક.૩૨૩ કહોઢી–પ્રા.કા. "કુષ્ઠી." ગલિત–પ્રા.કા. પ્રત ૨.'દ્વિત,' એટલે રોગમાં કબેલો; ક્ષુદ્ર--પ્રા.કા. પ્રત ૨ઃ"ક્ષુદ્ર રોગ;"ફા. અતી ખુદ્ર,ત. છેઇ. ૩૨૪ વિભૂતિથી ફા. વાતે. સહુ ફા.સહુના. ૩૨૫ અંગે ચોળે૦–પ્રા.કા. 'આગે ચાલે તરત.' પણ તે

દુઃખ દેહનાં સર્વ વામે, સુખ પામે તરત.
પાયે પવિત્ર મંત્રી પાણી દુઃખીને યથાયોગ્ય;
બાવોજી જેને સ્પર્શ કરે, તેના સદ્ય નાસે રોગ.

**પરમેશ્વર સમાન લોકપ્રીતિ અને સેવા.**

એવું દેખી પ્રજા માને પરમેશ્વરની પેર;
ઉત્તમ વસ્તુ જે હોયે તે, લાવે અતીતને ઘેર
"હો ! બાવાજી! અહો ! બાવાજી !" પ્રજા થઈ છે લીન;
અતિથિ વિના અદ્દ ઘડી નહીં ચાલે, જલ વિના જેમ મીન.
બાવોજી સરવને દુલ્લભ, વૃદ્ધ, યૌવન ને બાલ
સ્વમામાંથી જાગી ઉઠે નિદ્રા માંહે તત્કાળ.
આમંત્રણ નિત્યે બહુ આવે, વિનય કરે અપાર,

---

બરાબર નથી. કારણ કે તેનો અર્થ (આશિકા લેઇને તરત આગળ ચાલવા માંડે) તાણીતુસીને ટીકાકારે કરેલો છે. વળી પ્રા.કા. પ્રત ૨જી માં "અંગ ચાલે પરત," (પાછું):છે; તે પણ ઉપરને કારણે સારો નથી. પાછલી કડીથી જણાશે કે દેહનાં દુઃખ વામે અને તરત સુખ પામે, એ તાત્પર્ય છે, માટે પ્રથમ તેમ થતાં પહેલાં દુઃખી જનો બાવાએ આપેલી આશિકાની ભૂકી (પરત) અંગે ચોળે, એ જ ભાવ આવશ્યક છે; અને એ વિશેષ મહત્તા સૂચવે છે. ૩૨૬ તરત-પ્રા.કા. 'મરત' (મર્ત્ય–માનવી); તરતમ શીઘ્ર ફલની પ્રાપ્તિનો ભાવ રહેલો છે, માટે ટીકાકાર તેને સુગમ ગણે છે. ૩૨૮ બાવોજી...કરે. પ્રા. કા. 'બાવોજી જેને કોલ કરે,' (વચન આપે); પણ આથી બરોબર ભાવ દર્શાવાતો નથી. કોલ–વચન આપવામાં સારાનરસાનો વિવેક કરવાનો હોવાથી રોગ મટાડવાની શક્તિ મર્યાદિત જણાય છે. વળી પ્રા.કા એ આપેલા પાઠાંતરમાં આ કડી આમ છેઃ– "પાયે મંત્રી પાણી, દુઃખ નિવારે જાયે રોગ; બાવાજીની સીફારસ કરે તેની સંગે નાસે રોગ." પ્રા.કા. ને કાંઇક મળતો આનો ભાવ છે. બાવાની સીફારસ કરવી પડે, એ તેની મહત્તાની ન્યૂનતા સૂચવે છે. ૩૩૧ અહો૦ પ્રા.કા. "વહે હો બાવાજી, હો બાવાજી;" આનો અન્વય સીધી રીતે બેસતો નથી. ૩૩૨ અતિથિ પ્રા.કા. "અતીત." ૩૩૩, આમંત્રણ પ્રા.કા. "એમ લોક;" પ્રા.કા. પ્રત ૨: 'એમ આમંત્રણ તે સહુ આવી કરે બહુ પ્રકાર." ૩૩૪ ત સ્વપ્નથી. ૩૩૮ મુજ પ્રા.કા. " તમો મુજ,

ઇચ્છા આવે તે જાવ ઘેર જઈ કરે આહાર.
વિનય કરતાં બાલક આવે: "બાવાજી! અવિધારો
આજે ભોજન કરવા બાવા! મુજ મંદિર પધારો."
કાલાવાલા, સેવા કરતા, જાદવ બહુએ આવે,
બાવાજીને ભોજન કરવા ઘેર પોતાને લાવે.
આસન, ચંદન, પૂજન ભાવે કૃષ્ણાગુરૂના ધૂપ;
પંચામૃત ભોજન કરાવે, જાણી સિદ્ધ સ્વરૂપ.
સરવ કુટુંબ ઘરનું આવી, નમે અતીતને પાય,
આશિર્વચન દઈ, આજ્ઞા માગી, બાવો મઢીએ જાય.
માગ જાતાં મનુષ્ય મળે તે, કરે સહુ નમસ્કાર.
"હો બાવાજી! હો! બાવાજી!" બાલક બોલે વાર.
બાવોજી મનશું આનંદ્યા, સહુ સંઘાતે પ્રીત;
જોગીને સહુ યાદવ માને પરમેશ્વરની રીત.
એણી પેરે રહ્યા અર્જુન, દ્વારિકા પુર માંહ્ય,

---

બાવાજી કા. સ્વામીજી; મુજ ફા. માહારે. ૩૩૯ બહુએ પ્રા.કા. મોહ્યા. જાદવ ફા. આવે મોટા સાર. ૩૪૦ ઘેર૦ ફા. લાવે ઘેર નિરધાર ૩૪૧ પૂજન ફા. ભોજન. કૃષ્ણાગુરૂ—પ્રા.કા. પ્રત ૧: "મૂક્યા ચંદન ધૂપ." ૩૪૩ ત સ્વકુટુંબ. ૩૪૨ દઈ ત. ફા. લઇ; સ્વીકૃત પાઠ વિશેષ યોગ્ય છે. ૩૪૫ મનુષ્ય ત મનીસ, ફા. માણસ. ૩૪૬ બાલક૦ ફા. એમ શબ્દ ઠામોઠામ. વાર ત. વાર, પ્રા.કા. 'વારોવાર.' ૩૪૭ બાવોજી...આનંદ્યા પ્રા.કા. ફા. 'બાવોજી સહુને મન સરખા.' ખરી રીતે બાવાજીને મન સહુ સરખા એવો ભાવ હોવો જોઇએ, કારણ એથી બાવાજીમાં સર્વ પ્રતિ સમાન ભાવ હોવાનું સૂચવાય છે. સ્વીકારેલા પાઠમાં બાલકોના વચનો અને સર્વ મનુષ્યોના નમસ્કારથી તેને આનંદ થાય, એ વિશેષ સહજ છે. વળી પછીનું પાદ 'સહુ સંઘાતે પ્રીત', આ પાદના ભાવને જ દર્શાવે છે, તેથી પુનરુક્તિને કારણે અયુક્ત ઠરે છે. ૩૪૮ પરમેશ્વર૦—પ્રા.કા. "પરમેશ્વરની ભીંત." પણ બાવોજી પરમેશ્વરની ભીંત છે એવું તેના ટીકાકારે જણાવેલું. તાત્પર્ય (પરમેશ્વરના જેવો ભાવ રાખી અથવા પરમેશ્વરની પેઠે) એ શબ્દોમાંથી તાણીતુસીને કાઢ્યા બરોબર જ છે. પ્રા.કા. પ્રત ૧ લી માં

સેવા લોક કરે ઘણી, તે સાધુ જાણીને ત્યાંય.
પ્રસન્ન મુખ ઘણું પ્રજા સર્વને, હર્ષ માંહે દિન જાય
બાવાજીની કૃપ થકી સહુ લોક સુખિયા થાય.

વલણ.

સુખી થાય સેવક સર્વકો લોક હરખે મન રે,
નગર સર્વ મોહ્યું ત્યાં, રહ્યા એમ અર્જુન રે.

---

## કડવું ૯ મું.

રાજદ્વારમાં અર્જુનના મહિમાનું ગાન.

રાગ--સારંગની ચાલ ટુંકડી.

વૈશંપાયન વાણી વદે: રાય જનમેજય ! ધરજો ઠ્રદે
દ્વારિકા માંહે અર્જુન રાય, ચારે વર્ણ કરે સેવાય.
પ્રજા તેને પરમેશ્વર લહે, "બાવાજી ! બાવાજી !" કહે
જે દિવસના અર્જુન ત્યાં રહ્યા, ઘેલા લોક મોહ પામિયા.
બાવાજીનો બહુ મહિમાય, ચારે વર્ણ માને આજ્ઞાય.
સરવકો હરખ ધરીને મંન, આવે બાવાને આસંન.

---

"ગન ગમતી સહુને પ્રીત" છે. પણ એથી ઉપરની પંક્તિ જોતા (પ્રીતિની) પુનરૂક્તિ થાય છે. ૩૪૯--૩૫૦ પ્રા.કા. "એણી પેરે રહ્યા દ્વારકા પુરમાં, સેવા લોક કરે ઘણી; સેવા સાધે ભાવશા જાણી, ભક્તિ કરે પારથ તણી." ત. ફા અને પ્રા.કા. પ્રત ૨જી માં સ્વીકૃત પાઠ છે. ૩૫૩ સુખી થાય–પ્રા.કા. "સુખીઆ સેવક સર્વકો." સેવક ફા. લોકાલોક–ફા. અતિ. હરખે ફા. હરખ પામે. ૩૫૪ નગર૦ પ્રા.કા. "વદે વિપ્ર પ્રેમાનંદ એમ રહ્યા ત્યાં અર્જુન રે." ફા. "વૈશ પાયન કેહે જનમેજયને ત્યાં–" કડવું ૯મું.૩૫૫ ત. માં માત્ર આ લીટીને છેડે 'રે' પૂરક છે. પ્રા.કા. ને ફા. માં નથી. ધરજો ફા.ધરતા. મોહ૦ ફા. મોહ્યા મન માંહ. ૩૫૮ ઘેલા૦–પ્રા.કા. ફા. 'માગે.' આજ્ઞા માગવા કરતાં, આજ્ઞા માનવામાં ભાવ વધુ સારો રહેલો છે. પ્રા.કા. પ્રત ૧ લી 'પાયે.' પણ આમાં મરાઠી અર્થચ્છાયા છે. ૩૬૦ આસન પ્રા.કા. પ્રત ૧ લી: 'સદન.' ૩૬૧ પ્રા.કા. "ચારે દિશા

ચારે દિશા પુરમાં નિરધાર, જોગીનો જશ વાધ્યો સાર;
ઘેર ઘેર, સઘળે ગામ મોઝાર, કીર્તિ બાવાની થઈ વિસ્તાર.
મોટા સાધુ સહુકો જાણે, અતીતને ઘણું વખાણે.
સર્વ લોક મુખે વદે સહી: એ સરખો કો બીજો નહીં.
એને પ્રભુની પૂર્ણ કૃપાય, એમ પરસ્પર વારતા થાય.

ઘણા દિવસ એમ કરતાં ગયા, બાવાજી ત્યાં સ્થિર થઈ રહ્યા.
એમ બાવાની સઘળે ખ્યાત, રાજ્યદ્વારે ચાલી વાત.
વૃદ્ધ એક જાદવ નિરધાર, આવ્યો રામ સભા મોઝાર.
તે બોલ્યો જોડીને હાથ, જાદવ કેહે સાંભળીએ નાથ:
"સ્વામીજી! આપણા પુર માંય અતીત એક આવ્યો છે હાંય.

તેનૂં રૂપ વર્ણવ નવ લહૂં, શા શા ગુણ વિસ્તારી કહૂં?
શકે દેવતા કો નિરધાર થઈ આવ્યો જોગી આકાર!
અથવા તે કોસલનો ભૂપ, કે બ્રહ્મા, ઈશ, અકલ સ્વરૂપ.
સત્ય વચન માનો તમે સોય, વસુધામાં તેવા નવ હોય.
સાંભળજો સ્વામી! સરવથી, તેવા અમે કો દીઠા નથી."

---

પુરમાની ધરી, જોગી જશ વાધ્યો દૃઢ કરી." પણ આ સરલ રીતે અર્થગમ્ય નથી. ૩૬૨ સઘળે પ્રા.કા. માં નથી. થઈ પ્રા.કા. "પામી" ૩૬૩ પ્રા.કા:–"મોટા સાધુ વદે સહુ જાણ, અતીતનું ઘણું કરે વખાણ." વખાણે ફા. વીખાણે શોએ. ૩૬૫–એમ૦ ત: "એમ પરસ્પરે વાત કરે પ્રજાય;" પ્રા.કા. 'એમ ( પ સ્પર ) વાત કરે ઘેર જાય;' ફા. એમ પરસ્પરે કરે વારતાઓ. ઉપર પ્રા.કા. પ્રત ૧ લીનો પાઠ છે. ૩૬૭ ચાલી પ્રા.કા. ચાલી ગઈ. ૩૭૧ તેનૂં–પ્રા.કા. 'તેનું રૂપ વરણન હું લહું;' પ્રા કા. પ્રત ૧ લી માં: "તેનું રૂપ વર્ણવી મે નવ લહ્યા, શા શા ગુણ વિસ્તારી કહ્યા." આ પાઠ અર્થ-ગમ્ય નથી, તેથી પ્રા.કા. નો ટીકાકાર સૂચવે છે કે "તેનું રૂપ વર્ણવી હું નવ લહું." ત. માં આવા જ ભાવનો પાઠ છે, માત્ર 'વર્ણવીને' બદલે 'વર્ણ૦વ્યું' છે. સ્વીકૃત પાઠ ફા. નો છે; અને ખુબી તો એ છે કે શ્રીયુત્ કેશવલાલભાઈએ આ જ પાઠ કલ્પી સૂચવ્યો હતો. ૩૭૨ તે પ્રા.કા એ ૩૭૩ ઈશ ત. ઈશ ઇન્દ્ર કે; પ્રા કા. ફા. ઈન્દ્ર. અકલ ફા. વરૂ. ૩૭૪ વસુધામાં૦–પ્રા.કા. "વસુધામાં એવો નહિ કોય;" ત. ફા. વસુધા માંહાં

જાદવની એવી સુણી વાણી, વળતા રામ વદે આફણી:
"કહોજી તે રહે છે કોણ ઠામ? કેમ આવ્યા તે આપણે ગામ?
એવો અતીત આવ્યો પુર વિષે, મેં તો વારતા સૂણી આજ સુખે"
બલિભદ્રનાં સુણી વચન, વળતા બોલ્યા જાદવ જનઃ
'રાય! કો જોગી છે જેહ, વન વિષેથી આવ્યો તેહ.
પ્રદક્ષિણા પૃથ્વીની ફરવા, આંહી આવ્યો છે તીર્થ કરવા.
રૂપે હદ વાળી બ્રહ્માય, ગુણે છેક વાળ્યો છે રાય.
ચાર માસ રહ્યાની આશ, જાદવસાથમાં કરવો વાસ.
મઠ બંધાવ્યો રૂડી પેર, વારા ભોજનના ઘેરે ઘેર."

અર્જુનનો નિમ લેવા વિષે બળરામ અને કૃષ્ણનો સંવાદ.

જાદવનાં એવાં સુણી વચન, હરખ્યા રામ રોહિણીતન.
કૃષ્ણ પ્રત્યે એમ વાણી કહીઃ, "અરે ભ્રાત! તું સાંભળ સહીઃ
"કાલે આપણ તેડીએ તેને, લોક વખાણે છે જેને.
"મારા મનમાં એવૂં ગમે, બાવોજી આપણ ઘેર જમે,
"ક્ષત્રીધર્મ બોલ્યુ એવઃ જતી સંન્યાસીની કરવી સેવ.
"તે માટે તેને તેડો વીર! ભોજનને લાવો મંદિર."
એવાં રામનાં સુણી વચન, વળતા બોલ્યા જગજીવન.
કૃષ્ણ કહેઃ "બાંધવ! અવિચારઃ મુંડયા માથાનો નવ લહીએ પાર.
ષટ્ દર્શનમાં બહુ પાખંડ, કો સાધુ સંત ને હોયે ઝંડ;

---

૩૭૫ પ્રા.કા. સાંભળો સ્વામી તમે સર્વથી. ૩૭૭ રહે છે ફા. છે; ઠામ ફા. ઠાર. ગામ પ્રા.કા. પ્રતિ ધામ. આપણે૦ ફા. આ નગર મોઝાર. ૩૭૮ સૂણી પ્રા.કા. જાણી. ૩૮૦ કો. પ્રા.કા. સુણો. ૩૮૧ પ્રદક્ષિણા–પ્રા.કા. "પરિક્રમા" ફરવા ત.ફા કરવા ૩૮૨ છેક–પ્રા.કા. "છેહ;" પણ અર્થ જોતા આ પાઠ ઉપયુક્ત નથી. ભૂલમાં 'છેક' ને બદલે વપરાયો હશે. ૩૮૩ ત. ફા. પ્રા.કા. તેને ચાર. કરવો ત. કર્યો. રહ્યાની–પ્રા.કા. 'રહેવાની;' ૩૮૪ વારા૦ પ્રા.કા "વારા ફરતી ભોજન કરે ઘેર ઘેર;" પણ આથી લીટી લાંબી થાય છે. ૩૮૫ ફા. રોહિણીના. ૩૮૭ તેડીએ. પ્રા.કા. તેડીશું. ૩૮૯ ફા. ક્ષત્રી ધરમે. બોલ્યુ. પ્રા.કા. બોલું છૈ;' ફા. બોલું. ૩૯૦ તેડો ત. તેડી. ૩૯૨ ' મુંડયા માથ•

કો જ્ઞાની, કો ધ્યાની હોય, કો લંપટ, ડામકી સોય.
કો જોગી, સંસારી વખાણે, કો એક પરમેશ્વરને જાણે.

કો સિદ્ધ, ને કોય અવધૂત, એવાં ષટ્ દર્શન અદ્ભુત.
તે માટે વિમાસી વાત, પછી ઘેર તેડાવો ભ્રાત!"
એમ જે વારે બોલ્યા હરિ, ત્યારે હલધરે વાણી ઊચરીઃ–
"ઘેલા કૃષ્ણ! તૂં કાંઈ નવ જાણે, ઘેર બેઠાં આપ વખાણે.
તારે મન આવે છે જેવો, તે અતીત નથી કંઈ એવો.

એક દિ સૂણો જગજીવન! મૃગયા અર્થે ગયો હૂં વન.
હૂં આવતો તે મારગ જ્યાંય, ત્યારે અતીત મેં દીઠો ત્યાંય.
આપણા સાથમાં રહ્યો છે ભાઈ! જો કાંઈ હોશે ગુણમહિમાય.
"હૂં જાણૂં જાદવ" રામ ભાખે, "સાધુ વિના કો ઊભો નવ રાખે.
મેં દીઠો છે તે મહા સાધ, તૂં કાં નિંદા કરે અપરાધ?

તે જો આંહીં મૂકે પાગ, તો આપણા પિતૃનૂં ભાગ્ય.
બાવોજી જેને ઘેર જાય, તેનો જન્મ કૃતાર્થ થાય.

---

નો' પ્રા.કા.નું પાઠાંતર "એ મૂઢ મિથ્યાનો." ૩૯૩ ષટ્ દર્શન–પ્રા.કા. પ્રત ૧લી 'ખટદર્શન તે પાખંડ.' ઝંટ ત. લંટ, પ્રા.કા. લંક.૩૯૪ ડામકિ. પ્રા.ક. દાંભિક. ૩૯૬ વખાણે ત. વિષય જાણે જાગે ત. માને. ૩૯૭ ત. વિમાસી મન. તેડાવો ત. પ્રા. ફા. તેહને. તેડો ફા. લાવો. ૩૯૯ બેઠાં ત. પ્રા.કા. બેઠો. તારે ત. મારે; તે પ્રમાણે અર્થ કરવામાં દ્રાવિડી પ્રાણાયામનો માર્ગ લેવો પડે એમ છે માટે તે ત્યાજ્ય છે. ૪૦૨ આવતો ત. પ્રા કા. આવ્યો. જ્યાંય ત પ્રા.કા. માંય. ફા. અતીતને. છે ભાઇ! પ્રા કા. સમાય. જો કાંઇ૦–પ્રા.કા. "જેનો વિસ્તર્યો ગુણ મહિમાય રે;" પણ સ્વીકૃત પાઠથી ખરૂં તાત્પર્ય જડે છે; તેનામાં ગુણ કોઈ હશે ત્યારે તે રહી આવ્યો હશેઃ આથી સ્વીકૃત પાઠ વિશેષ સુંદર છે. ૪૦૪ હૂં૦ ફા. નહી તે જાદવમાં ન શમાએ, હોશે સંતોકી કોએ; ત. હૂં જાણૂં છો જાદવને રામ ભાખે, સાધુ વિના કોને ઉભા નવ રાખે. જાણૂં પ્રા કા. જોઉં. ૪૦૫ મેં દીઠો છે૦ પ્રા.કા. "તું કાં નિંદા કરે અપરાધ, તે જોગી દીસે છે સાધ;" મેં દીઠો છે, એમાં નિશ્ચય બળવત્તર છે. મેં૦ ફા. મેં દીઠા છે ઘણા સાધ. કરે. ફા. કરે છે. ૪૦૬ તે જો આંહી–પ્રા.કાઃ "તે જો આપણે ઘેર મૂકે પાગ." તે જો૦ ફા. તે જોગી જો કાંઇ આંહાં

જો તે આવે આપણે ઘેર, ભાગ્ય આપણૂં વાધે ફૂહેર.
આપણા કુળનો મહિમા સરે, સાધુસંત કો ભોજન કરે.
માટે વિનય કરીને લાવો, ભોજન કરવાને પધરાવો.
જો જોગી આવે આ ઠામ, થાયે પવિત્ર આપણાં ધામ.
પરમ સાધુ સંન્યાસી હોયે, તે સરખો નહીં બીજો કોયે.
કોને આશિર્વચન દીયે સાર, તો તે પામે પદારથ ચાર.
ધર્મ, અર્થ, મોક્ષ ને કામ." એવી વાણી બોલ્યા રામ.

વલણ.

એવી વાણી રામની તે કૃષ્ણે સહુ શ્રવણે ધરી રે.
પ્રતિ–ઉત્તર તેણે સમે, પછી હલધરશૂં બોલ્યા હરિ રે.



## કડવું ૧૦ મું.

બાવાનાં લક્ષણ વિષે કૃષ્ણનાં વચન.

રાગ સામેરી.

વૈશંપાયન વાણી વદેઃ સુણ જનમેજય ભૂપાલ !
બલિભદ્ર પ્રત્યે વચન બોલ્યા સ્વામી શ્રી ગોપાલઃ
"અહો ભ્રાત ! હૂં કહૂં તમને, એ સંન્યાસીની જાત !
ભેખમાં સરવકો સમાયે, નવ જાણે કવણ જ્ઞાત.

મૂકો પાગ ૪૦૮ જો તે ત. જો તે જોગી; પ્રા.કા. ફા. તે જોગી. ભાગ્ય ત. ફા. તો ભાગ્ય. પ્રા.કા. "ભાગ્ય આપણે કરી જાણું મહેર." આ પાઠમાં વ્યાકરણદોષ છે. કર્મણી પ્રયોગનું ક્રિયાપદ હોવાથી "ભાગ્યે આપણા." એમ જોઇએ. ૪૦૯ આપણ૦–પ્રા.કા. પ્રત ૨૭: "આપણાં બાવન કુળ તરે." ૪ લાવો ફા. લાવું, પ્રા.કા. લાવું; પધરાવો. પ્રા. કા. પધરાવું,ફા. પધરાવું. ૪૦૯ આપણાં ત.ફા. આપણૂ ૪૧૪ ફા.ને કામ મોક્ષ.રામ ફા. પરતક્ષ. કડવું ૧૦મું.૪૧૭ વાણી વદે.ફા. ઊચરે ૪૧૯ એ સંન્યાસી૦–પ્રા.કા."એ સંન્યાસીનું ગાત." ગાત એટલે ગાત્ર–દેહ અર્થાત્ સંન્યાસી છે. પરંતુ અનેકમાંથી એક પ્રકારનો સંન્યાસી છે, એ ભાવ સહજ હોવાથી સ્વીકૃત પાઠ યોગ્ય છે. ૪૨૦ નવ૦ પ્રા.કા. ન

એવા પાખંડી ને દંડી ઘણા, આવે ઉન્મત્ત જોગી,
જાયે ઘેરથી શીશ મુંડાવી, અન્ન–આહારના ભોગી.
ઘેર ઉદરપોષણ નવ થાયે, પછી હોયે અતીત;
જ્યાં ભોજન પામે ત્યાં બેસે, પાખંડીની રીત,
ઉદર પોતાનું ભરવા અર્થે લે વેષ વિવિધ પ્રકાર;
પાખંડ ચરિત્ર કર્યા વિના (કો) માને નહીં લગાર.
જોગી હોયે તો રહે વન માંહિ, સુણો બાંધવ રામ !
સાધુ પુરૂષને આંહીં આવ્યાનૂં નગર વિષે કૃણુ કામ ?
પાંચે ઇંદ્રિય વશ રાખે તો, (તે) પોતે પ્રભુસ્વરૂપ.
વિમાસયે અર્થ આવે તેહને, શુંય અપૂરૂં રૂપ ?
વન માંહે હરિ નારાયણશું એકમને ચિત્ત લાવે.
જો મનસા એક ઠામે હોયે, જે જોઇએ તે આવે.
એવા પેટભરા પાખંડી પરમેશ્વર નવ જાણે;
ડામકી દેખી મોહ્યા, માટે લોક સહુ વખાણે.
તેમાં તમે શૂં મોહ્યા બાંધવ ? શું ગુણ દીઠા કૂડેર ?
જાદવ માંહે ખાતો હીંડે નિત્યે ઘેરે ઘેર.”

---

જાણીએ કોણ જાત. ૪૨૧ દંડી–ત ફા. “લંડી.” ને. પ્રા.કા. માં નથી. આવે. ત. આવે છે. ઉન્મત્ત જોગી પ્રા.કા. જોગી; ફા. જોગી સાર; ત. ઉન્મત્ત ભોગી. ૪૨૨ અન્ન ત. અન્યત્ર. ભોગી. ત. જોગી. ૪૨૩ અતીત ફા. જોગી. ૪૨૭ જોગી૦ ફા. ને પ્રા કા જો સિદ્ધ હોય તો રહે વનમાં. સુણો ત પ્રા.કા. સાંભળો. વેષ–માત્ર પ્રા.કા.માં “લે વેષ.” ૪૨૮ ત. આવ્યાનાં. લગાર–પ્રા.કા.ને ફા.“નિરધાર;” પ્રા.કા. પ્રત ૨૭ ‘લગાર,’ ૪૨૮ કૂણ–પ્રા કા. ફા. “શું.” ૪૨૯–૩૦ પ્રા. કા. માં આ કડી આમ છે—“જે પંચેન્દ્રિ વશ રાખે પોતે, તો પાડે પ્રભુ પુરૂં; વસ્તી માંહે શે અર્થે આવે ? એને શું અપૂરૂં ?” પ્રા.કા. પ્રત ૧ લી: “જો પંચેદ્રિ વશ રાખે પોતે, તો સદાય તેને સુખ; વસ્તીમાં શે અર્થે આવે તેને શું હોય દુ:ખ ?” સ્વીકૃત પાઠમાં વિચાર–સંકલ્પ–બલનું પ્રાધાન્ય છે ૪૩૧ વન૦ પ્રા. કા. “વન વિષે રહી.” ૪૩૩ ત. પરમેશ્વર ત. પ્રા કા. ને ફા. પરમેશ્વરને :નવ ફા. પ્રા કા “શુ.” ૪૩૨ ડામકી પ્રા.કા. “દમાકીને,” ફા. ડમકીને, ફા.દેખીને. લોક સહુ ફા પ્રા.કા

### બળદેવનો કૃષ્ણ ઉપર કોપ.

એવાં વચન સુણતાં હલધરને ક્રોધ ચઢ્યો મન સાથ,
ચરણ થકી જ્વાળા પાવકની લાગી છે જઈ માથ.
કૃષ્ણ પ્રત્યે એમ વાણી બોલ્યાઃ "શૂં જાણે અજ્ઞાન?
અરે! ભ્રાત! સાંભળ કહૂં તુજને, તે જોગી ભગવાન.
એ સરખા કો નહીં ભૂતલમાં જેને ઇચ્છે દેવ,
અમરનાથ સરખા નવ પામે સ્વપ્ન વિષે અશ્વમેવ.
તૂં શૂં જાણે અતીતને, એ, કેવળ છે કો બ્રહ્મ;
ઘેર બેઠાં નિંદા કરે તેની, ફોગટ બાંધે કર્મ.
જો ભાગ્યેગ હોયે આપણ ઘરનૂં, તો તે આવે ત્યાંય,
આપણ કુલનો એ છે મહિમા," રામ વદે મુખ ત્યાંય,
"પણ શૂં જાણે? આજ લગી તેં ગૌચારી ભૂદેવ!
સાધુસંતની નિંદા કરવા હજુ તુજને છે ટેવ.
આજ લગી તેં સિદ્ધ રૂપ કો, નથી દીઠો કાં ભાઈ!
તો તું બાંધવ! ક્યાંથી જાણે ધર્મયુક્ત ચતુરાઈ?
મારે તો તેહને તેડવા ભોજનને ઘર માંહ;
હવે વચન ફરી મુજ સાથે રખે બોલતો આંહ.

---

લોક. શા ગુણ–પ્રા કા. "શા ગુણની દીઠી પેર." ફૂહેર ત. અઘોર ૪૩૬ નિત્ય૦–પ્રા.કા. ફા. "નિત્ય માધુકરી ઘેર ઘેર." ૪૩૭ સુણતાં–પ્રા.કા. 'શુણી.' ક્રોધ પ્રા કા. 'કોપ.' ૪૩૯ શૂં પ્રા.કા ફા. તું શું. ૪૪૦ પ્રા કા. 'જોગી છે.' ૪૪૧ કો ત. કોઈ ભૂતલમાં ત. ભૂતલ માહાં, ફા. ભૂતલ. પ્રા કા "તું શું જાણે એ અતિતને છે કેવળ પૂરણ બ્રહ્મ" તઃ તું સુણ એ અતીત સરખા, નવ પામે કેવળ છે એ બ્રહ્મ ૪૪૫ ત. પ્રા.કા. આપણા. ૪૪૨ પ્રા કા. અવશ્યમેવ ૪૪૫–૪૪૮ પ્રા.કા. ૧ લી પ્રતમાં આ ચાર લીટી નથી. ૪૪૬ છે ત. છેહ. ૪૪૭ શૂં પ્રા કા.ત. તૂં શૂં. ૪૪૮ કરવા ત. કરતાં. ૪૪૯ ત. આજ લગી કો સિદ્ધ રૂપને તેંહ નથી–; પ્રા.કા. આજ લગી તેં સિદ્ધ પુરૂષને–. ૪૫૦ તો તું૦ પ્રા.કા. "તો બુદ્ધિ માધવ ક્યાંથી આણે!" ૪૫૨ પ્રા.કા.

સાધુ અથવા ખળ હોયે તે, જાત તણૂં શું કામ ?
એક વાર તે અશન કરીને જાયે આપણે ઠામ."

કૃષ્ણે બલરામનું કરેલું સાંત્વન.

એવાં રામનાં વચન સાંભળી, બોલ્યા શ્રી જગદીશ:
"મુજ અપરાધ ક્ષમા કરીને રામ ! તજો મન રીસ.
મેં અજ્ઞાને કાંઈ નવ જાણ્યું, (જે) બોલ્યો હૂં વચન.
શીઘ્ર જઈ બાવાને તેડો કરવા ઘર ભોજન.
કહો તો વળી હૂં સાથે આવૂં દંડકમંડલ લેવા;
તમારી આજ્ઞા કેમ કરી લોપૂં ? કરવા લાગૂં સેવા.

જો કાંઇ ભાયેગ આપણૂં હોયે, અતીત આવે ઘેર;
કર્તાની ગતિ અનેરડી છે, ચાલો કરીએ પેર.
આપણ બન્ને સાથે જઇને તેડી લાવીએ ઘેર.
આગતાસ્વાગતા સેવા કીજે ભોજન રૂડી પેર.

જે તમારા મનમાં આવ્યૂં, (તે) મારે કરવૂં પ્રથમ;
જ્યેષ્ઠ ભ્રાત તણી આજ્ઞા, તે હૂં કનિષ્ઠ લોપૂં કયમ ?

---

"હાવાં ફરીથી તું વચન મુજ સાથે રખે બોલે આંય." હવે ત. હવે તું. ૪૫૩ ખળ ત. ' લંડ." ૪૫૪ જાય–પ્રા કા ફા. "જશે." કામ ફા. ધામ. ૪૫૬ કરીને પ્રા.કા. કરોને. મને પ્રા.કા. હવે. ૪૫૭ અજ્ઞાને પ્રા.કા. ત. અજ્ઞાનીએ. જો૦ ફા. જે બોલ્યા મુખ વચન. ૪૫૮. જઈ–પ્રા.કા. "થઇ." કરવા૦–પ્રા.કા. "કરવા ઘર પાવન." પ્રા. કા. પ્રત ૧લી "કરાવીએ ભોજન." ૪૬૦ કેમ ત. હુ કેમ. ૪૬૧–૬૨ ફા. પ્રા. કા. તઃ–"જો કાંઈ ભાગ્ય આપણું હોય તો કોઈ અતીત ઘેર આવે, અજ્ઞાન વચન કહ્યાં હોય તે, રખે ભ્રાત મનમાં લાવે." પ્રા.કા. ની પ્રત. ૧લીનો પાઠ સ્વીકારેલો છે. કારણ કે છેલ્લી લીટીમાં ભવિષ્યમ બનનારા પ્રસંગનું સૂચન કરવાની સાથે યુક્તિ સહિત કૃષ્ણે બલરામનું વેણ સ્વીકાર્યું છે, તેથી ધ્વનિ સારો છે. ૪૬૫. જે ત. ફા. "જો." તે ત. "તો." ત. કરવૂં. પ્રા.કા. મન ૪૬૬

એવાં કૃષ્ણનાં વચન સાંભળી, રામ થયા રળીયાત;
આલિંગન દેઈ હર્ષ ધરીને રૂદયા ચાંપ્યો ભ્રાત.

વલણ.

રૂદયા ચાંપ્યો ભ્રાતને, બલિભદ્ર હરખ્યા મંન રે,
હવે જોગીને તેડવા રામ જાશે, સાથે જગજીવન રે. ૪૭૦

---

## કડવું ૧૧ મું.

અર્જુનને તેડવા જવાની તૈયારી.

રાગ રામગ્રી.

વૈશંપાયન કહેઃ સુણ રાયજી ! હવે કહૂં તમને શુભ કથાયજી,
બાવાજીને આશ્રમ સારજી જાવા હલધર થાયે તૈયારજી.

ચાલ.

બાવાજીને તેડવા રામને હરખ ન માયજી;
વસ્ત્ર પેહેર્યાં તે સમે પ્રફુલ્લિત થઈ કાયજી.
(પછી) અંતઃપુરમાં જઈ કહ્યું:, "સામગ્રી કરજો તત્પર જી. ૪૭૫
આજે આવશે અતીત આપણે ઘેર કરવા આહાર જી.
તે માટે નાના વિધ ભોજન રચો રૂડી પેરજી;
સાધુજન સંતોષવા અર્થે આજ તેડશૂં ઘેર જી."

---

તે૦ ત. પ્રા.કા.તે કનિષ્ઠ લોપે કયમ ૪૬૭ કૃષ્ણના ત.શ્રી કૃષ્ણનાં.૪૬૮ રૂદયા પ્રા.કા. હૃદે. કડવું અગીઆરમું.૪૭૧.શુભ–પ્રા.કા."એહ."ફા.પવિત્ર. ૪૭૨ પ્રા.કાઃ "બાવાજીને આશ્રમ જાવા સારજી, થયા હલધર કૃષ્ણ તૈયારજી" ચાલ. પ્રા.કા. ફા. ઢાળ. ૪૭૩ ત. માં આ કડવામાં દરેક લીટીને છેડે 'જી' પૂરક છે, પણ ફા. પ્રા.કા. માં નથી. હરખ ફા. મન હરખ ૪૭૪ તે સમે–પ્રા.કા. ફા. "હર્ષ સાથે." ૪૭૫. તત્પર–પ્રા.કા. ફા. "તૈયાર." ૪૭૭ ફા. માટે નાના વિધની રસોઈ નીપાવજો, કહું છઉં રૂડી પેર. ૪૭૮ તેડશૂં પ્રા.કા. તેડું. સાધુ૦ ફા. જેમ સીધ જોગી

એવૂં કહીને ધામથી શ્રી રામ આવ્યા બાહાર જી;
શ્રી કૃષ્ણને કહેઃ "ચાલો જઈએ જોગી કેરે દ્વાર જી."
વચન એવાં સાંભળીને હરિ હરખ્યા મન જીઃ
"ચાલો ભાઈ! તમ સાથે આવૂં જોગીને આસન જી."

બાવાની મઢીએ જતાં લોકનો વિનય.

એવૂં કહીને સજ્જ થયા શ્રીકૃષ્ણ તેણી વાર જી,
બલિભદ્રની સાથે સાંચર્યા પાછળ જગદાધાર જી.
સેવક પાછળ અપરિમિત છે, પાળા ચાલે રામ જી.
પુરનિવાસી મળે સામાં, કરે સરવ પ્રણામ જી.
એમ કરતાં મઢી સમીપે આવ્યા રામકૃષ્ણ તે રાય જી.

મઢીમા બાવા અને રામકૃષ્ણનું મિલન.

દૂર થકી દેખી સભા સરવે ઉઠી બેઠા થાય જી.
કો જાદવ બાવાજીને જઈને કહ્યો સમાચાર જીઃ
"રામકૃષ્ણ આંહાં આવે છે, બાવા! પધારો દ્વાર જી."
બાવોજી કહે જાદવ પ્રત્યેઃ "કોણ આવે છે એહ જી?"
જાદવ કહે છે જોગી પ્રત્યેઃ "રાય નગરના જેહ જી,
તમારૂં દર્શન કરવા આવે, ન જાણીએ શૂં કામ જી?

---

હરખ પામે, આજ તે રૂડુ ઘેર. ૪૮૦ હરિ ફા. કૃષ્ણ. ૪૮૨. ભાઈ–પ્રા કા. ફા. 'હ્ર'. આસન ફા. પ્રા કા આશ્રમ. ૪૮૪ પ્રા.કા. સંચર્યા. ૪૮૫ પાછળ પ્રા. કા. સાથે. ચાલે–પ્રા. કા "પોતે." કરે–પ્રા. કા. પ્રત ૧લીઃ "કરે સહુને પ્રણામ." સરવ ફા. ડંડ. પરંતુ નિયમ પ્રમાણે પુરના રાજવશીને સર્વ લોક પ્રણામ કરે એ ભાવ યુક્ત છે ૪૮૭ તે ફા. પ્રા. કા. બે. ૪૮૮ બેઠા ફા. પ્રા. કા. બેઠી. ૪૮૯ કો પ્રા કા. એક ૪૯૦ આહા ત. બેહુ આંહા; પ્રા. કા. અહીં. આવે–પ્રા કા. "પધારે." ૪૯૧ ત. ફા પ્રા. કાઃ ત્યારે બાવોજી–. ૪૯૨ ત. પૂછે જાદવ–. જેહ પ્રા.કા એહ. ૪૯૪ કરો–પ્રા.કા. ત. "કરશે." પ્રા.કા. પ્રત ૧લીમાંઃ "કરે સર્વને પ્રણામ." રામકૃષ્ણ તમને પ્રણામ કરશે એમ કહેવા કરતાં એ રાજવંશી છે, માટે તમે તેમને પ્રણામ કરો, એવો બાવાનો મહિમા નહીં

માટે તમે દ્વારે આવો. કરો વિનય પ્રણામ જી"
એવું સાંભળીને બાવાજી આવી બેઠા આસન જી.

પછી ત્યાં આવીને ઉભા હળધર, જગજીવન જી.
તેણે સમે નમ્યા સહુ જાદવ, આવ્યા જાણી રામ જી;
આસનથી અવધૂત નવ ઊઠયા, બેશી રહ્યા નિજ ઠામ જી.
બાવાજીની સન્મુખ આવ્યા કૃષ્ણ ને શ્રી રામજી;
નેત્રપલ્લવી કરી પાર્થે પ્રભુને કર્યો પ્રણામ જી.

નેત્રસમસ્યા માંહે મળ્યા અર્જુનને જદુરાય જી;
બલિભદ્ર જઈ બાવાજીને વેગે લાગ્યા પાય જી.
દંડપ્રણામ કર્યો, પગે લાગ્યા, પ્રદક્ષિણા કરી ચાર જી;
"બાવાજી ! તમ દર્શનથી સફળ થયો અવતાર જી"
એવું સાંભળી જોગી હરખ્યા, દીધું આશિર્વચન જી:

"સદા કાળ સુખી રહો બાપુ ! બેસો આ આસન જી."
એવું સાંભળી તત્ક્ષણ બેઠા, કૃષ્ણ ને બલદેવ જી.
ઊભા હતા તે જાદવ બેઠા, તે દેખી તતખેવ જી.
રામકૃષ્ણ સભામાં બેઠા બાવાજી સન્મુખ જી
સંકર્ષણ સાધુને દેખી ઘણું પામિયા સુખ જી

જાણનારા અને રાજાને ઈશ્વરાવતારી માનનારાઓએ સૂચના આપવી,એ વિશેષ સહજ છે. ૪૯૬ જગજીવન ફા. શ્રી ભગવાન. ૪૯૮ ત. ફા. પણ આસનથી–. ૪૯૯ ત. ફા. પ્રા.કા. પછે બાવાજીની–. ૪૯૯–૫૦૦–પ્રા.કા માં આ બે લીટી ઉલટાસુલટી છે. ૫૦૦ કરી ફા. માંહાં. ૫૦૧ ત. પ્રા. કા. શ્રી જદુરાય. ૫૦૩ લાગ્યા ત. પ્રા.કા. લાગી. ૫૦૪ બાવાજી૦–પ્રા.કા. બાવાજી આજ તમ–. પણ 'આજ' શબ્દથી લીટી મોટી થાય છે. ૫૦૬ બેસો–પ્રા કા. 'બેસો બેસો.' બાપુ–પ્રા.કા. ફા. "બાળુ;" ત. બાબા. પરંતુ 'બાબુ' માં બંગાળીની ગંધ છે, ત્યારે 'બાપુ' શુદ્ધ ગુજરાતી છે. પ્રા કા. પ્રત ૨૭મા સ્વીકૃત પાઠ છે. ૫૨૦ પ્રા.કા: "કહો જી બેઉ બાંધવે આજ કૃપા કરી કયમ આવ." ૫૦૭ પ્રા. કા. શ્રી કૃષ્ણ. ૫૧૦ ઘણું૦ ફા. બહુ ગુંજ પામ્યા.

તેણે સમે બોલ્યા બાવાજી રામકૃષ્ણશૂં ત્યાંય જીઃ
"કહો જી બન્ને બાંધવે કયમ કૃપા કરી આંય જી?"

### બલરામનું ભોજનનું નિમંત્રણ.

તદાકાળ કર જોડી બોલ્યા બાવાજીશૂં રામ જીઃ
"દર્શન કરવા અમો તમારૂં આંહી આવ્યા છઊં સ્વામ! જી,
વળી એક કૃપા કરો અમને, હૂં માગૂં છઊં માન જીઃ
આજ અમારે ઘેર પધારો ભોજનને ભગવાન જી.
ધામ પવિત્ર કરો અમારૂં, ત્યાં આવી તમે આજ જી;
સેવા હૂં સેવકથી થાશે, તેવી કરીશ મહારાજ જી!
હૂં તમને તેડવા આવ્યો છઊં, બાવાજી! અવિધારો જી;
કૃપા કરીને કરૂણાસિંધુ! મુજ મંદિર પધારો જી.
સેવક ઉપર દયા કરવી, સાંભળીએ જી બાવાજી!
ઊઠો અવધૂત! સાંપ્રત થાઓ સેવકને ઘેર જાવાજી."

### વલણ.

જાવા ઘેર સેવક તણે એમ રામ ધણી વિનતિ કરે રે;
વચન સૂણી બલિભદ્રનાં પછી બાવાજી શૂં ઉચ્ચરે રે?



૫૧૨ ત.: કોહોજી બંન્યો બાધવો આજ કીંપા કરી કેમ આવ્યા આહે. ૫૧૩ તદાકાળ ત. તદાકાર. ૫૧૪ છઊં પ્રા.કા. છું. ૫૧૫ માન ફા. તમ માન. છઊં પ્રા. કા. છું. ૫૧૬ ભોજનને ત. 'ભોજન કરવા'. ૫૧૭–અમારૂં પ્રા.કા. ફા. "અમારા" કાઠીઆવાડમાં હજી 'ઘર' બહુ વચનાર્થે વપરાય છે ૫૧૮ કરીશ–પ્રા.કા. 'કરશું.' હું સાથે બહુવચનનું ક્રિયાપદ "કરશું" અયુક્ત છે. ૫૧૯ છઊં પ્રા.કા. છું. ફા.માં આ પંક્તિ પડી છે. ૫૨૦ પધારો–પ્રા.કા. "પગ ધારો." ૫૨૧ પ્રા.કા: "સેવક ઉપર દયા કરીએ સાંભળીએ જોગી બાવા!" ૫૨૨ સાંપ્રત પ્રા.કા. "શિઘ્ર;" ફા. "સજ." ૫૨૩ ઘેર ફા. દુવાર.

## કડવું ૧૨ મું

બાવાની નિસ્પૃહા અને રાજદ્વારમાં જવાની અનિચ્છાનું દર્શન.

રાગ રામગ્રી.

વૈશંપાયન બોલ્યા વાણી જીઃ સાંભળ રાજ ! ચતુઃસુજાણ ! જી
બાવાજીના ચરિત્ર જેહ જી, કહૂં વિસ્તારી તમને તેહ જી.

ચાલ.

વિસ્તારી કહૂં તમ પ્રત્યે નયજી ! અવિચાર;
પછી બાવો વદે વાણી રામકૃષ્ણશૂં તેણી વારઃ
"મારે મન એવૂં ઉપજે સાંભળો કેશવરામ !
રાજદ્વારે હૂં નહીં આવૂં, અતીતને શૂં કામ ?

બ્રહ્માની સૃષ્ટિ વિષે વળી રંક રાજા હોય.
ધનવંત ને કો દરિદ્રી, એવી પ્રજા સરવ કોય.
આપ આપણે ઘેર સહુ મોટા. વિમાસી તૂં જોય,
સંન્યાસીને સરવ સરખા, અધિક ઓછૂં નવ કોય.
કહીં પંચામૃત હોયે ભોજન, કહીં કણુવતની જુવાર.

પણ અતીતને સ્વાદ સરખો, માન રાય ! નિરધાર.
જો હાવાં જોગી થયા, તો શા ઇચ્છવા ભોગ ?
અલખને ગમશે તે થાશે, જે લિખિતના સંજોગ

---

કડવું બારમું. વાણી પ્રા.કા. વાણ. ચાલ પ્રા. કા. "ઢાળ." ૫૨૮ રામકૃષ્ણ-શૂં પ્રા. કા. ફા. રામશૂં. ૫૨૯ સાંભળો ફા. સુણો. ૫૩૦ નહીં ફા. નવ અતીતને પ્રા.કા. મારે અતીતને. ૫૩૨ એવી.– પ્રા કા. "એવી પ્રજા છે સહુ કોય." ૫૩૪ કોય ત. હોય. ૫૩૩ કણુવતની ફા. કણુવતી; ત. કણુવતનુ. ૫૩૬ પ્રા.કા. સરખો હોય. માન ફા. માનો. રાય–પ્રા.કા. "નૃપ." ૫૩૭ શા ફા. શા તે. ૫૩૮

આ નગરમાં નિત્યે જમૂં છઊં જાદવને જઇ ઘેર,
તે સરવે કરૂણા તમારી, જો હેતની છે લહેર.
જે દિવસે જોગી થયા ત્યારે, કર્યો મન વિચાર:
"રાજદ્વારે નવ જાવૂં કો દિવસ કરવા આહાર:
કદાચિત જો ત્યાં જઇએ તો, શોભા જોઈ મોહ લાગે;
ગૃહસ્થના ઘરની દેખી રચના, તપ જોગીનાં ભાગે."
તે માટે હૂં તમને કહૂં છઊં, તે સ્થાનક નહીં આવૂં,
સંન્યાસીને સ્વાદ ન કરવો, જે આવે તે ખાવૂં.

બલરામની વૃદ્ધિંગત શ્રદ્ધા અને કાલાવાલા.

એવાં અતીતનાં વચન સાંભળી, રામ હરખ્યા મન;
વાત સુણી વિશ્વાસ જ આવ્યો: (જે) 'મોટા જોગી જન."
બલિભદ્ર વિમાસે મન વિષે: "કો નહિ એને તોલે."
તેણે સમે ત્યાં કર જોડીને રામ ફરી શૂં બોલે:

"હો બાવાજી ! હો બાવાજી ! અમને કરૂણા કીજે;
આજ કૃપા કરી, ભોજન અર્થે અમ ઘર તો આવીજે."
કાલાવાલા કોડ કરે, વળી ઊઠી બેઠા થાય;
"સભાવના સેવકની કીજે", એમ કહી લાગે પાય.

---

અલખ–પ્રા. કા. "અલક્ષ્ય." પ્રા. કા. લિખિત. ૫૩૯ છઊં પ્રા.કા. છું. ૫૪૦ જોગી–પ્રા.કા. "યોગી." ૫૪૧ ફા. જે દીવસે જારે જોગી–.૫૪૨ નવ ફા. કહિ ન. ૫૪૩ મોહ પ્રા.કા. ચિત્ત. ૫૪૪ દેખી પ્રા ક જોઈ. ત જોગીનો. ૫૪૫ હું૦ ફા.તમો નીશ્રે જાણો હું તે. ૫૪૬ ન કરવો ફા. કેહેવો. રામ ફા. ઘણું રામ. ૫૪૮ જે પ્રા.કા. એ. ૫૫૦ શૂં ફા મુખ. ૫૫૧ હો પ્રા. કા. અહો. અમને–પ્રા. કા. ફા. 'મુજને.' પરંતુ બન્ને બાબઓની સાથે વિનતિ થાય તો તે વધુ પ્રબલ ગણાય. ૫૫૩ કરે ફા. કરાવે. ૫૫૪ ત. સંભાવના. કીજે–પ્રા.કા ફા. કરવી." 'કીજે' સ્વાભાવિક છે. લાગે–પ્રા.કા. ફા. "લાગ્યા." વારવારની ક્રિયા થતી ઉપર દર્શાવેલી હોવાથી

કૃષ્ણે કરેલું પ્રણિપત્ય.

બલિભદ્રનૂં મન રાખવા કૃષ્ણ વદે છે વાણીઃ
"ઊઠો અવધૂત! આવો મંદિર પરમ સેવક આ જાણી.
આવડા કાલવાલા વિનય કાં કરાવો બાવા?
અતીતને મન સરવે સરખા, શેડો મંદિર જાવા."
પછી હલધર એણી પેર બોલ્યા બાવાશું વચનઃ

બલરામની આજીજી ઉપર આજીજી

"અવધૂત! જોગી! આવો મંદિર કહો તે લાવૂં વાહન.
હય, હસ્તીપર બેસો બાવા! રથ સાંપ્રત કરાવું,
રત્નજડિત સુખપાલે બેસો, કહો તેમ ઘર પધરાવૂં,
એક વાર મુજ મંદિર આવો ભોજનને અવિનાશ!
હો બાવાજી! હો બાવાજી! રખે કરો નિરાશ."

અર્જુનની ભોજનની પ્રતિજ્ઞા.

તદાકાળ બાવોજી બોલ્યાઃ "વચન સુણો એક મારૂં;
હૂં આવૂં ત્યાં ભોજન કરવા મેં માન્યૂં વચન તમારૂં.
એક પ્રતિજ્ઞા માહારે છે, જ્યાં કરવા જાઊં ભોજન,
કુમારિકા ત્યાં આવી પીરસે તો, હૂં કરૂં અશન.
તે માટે હૂં મન વિચારૂં, સાંભળીએ શ્રી રામ!
અવધૂત, જાગી, સંન્યાસીને ગયાનૂં શૂં કામ?

"લાગે" યોગ્ય જ છે: ૫૫૭ ફા. કાલાવાલા શા કરાવો બાવાજી. વિને કરવો શું આવો. ૫૫૯ બાવાશૂ ફા બાવાજીશું; ત. વાયેસુ. ૫૬૦ કહો તે પ્રા. કા. ફા. કહો તો. ૫૬૧ રથ–પ્રા.કા. "અગ્રે રથ કરાવું." સાપ્રતમાં અર્થ સ્પષ્ટ છે. પ્રા.કા. પ્રત ૧લીઃ "અગ્રે રથ સાંપ્રદ." ૫૬૨ કહો–પ્રા.કા. "કહો તે મધ્ય." ૫૬૩ ત. પ્રા.કા. ફા. પણ એક વાર—.૫૬૪ રખે૰ ત ફા રખે કરો મુને નિરાશ. ૫૬૫ ત. તદાકાર. સૂણો ત.સૂણ.૫૬૬ ત. પ્રા.કા. ફા. પણ એક પ્રતિજ્ઞા માહારે છે હું જ્યાં—. ૫૬૮ અશન–ત. "ભોજન." ૫૬૯ ફા. તે માટે શત માનજો, મુજ વચન એ

મારૂં વ્રત ભાગે તે માટે વિમાસું છઊં મન"

બલરામનું પ્રતિજ્ઞા પાળવાનું વચન.

એવું સાંભળી રામ વદે એમ જોગી સાથ વચનઃ
"એ તો વાત સહેલી છે બાવા! બેન સુભદ્રા મારી;
લઘુ વય તે કુમારિકા પ્રીસે, સેવા કરે તમારી.
તે માટે ઊઠો બાવાજી! હવાં ન કરવી વાર,
સામગ્રી સહુ સાંપ્રત થઇ છે ઘેર અમારે ત્યાર.
આજ અમોને કરો કૃતાર્થ, હું માગું છઊં માન,
સેવકને ઘેર જવું સર્વથા, પધારીએ ભગવાન!"
બલિભદ્રે પ્રણિપત કરીને એહ કહ્યાં વચન.
સુભદ્રાનૂં નામ સાંભળી બાવો થયા પ્રસન્ન.

વલણ.

નામ સાંભળી પ્રસન્ન થયા અવધૂત હરખ્યા મન રે.
હવે બાવોજી જશે રામને ઘેર કરવાને ભોજન રે.



વાંહાં રામ. ૫૭૦–સ્યાનૂં ત. અને પ્રા.કા પ્રત ૧લીઃ "વાહનનું." અહીં વ્રતની વાત પ્રધાન છે, અને કાંઇ ઘેર ઘેર એમ કન્યા પીરસનારી મળે નહીં, માટે ગૃહીને ત્યાં જવું યોગ્ય નથી, એનો ભાવ છે. પછીની લીટી આ ભાવને ટેકા આપે છે. માટે પ્રા.કા.નો પાઠ યોગ્ય હોવાથી સ્વીકાર્યો છે. ૫૭૧–તે માટે૦ પ્રા.કઃ "તમ માટે વિચારૂં છું." ૫૭૪–પીરસે–ત. ફા "પ્રીસશે." કરે–ત. ફા. "કરશે." ફા. હે તો અંન્ન પીરસશે તમુને, લઘૂ વે છે બાલ કુમારી. ૫૭૫ પ્રા.કા. ફા. હાવાં. ૫૭૬ ત્યાર પ્રા.કા. તૈયાર. ૫૭૭ ત. માં "પધારીએ ભગવાન," પડ્યું છે. ૫૭૯–પ્રા.કાઃ–"બલિભદ્ર પ્રણીપત કરીને એવાં વદ્યા વચન." ૫૮૦ પ્રસન્ન ફા. સાવધાન. ૫૮૧ ત. હરક્ષો. જશે ફા. જાશે. પ્રા.કા.:–વિપ્ર પ્રેમાનંદ કહે હાવાં બાવો કરવા જશે ભોજન રે."

# કડવું ૧૩ મું.

## રાજદ્વારમા જવાની અર્જુનની તૈયારી.

રાગ રામેરી.

વૈશંપાયન કહેઃ સુણ રાય! પૂર્વજ તારાનો મહિમાય;
અર્જુન જાવાને સજ્જ થાય, રામને ઘેર ભોજન કરવાય.

ચાલ.

ભોજન કરવા રામને ઘેર થવા આવો તૈયાર રે;
મઢી માંહે જઈ જોગીએ અંગે ધર્યો શણગાર રે.
પવિત્ર શુદ્ધ વિભૂતિ ચ્હાવી. અંગે કરી લેપન રે;
સર્વ તેજ આવીને વસિયાં, (જે) હતાં ત્રણ ભોવન રે.
જટા બાંધી મસ્તકે, વીટયૂં પીતાંબર એક રે;

પીતાંબર ને પહેરણે સ્વરૂપથી વળીઓ છેક રે.
મૃગચર્મ અંગે ઓઢીયું મધ્યે રક્ત વસ્ત્ર નિધાન રે;
છડી પીંછી હાથે લઇને, કરડૂઓ બણ્યો ગુણવાન રે.

---

કડવું ૧૩ મું. સામેરી. ફા. ભીમપલાશી. ૫૮૩ ફા. રાયજી; મહિમાયજી; સજ્જ થાએજી; કરવાયજી. પૂર્વજ૦ ત. મા આજ પાદ પહેલું છે. ચાલ-પ્રા.કા. 'ઢાળ.' ત. માં બધી કડીઓને અંતે 'રે' પૂરક છે, પણ પ્રા. કા. ફા.માં નથી. ૫૮૬—અંગે ધર્યો-પ્રા.કા. 'ધર્યો સર્વ,' પ્રા કા. પ્રત ૧લી "અંગે કર્યો." ૫૮૭ ચઢાવી-ત. પ્રા.કા. તે. અંગે૦ ત. "અંગે ભસ્મ કરી લેપન." પણ 'વિભૂતિ' આગળ હોવાથી 'ભસ્મથી' પુનરુક્તિ થાય, માટે તે ત્યાજ્ય છે. ૫૮૮ ત, ફા. "સહુ તેજ આવી વસ્યું અંગે, જે હતું ત્રણ ભોવન રે." પ્રા.કા.નો પાઠ વિશેષ સ્પષ્ટ અને મહત્વદર્શક છે. ૫૯૦—સ્વરૂપથી૦—પ્રા કા. "સ્વરૂપે વાળ્યો છેક;" ફા. રૂપે—૦ ૫૯૧ નિધાન પ્રા.કા. પરિધાન ૫૯૨ કરડૂઓ પ્રા.કા. કરવડો. બણ્યો ફા. લીધો. દ્વાદશ પ્રા.કાઃ "ભાલે." પરંતુ જોગીઓ આખા શરીર ઉપર બાર સ્થાને

ત્રિપુણ્ડ્ર તિલક વિશાળ ભાળે અર્ધ-ચંદ્રાકાર રે;
તિલક દ્વાદશ શોભતાં જાણે ઈશનો અવતાર રે
આભૂષણ છે હેમ મણિમય, અંગે થયો ઉદ્યોત રે; ૫૯૩

ભસ્મ ઉપર ઘણું શોભે, જયમ વિજળી ઘન જ્યોત રે.
પાવડી ઉપર ચઢયા બાવો, રામ આગળ થાય રે;
કૃષ્ણ સાથે વાત કરતાં ઘેર તેડી જાય રે.
માર્ગે જાતાં મળે માનવ, કરે સર્વ પ્રણામ રે.
"હો બાવાજી! હો બાવાજી!" શબ્દ ઠામે ઠામ રે. ૬૦૦

ત્રૈલોક્ય જાણે મોહ પમાડયાં તેવું શોભે રૂપ રે.
પ્રજા સરવે પાગે લાગે જાણી સિદ્ધ સ્વરૂપ રે.
ઘેર ઘેર સહુ બારણે બાલક વૃદ્ધ સુજાણ રે.
"હો બાવાજી! હો બાવાજી!' સ્ત્રી આદિ બોલે વાણ રે.
જત્ર તત્ર 'જે જે' સાદ ઊઠે, બાળ- બોલે વચન રે. ૬૦૫

---

દ્વાદશ તિલક કરે છે, તેથી એ વિશેષ યોગ્ય છે. વળી ૫૯૩ મી પંક્તિમાં ત્રિપુણ્ડ્ર ભાલે કર્યાનું કહેલું હોવાથી પુનરુક્તિ પણ થાય. કહેવત છે કે 'હંસ ભોજન પર દ્વાદશ તિલક.' ઈશ ત. 'ઇંદ્ર.' પણ તે અયોગ્ય છે. મહાદેવ જોગી છે અને ઇંદ્ર ભોગી છે; તેથી દ્વાદશ તિલક મહાદેવને હોય. અવતાર પ્રા. કા. પ્રત ૨ જી 'અધિકાર.' પા. ૫ 'અંગે થયો' પ્રા.કા. 'અગે થયું' ૫૯૪–ઘણું પ્રા.કા. સબળ. પ્રા.કા. પ્રત ૧ લીઃ—"તન ઉપર શ્યામ ઘણું શોભે જાણે વિજળી ઘનમાં જ્યોત." ઘન પ્રા.કા. ઘનમા. જયમ ફા. હેમ. ૫૯૮ કૃષ્ણ પ્રા.કા. ફા. 'શ્રીકૃષ્ણ' ૬૦૦ શબ્દ પ્રા.કા. એવા શબ્દ; ફા. એમ સહુ. ૬૦૧ પ્રા.કા. તઃ ત્રૈલોક્યને જાણે મોહ પમાડે. ૬૦૨ પ્રજા પ્રા.કા. "પૂજી." રસ્તામા પૂજન કરવા કરતાં સ્વાભાવિક રીતે પગે લાગવાનો જ નિયમ છે, તેથી આ પાઠ અયુક્ત છે સિદ્ધ પ્રા.કા. "જોગી." પણ સિદ્ધમાં વિશેષ મહત્વ રહેલું છે. ૬૦૩ બાળક પ્રા.કા. ૨ જી માંઃ "બાળક થતાં રજ્ઞુ જાણ." વૃદ્ધ પ્રા.કા. ત. ચતુર. ૬૦૪ સ્ત્રી આદિ પ્રા.કા. ત. બાળક. ૬૦૫–જત્ર તત્ર પ્રા.કાઃ–"જત્રતત્ર જય જય." સાદ ફા. પ્રા.કા. શબ્દ.

વૃદ્ધ સ્ત્રી સહુ વદે વાણીઃ "બાવા ! નમો નારાણ" રે.
પ્રજા સહુનું માન દેખી, રામ હરખે મન રે.
શ્રી કૃષ્ણજી તે સરવ જાણે, ચરિત્ર એ અર્જુન રે.
નરનારી જાદવ બાળક આદિ સહુ કરે નમસ્કાર રે.
પછે રામકૃષ્ણશું આવીઆ અવધૂત રાજદ્વાર રે.

પ્રતિહાર સેવક સરવકો કરે દંડ પ્રણમ રે,
વાણી વદે સહુ હરખશું: 'કૃપા કીધી સ્વામ ! રે.
રાજભુવનની રચના નિરખતાં અવધૂત હરખ્યા મન રે;
ચિત્રવિચિત્ર સહુ હેમમય તે, જોઈ રહ્યા અર્જુન રે.
રત્ન જડીત ઝળકે છે, મણિમય જાનકાર રે.

વિશ્વકર્મા ભૂલ્યો ભુવન જોતાં તે ન પામે પાર રે.
જાળીઆં ગોખ ને ચિત્રામણ છજાં ઝરૂખા સાર રે.
સપ્ત ભોમની મેડી અટાલી, રાવટી રંગ અપાર રે.
હેમમય સહુ ધામ છે, ઝળહળે જ્યોત પ્રકાશ રે;
તે સરવ રચના દેખતાં, આવ્યા રંગ મોહોલને પાસ રે,

ત્યાં શોભા અપરિમિત છે સભાની અદ્દભુત રે.
તકીઆ, જાજમ, ગલેચા, તે જોઈ રહ્યા અવધૂત રે.
પાએ લાગી બાવાજીને રામ કહે વચન રેઃ
"બાવાજ ! આમને હાવાં બેશીએ સ્વામિન ! રે.

---

૬૦૬ વૃદ્ધ૦ પ્રા.કા. ત. નાના બાલક. ૬૦૮ એ પ્રા.કા. ફા. જે. ૬૦૯ 'જાદવ' પ્રા.કા.માં નથી. ૬૧૦ 'પછે' પ્રા.કા માં નથી. ૬૧૨ હરખશૂ ફા. હરખ સાથે. કૃપા૦ પ્રા.કા. ફા. 'ન" કૃપા—." વાણી૦ ત. માં આટલું જ છેઃ "વાણી વદે સહુ સુમલો સ્વામ રે" ૬૧૧ ભૂલ્યો પ્રા.કા. ભૂલે. તે ન૦ ફા. ન આવે પાર. ૬૧૮ અટાલી પ્રા.કા. અટારી. ૬૨૦ મોહોલને પ્રા.કા. મેહેલને. ૬૨૧ સભાની ત. સમાશની. ૬૨૨ ગલેચા ફા. જલેચા, પ્રા.કા. ગાલિચા. ૬૨૩ ફા. ત. પછે પાએ;

વલણ.

"બેશઃએ સ્વામિન્!" એવા હલધરે વાણી કહ ં;
સંકર્ષણનૂં વચન સૂણી બાવે.જી બેઠા સહી રે,

---

## કડવું ૧૪ મું.

રાજગૃહમાં નમન, સેવા, અને સત્કાર.

રાગ મારૂ.

વૈશંપાયન વદે વાણી, પાંડવનો વંશ વખાણીઃ
"સાંભળ જનમેજય રાય! તારા પૂર્વજનો મહિમાય.
અતીત થઇને અર્જુન જેહ, આવ્યા રામને ઘેર તેહ.
બલિભદ્રજી હરખ્યા મન, પછી બાવો બેઠા આસન.

બલિભદ્ર કરે સેવાય, વીંઝણો ગ્રહીને નાંખે વાય;
ઘણી સેવા બાવાની થાય, પારથ હરખે મન માંય.
આવ્યાં સ્વજન ઘરનાં સર્વ, જોઈ રૂપ તજે તે ગર્વ.
સહુ નમે બાવાને પાય, જાણે જન્મ કૃતારથ થાય.
એમ અતીતને સહુ નમતા, બાવો સહુને મન ગમતા.

---

પ્રા. કા. પગે. ૬૨૪ હાવાં ત. હવે, ફા. હાવે. ૬૨૬ સંકર્ષણનું પ્રા. કા. પાઠાન્તર "રામકૃષ્ણનું." પણ તે બંધબેસતું નથી. કડવું ૧૪ મું. મારૂ–પ્રા. કા. મારૂની દેશી; ફા. માલવ ગોડી. ૬૨૭–પાડવનો–પ્રા.કા. પ્રત ૧ લીઃ "પાંડવની વ્યાસે વખાણી;" પણ આમાં જે કથા વખાણી તેની વાણી, એટલું અધ્યાહાર લેવું પડે છે, એટલે તે સહજ નથી. વદે ફા. વદે છે. ૬૨૮ ત. ફા. રાયે. મહિમાયે. ૬૨૯ પ્રા.કા. ફા. થઇ. ૬૩૦ ફા. આસન્ય. ૬૩૧ નાંખે ફા. ત. લાવે. ગ્રહીને પ્રા.કા. ગ્રહી. ૬૩૨–પારથ૦–પ્રા.કાઃ "પાર્થ હર્ષ મન ન માય." ત. ફા. દેખી પારથ. હરખે ફા. હરખ્યા. ૬૩૩ સ્વજન–ત. "રાજાનાં." [જોઈ૦ ત. જોઇ રૂપ તેજ ને મુકયો ગર્વ. તે પ્રા.કા. છે. ૬૩૪ ત. ફા. પાએ. થાએ. ૬૩૫ ત. ફા.

બાલક, યૌવન, વૃદ્ધ અપાર, નારી માત્ર કરે નમસ્કાર.
સહુ પરસ્પરે મુખ બોલે: " નહિ કોએ અતીતને તોલે:
જાણે અનંત તણો અવતાર," મોહ્યો રૂપ દેખી પરિવાર.
પછી પાગે સહુકો લાગે, તે આશિર્વચન માગે.
બાવે મસ્તકે મૂકયો હાથ, ગયો ઘરમાં સરવ સાથ.

સ્ત્રી સર્વકો પગે લાગી, ગઈ ઘરમાં આશિષ માગી.
કૃષ્ણજી શુશ્રૂષા કરતા, બાવાજીની સેવા માંહા ફરતા.
સિદ્ધને પરમેશ્વરના જેવા, જાણી સર્વ કરે છે સેવા.

અર્જુનનું પ્રકટ પ્રસન્નતાનું કથન.

સેવા માન જોઈ રાજન ! બાવોજી હરખ્યા તે મન.
પછી અતીત કહે: " સુણ રામ ! આ ધન્ય તમારાં ધામ.
મેં ત્રિભુવનમાં દીઠાં નથી, છે શોભા ઘણી સરવથી.
મેં ગોમતીમાં નાતાં નિર્વાણ સાંભળ્યૂં તમારૂં વખાણ:
જે આ નગરમાં કેશવરામ, તે તો અતીતના વિશ્રામ.
પછી મેં તો વિ ાર્યૂં મન: ' ચાતુર્માસ કરૂં આસન '

બાવોજી. ૬૩૭ સહ પ્રા.કા. પ્રત ૧લી: " સહુ પરસ્પરમાં પુરમાં બોલે. " કો એ પ્રા.કા. કો. ૬૩૮ ફા મોહ્યો પરિવાર ફા. સંસાર. તે૦ ફા. આશિષ સરવ તે માગે. તે પ્રા.કા. શુભ ત પ્રા.કા આશિર્વચનને ૬૪૦ ફા. મસ્તગ, પ્રા.કા. મસ્તક. સરવ ફા. સઘરયો, પ્રા કા. સહુ. ૬૪૧ ફા સ્ત્રી સરવે આગન્યાં માગી, ગઇ ઘરમાં પગે લાગી. ૬૪૨–કૃષ્ણજી–પ્રા.કા "શ્રીકૃષ્ણ સર્વશું અનુસરતા" અર્થાત્ સર્વ કોઇનું તે અનુસરણ કરતા. એ પાઠ છે. પરંતુ પોતાની યુક્તિ ટકાવવા પોતે જ સહજ ભાવે સેવા કરવા મંડી પડવું, એ જ દંભને યોગ્ય છે. પ્રા.કા. પ્રત ૧લી: "સહુ સુખ કરતા." ૬૪૩–ત. પરમેશ્વરના પ્રા.કા. પરમેશ્વર. સિદ્ધ ને૦ ફા. બલીભદ્ર કેહે શ્રીધ તેવા, જાણે પરમેશ્વર જેહેવા. ૬૪૪ રાજન ફા. અરજુન. તે પ્રા.કા. અતિ દીઠાં. ફા. દીઠું. ૬૪૭ ત. ફા. પ્રા.કા. ત્યાંહાં સાંભળ્યૂં. તમારૂં. પ્રા.કા. ફા. તમ. ૬૪૯ મે તો.

રહ્યો જાદવમાં મઠ વાળી, બાંધ્યૂં આસન, આપ સંભાળી. ૬૫૦
જો તમારા હેતની લેહેર, તો હૂં આવ્યો છઊં તમ ઘેર.
જોઈ તમ ઘરની રચનાય, મન પ્રસન્ન અતિ મુજ થાય."

બલભદ્રનાં સાત્વિક વચનો.

એવાં વચન સુણી હલધર બોલ્યા જોડીને બન્યો કરઃ
"બાવા ! ધન્ય તમો પધાર્યે, આજ ઘણો હરખ મન મારે.
તમ ચરણકૃપાએ સ્વામી ! સહુને મન સુખ અંતરજામી ૬૫૫
પવિત્ર થયાં મમ ધામ, તમ ચરણરેણુથી સ્વામ !
ઘેર સેવકને કીધી કરૂણા, બાવાજી ! આવ્યા પ્રાહુણા.
મારૂં પૂર્વનું ભાગ્ય અનંત, જે ઘેર પધાર્યા સંત.
હૂં તો સેવક સદા તમારો, આજ જન્મ કૃતારથ મારો."
એમ અનન્તે કીધૂં સ્તવન, ત્યારે બાવો કહેઃ "ધન્ય ધન્ય." ૬૬૦
પછી નામે બહેન બોલાવી, તતક્ષણ સુભદ્રા પાસે આવી.

---

પ્રા.કા. મેં. કરૂં ત. ફા. કરૂં અહીં. ફા. ચાતુર્માશુ. ૬૫૦ અતીત પ્રા.કા. ફા. અતી. આસન પ્રા.કા. આસને. ૬૫૧ છઊં, પ્રા.કા.ફા. છું તમ ફા. તમારે. ૬૫૨ અતિ ત. 'ચિત્ત.' પણ પુનરૂક્તિથી તે ત્યાજ્ય છે. ૬૫૩ 'સુણી' ત. 'સાભળી.' ૬૫૪ પ્રા.કાઃ "બાવાજી! પધારો તમો, આજે ઘણું હરખ્યા છું અમો" પ્રા.કા. પ્રત ૧લીઃ "બાવાજી! પધાર્યા તમો આજ, ઘણું હરખ્યા છું અમો મનમાં જ." પરંતુ હરખ સાથે પોતાને ધન્ય માને એ ભાવ વધુ ઉત્કૃષ્ટ છે. પધાર્યે ત. ફા. પધારે. આજ ફા થયો. ૬૫૫ ફા ચરણપ્રતાપે, મન ફા. છે. પ્રા.કા. માં આ શબ્દ નથી. ૬૫૬ થયા પ્રા. મ 'થયાં છે.' મમ પ્રા કા. મમ. ફા. ચરણપ્રતાપે શામ. ૬૫૭ ત. આવ્યો. બાવાજી. ફા. આજ સેહેજે સ્વામી પ્રોહોણા. પ્રા કા. પ્રાહુણા પ્રા. કા. કરૂણા પ્રા.કા પ્રત ૧: "સેવકને કરૂણા કરી, ઘેર બાવાજી આવ્યા હરિ." ૬૫૮ પૂર્વનું ત. "પૂર્વ જન્મનું" પણ એથી લીટી વધી જાય છે ભાગ્ય ફા. સાજોગ. જે પ્રા.કા. જે મમ. ૬૫૯ સદા પ્રા.મ પ્રત ૧ લી "દારા." મારો ત. અહમારો. ૬૬૦ ત. સ્તુત સ્તવંન; ફા. શુની શતવંત. ૬૬૧ 'તતક્ષણ' પ્ર

સુભદ્રાના દર્શનથી ચકિત અર્જુન.

બાવાજીને લાગી પાય, જોઇ પારથ વિસ્મય થાય.
આ બ્રહ્માએ નિરમી નારી, જોઈ જોગી રહ્યા વિચારીઃ
'મેં દીઠી સ્રી સરવ કોય, આવી સૃષ્ટિ વિષે નવ હોય.
મૃગનયની, ભાલવિશાળી, આ તો બ્રહ્માએ હદ વાળી.

દેવાંગના, અપ્સરા, રંભા જેહ, આ રૂપથી હારે તેહ.
મુખ ચંદ્ર, નાસિકા કીર, સજ્યા સોળે શણુગાર શરીર."
મરાળી, માતંગી, મદ પરમ જોઈ અર્જુન થયા ચિત્તભ્રમ.
"આવી વનિતા જોઇએ મારે," એમ પારથ મન વિચારેઃ
"જો નારાયણુ જુએ સામૂં, તો એ પ્રેમદા હું પામૂંઃ

મેં તો તીર્થ કર્યાં સમસ્ત, તેણે પુણ્યે ગ્રહૂં હૂં હસ્ત."
એમ મોહ્યો મન અર્જુન, તે સહુ જાણે જગજીવન.
પણ રામ ન જાણે તેહ, બાવાજીનૂં કલ્પિત જેહ.

---

માં નથી, પણ તેના અભાવે લીટી ટુંકી થાય છે. ૬૬૨ ત. ફા. વીસ્મે. ૬૬૩ જોગી ફા. પારથ. રહ્યા પ્રા. કા. રહ્યો. ૬૬૪ આવી૦ પ્રા. કા. પ્રત ૧લીઃ "આવી સ્રીમાં કો નિશ્ચય મોહ્ય." ૬૬૫ ત. મ્રગયાનેયેણી, ફા. મ્રગાનેણી ભાલવિ-શાળી પ્રા.કા. ભાલવિશાળ. આ તો૦-પ્રા.કા.: "આ તો અદ્દભુત રૂપ મરાલ." પંક્તિ ૬૬૮ માં મરાલની ઉપમા અપાયલી છે. એટલે અહીં પુનરૂક્તિ થાય છે, અને આપેલો પાઠ વર્ણનવિશેષને લીધે સુંદર છે. ૬૬૫-૬૬ આ બે લીટી પ્રા.કા. ની પ્રત૧લીમાં નથી. ૬૬૬ત.અપછરા. આ ફા. આ તો. ૬૬૮ જોઈ૦-પ્રા.કા.: "જોઈ ચિત્ત વિભ્રમ અનુજ ધર્મ" મૂળ પ્રતની આપેલી પંક્તિ વિશેષ સરળ છે. અને આ પાઠથી લીટી લાંબી તથા અર્થમાં કંઇક કૃત્રિમ બને છે. ચિત્તભ્રમ ફા ચિત્ત-ભંગ. મરાળી૦-પ્રત ૧ લીમાં આ લીટી નથી. ૬૬૯. વનિતા-પ્રા.કા.: "નારી." વનિતામાં મોહનો ભાવ છે માટે તે વિશેષ યુક્ત છે. ત. ફા વિનતા. જોઈએ ફા. જો હોત માહારે. ૬૭૦-૬૭૧. આ બે લીટી પ્રા. કા. પ્રત ૧લીમાં નથી. ૬૭૦. પ્રમદા-પ્રા.કા. 'પ્રેમદા'. પણ ખરો શબ્દ એ નથી. હૂં ફા. એહનો. ૬૭૨ મોહ્યો ફા. મોહ્યા. ત. ફા. પ્રા.કા. જુગજીવન ૬૭૩. કલ્પિત પ્રા કા. ની પ્રત ૧

### બાવાજી અને સુભદ્રાનાં સંમિલન.

બેન સુભદ્રાને કહે વાણીઃ-"બાઈ! લાવો પાત્ર ભરી પાણી.
બાવાજીને આપો આણી, કરો સેવા સાધુ જાણી."
સૂણી અંતઃપુરમાં ગઈ કુમારી, જળ લાવી ભરીને ઝારી.
બાવો બાહાર આવ્યા તત્કાલ, કરવા પગ ને હાથ પખાલ
દ્વારે માંડયૂં કનકઅસન, ત્યાં જઈ બેઠા જોગી જન.
સુભદ્રા જળ રેડે, ગ્રહી ઝારી, ત્યારે બાવે ભસ્મ ઉતારી.

### બાવાજીના અદ્ભુત રૂપથી મોહેલી સુભદ્રા.

જેમ અભ્રથી નીસરે ચંદ્ર, તેમ સોહે અંગ નરેન્દ્ર.
ત્યાં અંગ બાવાનૂં ચળકે, જાણે ચંદ્રબિંબશૂં ઝળકે.
જ્યારે બાવે ભસ્મ ઉતારી, જોઈ મોહી તે રાજકુમારી.
સુભદ્રા વિમાસે મંનઃ "આ તો મોટો કોયે રાજન.
છે અદ્ભુત એનૂં અંગ, દેખી લાજે અતિ અનંગ.
આ કો મોટો દીસે છે ભુપ, શે અર્થે ધર્યૂ હશે રૂપ?
અથવા કૈલાશનો નાથ, (કે) બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ સાક્ષાત્.
માનવ તો કો ના હોયે આવા, મારૂં મન થયૂં સાથે જાવા.

---

લીમાં "કપટ." ૬૭૫ સેવા ત. એહેવી શેવા; ફા. એની શેવા. ૬૭૭ કરવા ફા. કીધા. પગ૦ પ્રા.કા. પાદહસ્ત પ્રક્ષાલ. ૬૭૮ પ્રા.કા. કનકાસન. ફા. આસન્ય. જોગી પ્રા.કા. ત. બાવો. ૬૭૯ ગ્રહી પ્રા.કા. ધરી. ભસ્મ પ્રા.કા. વિભૂતિ. ૬૮૦ અભ્રથી પ્રા.કા. અભ્રમાથી નીસરે ફા. ઊતરે. સોહે ફા. શોભે. ત.માં પંક્તિ આમ છેઃ-"જેમ અભ્ર નિશે ચંદ્ર, તેમ શોભે અંગને રંગ." પણ એ સ્પષ્ટ નથી. ૬૮૧. પ્રા.કા. "જાણે ચંદ્રનું બિંબ ઝળકે." ૬૮૨ ત. જોઈને. મોહી પ્રા.કા. મોહ્યો. ૬૮૩ વિમાસે પ્રા.કા. ફા. વિચારે. કોયે ફા. કો જોગી. આ તો૦-પ્રા.કા. આ તો મોહકેરો રાજન. ફા. ત. ને પ્રા.કા. ૧ લીનો પાઠ સ્વીકૃત છે અને તે બાવો નહીં પણ રાજા હોવાનો અંતઃકરણનો પડઘો પાડે છે તેથી સારો ભાવયુક્ત છે. ૬૮૪ અતિ ફા. કોટી. ૬૮૫ મોટો ફા. ખત્રી. રૂપ ફા. શ્વરૂપ. શે ત.માં નથી. ૬૮૬ ઇન્દ્ર પ્રા.કા. માં નથી. ૬૮૭ ના ફા. નહી, પ્રા.કા. ન. માનવ પ્રા.કા. નર. મારૂં૦-

આ પુરૂષ બ્રહ્માએ ઘડિયે, એ તો મારા જીવથૂં જડીો.

સુભદ્રાનો અર્જુનને પરણવાનો સંકલ્પ.

મેં લઘુ વયમાં કર્યાં હોય વ્રત, તે થાજો મને પ્રત્યક્ષ.
એ સ્વામી જો હૂં પામૂં, તો ભવસાગર દુઃખ વામૂં."
સુભદ્રા વાત મનમાં લાવેઃ "મુજને બાંધવ કેમ પરણાવે '
હાવાં એમ મનશું કરવૂંઃ ' એ નહીં વરે, તો સહી મેં મરવૂં. '
એમ વિચારીને ત્યાંહે, શક્તિસ્મરણ કર્યૂં મન માંહેઃ
"મા! મુજને કરૂણા કરજો, વિનતિ મારી ચિત્ત માંહે ધરજો.
આઈ! તેં અસુર હણ્યા છે બહુ, તેનો પાર નહીં પામૂં હૂં.
નિજ સેવકની પૂરો આશ, માટે મુજને છે વિશ્વાસ.
જો મુજ ઊપર દયા ધરીશ, તારાં વ્રત હૂં ભાવે કરીશ.
છે સુભદ્રા હૃદયા સાથ, કરજો કૃપા ભવાની માત!"
ફરી રૂપ બાવાનૂં જોયૂં, વળી મહિલાનૂં મન મોહ્યૂં.
વિચારેઃ "તેડે તો સાથે જાઊં, સેવા માંહે સાંપ્રત થાઊં"
એમ ઇચ્છે છે સુભદ્રાય, બાવાજી આવ્યા ઘર માંહ્ય.
સાથે સુભદ્રા સેવા કરતી, બાવાજીની સેવા માંહાં ફરતી.

---

પ્રા.કા. ફા. મા "સુભદ્રાનું મન થયું સાથે જાવા." પણ ઉપરના સુભદ્રાના આત્મવચનમાં આ તૃતીય પુરૂષને ઉદ્દેશનારૂં વચન બંધબેસતું પણ નથી. ૬૮૮ ફા. આ તો. એ તો૦ ફા. હવડાં દીસે છે અવતરીઓ. ૬૮૯ વયમાં ત. વેષમાં. હોય પ્રા.કા. ત. માં નથી. ફા. તે તો. ૬૯૦ તો૦ ફા. પરમેશ્વર જોજો મુજ સામું. ૬૯૧ મનમાં પ્રા.કા. એમ મન. ૬૯૨. પ્રા.કાઃ—" હાવાં મન નિશ્ચલ કરવું, એ ન વરે તો સહી મરવું." ૬૯૪ શક્તિ૦ ફા. શક્તિ સમર્પણ કીધૂં તાંહે. ૬૯૫ મા ફા. માતા, ત. તમો મા. પામૂ હૂ ફા. જાણી શહુ; પ્રા.કા. પ્રત ૧ લીઃ પામે સહુ. ૬૯૬ માટે૦ ફા. માતા તાહારો છે વિશ્વાસ. ૬૯૭ ત. ધરેશ. કરેશ. પ્રા.કા. તો તારાં. ૬૯૮ છે૦ પ્રા.કાઃ—કરી સ્તુતિ જોડી બે હાથ; ફા. છે સુભદ્રાને રૂદેઆ શાત. ૭૦૦. સાંપ્રત પ્રા.કા. પ્રત ૧ લી ' તત્પર. ' ૭૦૧ એમ૦—પ્રા.કા. એમ ઇચ્છે સુભદ્રા જાવા, ૫૧ બાવોજી ઘરમાં આવ્યા. ફા. ત. અને પ્રા.કા. લીમાં ઉપર

વલણ.

ફરતી પાછળી સેવા માંહે સુભદ્રા હરખે મન રે
પછે બાવાજી આસને બેઠા કરવાને ભોજન રે.

---

## કડવું ૧૫ મું.

ભોજનને બદલે સુભદ્રામાં જ બાવાનું મન.

રાગ ધનાશ્રી.

વૈશંપાયન વાણી બોલ્યાઃ સુણ જનમેજય રાજંન જી!
બાવાજી બેઠા આસન પર કરવાને ભોજંન જી.
તે આગળ સુંદર એક હેમનો માંડી થાળ વિશાળ જી,
પંચામૃત પકવાન જ પ્રીસ્યાં, લાવી સુભદ્રા તત્કાળ જી.
થાળ ભરી મૂક્યા બાવા આગળ, પછી કર્યું પૂજન જી.
કનકઝારી લઈ ભર્યો કરડૂઓઃ 'આરોગીએ સ્વામીન! જી'
બાવાજી ભોજન આરોગે, મનડું નવ રેહે ઠામ જી.
ચિત્તવિભ્રમ થયો દેખી સ્ત્રી, દ્રૌપદીનો સ્વામી જી.

---

પ્રમાણે છે. ૭૦૨ સેવામા પ્રા.કા. પાછળી; ફા. ભક્તીમા. 'બાવાજી...ફરતી' પ્રા.કા. પ્રત ૧ લીઃ "મુખ હિંડે બાવાજીનું જોતી." ૭૦૪ ફા આસન પર. કડવું પંદરમું. ૭૦૫ ત. ફા, રાએજી. ૭૦૬ ત પ્રા.કા. ઉપર ૭૦૭ હેમ તણી. ૭૦૮ પકવાન ફા. ભોજન. પ્રીસ્યાં-પીરસવા; લાવી ફા. આવી સુભદ્રા પ્રા કા. સુભદ્રાએ. ૭૦૯ મૂકયા પ્રા.કા. મૂકી. પૂજન પ્રા.કા. "ભોજન." સંન્યાસીને જમાડતાં પહેલાં તેમનું પૂજન કરવાનો વિધિ વિહિત હોવાથી સ્વીકૃત પાઠ યુક્ત છે. વળી ૭૧૦ થી પણ આ પાઠને ટેકો મળે છે, કારણ જો ભોજન કર્યું એમ લઈએ તો ૭૧૦ માં તેને એમ કહે છે કે 'આરોગીએ સ્વામીનજી' એ અયુક્ત ઠરે છે. ૭૧૦ ફા. માં નીચેની બે પંક્તિઓ છેઃ-"કનક ઝારી જળે ભરી, ભરો કરડૂઓ ગુણવાનજી; ચંદન ચરચીને પૂજા કીધી, હવે આરોગીએ ભગવાનજી." લઈ૦ પ્રા.કાઃ-"જળે ભરી કરવડો કહ્યું:" ૭૧૧ મનડૂં૦ ત. પ્રા.કાઃ પણ મન તેહેનૂં નહી ઠામજી. ૭૧૨ થી પ્રા.

સુભદ્રાને જોઇને જોગી જમવૂં ગયો સરવ ભૂલી જી,
સુભદ્રાની સાથે જાવા દેહ રહી છે ફૂલી જી.

સુભદ્રાની ગુપ્ત સાન.

જોગી પ્રત્યે કહે સુભદ્રા ગુપ્ત કરીને સાન જીઃ
'નિશાએ હૂં તમ મઠ આવીશ, સત્ય સત્ય ગુણવાન જી!'
'નિશા' એવૂં સાંભળી બાવાને હરખ ઉપન્યો મંન જી.
ભોજન કરીને આવી બેઠા, જ્યાં છે શુભ આસંન જી.

ભોજનનિવૃત્તિ પછી સત્કાર.

બલભદ્રજી ત્યાં બીડાં લાગ્યા, લવિંગ એલચી સાથ જી,
સરવ સંયુક્ત કરીને આપેઃ ' આરોગો જગનાથ! જી.'
બાવોજી તાંબુલ આરોગે રામને હરખ અપાર જી;
ફરી બાવાજી પાસે આવી, મળ્યો કુટુંબ પરિવાર જી.
આશિષ માગે બાવા કને સહુ જઈને લાગે પાય જી;
બાવો હાથ મૂકે મસ્તકે, જન્મ કૃતારથ થાય જી.

રોહિણીનું અર્જુન પ્રતિ આકર્ષણ અને મન.

તેણે સમે રોહિણીજી હરખ્યાં, જોઈ બાવાનૂ મુખ જી,
શરીરે સામુદ્રિકની શોભા નિરખી પામ્યાં સુખ જી.
રોહિણીજી વિચારે મનમાં દેખીને સ્વરૂપ જીઃ

---

કાઃ ' શ્રી '. પરંતુ શું દેખી, એ જાણવાની આકાક્ષા પૂરી થવા માટે સ્ત્રી–સુભદ્રા એ શબ્દની અપેક્ષા રહે છે. તેથી મૂળ પ્રતનો સ્વીકૃત પાઠ યુક્ત છે. ૭૧૩. જોઇ જોગી પ્રા.કાઃ " જોઈ જોઈ. " સરવ પ્રા.કા. સહુ. ૭૧૪ દેહ ત. દેહી. ૭૧૫ કહે૦ ફા. કેહે છે કન્યા. ૭૧૬ હૂં તમ પ્રા.કા તમારે. ૭૧૭ નિશા–પ્રા.કા. ફા. માં નથી. ફા. પ્રા.કા. બાવાજીને ૭૧૯ ત્યાં બીડાં ફા. તાંબોલ બીડાંજી. ત. ફા. લવેંગ. ૭૨૦ સંયુક્ત ત. ફા જુગત. આરોગો પ્રા.કા. કહે આરોગો; ફા. આરોગીએ. ૭૨૧ ફા. રામ. ૭૨૨ બાવાજી પ્રા.કા. ફા બાવાની. ૭૨૪ મસ્તકે પ્રા.કાઃ " મસ્તક ઉપર. " ૭૨૫ હરખ્યાં જોઈ પ્રા.કા. જોઈ રહ્યાં. ૭૨૬ ત. નીરખીને. ૭૨૭ મનમાં ફા. મન-

"એ કો દેવ ધટે સર્વથા, અથવા એ કો ભૂપ જી!
તે માટે હૂં એને આપૂ પુત્રી સુભદ્રાય જી.
એ વરે તો પરમ ભાગ્ય છે, મુજ મન એવૂં થાય જી.
એની સેવા અર્થે આપૂં." માતાને મન ભાવે જી:
"રામકૃષ્ણને એ અણગમતૂં પુત્રી કયમ પરણાવે જી?"
મહિમા મધુસૂદનનો મોટો, સહુને મનગમતી વાત જી;
સંકર્ષણ મનમાં નહીં પ્રીછે, એક જાણે જગતાત જી.
બાવોજી આજ્ઞા માગીને સ્વસ્થાનક તે જાય જી.
હલધર વળાવી ઘેર આવ્યા, આનંદ અંગ ન માય જી.

સુભદ્રાની ઇચ્છાને વશ રોહિણીનો સંકેત.

વશંપાયન કહેઃ જનમેજય! બાવો પોહોતા ઘેર જી.
હવે કથા કહૂં હૂં તે સાંભળ સુભદ્રાની પેર જી.
અંતઃપુરમાં આવી અબલા માતા કેરે પાસ જી,
મોહ લાગ્યો છે બાવાજીનો, તેણે મન ઉદાસ જી.
દ્વિધા ચિત્ત સુભદ્રાનૂં દેખી, જનુની પૂછે વાત જી:
"કહે કુંઅરી! તારે મન શૂં છે?" કરને તે વિખ્યાત જી."
સુભદ્રા શીતલ થઈ બોલ્યાં: "શું પૂછો છો માત જી?
મુને અંતર ઘણી આપદા, શી કહૂં તુને વાત જી?
પેલો અતીત અશન કરવા ઘેર આવ્યો હતો જેહ જી,

શૂં. સ્વરૂપજી ફા. અતીતનૂ શરૂપજી. ૭૩૦ ભાગ્ય૦ ફા પ્રા.કા. ભાએગ મુજ એવૂં મનમાં થાએજી. ૭૩૧ આવે પ્રા.કા. ફા. "ભાવે." ૭૩૨ અણગમતુ પ્રા.કા. 'એમ ન ગમતું.' ફા. તો પુત્રી. ૭૩૩ મન ગમતી પ્રા.કાઃ ફા. 'ગમે મન.' ૭૩૫ ફા. હવે બાવોજી.સ્વસ્થાનકતે પ્રા.કા. સ્વસ્થાનક પ્રતિ. ૭૩૭ ત. જનમેજયને. પોહોતા પ્રા.કા. પોચ્યા. બાવો૦ ફા. બાવો પોતે ઘેર જાયેજી. ૭૩૮ ફા. સાંભળજો. હૂં તે પ્રા.કા. હું, ફા. તે. પ્રા.કા. સુભદ્રા કેરી. ૪૩૯ પ્રા.કા. કેરી. ૭૪૦ પ્રા.કા. ફા છે મન. ૭૪૨ કરને૦ ત. ફા. પૂછે છે વાણ માતજી. પણ ઉપરની પંક્તિ સાથે પુનરૂક્તિ થતાં અગ્રાહ્ય છે. ૭૪૪ અંતર ફા. અતી. ૭૪૫ અતીત ત. અતી. હતો૦ ત.

સર્વથા વરવા ઇચ્છા મારે, મનમાં આવે તેહ જી.
ઘણું ઘણું શું કહું મુખ માતા ! કહેતાં આવે લાજ જી.
સ્વયંવર કરી પરણાવો, જેમ ગમે મન માંહ્ય જી."
વચન સુણીને સમજ્યાં માતા, પુત્રીશું વદે વચન જીઃ
જો તુજને મોહ લાગ્યો બાવાનો, હું કહું તે કર મન જી
"આજ નિશાએ તારે જવું બાવાને મઠ પાસ જી;
વચનપ્રબોધ કરીને વહેલી આવે તું આવાસ જીઃ
'પ્રાતઃકાલે ઉત્સવ કરવા જાશે જાદવ સાથ જી,
કહીએ તે સ્થાનક હું આવીશ, તમો પધારો નાથ જી !
એવી વાત કરે તું બાઈ ! રખે પણ જાણે ભ્રાત જી.
ગુપ્ત વાત તો રાખવી તારે, નહીં તો થાશે ઉત્પાત જી,
સેવા કરવા તે અતીતની, પુત્રી ! સાથે જાઓ જી;
તે સંઘાતે ગયા પછી અહીં મન માને તે થાઓ જી.
તે મેં રૂડી પેરે જોયો, દીસે છે કો સુપાત્ર જી;
મારે મનમાં ઇચ્છા એવી, તે થાએ જામાત્ર જી."

---

ફા. હતો. આહા જેહજી. ૭૪૬ પ્રા.કાઃ–" સર્વથા માડી મારા મનમાં વર વ-રવાનું આવે એહ જી " પણ સ્વીકૃત પંક્તિ જેટલી આ સરળ નથી. ૭૪૭–માતા –પ્રા.કા. 'માતાને'. ૭૪૮ કરી પ્રા.કા. પ્રતિ ૧ લીઃ " ખપ કરીને. " જેમ૦–પ્રા. કાઃ " જેમ જાયે મનની દાઝ જી. " પણ સ્વીકૃત પાઠમાં ગમે તેમ સ્વયંવર કે બીજી કોઈ રીતિથી પણ મને પરણાવો એ ભાવ છે. તેથી તે વધુ સારો છે. ૭૪૯ પુત્રીશું૦ ત. પ્રા.કા. પુત્રીનું વરવા મનજી. ૭૫૦ જો૦ પ્રા.કા. તઃ–"તેણે સમે માતાજી બોલ્યાં પુત્રી પ્રત્યે વચન જી." ૭૫૧ બાવાને૦ પ્રા.કા. બાવાજી કેરે પાસ જી. ૭૫૨ તું પ્રા.કા. થઈને. ૭૫૪ કહીએ પ્રા.કા. કહે, ત. કાહો. પધારો પ્રા.કા. ફા. પધારજો. ૭૫૫ બાઈ૦ પ્રા.કા. ગોડી. પણ૦ ફા. "રખે જણાવતી ભ્રાત જી;" પ્રા.કા. "પણ રખે ભ્રાત જાણતા વાતજી." ૭૫૬ તારે ત. છાની. તો૦ ફા. રાખીને મન માંહે. ૭૫૭ તે પ્રા.કા. ને. પુત્રી સાથે ફા. જેમ તેમ કરીને. ૭૫૮ ત. માં આ પંક્તિ પડેલી દીસે છે. તેથી પ્રા.કા. ફા. ની પંક્તિ લીધેલી છે. કારણ કે તેમાં દર્શાવેલો ભાવ આવશ્યક છે. ૭૫૯ ત. જોયો છે. ૭૬૦ પ્રા.કા. મારે મન ઇચ્છા છે

સુભદ્રા પ્રત્યે કહે માતા: " સાંભળ પુત્રી ! વાત જી,
સિદ્ધ રૂપ દીસે કો મોટો, તાપસ ગુણ વિખ્યાત જી. "
એવું સાંભળીને સુભદ્રા પામી મન ઉલ્લાસ જી:
" હવે નિશા સમે થાયે ને મેં જાવું બાવાની પાસ જી. "

વલણ.

બાવાજીની પાસ જાવા સુભદ્રા ઇચ્છે રહી રે. ૭૬૫
ઋષિ કહે રાજા પ્રત્યે હવે અર્જુન વર વરશે સહી રે.



## કડવું ૧૬ મું.

પાર્થની મોહબાણની આધિ.

રાગ કેદારો.

કહે એમ વૈશંપાયન: સુણ જનમેજય રાજન !
મનમુદાએ કહું કથા પારથ તણી રે.

ચાલ.

કહું કથા પારથ તણી, જે થયા જોગી જંન;
ભોજન કરી બાવોજી આવ્યા પોતાને આસંન. ૭૭૦

એવી. તે૦—મૂળ પ્રત તથા 'પ્રા. કા માં " જો તે થાએ. " પણ ' જો ' અર્જુન સંમત હોવાથી અનાવશ્યક છે. ૭૬૧—ત. માં આ પંક્તિ નથી. ૭૬૨—સિદ્ધ—પ્રા.કા: 'શિવ.' પણ ત. ફા. તથા પ્રા.કા. ની પ્રત ૧ લીમાં ' સિદ્ધ ' પાઠ છે અને તે યોગ્ય છે. વળી પ્રા.કા. ની પ્રત ૧ લીમાં " સિદ્ધ રૂપ દીસે કોઈ માટે " એ પાઠ છે. ત. ફા. દીસે છે કો એક મોટો; પણ લીટીનું માપ વધે છે. પ્રા.કા. એ તાપસ—. ગુણ પ્રા.કા. પ્રત ૧ લી રૂપ. ૭૬૩ સાંભળીને ફા. કહેતામાં. ૭૬૪—આજ૦ પ્રા.કા: " આજ નિશાએ અમિ જાઉં. " ૭૬૬—ઋષિ૦—પ્રા.કા: ' વિપ્ર પ્રેમાનંદ કહે હવાં. ' ફા ને પ્રા.કા. ની પ્રત ૧ લીમાં ત.નો જ પાઠ છે. રહી ફા. વલી. સહી ફા. મલી. ૭૬૭ ત. ફા. " એમ કેહે વૈશંપાયે, શુણ જનમે જયે

મોહબાણુ વાગ્યાં બાવાને, અનંગ વ્યાપ્યો અંગ,
સ્મરણુ કરે રહ્યા સુભદ્રાનૂં બાવો ભર્યા ઉમંગ.
ઊઠે, બેસે, શયન કરે, વળી મન માનુનીમાં જાવે,
વસ્ત્ર ઓઢી સુતા બાવો, પણુ ઉંઘ લગાર ન આવે.
વળી ક્ષણુમાં બહાર નિસરે, જુએ ઉઘાડી દ્વાર;
ખડખડાટ કાંઈ સાંભળે ત્યારે, 'જાણે આવી નાર!'
એવા પ્રકાર કરે રહ્યા ત્યાં મઠ વિષે અર્જુન.
શ્રીકૃષ્ણનાથ તે સરવે જાણે પ્રભુ જગજીવન.

સંકેત કરવા જતી સુભદ્રાને કૃષ્ણની નડતર.

(પછી) માતાએ મોકલી સુભદ્રા અતીતનો મઠ જ્યાંહીઃ
"કો નવ દેખે તેમ કહીને, ફરી આવજો આંહી."
સંકેતે સુભદ્રા ચાલી પ્રભાતે જાવા માટે;
માર્ગે જાતાં ભગિનીએ કૃષ્ણ ઉભા દીઠા વાટે.
પાછી ફરી આવી સુભદ્રા જ્યાં બેઠાં છે માતઃ
"માતા! હૂં ત્યાં કઈ પેરે જાઊં? વાટે ઉભા ભ્રાત."
માતા કહેઃ "મુહૂર્ત એક પછી તૂં ફરી જાજે કુમારી!
નિદ્રા અર્થે ઘરમાં જાશે શ્યામળ દેવ મુરારી."
જાણી જુક્તિ જુગ્મ ઘડી રહી, પછી જાયે તે નાર,
ફરી આવી તોયે ત્યાં દીઠા બાંધવ માર્ગ મોઝાર.

---

રાએ;" પ્રા.કા. કહે કથા–૭( ઊપર પ્રમાણે ) ૭૭૦ ફા. આવો. ૭૭૨ રહ્યા ફા. રહ્યો; પ્રા.કા માં નથી. ૭૭૩ શયન ફા. આસન. કડતું સોળમું ૭૭૪ પ્રા.કા. ફા. બાવાજી. ૭૭૫ નિસરે ફા. ફા. નીસરે આવી; પ્રા. કા. આવી. ૭૭૬ પ્રા. કા. સાંભળતાં. ૭૭૭ પ્રકાર ફા. ચેન. ૭૭૮ ફા. શ્રીકૃષ્ણજી. પ્રભુ૦ ફા. ચરીત્ર જે અરજીન. ૭૭૯ ત. સુભદ્રાને. ૭૮૦ ફા. આવજે. ૭૮૧ સંકેતે પ્રા. કા. સંકેત કરવા, ફા. સંકેતને. ચાલી પ્રા કા. ચાલ્યાં. ૭૮૩ બેઠાં ફા. બેઠી. ૭૮૪ ફા. કૃષ્ણ ભ્રાત. ૭૮૫ તૂં૦ પ્રા.કા. ફા. જાઓ તમે કુમારી. ૭૮૭–ઘરમાં ત. માં નથી. શ્યામળ–ત.

વળી પાછી સુભદ્રા આવી, માતાને કહે પ્રશ્ન:
"કેમ જવાયે ? ત્યાં માતાજી ! હજી ઊભા છે કૃષ્ણ.'

માતા કહે કુંવરીને: "બેસ પુત્રી ! આ ઠામ;
મધ્ય નિશા ઉપરાંત કૃષ્ણજી જાશે આપણે ધામ.
પણ કહું છું જે કૃષ્ણજીએ "રખે જાણી હોય વાત:
જુગ્મ વાર તમો ગયાં તે દીઠાં માર્ગ વિષે ભ્રાત."
મધ્ય ઉપર ઘડી ચારનો સમય થયો જેણી વાર.
હળવે હળવે છાની તે સમે ચાલી રાજકુમાર.

કૃષ્ણને જોઈ સુભદ્રાનો ગભરાટ.

રખે મુજને કો જાતાં દેખે જોગીને મંદિર,
અર્ધ શેરીએ આવી અબળા, તવ આગળ દીઠો વીર.
ધાઈ કૃષ્ણજી પાસે આવ્યા, ભગિની ઊભી જ્યાંય,
'કહે બાઈ ! એકલી આ વેળા તું જાયે છે ક્યાંય ?'

બાંધવ દેખી સુભદ્રા ઘણી પામી મનમાં લાજ;
ઘુંઘટ વાળીને મુખ ઢાંક્યું: "વૃથા થયું સહુ કાજ.
એ તો મુજને મારશે નિશ્ચે." મનમાં ઉપજ્યો ત્રાસ;
તેણે સમયે વળી ભગિની પ્રત્યે બોલ્યા શ્રી અવિનાશ:

---

ને પ્રા.કા. પ્રત ૨ છે: "સાભળ." પરંતુ અહીં 'સાંભળ' પદની જરૂર નથી. ૭૮૮ મોઝાર ફા. વીખે નીરધાર. ૭૮૯ ત. પાછી ફરીને. કહે પ્રા.કા. કરે ૭૯૦ હજી ત. હરિ. ત. શ્રી કૃષ્ણ. ૭૯૧ કુંવરીને ફા. તું શવસ્ત થઇને. ૭૯૨ ઉપરાંત ફા. સમે. ૭૯૩ પણ૦ ત. પ્રા કા:-વળી માતા પુત્રીને કેહે. જાણી પ્રા. કા. જાણતા. ૭૯૪ દીઠાં૦-પ્રા કા: "માર્ગમાં દીઠાં હોય ભ્રાત." ૭૯૪ પછી ફા. નો વધારો:-"જો જાણું હશે તો સાંભળ પુત્રી, નથી પ્રગટી ઠામ; માહા ચકોર છે કૃષ્ણ દેવ, લેહે અવરના મનનું કામ.' ૭૯૫ ફા. સમો. ૭૯૬ છાની ત. માં નથી. પ્રા. કા. સમયે. ૭૯૭-રખે૦- ત.માં-" રખે મુજને કોઈ દેખતાં જાતાં." ૭૯૯ ત. ફા. ત્યારે ધાઈ. ૮૦૧-પામી-પ્રા.કા. ફા. "પામતી." મનમાં ત. માં નથી. ઘણી ફા.

"હૂં જાણૂં છઊં તારૂં મન છે, જાવા અતીતને ઘેર;
કારજ તારે શું છે તેશું મુજને કેહેની પેર?
શેં અર્થે તૂં ત્યાંહાં પધારે? મુજને કેહેની તેહ."
તોય સુભદ્રા મુખે નવ બોલે લજ્જા પામી જેહ.

કૃષ્ણે પણ અર્જુન સાથે નાશી જવાનો દર્શાવેલો સંકેત.

તે સમે વળી કૃષ્ણજી કહેઃ "બાઈ! એક કહૂં તે કરશે?
તે અતીતને જો તૂં વરે, તો કારજ તારૂં સરશે."
હળવેશૂં બોલ્યાં સુભદ્રાઃ "ભ્રાત! કહ્યૂં તેં વારૂં,
ઇચ્છાવર તે વરવા અર્થે નિશ્ચે મન છે મારૂં.
પૃથ્વીપતિ અથવા અમર કો તે સંન્યાસી દીસે,
એ અતીતની સેવા કરવા મારૂં મન ઘણૂં હીસે."
એવાં વચન સુણી ભગિનીનાં બોલ્યા જગજીવનઃ
"બેન! સાંભળો ન હોયે જંગી, તે તો છે અરજુન.
કુંતાનો સુત એ પારથ છે, પાંડુ રાય એનો તાત,
હસ્તીનાપુરનો છે એ રાજા, સત્ય જાણજે વાત.
એ અતીતને વરતાં બાઈ! બાધા કશી નવ થાય;
પણ એક બુદ્ધિ હૂં તુજને આપું, તે કરજે ઉપાય
રેવનાચળ પર્વત છે ત્યાંહાં, ઉત્સવ કરવા કાજ
પ્રભાતે જાદવ સહુ જાશે, સજી સરવે સાજ.

ઘણૂં. ૮૦૪ વળી ફા. તાં. ૮૦૫ છઊં ફા. થઊં. ૮૦૬ તારે૦ ફા. તારૂં વેગે હોયે. ૮૦૭ કેહેની પ્રા.કા. કહીયે ૮૦૮ બોલે ફા. બોલી. જેહ ફા. તેહ. ૮૦૯ તે૦ –પ્રા.કાઃ 'તેણે સમે શ્રીકૃષ્ણ કહે.' ૮૧૦ કારજ પ્રા.કા. કાર્ય. ૮૧૧ ત. ફા. પ્રા. કા. ત્યારે હળવેશૂં ભ્રાત૦ ફા. પ્રા.કાઃ "હા ભ્રાત એ કહ્યું તે વારૂ." ૮૧૨ પ્રા.કા. એ ઈચ્છાવરને; ફા. ઇચ્છાવર અતીતને વરવા નિશ્ચે—. ૮૧૩ અમર ત. માં નથી. પ્રા.કા. તો દીસે. ૮૧૪. કરવા પ્રા.કાઃ "કરતાં." ૮૧૫ પ્રા.કા. ભગિની કેર ૮૧૯ બાધા૦ પ્રા.કા. બાધ કશો નવ થાયે. ૮૨૦ પ્રા.કા. કરજે તું. ૮૨૧ ત્યાંહી

ત્યારે તૂં હળધરને કહેજે, કૃષ્ણ તણો રથ જેહ,
મુજને દેવે જાવા અર્થે આણી આપવો તેહ.
પછી રામને રથ હૂં આપીશ, તૂં થાજે અસ્વાર.
હરણ કરીને તુજને વરશે અર્જુન માર્ગ મોઝાર."
એમ કહીને કૃષ્ણજી બોલ્યાઃ "હવડાં જા તૂં ઘેર,"
પુરુષોત્તમ કહેઃ "પ્રભાત વેળા થશે સર્વથા પેર."
એવૂં સાંભળી, ગઈ સુભદ્રા માતા કેરી પાસ,
વાત સર્વે કહી વિસ્તારી, પામી મન ઉલ્લાસ.

અર્જુનને કૃષ્ણે દીધેલી ધારણ.

પછી કૃષ્ણજી ત્યાં આવ્યા જ્યાં છે જોગીનૂં આસન,
હળવા જઇને દ્વાર વજાડયૂં સ્વામી જગજીવન.
ત્યારે ભડકીને બાવોજી ઉઠયા, આવી જાણી તે નાર;
ઉઠી ઉતવળા દ્વાર ઉઘાડયૂં દીઠા દેવ મોરારિ,
પારથ પરમેશ્વરને જોઇને લજ્જા પામ્યો મન.

તે સમે એમ બાવાજીશૂં બોલ્યા જગજીવનઃ
"કહો અવધૂત ! આવડૂ જાગ્યા તેનૂં કારણ શું છે ?
(વળી) અનમન્યા સરખા દીસો છો," શામળીઓ એમ પૂછે.
સુણી વાણી વિશ્વંભરની, રહ્યા પાર્થ જોઈ નીચૂં,
લજ્જાકૂપમાં પડયો મહીપતિ, મુખ થયૂં નહિ ઊંચૂં.

ત્યારે તેના મનની શોચના, શ્રીકૃષ્ણે સહુ જાણી,

---

પ્રા.કાઃ 'એહ'. ૮૨૨ પ્રભાતે ત. "તે પ્રત્યે". ૮૨૪ ફા. દેવા. ૮૨૫ પ્રા. કા. થજો. ૮૨૬ ત. ફા. પ્રા.કા. ત્યાંહાં હરણ—. ૮૨૭ ત. ફા. પ્રા. કા, બાઇ હવડાં. જા તૂં ત. જાયો; પ્રા.કા. જાઓ. કેરી ત. કેરે. ૮૩૦ પામી મન—પ્રા.કા."સાંભળી થયો". પણ ત. નો પાઠ વિશેષ સહજ છે. ૮૩૧ છેo ફા. જોગીનો આશ્રમ. ૮૩૩ જાણી પ્રા.કા. "જાણે." ૮૩૫ જોઇને ફા. દેખી. ૮૩૭ પ્રા.કાઃ "કહો અવધૂત આજ કયાં જાગ્યા, એવડૂં કારણ શું છે ?" ૮૪૦ પ્રા.કા. મુખ થઇ નવ ઊચું. ૮૪૨ ત. હ-

હસતા હરિ પાસે આવીને આવી બોલ્યા વાણીઃ
" અરે રાય ! મેં સરવે જાણ્યૂં તારા મનનૂં હીર,
કાલે સુભદ્રા તૂં પામીશ, રાખ્ય હ્દેમાં ધીર.
પ્રભાતે સહુ જાદવ જાશે ઉત્સવ કરવા માટે.

અર્જુન ! તમે સવારાં ઉઠી, જઇ બેસજો વાટે.
મારે રથે સુભદ્રા બેશી, ત્યાંહાં આવશે જ્યારે,
રાશ, આયુધ ગ્રહીને અવધૂત ! ચઢી બેસજો ત્યારે.
સુભદ્રાને મેં સરવ કહ્યૂં છે, " એમ કહે જગજીવન.
કૃષ્ણનાં એવાં વચન સાંભળી, હરખ્યો મન અર્જુન.

(ઢાળ) કર જોડીને અર્જુન બોલ્યા નમી નાથને ત્યાંયઃ
" એ સરવે તમારી કૃપા સ્થકી, મોટા થયા જગ માંય."
મુહૂર્ત એક બેઠા ત્યાં માધવ, અર્જુનશું કરી વાત;
પછીં આજ્ઞા માગીને ઊઠ્યા ઘેર ગયા શ્રીનાથ.
સુભદ્રા સુતાં મંદિરમાં, મઢી વિષે અર્જુન.

રંગમોહોલમાં પ્રભુ પધાર્યા પોઢ્યા જઈ આસન.
અર્જુનને નિદ્રા નવ આવે, વારંવાર જુએ રાત;
બાહાર આવી રજની, જુએ કયારે થાશે, પ્રભાત ?

---

ાતા હસતા હરિ—. ૮૪૩ હીર ત. ફા. " કારણ ". પણ હીરમાં ઠીક ભાવ ॰
ાંયો છે. ૮૪૪ પ્રા.કા. સુભદ્રા. ધીર પ્રા.કા. " ધારણ ". ૮૪૬–સવારા–પ્રા.કા.
ાવારે. ત. જઇને. ૮૪૭–ત્યાંહાં આવશે પ્રા.કા. ' લહો આવતી '. જ્યારે ત. "
હે ". ૮૪૮–ચઢી૦ ત. " ત્યાં બેસજો તેટલે." ૮૪૯ ફા. કહે છે. ૮૫૦ ફા.
ારખ્યો. ૮૫૨ ફા. અમે મોટા—. ૮૫૪ પ્રા.કા. માગી ઉઠીયા. શ્રીનાથ ફા જદુ-
ાથ. ૮૫૫ પ્રા.કા. મંદિર જઇને. ૮૫૬ ફા. પ્રભુજી. ૮૫૭ જુએ પ્રા કા જોતાં.
૫૮ રજની. ત. પ્રા.કા. નિશા કેટલી છે; પણ લીટી વધી જાય છે. થાશે પ્રા.કા.

વલણ.

પ્રભાત થાશે ક્યારે, એમ વિચારે અર્જુન રે:
" આજની નિશા તો યુગ સરખી થઈ મારે મન રે."

---

## કડવું ૧૭ મું.

### અર્જુનની તાલાવેલી.

રાગ ગોડી.

ઋષિ કહે: રાજા! અવિધાર, ચાર જામ જાગ્યો ભૂપાળ.
પછી તે ઊઠયો તત્કાળ, જ્યાં થયો છે પ્રાતઃકાળ.

ચાલ.

દંતધાવન કરી, અર્જુન જવા માર્ગ વિમાસે મનઃ
" કૃષ્ણે કહ્યું તે સાચું સહી, માટે માર્ગે બેસું જઈ.
જો આવે ત્યાં સુભદ્રાય, તો અર્થ સહી મારો થાય.
જાદવ સાથ સહુ જાશે ત્યાંય, ઉત્સવ કરવા તીરથ માંય,
આગળ જઈ બેસું તે માટ, સુભદ્રાની જોઉં વાટ."
એવો સંકેત મનમાં ધરી, ઊઠી અર્જુને સમર્યા હરિ.

---

થાયે. ૮૯૦–યુગ–પ્રા. કા. પ્રત ૧ લી; ત. રાલા, ફા. શૂલી. થઈ પ્રા. કા. "લાગે". કડવું સત્તરમું. ૮૯૧–ઋષિ૦–પ્રા. કા. "ઋષિજી કહે સુણો ભૂપાળ". ફા. રાજાજી શુણો. ચાર૦ ફા. મહીમાં કહુ કુંતી સુત તણો. ભૂપાળ–પ્રા. કા. માં "પાંડુ બાળ" ૮૯૨–પછી૦–ચાર૦ વાળું ૮૯૧નું બીજું પાદ ફા.માં છે. ત. પ્રસ્તુશકાલ તે પ્રા.કા."અર્જુન". જ્યાં૦ફા. પછે થયો ત્યાં પ્રાતઃકાળ.પ્રા.કા.ની પ્રત ૧ લી મા ૮૯૧–૮૯૨ લીટીઓ આમ છે: "ઋષિજી કહે રાજાજી ચાર જામ જાગ્યો ભૂપાળ; અર્જુન ઉઠયા સહી પછે થયો પ્રાતઃકાળ". આ બે કડી પછી ત. પ્રતમાં 'ઢાળ' છે, પણ બીજી કોઈ પ્રતિમાં તેમ નથી. ૮૯૪ ફા. મારગ વીખે. ૮૯૫ ફા. મારગ માંહાં. ૮૯૬ સાથ ફા. માત્ર, પ્રા.કા. સાથે. ૮૯૮ આ

અર્જુને સજ્જેલા વસ્ત્ર અને શણગારનો ઠાઠમાઠ.

મંત્રપવિત્ર કર્યૂં શુભ સ્નાન, પછી રૂદ્રઆમાં ધરા ભગવાન.
પવિત્ર ભસ્મ કરી લેપન, દ્વાદશ તિલક કર્યાં શોભન
પીતાંબરે બાંધી જટા, તે ઉપર સોનેરી પટા,
ઉપર કલગી તોરા સાર, તેથી થઈ રહ્યો જાતકાર.
રૂદ્રાક્ષની પવિત્ર માળ, કંઠે આરોપી તતકાળ,
બીજા સૂત્ર તણા જે હાર, તે રાખ્યા જેનાં તે ઠાર.
કછી કાછ પહેર્યૂં પીતાંબર, હેમ કડાં શોભે છે કર.
કંઠે માદળિયાં તાવીત, હાર કનક મણિ મનભાવિત;
આભૂષણ સાથે જેટલાં, બાધે અંગે ધર્યાં તેટલાં.
તે ઉપર ઓઢ્યૂં મૃગચરમ, પીત વસ્ત્ર છે મધ્યે પરમ.
દીસે જોગી, અવધૂત, નાથ, લીધાં કરહૂઓ, ઝોળી હાથ.
છડી લાલ, કર પીછી ગ્રહી, શંખશબ્દ કીધો ત્યાં રહી.
સર્વાંગની શોભા ઘણી, ઉપમા કોણ આપૂં તે તેણી.
ત્રિપુણ્ડ તિલક લલાટે ચળકે, શકે અર્ધચંદ્રશ્ય ઝળકે!
પાવડી ઉપર પગ જ ધરે, બાવોજી ત્યાંથી સંચરે.
મઠીનૂં દેઇને દ્વાર, બાવોજી પધાર્યા બહાર.

---

લીટી પ્રા.કા. ની પ્રત ૧ લીમાં નથી. ફા. શ્રીહરિ. ૮૬૯ સ્નાન ફા. સ્થાન. પછી૦ ત. પ્રા.કાઃ– પછી વિભૂતિ ધરી ભગવાન. પણ ૮૭૦ ની સાથે પુનરૂક્તિ થવાથી અગ્રાહ્ય છે. ૮૭૦ કર્યાં શોભન ત. અંગે લેપન; પ્રા. કા. જોઈ મોહે મન. ૮૭૨ ફા. તોરો. ૮૭૪ ફા. બીજે સૂત્ર તણો. જેનાં૦ ફા. જ્યાંહે જેહેનો ઠાર; પ્રા.કા. પ્રત ૧ લીઃ 'જે રાખે જનોઇ તે ઠારે.' આ પાઠ અર્થયુક્ત છે. પરંતુ સ્વીકૃત પાઠ વિશેષ વાત સૂચવે છે. ૮૭૬ ત. પેહેર્યો. કછી૦ પ્રા.કા. કાછ કછીઓ છે પીતાંબર. ૮૭૭ બાધે ત. બાવે; પ્રા.કા. છે સાથે. ૮૭૮ તે ઉપર૦–પ્રા.કા. પ્રત ૨ જીઃ "ધનઘોર પહેર્યું મૃગચર્મ". મધ્યે ત. તે, પ્રા.કા. મધ્યે શોભે. ૮૭૯ લીધાં૦ ત. પછી કરહૂઓ લીધો હાથ. લીધો ફા. લીધી. ૮૮૦ ત. કર વિષે. ૮૮૨ અર્ધ

લોકનો પ્રશ્ન અને અર્જુનનો ઉત્તર.

પ્રજા સરવેકો પૂછે ત્યાંયઃ "કહો બાવાજી ! પધારો ક્યાંય ?" ૮૮૫
બાવો સહુને કહે તે ઠામ, રેવતાચલ ઉત્સવનું નામઃ
"રેવતાચલ પર્વતને પાસ, કહે છે ઉત્સવ થાશે રાશ.
(મેં) રાત્રે સાંભળ્યો સમાચાર, તે માટે જાઉં તે ઠાર.
મોડા જાતાં નવ મળે ઠામ, માટે હવડાં કીધી હામ.
તમ આગળથો જાઈશ સહી પછી ઠામ જડશે શુભ નહીં." ૮૯૦
"આગળથી જઇને કરૂં આસન" (વળી) સેવક જાદવ વદે વચનઃ
"રહો બાવાજી ! જઇશું સાથ, ઘટિકા ચાર પછી ત્યાં નાથ !
જે વારે લોક જાશે સમગ્ર, ત્યારે પ્રભુજી ! થાજો અગ્ર"
અવધૂત કહે હવડાં જવૂં, તે સ્થાનક જૈને જોવૂં નવૂં.
આજ્ઞા માગી અવધૂત જાય, પછી લોક સહુ સાંપ્રત થાય. ૮૯૫

માર્ગમાં અર્જુને રોપેલો ઝુંડો.

પાધર ગઢ માર્ગમાં સહી, બાવે ઝુંડો ચોઢયો જઈ,
જ્યાં પ્રજાની જાવાની શેરી, અતીત માર્ગ રહ્યો છે ઘેરી.
કલ્પના પારથ મન થાય: હવે ક્યારે આવશે સુભદ્રાય !

---

ત. અર્ક. ૮૮૩ ત. ફા. સાચરે. ૮૮૪ મઢીનૂં ફા. પંનકુટીનું. ૮૮૫ પ્રા.કા.ફા. સહુકો. પ્રા.કા. પધારો છો, ફા જાશો. ૮૮૬ ત. રેવતાચલ પર્વત ઓછવનૂં નામ; પ્રા.કા. રેવતોત્સવનું લેતા નામ. ૮૮૭ પાસ–પ્રા.કા. "ઠાર". રાશ–પ્રા.કા. "સાર". ૮૮૮ પ્રા.કા. સંભળ્યા. જાઉં–પ્રા.કા. "જાઉં છું." ૮૮૯–ત. પ્રા. કા. ફા. શુભ ઠામ. માટે૦–પ્રા.કા. "માટે વહેલા જવાની હામ." ૮૯૦–તમ૦ પ્રા.કાઃ "તમે આગળ હું જાઉં સહી." પ્રા.કા. આગળ. જાઈશ ફા. હું જાઉં. જડશે પ્રા.કા. જડે. ૮૯૧ જાદવ ફા. જદુ. ૮૯૨ પ્રા.કા. ફા. જઇશું. ત. ઘડી ૮૯૩ ત્યારે૦ ત. કહે અતીત મેં જાવૂં અગ્ર. પ્રા.–કાઃ "જ્યારે અમો સર્વકો જશું, ત્યારે પ્રભુજીને સાથ લેઈશું." ૮૯૪ અવધૂત૦ પ્રા.કા. પ્રત ૧લીઃ "કહે અતીત મેં જે વહી વાત, સ્થળ નવું જોવું સાક્ષાત." ૮૯૬–બાવે૦ પ્રા.કાઃ "બાવોજી ત્યાં બેઠા જઇ." ૮૯૭ બે પ્રા.કા. ફા. તે. ૮૯૯–જઇને૦ પ્રા.–કા. પ્રત ૧ લીઃ–"જઇ રહ્યો પાંડુનો તન."

માર્ગ વિષે રહ્યા અર્જુન, જઈને ઝૂંડો રહ્યો મગન,
સમીરે પીંછી ફરહરે, આવો ઊભા વિમાસણ કરે.

વલણ

કરે ઊભા વિમાસણ ઘણું, અંતરમાં વિચાર રે,
કહે વિપ્ર પ્રેમાનંદઃ સુભદ્રાની અર્જુન જુવે છે વાટ રે.

---

## કડવું ૧૮ મું.

યાદવોનાં વસ્ત્રાભૂષણ અને વાહનો.

રાગ આશાવરી.

વૈશંપાયન ઊચરેઃ જનમેજય શ્રવણે ધરે.
જાદવ સામગ્રી કરે ઉત્સવ જાવા હરખ ભરે રે.

ચાલ.

હરખે ઉત્સવ જાવાને કરે સરવ શણગાર,
બાલ, યૌવન, વૃદ્ધ આદિ ઘરે હરખ અપાર.
મલશુદ્ધ સ્નાને કરી, તિલક અંગ ધરે સરવ કોય,
અંગે આભરણ શોભતાં, વસ્ત્ર સુંદર સ્હોય.

---

કા. ફા. રહ્યો છે. ૯૦૦ ત. ફા. બાજોઠ. ૯૦૨ કહે૦ પ્રા કા. પ્રત ૧લી 'કવિ.'
ર પ્રેમાનંદે; ફા. ભટ વલ્લભ. કડવું અઢારમું ૯૦૩ ત. ત્યાં શ્રવ.. પ્રા.કા "રાય
મેજય" ૯૦૪ જાવા પ્રા.કાઃ "જોરા." જાદવ ફા. રાજા. ફા સહુ ઉત્સવે
ા રે. ચાલ ફા. ઢાલ. ૯૦૫ હરખે૦—ફા. ગોછવે સહુ હરખે, જાદવ સજે સહુ
ગાર. હરખે પ્રા કા. "હર્ષશું". કરે પ્રા કા પ્રત ૨જી "ઘેર." ૯૦૬ ઘરે૦—
કાઃ "ઘેર ઘેર હર્ષ અપાર." છે. પણ એથી લીટી લાબી થાય છે, અને સ્વી-
પાઠનો અન્વય સરળ છે. ૯૦૭ પ્રા કાઃ "મલસ્નાન કરી અંગે પછી તિલક
સહુ કોય." સ્નાને ફા. નાહી. ત. ધરે છે. ૯૦૮ આભરણ પ્રા.કા. આભૂષણ,

કબાય, દોતા, જામા, ઝીણા, નીમાંકુર રાતી સાર,
પાઘડી પછેડી, ને પટકા, પામરી શ્રીકાર.
બહુ રંગી બાંધ્યા મોળિયાં, તિલક ભાલ વિશાળ,
તોરા કલગી કીનારી, તે દીસે ઝાકઝમાળ;
ગોશ્ચ પેચ બાંધ્યો પાઘડી, તે હેમમય ઉદ્યોત,
કાને કુંડળ ઝળકતાં ને લળકતાં મોતી જ્યોત,
બાજુબંધ ને બેરખા કોને, હેમમય પોંચી હાથ.
વેલિયાં, વીંટી, છીપા કોને જડિત હીરા સાથ.
કડાં કોના કર વિષે છે હેમનાં નિરધાર,
સુવર્ણમય સાંકળી કંઠે મુક્તાફળના હાર,
માદળિયાં, તાવીત, કંઠી, કનકના શણગાર.
કટિબંધ બાંધ્યા રત્નમય જડિત નંગ અપાર.
આભૂષણ પર વસ્ત્ર પહેર્યાં ઉલટ અંગ ન માય,
જેવાં જેને શોભતાં, તે ધરે તેવાં કાય,
ઉત્સવ જાવા સર્વ કોને હરખ મનમાં ન માય.
વસ્ત્રાભૂષણ અંગે પેહેરી સાંપ્રત થયા સરવ કેય,
રેવતાચલ પર્વતે જાવા ઉમંગ સહુને મન.

---

ફા. સુંદર અંગે ફા. સર્વાંગે. વસ્ત્ર સુંદર ત. ફા. વસ્ત્રભૂષણ". ૯૦૯–પ્રા. કાઃ "કબાય તારમા જમા ઝીણા નીમા ધારે સાર." પ્રા. કા. પ્રત ૧ લીઃ–" કબાય કારમા જામા નીમા હીમરૂ રાતિ સાર." ફા. નીમા ફરતી સાર. આ સર્વનો ખુલાસો અહીં નહીં કરતા ટીકામાં કર્યો છે ૯૧૦ પામરી૦ ત. "છે પામરી જોર." પણ તેનો અર્થ બરોબર નથી. ૯૧૧ બાંધ્યાં પ્રા.કા. બાંધે. વિશાળ પ્રા.કા. રસાળ. ૯૧૨ ત. તોરા કલગીરના. ત દીશતા ઝાકઝમાલ. ૯૧૩ બાંધ્યો પ્રા.કા. બાંધે. ૯૧૬ છીપા. પ્રા,કાઃ "છાપ". ૯૧૯ કંઠી પ્રા.કા પ્રત ૧લીઃ "ગાઠે". ફા. કોકોને. ૯૨૦ નંગ ત. 'અંગ'. ૯૨૧–વસ્ત્ર પ્રા કા. "વસન". પેહેરી પ્રા.કા. પેરે; ફા. પેહેરાં. ૯૨૨ શોભતાં ફા.શોભીએ. ધરે ફા. ધરીઆં. ૯૨૨ હરખ૦–પ્રા.કા. ફા. "હર્ષ મનમાં હોય". પ્રા.કા. ની પ્રત ૧ લી માં આ પંક્તિ નથી. ૯૨૪ થયા૦ –પ્રા.કા. "થાય સહુ કોય". ૯૨૫ રેવતાચળ૦ ત. "રેવતાચળ પર્વત ઉપર".

આપ આપણા મેત્રકને કહે: સજ્જ કરો વાહન.
પછી વાહન સજ્જ કર્યાં, રથ, વહેલ, હય હિંસાર,
સુનેરી રૂપેરી તેને ધરાવે વેશ શણગાર.
છત્ર, ચામર, પતાકા, તે કરે સેવક તૈયાર,
સજ્જ કરી લાવે સ્વામી પાસે, પ્રભુ થાય અસ્વાર.
કો શણગાર હયને ધરાવે આપઆપણાં જાંહાં ઠામ,
અશ્વ આગળ ઉભા રાખે, કરે દંડ પ્રણામ.
(એમ) વાહન સહુકો સજ્જ કરીને લાવે સેવક જન,
પ્રણામ કરીને એમ કહેઃ "જઈ બેશીએ સ્વામિન !
શોભતા રથ શણગારિયા, ઘુઘરીનો રણકાર,
જાજમ, તકિયા, ગલેચા, પાથરી કરતા તૈયાર.
વૃષભ શણગારી કરીને વહેલ વિષે તે જોડે,
માંહો માંહે સેવક કહેઃ "દોડાવશૂં પડયા હોડે."
વાહન શણગારી લાવિયા, આપ આપણા જ્યાં સ્વામ.
જેને વાહન છે નહીં, તે પાળા જશે તે ઠામ.

---

ઉમંગ૦–પ્રા.કા. માં "સહુકો થયા તૈયાર." મન ફા. હોએ મન. ૯૨૬–પ્રા.કા. માં આ લીટી નથી. પરંતુ ૯૨૯ લીટીમાં 'કરે સેવક તૈયાર,' એ વચન આ લીટીની અપેક્ષા રાખે છે ૯૨૭–પ્રા કા:–"સજ્જ કર્યાં વાહન કાજ રથ, જોઇ હય કરે હીંસાર." હય૦ ફા. નેહે હીંસાર. ૯૨૮ ફા. સોના ને રૂપા તણાં. વેશ પ્રા.કા. માં નથી. ૯૨૯ તૈયાર ફા. સાર. આ પંક્તિની પછી પ્રા કા.માં આ પંક્તિ છેઃ "રત્ન જડિત્રનાં જીન શોભે, મોતી ઝાલર સાર." પણ ત. ફા. માં નથી. ૯૩૦ થાએ ફા. થાઓ. ૯૩૧ પ્રા.કા. આપ આપણે ઠામ. ૯૩૨ અશ્વ૦ ફા. આગળ લાવી કરે ઊભા. ૯૩૩ લાવે ફા. વદે. ૯૩૪ પ્રણામ૦ ફા. સનમુખ લાવી એમ કેહે. જઈ ફા. જી. ૯૩૫ ફા. શણગારી કીધા. ત. શણગાર કીધા. ૯૩૫ રણકાર પ્રા.કા. ફા. "ઝણકાર". પ્રા. કા. પ્રત ૧લીઃ "શોભતા શણગાર કરી રથ, વખતે જોડી લાવ." આનો કાંઈ અર્થ બેસતો નથી. ૯૩૬–પ્રા.કા ની પ્રત ૧ લી માં આ પંક્તિ નથી. ફા. જલેચા. કરતા ફા. કરા તાં, પ્રા.કા. કર્યા. ૯૩૭–વહેલ પ્રા. કા. "શકટ." પણ વહેલ શબ્દ સુંદર છે. ૯૩૮. પડયા–પ્રા. કા. ફા. "વાટમાં" દોડાવશૂં ફા.

વલણ.

જશે અર્થે ઉત્સવ કરવા, એમ પૂરષો સામગ્રી કરે:
(હવે) સ્ત્રીઓ શણગાર સરવ કરશે, શ્રોતાજન વદો શ્રી હરિ રે.

## કડવું ૧૯ મું.

યાદવીઓના શણગાર અને ચેષ્ટાળીઓ.

રાગ મારૂ.

સુંદરી સજે શણગાર, સહુ ઉત્સવ જાવા,
કો અભૂષણ પહેરે અંગ, કો બેઠી નહાવા.
કો ગૂથાવે શીશ, કો સેંથો ભરતી; ૯૪૫
કો હથ લિયે દર્પણ, કો તિલક કરતી,
છે મેશ દાબડી હાથ, કો અંજન સારે;
કો પહેરે રૂડાં વસ્ત્ર, છે ભૂષણ ભારે.
ગોફણો રત્ન જડાવ, ભંમર લળકે છે;
ત્રિસવ આ શીશ ફુલ મધ્યે ઝળકે છે. ૯૫૦
માળા મોતીનો હાર ઉર પર ઢળકે છે;

---

હોડાવ. ૯૪૦ ત. જશે. ૯૪૨ ફા હવે જાદવ સ્ત્રીઓ. કરશે ફા. સજે, પ્રા.કા. ધરે છે. ફા કહું શ્રોતાજન. વદો પ્રા.કા. કહો, ના બોલ્યો. કડવું ઓગણીસમું. ૯૪૩ સજે ત. પ્રા કા. કરે. ૯૪૪ ફા. આભરણ પેહેરે. અગ ફા. અંગે, ત. અંગમાં. ૯૪૫ ત. કોય સેંથા. ૯૪૫-૯૪૬ પ્રા. કા. ની પ્રત ૨ લામાં આ બે પંક્તિ આમ છે:—"કો ગુથાવે શીશ કો તિલક કરતી, મેંશ દાબડી હાથ, અહીં કો આંજે નયનાં સાર." ૯૪૭ છે ફા. પ્રા કા. અહીં ત. કો અંજન નયણે સારે. પણ લીટીનું માપ વધે છે ૯૪૮ ફા. કોણે પેહેરે ફા. પેહેર્યાં. છે પ્રા. કા. કો. ૯૪૯ ભંમર પ્રા. કા. "ચમરી" લળકે પ્રા કા. ફા. ઝળકે. ૯૫૦-૯૫૨ અહીંઆં પંક્તિઓના ક્રમમાં મૂળ પ્રત અને પ્રા.કા. માં ઉલટપુલટ છે. પણ પ્રા. કા. નો ક્રમ યોગ્ય હોવાથી સ્વીકાર્યો છે. ૯૫૦ ફા. માં આ પંક્તિ નથી. ૯૫૨ ફા. મોટાં મોતી કેરો હાર.

જડાવ ચુડલો હાથ, કંકણુ ખળકે છે.
તિલક ભમરી ને મોર ચોટી કાને છે;
દીસે અદ્‌ભુત રૂપ, ૩ડે વાને છે.
કટિબંધ હેમ જડાવ ઝાંઝર પાગે છે.
ઘૂઘરી શબ્દ ઝણકાર, લંગુર વાગે છે.
કલ્લાં, કાંબી, અણવટ, વીંછૂઆ શોભે છે;
દેવાંગનાશાં વૃંદ અમરમન લોભે છે.
નાનાં તિલક વિશાળ સુંદર ભાળે છે;
સામી રહી ઓઢે ચીર, લટગટ વાળે છે.
કોના છૂટા અંબોડા વેશુ, દેવાને નેહેરી,
કટાક્ષ નેત્ર વિશાળ કો જોતી ઘેરી.
માહો માહિ કહે નાર: 'આઈ! થાયે વેહેલાં;

---

ઊ૨ પર ત. ઊપર ૯૫૨ ત. કાકણ. ૯૫૩ ફા. ભમરના તિલકઃ—પ્રા. કા પ્રત ૧ લીઃ "તિલકનો ભમરનો મોર." ૯૫૪ રૂડે પ્રા પા. ગોરે ફા. દીસે અદભુત રૂડે વાન, શોભા માને છે. ૯૫૬ ફા. રણકાર શબ્દ. પ્રા. કા 'સૂર'. ૯૫૭ ફા. વીંછિયા. શોભે છે. પ્રા. કા. માં ' સોહે છે " જ. ૯૫૮ ત. દેવાંગનાના પ્રા કાઃ "દેખી દેવાંગનાશા અંગ, અમર મન મોહે છે". આ પાઠમાં વૃંદને સ્થાને 'અંગ' છે પરંતુ 'વૃંદ' સમૂહવાચક હોઈને અનેક સ્ત્રીઓ દેવાંગના જેવી છે, એવો ભાવ પ્રેરે છે, તેથી તે વિશેષ સુંદર છે ત. અમરમન. ફા. તારા હાર લાગે સુલક્ષણ, દેહ અતી ઓપે છે. ૯૫૯ ફા. નાના વિધ ૯૬૦ ના ૧૦—પ્રા.કા. ફા. "સમીર ઉડાડે ચીર." સ્વીકૃત પાઠમાં કંઈક નિર્લજ્જતાનો ભાવ છે, તેમ સ્ત્રીઓ પરસ્પરની શરમ ન રાખતાં આમ વસ્ત્ર ધારણ કરે એ સ્વાભાવિક છે. ફા. પ્રા ના.નો પાઠ પણ તેટલો જ સુંદર છે. ૯૬૧ પ્રા.કાઃ કોના છૂટા; ફા.કો છોડે. દેવા ફ.દેવાને. નેહરી ત નેહેરી છે. પ્રા.કા.ઃ—"કો છોડે અંબોડા મહોમાંથ જોવાને ફેરી". અંબોડા નહેર દેવાને છોડે એ સ્વાભાવિક છે, અને નહિં કે પ્રા.કા.માં જેમ ફેરી—અરૂંપરૂં જોવાને છોડે, એમ કહેલું છે તે; માટે કદાચ 'જોવાને ફેરી' ને બદલે 'દેવા નહેરી' હોવું જોઇએ. ૯૬૨—કો૦ પ્રા કાઃ "જોતી કો મેરા." ત. ઘેરી છે. ૯૬૩ થાયો ફા. થાઓ, પ્રા.

ઊતાવળાં આપણે ત્યાંય, જઈએ સૌથી પેહેલાં,
સહુ નાની મોટી નાર સામગ્રી કરતી.

યથાયોગ્ય શણગાર, તે તેના ધરતી,
લેઇ પૂજાના ઉપહાર, સ્ત્રી બાંધે છેડે,
માંહો માંહે મારે હાક, સજની સખીને તેડે;
ચરણાં, ચોળી, ચીર, પહેરે સૌ બાળા,
રતન રાખડી ચોક, કંઠ વિષે માળા.

સજે સોળ શણગાર, છે જોબન વેશે,
રથ, વહેલ, ને સુખપાલ, વાહને જઈ બેસે;
"કરો બાઈ ! કેટલી વાર ?" પૂછે ઉલ્લાસ,
"કરો ઊતાવળ સહુ સાથ, અસુર ઘણું થાશે".

ઉત્સવમાં જવાની સુભદ્રાની રાહ.

તત્પર થઈ સહુ લોક, ઉત્સવ ભણી ચાલે,
ઝરૂખે બેઠી નાર, સુભદ્રા ભાળે.
એવું દેખી ઊતરી બાળ, આવી મા પાસે,
જનની પ્રત્યે વચન કુંવરી પ્રકાશે.
સુભદ્રા કહેઃ "માત ! આજ ઉત્સવ થાશે;
પ્રાણી માત્ર સહુ કોય ત્યાં જેવા જાશે.

---

કા. થા. વહેલાં પ્રા.કા. વહેલી. ૬૬૪ પ્રા.કા. ઉતાવળી. ત્યાંય ત. ફા. માં નથી. સૌથી ફા. પ્રા.કા. સહુ. ૬૬૫ સહુ ફા. પ્રા.કા. બહુ ૬૬૬ ફા. જેહેનાં. જથાજોગ. ૬૬૭ પૂજાના પ્રા. કા. 'પ્રજાના'. પણ તે ભૂલ જ હશે. પ્રા. કા. પ્રત ૨ જી 'પૂજાનાં.' અને તે સ્વાભાવિક છે. ૬૬૮ સજની પ્રા.કા. સખી, ફાઃ સજન. ૬૬૯ ચીર૦ ફાઃ ને વસ્ત્ર પેહરે સહુ બાલા; તઃ સહુ વસ્ત્ર પેહેરે છે. ૬૭૦ વિષે પ્રા.કા. મોતી. ત. માળા છે. ૬૭૨ ફા. પ્રા કાઃ "એમ સજ્યા સોળ—. ૬૭૪ ઘણું ત. ફા. પછે. ૬૭૫–થઈ ત. 'થયા' ૬૭૭ ત. ફા. ઊતરીને માત. પ્રા કા. ફા. માતા. ૬૭૯ માત ફા. સુણ માત. ૬૮૦ સહુ ત. પ્રજા રાઈ, ફા. પ્રજા સરવ. પ્રા. કાઃ–

(મારે) હું જાઉં તેણે ઠાર" કહી રાઢ જ લીધી.
માત વિના જાણે ન કોય કૃષ્ણે બુદ્ધિ દીધી.

વલણ.

કૃષ્ણશિક્ષા ન જાણે કોઈ, સુભદ્રા રાઢ લઈ રહી રે,
તેવે સમે પછે અંતઃપુરમાં સંકર્ષણ આવ્યા સહી રે.

——

## કડવું ૨૦ મું.

કૃષ્ણના પ્રપંચથી અજ્ઞાત બલરામનું સાંત્વન.

રાગ વેરાડી.

વૈશંપાયન કહેઃ સૂણ રાય ! પછી શું કરે સુભદ્રાય ?
આવી પુત્રી જ્યાં છે માત, ઉત્સવ જાવાની કહી વાત.
રઢ લેઈ રહી તેણે ઠામ, એવે ઘરમાં આવ્યા રામ.
સુભદ્રા દેખીને ભ્રાત, માત આગળ કરે આંસુપાત;
તીર્થ જાવાને આક્રંદ કરે, ભ્રાત ઊભા તે શ્રવણે ધરે.
હલધર એમ વિમાસે મનઃ "ભગિની કાં કરે આજ રૂદન ?

"પ્રાણી માત્ર જનેતા ! ત્યાંય જોવાને જાશે." પ્રા.કા. પ્રત ૧ લી. "પ્રાણી માત્ર પ્રજા હોય ત્યાં જોવા જાશે." ૯૮૨ ત. ફા. પ્રા.કા. એમ કહી. રાઢ જ પ્રા. કા. માં 'હઠ છે'. ૯૮૩ 'માત વિના' પ્રા. કા. પ્રત ૨જીઃ 'માત પિતા'. પણ અર્થસંગતિયુક્ત થતી નથી. તેમ દીકરીની વાતથી મા જાણીતી હોવી જ જોઈએ અને પિતા ન હોય એ જ સ્વાભાવિક છે ૯૮૨ ન ત. નવ. ફા. દીધી છે. ૯૮૪ તેવે૦-પ્રા.કાઃ-"વિપ્ર પ્રેમાનંદ કહે." કડવું વીસમું. ૯૮૫ સૂણ-પ્રા.કા. 'સુણો'. પછી૦-પ્રા.કાઃ "પછે કરતી શું." ૯૮૭ તેણે૦ પ્રા.કા. કુંવરી તે ઠામ. ૯૮૮ ત. સુભદ્રાને. આંસુપાત ફા. વિલાપાત; પ્રા.કા. અશ્રુપાત. ૯૮૯ ત. જાવા. ફા. ઊભો. ૯૯૦ આજ પ્રા.કા. મા નથી; કાં ત. માં નથી. પ્રા.કા. પ્રત ૧ લીઃ—"તીર્થ જાવા એ રૂદન કરે, ભ્રાત ઉભા તે શ્રવણે ધરે." પણ તેનો અર્થ બંધબેસતો થતો નથી.

"જઈ માતાને પૂછીએ એહ, બેન આક્રંદ કરે છે જેહ".
પછી માતાને પૂછે બળદેવ, સન્મુખ પાસ જઈને એવ.
કહેઃ "માતા ! સુભદ્રા આજ રઢ લેઈ રૂવે કૂણ કાજ ?
ભગિનીને ઈચ્છા હોય જેહ, માતાજી ! મુજને કહો તેહ".
માતા વદેઃ "સાંભળ કુમાર ! આજ ઉત્સવનો દિન સાર.
(ત્યાં) પ્રાણી માત્ર જશે સરવ જંત, (તે) માટે એનું જાવા મન,
તીરથ દર્શન કરવા સહી, કેઈ વારતી રઢ લેઈ રહી.
ઉત્સવ સ્થાનકે એકલી, મેં કયમ જાયે પુત્રી મોકલી ?
(તે) માટે કુંવર ! સુણ વાત, તમો જાઓ કો એની સાથ,
અથવા એક કહું ઉપાય, જો આવે તારા મન માંહ્ય.
"શ્રીકૃષ્ણનો રથ છે જેહ, આણી અપાવો બાઈને તેહ,
સાથે દારૂક ખેડણહાર, બેસી જાયે તીરથ મોઝાર"
(ત્યારે રામ કહેઃ "સાંભળો માત ! એ તો સરવે સહેલ છે ખાત."
ભગિની પ્રત્યે ભ્રાત એમ વદેઃ "ધીર મનિ રાખજૂ હૃદે,
હવડાં હું જાઉં કૃષ્ણ કન, આણીને રથ આપૂ તને.
તે ઉપર થઈ અસવાર, સુખે જાજે તીરથ મોઝાર.
રઢ મૂકી મનમાં સુખ ધરો, રથે બેસી ઉત્સવે સંચરો."
એવાં રામનાં સૂણી વચન, સુભદ્રાનું હરખ્યૂં મન,

---

૯૯૧ પ્રા માજઈ પૂછીએ; પ્રા.ન પૂછીએ આજ. છે જેહ પ્રા કા શે કાજ. ૯૯૨ બેવ પ્રા.કા. તતખેવ. ૯૯૩ રૂવે ત. રેહન કરે. કૂણ પ્રા.કા. શે; ફા. શા. ૯૯૫ વદે પ્રા.કા. ત.કહે. ત.કુઆર ફા. પ્રા.કા. કુમાર. ન ફા ઉત્સવનો. દિન ત. દિન છે, પ્રા.ન. દિવસ. ૯૯૬ સરવજન પ્રા.ન. પ્રત રજાઃ આજે દિન. માટે પ્રા.ન ત્યાં. ત.ન છે ૯૯૭ દર્શન ફા. યાત્રા. ૯૯૮ પ્રા.ન ઉત્સવને મુકી પ્રા.કા માં નથી ત. "ઉત્સવ સ્થાનકે એકલી ક્યમ જાય, કહો તે કરૂં ઉપાય." ૯૯૯ પ્રા.કા. સુણો. ૧૦૦૧ અપાવો-ફા આપો; પ્રા.કાઃ "આપવો". પણ વ્યાકરણના નિયમઅનુસાર 'અપાવો' પાઠ જોઈએ. ૧૦૦૪ પ્રા.કા. તે વદે. ધીર૦ પ્રા.કા. બાઈ ધીરજ રાખ્ય તુજ હૃદે; ફા બાઈ રૂદે. ૧૦૦૫ પ્રા.કા. કૃષ્ણની. ૧૦૦૬ જાઓ ફા. જાજે. થઈ૦ ફા. બેસો નિરધાર. ૧૦૦૭ ત. ફા.

ભ્રાતવચન સુણી ઉલ્લાસેઃ " હવે કારજ મારૂં થાશે. "
હરખ ઉપન્યો મન મોઝાર, જાવા તીરથ વિષે નિરધાર. ૧૦૧૦

કૃષ્ણ પાસે બલરામની રથ માટે માગણી.

" ભગિની ! સજ થા " આજ્ઞા કરી, આવ્યા રામ છે જ્યાં હરિ.
જ્યેષ્ટ ભ્રાતને આવ્યા જાણી, ઊઠી ઊભા થયા સારંગપાણિ.
કૃષ્ણજીએ કર્યો પ્રણામ, કહોઃ " ભ્રાત ! આવ્યા કોણ કામ " ?
વદે રામઃ " ભગિની આપણી, રઢ લાગી છે તેને ઘણી,
ઉત્સવ તીરથ જાવા સહી, સુભદ્રાને મનસા થઈ. ૧૦૧૫
નરનારી જે નગરમાં હોય, જાશે ઉત્સવ કરવા સોય,
જાતાં દેખી બાઇને થશે મંન, ઘરમાં રહી તે કરે રૂદન.
માટે રથ તમારો જેહ, હું આવ્યો છઉં લેવા તેહ,
દારૂકને મોકલો સાથ, રથહાંકણી વિદ્યા જેને હાથ.
ઉત્સવ જઈને આવશે ફરી, કરો રથ લાવે અંતરી. ૧૦૨૦
આવી રામની વાણી સૂણી, વળતા કૃષ્ણ વદે આફ્રણીઃ

રથ સોંપવાથી ઉભા થનારા અનર્થની કૃષ્ણની શંકા

શામળીઆ કહેઃ ' સાંભળો ભ્રાત ! રથથી કાંઈ થાયે ઉતપાત.

---

સાંચરો ૧૦૦૯ હવે પ્રા.કા. ઉમણા ઉવેઠ ફા. આવા હવે લવા મન ધરે ૧૦૧૧ સજ થા ત. સાથે; પણ એ પાઠ અર્થહીન છે. ૧૦૧૨—જ્યેષ્ઠ પ્રા.કા. " જ્યેષ્ટ ભ્રાત આવ્યા ત્યાં જાણ " ' જાણી ' વિશેષ ઉપયુક્ત છે. સારંગપાણિ—પ્રા.કા. " સારંગપાણ. " ૧૦૧૩ કર્યો ત. કહો. ૧૦૧૪ વદે પ્રા.કા. " કહે " ૧૦૧૬ જે નગરમાં ત. જેના ઘરમાં. જાશે—પ્રા.કા: " જાશે આજ ઉત્સવને સોય. " ૧૦૧૭ બાઇને પ્રા.કા બેનને ૧૦૧૮ હઉં પ્રા.કા.હું. ૧૦૧૯પ્રા.કા રથહાંક-વિદ્યા.ફા. છે જેહને. ૧૦૨૦ જો ફા સજ કરી ૧૦૨૨ ભ્રાત પ્રા.કા પ્રતરલી."વાત." ત.પ્રા.કા એ રથથી. થાયે ફા. થશે ૧૦૨૩ કોપ ત.પ્રા.કા.ફા. કહું ભાઇ કોય; પ્રા.કા.મા માત્ર કોય' નથી.અવર ફા. અ ન. રથ બેસે. ત. અવર બેસે તો; પ્રા. કા. નાખે કોન ગર્તે જ હોય પ્રા.કા. ત. થાય. પરંતુ ઉપર લીધેલી પ્રા. કા. પ્રત ૧લીની પંક્તિ સાથે, અર્થ-

હું ત્રિના સાંભળો કોય, રથ બેસે, કલ્પાંત જ હોય,
આળીગારો છે મારો રથ, લેઈ જાશો, થાશે અનરથ.
બેસે એણે રથે સુભદ્રાય, (તો) નિશ્ચે કૈં વિઘ્ન જ થાય.
તે માટે સૂણો વડવીર (રથ) નહીં આપૂં " કહે શ્યામશરીર.

બલરામનો ક્રોધ અને કડવાં વેણ.

એવાં કૃષ્ણનાં સૂણી વચન, ચઢયો ક્રોધ હલધરને મન.
ક્રોધવચને એમ બોલ્યા રામઃ "તારો રથ આવશે શેં કામ?
જન્મ લગી તારી એ ટેવ, વીસરી નથી અશ્વમેવ.
રાત્રિદિવસ તું સ્ત્રીમાં રમે, તારૂં બોલ્યૂં મુને નવ ગમે.
ધૂર્તવિદ્યા તારી નિરધાર, તેનો કોઈ નહી પામે પાર.
મારી શિક્ષા થકી ભગવાન! હજી તુને ન આવી સાન!"
સૂણી વચન હલધરનાં હરિ, વળી કૃષ્ણે વાણી ઉચરીઃ

કૃષ્ણે રથ તૈયાર કરી સોંપતાં કરેલી સૂચના.

" કાં રીસ કરો છો ભ્રાત! તમને ન ઘટે એવી વાત.
મેં અન્ય કર્યો હોય જેહ, બાંધવ! ક્ષમા કરો મુજ તેહ.
તમ આજ્ઞા કેમ ઉથાપૂં! હવડાં રથ અણાવી આપું.
મન માને તે બેસે સુખે, " એવૂં વચન કહ્યૂં શ્રીમુખે.
દારૂકને કહે શ્રીહરિઃ "રથ લાવ આંહીં સજ કરી."

---

ગમ્ય અને ભવિષ્યનું પરિણામ સૂચવનારી છે. હવે પછીનું પરિણામ જોતા રથ ગર્તમાં નાંખશે એમ કહેવું, એ યોગ્ય પણ લાગતું નથી. ૧૦૨૪ જાશો ફા. જાસો. ત. ફા. પ્ર. કા. પણ થાશે. ૧૦૨૫ ત. ફા. જો બેસે. ૧૦૨૬ ત. ફા સૂણ જો. નહી પ્રા.કા. ન. ૧૦૨૮ પ્રા.કા. ક્રોધ વચન. ૧૦૨૯ તારી પ્રા.કા. પ્રત ૧લી તારી. એ ટેવ ફા. એહેવી ટેવ, પ્રા. કા. કુટેવ ત. પ્રા.કા ફા. તુજને વીસરી. અશ્વમેવ પ્રા. કા. અવશ્યમેવ. ૧૦૩૦–સ્ત્રીમાં પ્રા.કા. પ્રત ૧ લી "સીમમાં." પણ કૃષ્ણ સામાન્ય રીતે સ્ત્રીલંપટ કહેવાય છે આથી આ 'સીમ' પાઠ અયુક્ત છે. ૧૦૩૧ નહી ફા. પ્રા.કા. નવ. ૧૦૩૨ ત. તુજને. ૧૦૩૩ સૂણી ત. સૂણ્યાં. વચન પ્રા.કા. પ્રત ૧ લી "એવાં વચન." ૧૦૩૪ કરો છો ત. કરો તમે. ૧૦૩૫ મુજ પ્રા.કા. સર્વ, ફા. મુજને. ૧૦૩૬ પ્રા.કા. તમારી અણાવી ફા. આણીને. ૧૦૩૭ બેસે ફા. બેસો, પ્રા.કા.

કૃષ્ણનું વાયક શીર ધરી, દારૂક લાવ્યો રથ જોતરી.
હેમ રત્નજડિત શણગાર, ચોગમ થઈ રહ્યો ઝાતકાર.

દારૂકે આવી કીધો પ્રણામઃ "રથ સાંપ્રત કીધો છે સ્વામ!"
જયમંગળ, હંસલો, રૂપધામ, જય વિજય જોડયા નામ.
જયેષ્ટ ભ્રાતને આપ્યો સહી, વળતી વિઠ્ઠલે વાણી કહીઃ
"સુભદ્રાને કહેજો ગુણવાન! રથ ઉપર બેસે સાવધાન.
મને ઉપજે એવું મન માંયઃ "રખે વિઘ્ન કશું વાટે થાય."
સુણી હલધર કહેઃ "ભાય! તારા રથને કો નહી ખાય?
રહે બેશી, તું જાણે શંય? ઘણું ઘણું તને શું કહૂંય?"

બલરામની સુભદ્રાને તૈયાર કરવાની વરધી.

એમ કહી રથ લાવ્યા દ્વાર, સુભદ્રાને કહ્યો સમાચાર.
બલભદ્ર ઘરમાં જઈ ભણેઃ "બેની! રથ આવ્યો બારણે;
હવે કાં લગાડો વાર, રથ ઉપર થાઓ અસ્વાર."

વલણ.

"રથ ઉપર બેસો સુભદ્રા!" એમ બાંધવે વાણી કહી.
એ વચન શ્રવણે સાંભળી, ભગિની મન હસે સહી રે.

---

કેહેજો.૧૩૦૮ત.પ્રા.કા.'તીરથ.'૧૦૩૯–જોતરી–પ્રા.કા.ત."સજ કરી." પરંતુ તેથી ઉપર-ની પંક્તિ સાથે એક તો પુનરૂક્તિ થાય છે, અને રથ જોતરવો એ વિશેષ સ્વાભા-વિક છે. ૧૦૪૧ છે ફા. પ્રા.કા. મેં. ૧૦૪૨ ફા. રૂપનાં ધામ. પ્રા.કા. જય માંગલ્ય. જોડયા૦ પ્રા.કા. જોડયા હરિ નામ; ફા. ઘોડા ચાર તણા નામ. ૧૦૪૩ સહી પ્રા. કા. રથ સહી. વળતી–પ્રા.કા. "વળી". ૧૦૪૪–બેસે ત. "બેસજો થઇ." ૧૦૪૫ એહેવું ત. જેહેવૂં. થાય પ્રા.કા. "થાય ત્યાંય." કશૂં ફા. કાંઈ. ૧૦૪૬ સૂણી ત. ફા. પ્રા.કા. વચન સૂણી. કો.ફા. પ્રા.કા. કોઈ. ૧૦૪૮ પ્રા.કા. કહ્યા. ૧૦૫૦ પ્રા.કા. હાવાં. ૧૦૫૨ હરખે પ્રા.કા. હર્ષિત, ફા. હરખી. સહી ફા. ઘણી.

# કડવું ૨૧ મું.

## સુભદ્રાનો શરીરશૃંગાર.

### રાગ મારૂ.

કહે ઋષિ વૈશંપાયનઃ રે તૂં સુણ જનમેજય રાજન ! રે
બાંધવનાં સાંભળી વચન રે, સુભદ્રા થયાં પ્રસન્ન રે.
પછી ઊઠયાં તેણી વાર રે, મન મધ્યે હર્ષ અપાર રે.
સજે સુભદ્રા શણગાર રે, તે જાવા તીરથ મોઝાર રે.
મસ્તકે ત્રસેંથિયા શીશફુલ રે, છે સેંથે ભાર અમૂલ્ય રે;
દામણી ત્રોટી જડાવ છે કાને રે દીસે સુભદ્રા રૂડે વાને રે.
છે તિલક ભાલ વિશાળ રે, છે કંઠે મણિની માળ રે;
મુક્તાફળનો પેહેર્યો હાર રે, અંગે થઈ રહ્યો ઉદ્યોતકાર રે.
જડાવ ચૂડલો કર ચળકે રે, બેહુ હાથે સુંદર ઝળકે રે
હેમ મુદ્રિકા અંગુલિ રે, રામા રંગસલી અણમૂલી રે.
રત્નચોકની પોંચી હાથે રે, ઊભી દામી દર્પણ સાથે રે.
બાજુબંધ માળા મેલી રે, જવેર જડિતરેખા હથેલી રે.
હેમ સાંકળીનો રૂડો હાર રે, કટિબંધ રત્નમય મારૂ રે.

---

કડવું ૨૧ મું મારૂ પ્રા.કા. મારૂની દેશી, ફા. મારૂણી ૧૦૫૫–મ૦ પ્રા.કાઃ "મન હરખે તે અપાર રે." ઉદ્યોતકાર–પ્રા.કા "ઝાતકાર" ૧૦૫૭ બે૦ ફા તેરેનું મા નત્ર જાણે મુલ રેઃ પ્રા.કા છે સેથો ભાળ અમૂલ્ય રે ૧૦૫૮ ત્રોટી પ્રા.કા. મોટી. ૧૦૫૯ છે ત. ફા મા નથી ભાલ કા ભાલ રૂડે ન દે૦ ફ કંઠે માદળીયાં ને માલ રે. ૧૦૬૦ પ્રા.મા—ના પેહેર્યા. અંગે૦ ફ માહે જડીત નંગ અપાર રે. ૧૦૬૧ ચળકે ફા. ખળકે. પ્રા.કા. ચૂડો. બેહુ૦ પ્રા.કા. ઝવેરમય જત ઝગકે રે ૧૦૬૨ ફા. માં આ પંક્તિ નથી ૧૦૬૩ ઉભી દાસી ફા. ને પ્રા.ના પ્રત ૧લીઃ હેમ વીંટી. ૧૦૬૪ ફા. બાજુબંધ ગજુબંધ માળા—. જવેર જડિત રેખા પ્રા.કા. ઝવેર ઝગકે. ૧૦૬૫ રૂડે હાર ફા. હેરા રે. ફા. કટિબંધ તે રતન જડાવ રે ૧૦૬૧–૬૫ આ પાંચ પંક્તિ પ્રા. કા. ફા. ની છ. ત. મા માત્ર તેને બદલે નીચેની બે જ પંક્તિઃ "જડાવ ચૂડો

પગે ઝાંઝરના ઝમકાર રે, અણુવટ લંગર ઘૂઘરી સાર રે.
ચરણાં ચોળી ધર્યાં શરીર રે, ઉપર પ્હેર્યૂં અમૂલખ ચીર રે.
મૃગ નેત્ર નાસિકા કીર રે, ભ્રૂકુટી કમાન, નયણાં તીર રે.
છે અધર રંગ પ્રવાળી રે, ચળકે મુક્તાફળની વાળી રે.
મુખકમલ સુભગનૂં ઝળકે રે જાણે ચંદ્રબિંબશૂ ચળકે રે.
મદહસ્તી કર શુંડાકાર રે, વેણી જેવા વિષધર માર રે!
ઉદર પોયણપત્ર સમાન રે, અદ્‌ભુત સુંદર રૂપ નિધાન રે.
મુખ મધ્યે છે બીડાં પાન રે, મધુર સ્વર સુધા સમાન રે.
સુણી કંઠ કોકીલા હારે રે, સુણી સ્વર મન વાત વિચારે રે.
રૂપે રંભા દેવાંગના માન મૂકે રે, તેથી તાપસ તપ થકી ચૂકે રે.
બન્ને નયન મધુકર ચાલે રે, જાણે મીન ખંજન પડિયાં જાળ રે!
સજ્યા સોળ શણગાર બાલા રે, ગજગામિની, ચાલ મરાલ રે;
રૂપે માનુનીનુ મન મોહે રે, પછી દર્પણમાં મુખ જોએ રે.

---

કર ચળકે રે, રત્નચોકની પોચી ખળકે રે: આગળીએ હેમ વીંટી વેલી રે, ઝળકે રાજરેખા હથેલી રે" પ્રા.કા. ફા. ની સીટીઓમા વર્ણનવિશેષ આવશ્યક હોવાથી તેમ ચાર પંક્તિઓના તે હોવાથી, ત સ્વીકારેલી છે. ૧૦૬૬ સ૦ પ્રા કા. માં "ધમકાર." અણવટ૦ ફા. તેનો શબ્દ ઉઠે રણકાર રે ૧૦૬૭ ધર્યાં ત. ધરી. પેહેર્યૂં ત. ફા. પેહેર્યાં. ૧૦૬૮ કમાન ફા કામણ. ૧૦૬૯ પ્રવાળી પ્રા.કા "પ્રવાળ." વાળી૦ પ્રા.કા: "મુક્તાફળની માળ રે." પરંતુ અધર ઉપર નાકની લટકતી મોતીની વાળી વધુ શોભે અને એ જ સ્વાભાવિક છે ૧૦૭૦-ચંદ્રબિંબશૂ પ્રા કા. "ચંદ્રબિંબ તે." ૧૦૭૫ ત. માં આ કડી આમ છે: "રૂપે રંભા દેવાંગનાનાં માન મુકાવે રે; તાપસ તપથી ચુકાવે રે." ૧૦૭૧ કર ત. ફા. માં નથી. વિષધર ફા. વિશ્વાધાર ૧૦૭૩ મુખ૦ ફા માં આ પાદ છે નહીં. ૧૦૭૪ સૂણી૦ ફા. સૂણી કોકીલા મુકે માન રે. સ્વર ત. ઇશ્વર, સૂણી સ્વર૦ ફા. માં આ પદ નથી; પણ નીચેની પંક્તિ છે: "શોભે કપોત જેશી ગ્રીવા રે, બાબલા અતીશે સુંદર કાએ રે." ૧૦૭૫ મૂકે ત. ચૂકાવે. તેથી૦ ફા રૂપે સહસ્ર અઠયાશી ચુકે રે; ત. માં આ પાદ પડયું છે. જાળે ત. ફા. ખાળે. ૧૦૭૭ સજ્યા૦ ફા. માં આ પંક્તિ નથી. શણગાર પ્રા.કા: "શૃંગાર અંગે બાલ રે." ૧૦૭૮ મોહે ત. "મોહ્યું." જોયે-ત.

મુખ જોઈ, પામી ઉલ્લાસ રે, આવી માતાજીની પાસ રે,
જઈને પુત્રી પાગે લાગી રે, જાવા ઉત્સવ આજ્ઞા માગી રે. ૧૦૮૦
જોઈ માતા હરખી મન રે, બોલી સુભદ્રાશું વચન રેઃ
" જઈ વહેલા આવજો બાઈ રે ! " તે સાંભળે બલિભદ્ર ભાઈ રે.

સુભદ્રાને બલરામની શિખ.

ત્યારે હલધર બોલ્યા ભ્રાત રેઃ " બાઈ ! સુભદ્રા ! સુણો વાત રે,
હું શિક્ષા દીઉં છઉં તમને રે, ભ્રાત કૃષ્ણે વાર્યો છે અમને રે;
કહ્યું આળીગારો મારો રથ રે, એથી થાશે કાંઈ અનરથ રે ૧૦૮૫
મુને એમ કહ્યું ભગવાન રે, માટે વાટે રહેજો સાવધાન રે."

દારૂકને બલરામની સૂચના.

(પછી) દારૂકને દીધી શિક્ષાય રેઃ " રખે રથને વિઘ્ન કશું થાય રે; !
માટે રથ વિષે નિરધાર રે, તું બેસજે થઈ હુશીયાર રે."
(પછી) રામ પ્રત્યે કહે જાનાર રેઃ " પ્રભુ ! શું કહું વારેવાર રે ?
હું હાંકું છઉં નિત્યે એહ રે, જાણું છઉં રથવિદ્યા જેહ રે. ૧૦૯૦

---

"તેવું." ૧૦૭૯ ઉલ્લાસ ફા. હકાર. ફા. આવી માતા પાસે તેણી વાર રે. ૧૦૮૧ પ્રા.કા. હરખ્યાં. ૧૦૮૨ તે સાંભળે૦ પ્રા.કાઃ–" તમને ભલે મળ્યા બલભદ્ર ભાઈ રે." તઃ " તમારા ભલા બળભદ્ર ભાઈ રે " પરંતુ ફા. ને પ્રા.કા. પ્રત ૧લી નો સ્વીકારેલો પાઠ બલરામની હાજરી સૂચવે છે; અને પછી તે (બલરામ) બોલે છે તેથી વધુ યુક્ત છે. ૧૦૮૪ ફા. પ્રા. કા. દેઉં. પ્રા.કા. છું ૧૦૮૫ એથી૦ પ્રા.કાઃ થાશે કાંઈ ને કાંઈ ૧૦૮૭ રખે૦ ફા. બલિભદ્ર બોલા પછે એમ રે. ૧૦૮૮ માટે ફા. હોએ. પ્રા.કા કહું છું. તું૦ ત. પ્રા.કા. તું રહે જે ખબડદાર રે. આની પછી ફા. ને પ્રા.કા માં આ પંકિત વધુ છેઃ—" રખે લાગે ઢળે માર્ગ મોઝાર રે, તું બેસજે થઈ હુશીયાર રે." પ્રા.કા. પ્રત ૨ જીનો પાઠ સ્વીકૃત પાઠ સાથે સમત છે. ૧૦૮૯ જાનાર ત. જે ત્યાર. રામ૦ ફા. સુણી વચન વદે જનેતાએ રે પ્રભુ ફા. રામ સમું. કહું ફા. કહીએ. ૧૦૯૦ પ્રા.કા. ફા. રથની વિદ્યા. હું૦ હાંકું પ્રા.કાઃ " હું કહું ". પણ તે તદ્દન અયોગ્ય છે. કારણ દારૂક ચીકાઈને કહે કે હું એનો

ઘણું ઘણું શું કહું સ્વામ રે!" ઘરમાં આવ્યા રામ રે;
સુભદ્રાને કહ્યા સમાચાર રે, સૂણી ભગિની આવ્યાં બહાર રે.

વલણ.

બહાર પધાર્યાં પ્રેમદા રથ ઉપર બેઠાં જઈ રે,
દારૂકે રથ રાશ ઝાલી, પછી હય હાંકયા સહી રે.



## કડવું ૨૨ મું

સુભદ્રાનો શુભ શુકનોથી આનંદ.

રાગ શામગ્રી.

વૈશંપાયન કહેઃ સૂણ રાયજી! સુભદ્રા રથે બેસી ઉત્તેજ જાયજી; ૧૦૯૫
માર્ગે થાયે શુભ શુકનજી, જોઈને બાળા હરખે મનજી.

ચાલ.

મન માંહી હરખે સુભદ્રા, ને થાયે શુભ શુકન.
કુમારિકા સામી મળી છે, પુરણ વદન પ્રસન્ન.
સૌભાગ્યવતી સ્ત્રી જળ ભરીને, મળી માર્ગ મુઝાર,
નેત્ર અંજન, તિલક ભારે, સજ્યા અંગે સોળ શૃંગાર. ૧૨૦૦
શુભ શુકન દેખી સુભદ્રા વિચારે કેં મનઃ
"અર્થ થાશે સહી મારો, મળે મારગે અર્જુન."
અતિ આનંદે સાસરે જાતી મળી સુંદર નાર,
સુભદ્રા મનમાં હરખ પામી, કરે સ્તુતિ કિરતાર.
વળી સામી વત્સ સહિત એક મળી કપિલા ગાય. ૧૧૦૫

---

નિત્યનો હાંકનાર છું, એ સ્વાભાવિક છે. ૧૦૯૨ કહું ફા. કહીએ. કડવું બાવીસમું. ૧૦૯૬ બાળા ત. અબળા. ચાલ. પ્રા. કા. માં ઢાળ છે. ૧૧૦૦ સજ્યા૦ પ્રા.કા: "અંગ સજ્યા શૃંગાર." ૧૧૦૧ કેં પ્રા.કા "છે;" ફા. રહી, ૧૧૦૨ સહી પ્રા. કા. "સહ." કા. માર્ગમાં. ૧૧૦૩–૪ આ બે પંક્તિઓ પ્રા.કા. ફા. નથી.

શુકન વંદે સુભદ્રાને ઉલટ અંગ ન માય.
સારથી શ્રીકૃષ્ણજીનો દારૂક જે કહેવાય,
રાશ ઝાલી તહ બેઠો, ને રથ વિષે સુભદ્રાય.

વાહનો હાંકવામાં યાદવોની હોડ.

રથ વાયુવેગે ચાલતો, ઘુઘરીનો ઘમકાર,
ટચકા શું હય દોડ મૂકે, જાય મારગ મોઝાર.
ગામને ગોંદરે રથ આવિયો નિરધાર,
આગળ પાછળ સરવ જાદવ મળ્યા તેણે ઠાર,
સુખપાળ, મેગળ, ને રથ, કો હય વિષે છે સ્વાર,
નવનવી પાઘડી, વાઘા, શોભતા સરવે શૃંગાર,
સરખે સરખાં વાહન હોયે તે સરવ રાખે ગનડ.
ચાચર ગઢ માર્ગે દેખો, દોડાવે છે હોડ.
હય, રથ, વાહન, વહલા ઘણુ દોડાવે બહુ વાદ.
સાહેબાને રસિયા ઘણા હોકારાના કરે સાદ,
ઘુઘર ઘટા ઘમઘમે વૃષભ હયને કોટ,
રાશ ગ્રહ ટચકાર કરતાં મૂકે મારગે દોટ.
કો ગજ. ચલે. માર્ગમાં દોડવે વાહન,
પાધર ગઢ મારગ દેખતાં હરખ પામે મન.
વિશાળ બ્રાહ્મ દેખતા કરી ને મનમાં હરખ અપાર,

૧૧૦૯ ઘમકાર ફા. ત. ઝંમનાર. ૧૧૧૦ પ્રા. કા. ટચકારશું. ૧૧૧૧ પ્રા.કા. ગોંદરે. રથ ફા. શીઘ્ર. આવિયો ત. આવ્યો તે૦ ફા. રથ સાર ૧૧૧૩ ફા. ત અસ્વાર. ૧૧૧૪ ત. સર્વે શૃંગાર ૧૧૧૫ જોટ ફા. જોડાં હોડ ફા. ઘોડાં ૧૧૧૭ વાદ ફા. જોય. વાદ પ્રા.કા: "વાટ" છે. પણ આખે રસ્તે દોડાવવાને બદલે વાદે ચઢી દોડાવે, એ કંઇક વધુ સહજ છે. ૧૧૧૮ સાદ ફા. શોર. ૧૧૧૯-વૃષભ૦ પ્રા.કા. "જે વૃષભને જે દોટ," ટચકાર પ્રા.કા. ડચકાર. ૧૧૨૧ દોડાવે- પ્રા.કા. "ઘોડાવે

અલબેલડા કુંવર જાદવના દોડાવે હય સાર;
શબ્દશું તે મારગ ચાલે, આગળ પાછળ થાય.
રેવતાચળ પર્વત સન્મુખ ઉત્સવે સહુ જાય,
કો હય વિષેથી પડે હેઠા, ફરી થાયે અસ્વાર;
મારે ચાબકા અશ્વને દોડતાં માર્ગ મોઝાર.

બાવાને વાહનનું નિમંત્રણ અને તેનો ઉડતો ઉત્તર.

બાવાજીની આગળથી સહુ જાયે જાદવ સાથ;
અતીતને સહુ તેડતાઃ " હજી ઊભા કાં રહ્યા નાથ ?"
(ત્યારે) બાવોજી કહે સર્વનેઃ " તમો આગળથી જાઓ ત્યાંહ,
હું આવું છઊં પાછળ થકી, મુજ સાથ છે પુર માંહ."
પછી સુભદ્રાનો રથ આવ્યો બાવાજીને પાસ;
દૂર થકી દેખો પારથ મનમાં પામિયા ઉલ્લાસ.

સુભદ્રાની દારૂકને રથથી ઉતારવાની યુક્તિ.

સુભદ્રા અર્જુનને દેખી કરે મન વિચારઃ
" આ દારૂક બેઠો રથ ઉપર, કરૂં કવણ પ્રકાર ?
કેમ ઊતરે એ ભૂમિ વિષે ?" મંન વિચારે નારઃ
" જો ઊતરે તો કારજ મારૂં સિદ્ધિ પામે સાર."

---

છે." ૧૧૨૪ પ્રા.કા. અલબેલા જાદવના કુંવર. ૧૧૨૫ શબ્દશું ફા. સંવાદશું, પ્રા.કાઃ " સ્વારશું " પણ ઉત્તમ ઘોડા શબ્દથી જ ચેતતા હોવાથી તેઓ શબ્દબોધમાં શૂરા છે, એમ જણાવનારો પાઠ વિશેષ યોગ્ય છે. ૧૧૨૫-૨૬—આ કડી પ્રા. કા. મા ૧૧૨૭-૨૮-કડી પછી આવે છે. ૧૧૨૬ પ્રા.કાઃ-" રેવતાચળ સન્મુખ ઉત્સવ સર્વ તે ત્યાં જાય." ઉત્સવે૦ ફા. સહુ ઓછવ કરવા જાયે. સહુ ત. માં નથી. થાય-પ્રા.કા ' ઝટ લઇ થાય.' ૧૧૨૮ ફા દ્રોડાવે ૧૧૩૦ હજી ત. હાંજી. ૧૧૩૧ જાઓ ફા. જાયે, પ્રા.કા. જાર. ફા. ઊભા કાં રહ્યુ નાથ. ૧૧૩૩ ફા. પ્રા.કા. બાવાજીની. ૧૧૩૪ ત. પામ્યા, ફા. પામીઓ. ૧૧૩૫ કરે ત "કર્યો". પણ તેનો કર્તા સુભદ્રા ત્રીજી વિભક્તિમાં નહિ હોવાથી તે વ્યાકરણવિરૂદ્ધ અને અસંગત છે. ૧૧૩૭ વિચારે ફા.ત. 'વિચારે છે', પ્રા.કા વિમાસે ૧૧૩૮ ત. જો દારૂકને ઉતારૂં.

તત્કાળ ઊતારી નેપૂર નાખ્યૂં મારગ માંહ્ય;
(પછી) દારૂક પ્રત્યે સુભદ્રાજી વચન બોલ્યાં ત્યાંયઃ

ફેંકેલું નેપૂર લાવવાની દારૂકને આજ્ઞા.

" રાખ રાખ ! હો ! દારૂક ! રથ, હવાં શો કરૂં પ્રકાર ?
નેપૂર મારા પાયનૂં તે પડયૂં હો ! નિરધાર.
ઓ ! પેલૂં પડયૂં છે, લાવ ! ઝટ તૂં, જઈ તેની પાસ,
તૂં આવશે ત્યાં સુધી, હૂં અહીંશ હયની રાશ."
એવૂં સાંભળી તેણે સમે દારૂક વિચારે મનઃ

દારૂકની વિમાસણ અને ઘોડાની ચિંતા.

" હૂં રથ રથકી જો ઊતરૂં, તો થાશે કાંઈ વિઘ્ન !
રખે સુભદ્રા સહિત રથ અશ્વ ઊડયા જાય !
કદાચિત માર્ગે ઢળે, તો કરૂં કવણ ઉપાય ?
પડે વાગે સુભદ્રાને તો મુજને મારે દાર.
હૂં ઉતરૂં કેમ રથથી ?" એમ કરે મન વિચાર.

સુભદ્રાનાં તિરસ્કારવચન અને ધમકી.

તેણે સમે ત્યાં જોરતાઇશૂં વળી વદે સુભદ્રાયઃ
" અરે મૂરખ ! લાવ નેપૂર, હેટૂં પડે, રથ જાય.

---

ટો—.૧૧૩૯ માંહ્ય. ત. ફા. " મોઝાર ". નેપૂર ત. નેપૂર પગનૂં, પ્રા.કા. પ્રત ૨ છીઃ "નેપૂર કન્યા ઉતારી કન્યા ". ૧૧૪૦ ત્યાંય. ત " ત્યાર." ૧૧૪૪–રાખ૦ પ્રા કાઃ ફાઃ " હો હુ દારૂક રાખ્ય રથ." ત. રાખ રથ. ૧૧૪૨. પડ્યૂં૦ પ્રા.કા. ફા. " પડયું મારગ મોઝાર." સ્વીકૃત પાઠમાં શંકા કાઢી નાખનારો ભાવ ઠીક છે. ૧૧૪૩ ઓ૦–પ્રા.કાઃ " ઓ પડયું છે જા લાવ ઝટ તું." ૧૧૪૪ આવશે પ્રા.કા. " આવીશ." ત્યાં ફા. તે વાર. અહીંશ–પ્રા.કા. "અહીં રાખીશ "; ફા. અહું ૧૧૪૫ વિચારે ત. વિમાસે. ૧૧૪૭ રથ ફા. એ. ઊડયા પ્રા.કા. ઉજાયા. ૧૧૪૮ ત. કોણ ફા. કવણ. ૧૧૫૦ રથથી ફા. ભુમી વીખે. માર્ગે પ્રા.કા. ફા. "ભાગે" ૧૧૫૧ તેણે૦–પ્રા. કાઃ " તેણે સમે બોલે ત્યાંય વળી સુભદ્રાય." સ્વીકૃત પાઠ વધુ

કદાચિત જો દેખશે તો લેશે નેપૂર કોય;
નેપૂર વિના કયમ તીરથ જાશે? મન વિમાસી તું જોય."
એવું સુણી દારૂક કહેઃ "બાઈ! સાંભળો મુજ વાત;
"કદાચિત હું ઊતરૂં તો અશ્વ કરે ઉતપાત,
હું જાણું છઊં ગતિ હયની, શ્રીકૃષ્ણના છે એહ;
મુજ વિના કોને હાથ ન રહે, તેમાં નહીં સંદેહ.
પાછળથી કોઈ આવશે, લાવશે નેપૂર તેહ,
આપણું નેપૂર કોણ રાખે! વિચારો મન એહ."
એવી વાણી સાંભળી કહે સુભદ્રા ત્યાંયઃ
"અરે! દુષ્ટ! પાપી! ફરી ફરી મુખ શું વદે છે હાંય?
લાવ નેપૂર માહરૂં, જે પડ્યું માર્ગ મોઝાર.
જો ન લાવે તો ભ્રાતને હું કહી મરાવું ઠાર."
એવું સાંભળી દારૂક તે મન માંહી પામ્યો ત્રાસ,
સુભદ્રાના કર વિષે તતકાળ આપી રાશ.

દારૂકનું હેઠું ઊતરવું અને સુભદ્રાનું ઘોડાને દોડાવવું.

રથથી હેઠો દારૂક એવી બોલ્યો વાણીઃ
"સાવધ થઇ રથ રાખજો, રખે હય જાય તાણી."
એવું કહીને આવ્યો દારૂક જાંજર પડ્યું જે ઠાર.

---

સહજ છે. ૧૧૫૬ તો. પ્રા કા. ને ૧૧૫૭ હયની ફા. એહની છે એહ ફા. હય જેહ. ફૂ૦—"હું જાણું છું ગતિ એહની શ્રીકૃષ્ણનો રથ એહ." રથ કૃષ્ણનો છે, એમાં કાંઇ જાણવા જેવું નથી પણ ઘોડા—કૃષ્ણના હોઈ તે વિશેષ લક્ષણવાળા છે, એ જ જણાવવું જરૂરી છે. ૧૧૫૯ તેહ ફા. તાંહે. એહ ફા. માંહે. ૧૧૬૨ ત. મુખે. ૧૧૬૪ હું પ્રા.કા. ફા. માં નથી. ૧૧૬૫ સાંભળી પ્રા.કા. સુણતાં. ફા. સુણીને. દારૂક પ્રા કા. દારૂકને. પામ્યો ફા. સબળ પામ્યો, પ્રા કા ઉપન્યો. ૧૧૬૭ પ્રા.કા. રથ વિષેથી. એવી ત. માં નથી. ૧૧૬૮ તાણી પ્રા કા. રથ તાણી. ૧૧૬૯ જાંજર

તેણે સમે પછી સુભદ્રાયે હયને કર્યો ટચકાર.
ચાબુક ચારે હયને મારી, દોડાવ્યા તેણી વાર;
દોડતો રથ દેખી દારૂક, પાછળ કરે પોકાર.
નેપૂર લઈને દોડિયો મારે સુભદ્રાને હાકઃ
"અરે ! તું બળ કરી ગ્રેહ હયને, દોડતો રથ રાખ."
દારૂક પ્રત્યે કેહે સુભદ્રાઃ "એ કૃષ્ણના હય જેહ;
જેહ સમ્યક્ પ્રકારે તાણું છઊં, પણ નથી રેહેતા એહ.
એમ કહીને સુભદ્રાયે દોટ મૂકાવી ત્યાંય,
તતકાળ રથ તે આવિયો, અર્જુન ઊભા જ્યાંય;

અર્જુનનું રથ ઉપર આરોહણ અને અશ્વને મંત્રની પ્રેરણા.

પાર્થ પ્રત્યે સુભદ્રા ત્યાં વદે એમ વચનઃ
"શીઘ્રે થઈ હાવાં રથ ઉપર બેસીએ સ્વામીન !"
એવું સુણતાં પીંછી, કરડૂઓ, પાવડી જે સાર,
તે ઉરાડી સરવ નાંખ્યાં ભાવે માર્ગ મોઝાર.
રથ ઉપર બેઠા ચડી જઈને સુભદ્રાને પાસ.
અશ્વમંત્ર ઉપદેશ કરીને, ગ્રહી પોતે રાશ,
પાર્થનો ટચકાર સુણી હય ઊડિયા આકાશ.
દારૂક એવું દેખતાં મન વિષે પામ્યો ત્રાસ.

---

પ્રા.કા. નૂપૂર ૧૧૭૦ પ્રા.કા ડચકાર ૧૧૭૧ ચાબુક પ્રા.કા ચાબખા. મારી ત. ને પ્રા.કા. માર્યા. ૧૧૭૧ દોડાવ્યા. પ્રા.કા. દોડયા દોડાવ્યાનાં પરાણેનો ભાવ રહેલો હોવાથી તેમાં ખુબી વિશેષ છે. ૧૧૭૨ દારૂક પ્રા.કા. માં નથી. ૧૧૭૩ હાક પ્રા.કા. હાકો. ગ્રેહ પ્રા.કા. ગ્રહો. રાખ પ્રા.કા. રાખો. ૧૧૭૫ કૃષ્ણના પ્રા.કા. કૃષ્ણરથના. ૧૧૭૬ જેહ સમ્યક પ્રા.કા. ઘણે. ૧૧૭૭ એમ કહીને પ્રા.કા. પછી. ૧૧૮૦ ત. પ્રા.કા. ફા. દોટ અશ્વને મૂકાવી છે ત્યાંય. ૧૧૮૦ બેસીએ ત. બેશી. ૧૧૮૧ સુણતાં પ્રા.કા. કેહેતાં. કરડૂઓ પ્રા.કા. ઝોળી. ૧૧૮૨ સરવ ફા. અરવ, પ્રા.કા. સર્વે. નાંખ્યાં ફા ત. લાક્ષાં. ૧૧૮૩ પ્રા.કા. સુભદ્રાની. ૧૧૮૪ ગ્રહી પ્રા.કા. સાહી. ૧૧૮૫ ત. ઉડયા. ૧૧૮૬ ધાઓ ધાઓ ત. ધાયો ધાયો, પ્રા.કા. ધાવ ધાવ. ૧૧૮૦

પોકાર તે કરતો હવોઃ "ધાઓ ધાઓ રે સહુ શૂર!"
બૂમ પાડે, શીશ કૂટે, વદે વાણી ક્રૂરઃ-
"કો શીઘ્ર થઈ રામકૃષ્ણને જાણ કરો જઈ ભાઈ!
પેલો અતીત કહીએ સુભદ્રાનૂં હરણ કરીને જાય." ૧૧૯૦
એહવી વાણી સાંભળી, ત્યારે હવો હાહાકાર.
ઠામ ઠામથી ધસ્યા જાદવ, મળ્યા સર્વ અસવાર.
ધનુષ્યબાણ ગદા ગ્રહીને, ધનંજય ભણી જાય,
સાંગ, ફરશી, ત્રિશૂળ આદિ, પરિઘ લેઈ કો ધાય.
"કહે નવ જાયે જોગી જીવતો, જે કરે એવાં કામ." ૧૧૯૫
તે સમે પુરમાં જાણ થયૂં દોડ્યા કેશવરામ.

વલણ.

દોડ્યા કેશવરામ આવ્યા, સૈન્ય સહી અર્જુન ભણી રે;
વૈશપાયન કહે જનમેજયને! કથા કહૂં હવે તે તણી રે.



---

જઈ ફા. રે. ૧૧૯૦ કહીએ પ્રા.કા. કહેજો. ૧૧૯૧ સાંભળી ત્યારે પ્રા.કા. સાંભળીને. ૧૧૯૨ ત. સ્વાર ૧૧૯૪ ત. લેઈને. કો ફા. માં નથી ૧૧૯૬ થયૂં ત. ફા. થઈ. ને ફા. તવ. ૧૧૯૮ વૈશપાયન-પ્રા.કા. 'વિપ્ર પ્રેમાનંદ" કહે હાવા. ૧૧૯૭ પ્રા.કા. ૧ લી ત. ફા દોડ્યા કેશવરામ રે આવશે અરજુન ભણી. ઉપર પ્રા. કા. નો પાઠ સ્વીકાર્યો છે.

# કડવું ૨૩ મું.

બલરામના બખાળા અને કૃષ્ણને ઉદ્બોધ.

રાગ આંદોલ ગોડી.

"સ્વામીજી !" સેવક બોલ્યા નામી શીશ રે, રીસ રે કરી મન અતિ ઘણી રે.
"સ્વામીજી" શું બેઠા થઈ નચિંત રે, સુભદ્રાનં હરણ હવું વાટે નૃપમણિ ! રે.

ચાલ.

" વાટમાંથી હરી ગયો આહીં રહેતો જોગી જેહ,
રથ ઉપર બેઠો ચઢી, સહુ વેષ મૂક્યો તેહ. "
એવી વાણી સાંભળી, બલભદ્રને ચઢી રીસ,
ક્રોધ–અગ્નિ જ્વાળા પ્રકટી, જઈને લાગી શીશ.
ક્રોપે લોચન રક્ત થયાં, અને ધ્રૂજી નિજ કાય,
વચન સુણી વિષધર પેરે રામ વ્યાકૂળ થાય.
ક્રોધ કરીને વાણી કહીઃ " સજ્જ કરો સેના, સાથ,
હું સિંહના મુખમાં કરણ કુમતિ દુષ્ટ ઘાલે હાથ ?"
એવાં રામનાં વચક સાંભળી, સજ્જ થયાં જાદવ જોધ;
અર્જુન સામા ધસી આવ્યા, ધરી મનમાં ક્રોધ.
શ્રીકૃષ્ણને બળદેવ કહેઃ " તૂં શું બેઠો છે ભ્રાત !
ભગિનીને લઈ જાએ જોગી, થયો મહા ઉતપાત.
જુઓ એ જોગી થઈને રહ્યો'તો પૂર મોઝારઃ

---

કડવું ત્રેવીસમું. પ્રા.કા હિંદોલ ગોડી ૧૨૦૦ સ્વામીજી પ્રા.કાઃ અહીં નચિંત પ્રા.કા. નિશ્ચિંત. પ્રા.કા. સુભદ્રાહર્યું. વાટે૦ ત ફા. પ્રા.કા. ૧ લીઃ વાર માહે રે. હવું ફા. થઉં. ૧૨૦૨ સહુ પ્રા.કા સહી ૧૨૦૪ ક્રોધ૦ ફા. બોધ રૂપી જાગ અંગની. પ્રકટી ત પાવક; પણ તે લહીયાની ભૂલ છે. ૧૨૦૫ નિજ પ્રા.કા ત્યાં. ૧૨૦૮ કુમતિ૦ ત મૂર્ખે ઘાલ્યો હાથ; પ્રા.કા દુર્મતિ ઘાલે હાથ. ૧૨૧૦ મનમાં ત મન. ૧૨૧૨ જાયે–પ્રા. કા. માં " ગયો " છે. થાય–પ્રા. કા. માં થયો છે. ૧૨૧૩ રહ્યો'તો ફા. રહ્યો હતો.

જ્યાં ખાધું ત્યાં પાખંડીએ પાત્ર ભાંજ્યૂં સાર.
મેં જાણ્યૂં એ બ્રહ્મજ્ઞાની, સાધુ સિદ્ધ છે સ્વામ,
પ્રથમ મેં એ દુષ્ટનાં આવાં નવ જાણ્યાં કામ !"
એવૂં સાંભળી શ્રીકૃષ્ણને મન ચઢ્યો ક્રોધ અપાર.
"અરે ! બાંધવ ! શૂં વદો છો !" એમ વદે મુરાર.
"સુભદ્રા સામૂં જુએ એવો ભૂમિ વિષે કોણ વીર ?
ચાલો તમારી સાથે આવૂં જઈને ઊતારૂં નીર."
ભ્રાત સુણતાં શ્રી કૃષ્ણજી એમ વચન બોલ્યા રીસ:
"હવડાં જઈ તે અધર્મીનૂં સદ્ય છેદૂં શીશ."

રામકૃષ્ણ અને યાદવોની યુદ્ધ માટે સજ્જતા.

સારથીને આજ્ઞા કરી તે લાવિયો રથ સાર,
મન ક્રોધ આણી રામ કેશવ બન્ને થયા અસ્વાર.
દુદુંભી, નિશાન, બણુગાં, નફેરી, રણતૂર,
રામકૃષ્ણની સાથે સૈન્ય ચઢ્યૂં સાગરપૂર.
હળમૂશળ લઈ રામ ધાયા, સારંગ લેઈ રણછોડ.
(એમ) આપઆપણાં આયુધ લેઈને ધસ્યા છપ્પન ક્રોડ;
ઉગ્રસેન, અક્રૂર, ઉદ્ધવ, સાત્યકી, બલવંત,
નાના પ્રકારનાં ગ્રહી આયુધ આવ્યા કરવા અંત.

---

પ્રા.કા. રહ્યો. ૧૨૧૪ મોઝાર ફા. માંહે. સાર ફા. તાંહે. ૧૨૧૫ સિદ્ધ પ્રા.કા. સંત. સાધુ૦-પ્રા.કા. ૧લી: "સાધુ શ્રી છે રામ" ૧૨૧૬ મે...એ ત. મા નથી. દુષ્ટનાં પ્રા.કા. દુષ્ટતાનાં. ૧૨૧૭ મન પ્રા.કા. માં નથી. ૧૨૧૮ વદે પ્રા.કા. ફા. કહે. ૧૨૧૯ ભૂમિ૦ પ્રા.કા. પ્રત ૧લી: "એવું શું ભાખો વીર" ૧૨૨૨ જઈ ત. માં નથી. ૧૨૨૩ તે લાવિયો ફા. બોલાવીઓ ૧૨૨૪ કેશવ ત. કેહે સર્વ. ફા. ત. બંન્યો. ૧૨૨૫ બણુગાં ફા. વાગે. ૧૨૨૬ સૈન્ય ચઢ્યૂં ફા. પ્રા.કા. સેના ચઢી. ૧૨૨૭ સારંગ પ્રા.કા. ચક્ર, ફા. સાગ. ચક્ર સઘ વિનાશકારી હોઈને સારંગ (શાર્ઙ્ગ) યોગ્ય છે. ૧૨૨૮ આયુધ પ્રા.કા. શસ્ત્ર, પ્રા.કા. હુ અસ્ત્ર ૧૨૨૯ સાત્યકી પ્રા.કા.

બીજા જાદવ અપરિમિત, સુરસેન, વસુદેવ,
ચોગમેથી સરવ ધાયા પાર્થ ભણી તતખેવ.
કરે ગ્રહ્યાં આયુધ મહા દારૂણ, ગદા, બાણ, પ્રચંડ,
સાંગ, ફરશી, શૂળ, આદિ વજ્રલોહના દંડ,
ખડગ, ખપૂસા, કટારી, ને ઝળકતી તરવાર,
જગદીશ સાથે ચઢ્યા જાદવ આવ્યા કરતા માર.
અશ્વ, ગજ, રથ, વાહન તે સુભટ સર્વે અસ્વાર,
હાથ, વાંસે, આયુધ કટિમાં, પાળા તણો નહીં પાર.
સૈન્ય સર્વે સજ્જ કરીને દોડયા કેશવ રામ,
પારથનો રથ ચોગમાં જઈને વીંટયો તેણે ઠામ.
હાહાકાર વરતી રહ્યો, બલભદ્ર એ લ્યા રીસઃ
"નવ જાય જોગી કુશળો અહીંથી, હરડાં છે ' શીશ."
રથમાર્ગ ઘેર્યો ચોગમાંથી, મળ્યા જાદવ શૂર,
બલભદ્ર કહેઃ "એ રખે નાસે, કરો મારી ચૂર."
એવી વાણી સુણી રામની અર્જુન વિમાસે મનઃ
'સંગ્રામ દારૂણ થશે સહી, હવે સહાય જગજીવન '

---

સાત્યકીજે. ૧૨૩૩ ગ્રહ્યાં: પ્રા.કાઃ 'ગ્રહી'. ૧૨૩૪ શૂલ ફા ત્રીશૂલ. ૧૨૩૬ આવ્યા પ્રા.કા. આવી. ૧૨૩૮–હાથ, વાસે, ત. તે પ્રા કા પ્રત ૧લીઃ "હાથ વાંસી કરમાં આયુધ." (વાસી. એ હથીઆર છે.) પણ અહીં હાથ, વાંસે અને કેડે આયુદ્ધ હોવ નો ભાવ વિશેષ યુક્ત હોવાથી આ પાઠ અયુક્ત છે ૧૨૪૨ ત. ફા. કેડે નવ— કુશળો ત. કુશા ૧૨૪૩ રથ માર્ગ ત. "રથ ઘેર્યો." પણ રથ ક- રતાં તેનો માર્ગ ઘેરે એ વિશેષ યોગ્ય છે શૂર ત. પૂર ૧૨૪૪ નાસે ફા. જતો નાસી. ૧૨૦૫–રામની ત "વળી રામની". વિમાસે ત. "વિચારે." ૧૨૪૬ સહાયત. 'સાથે'. પણ તે અયુક્ત છે. કારણ કે અર્જુન મૂળથી જ સમજતો

વલણ.

'હવે સહાય શ્રીકૃષ્ણજી,' એમ અર્જુન મન ચિંતા કરે રે,
તેણે સમે પછી પાર્થ પ્રત્યે સુભદ્રા શું ઉચરે રે!



## કડવું ૨૪ મું.

સુભદ્રાનું અર્જુનને યુદ્ધનું પ્રોત્સાહન.

રાગ ગોડી.

સુભદ્રા એમ બોલે વાણ: "સાંભળો સ્વામી! ચતુરસુજાણ!
રખે ધીરજપણું પરહરો, રણમાં યુદ્ધ એ સાથે કરો. ૧૨૫૦
રથ વિષે આયુધ છે જેહ, શીઘ્ર આપ ચઢાવો તેહ;
મારો જાદવને બળવંત! સદા સહાય તમને ભગવંત.
મુજને છે સાચો વિશ્વાસ, સામા નહીં વઢશે અવિનાશ.
તમારું બલ પરાક્રમ હોય જેહ, રામને દેખાડો તેહ."
સુભદ્રાનાં સુણી વચન, વળતી વાણી વદે અર્જુન: ૧૨૫૫
"હું કોથી નવ પામૂં બીક, મુજથી રણે નથી કો અધિક,
એ સર્વને હણૂં ક્ષણૂં આજ, (પણ) શ્રીકૃષ્ણની રાખું છઉં લાજ."
ત્યારે સુભદ્રા કહે: "નાથ! એક વાર દેખાડો હાથ.
રથ વિષે છે પ્રૌઢાં આયુધ, ગ્રહી, કરો જાદવશું જુદ્ધ.
કૃષ્ણ તમ સાથે ન કરે સંગ્રામ, તમ સાથે કોપ્યા શ્રી રામ." ૧૨૬૦

---

હતો કે તેને પોતાને તો શ્રીકૃષ્ણની પૂરી ઓથ છે. કડવું ચોવીસમું. ૧૨૪૯ બોલે ફા. પ્રા.કા. બોલ્યાં. ૧૨૫૪ વઢશે ત. ફા. ચઢે. ૧૨૫૬ કો ત. "કોઇ." ૧૨૫૭ પણ૦ પ્રા.કા. "લાજ કૃષ્ણની રાખુ છું આંય". આજ પ્રા.કા. માંય. ૧૨૫૯ ત. આ રથ ગ્રહી ત. પ્રા.કા ફા. કર ગ્રહી. પ્રા.કા. યાદવ યુદ્ધ. જુદ્ધ ત. જુથ. ૧૨૬૦. કૃષ્ણ ત. "શ્રી કૃષ્ણજી." સાથે પ્રા.કા. ઉપર. કોપ્યા પ્રા.કા. 'કોપ્યા

### અર્જુનની રીસ અને ધનુષટંકારવ.

એવાં વચન નારીનાં સૂણી, ચઢી રીસ પાર્થને ઘણી,
લેઈ ધનુષ્યનો કીધો ટંકાર, વરત્યો રણમાં હાહાકાર.
સામા આવ્યા કેશવરામ, પારથશું કરવા સંગ્રામ.
અરજુન હરિને દે મુખ ગાળ, મનમાં સમરે શ્રી ગોપાળ.
"જો જો ! ધૂર્ત્ત જાદવ સર્વ, રામકૃષ્ણનો ટાળું ગર્વ,"
એમ કહી ધનુષ્યે ચઢાવ્યૂં બાણ, રામકૃષ્ણ ઉપર નિર્વાણ.
એવૂં દેખી કૃષ્ણજી ને રામ, ક્રોધાક્રાંત થયા તેણે ઠામ.

### બળદેવના હાકોટાથી ચારે કોર મારમાર.

બલિભદ્રજી વાણી ઊચરે, જાદવ સર્વકો શ્રવણ ધરે:
"હજી શું જુઓ છો શૂર ! મૂકો બાણ, (મારી) કરો ચકચૂર."
એવી વાણી સૂણી નિર્વાણ, ચોગમથી છૂટયાં બાણ.
ભોગળ, મુદ્ગર ને તરવાર, રથ પાસે જઈ કરતા માર,
ભાલા, ખડ્ગ ને વજ્ર, ત્રિશૂળ, ખપૂવા, તરકસ, તીર અમૂલ.
પારથ પર જઈ કરતા માર, યથા મેઘ વરસે મૂશળધાર.

---

છે.' ૧૨૬૨. વરત્યો૦ પ્રા.કા: "રણમાંહે થયો હાહાકાર." ૧૨૬૪ અર્જુન...... ગાળ–પ્રા.કા. પ્રત ૧લી: "અર્જુન વદે રામ મુખ ગાળ." પરંતુ વચન અને મનનો વિરોધ બતાવવો કવિને યોગ્ય લાગે એ સહજ છે. સમરે ફા. સમર્યા. ૧૨૬૭ કૃષ્ણજી ને રામ–પ્રા. કા: 'કૃષ્ણરામ.' ક્રોધાક્રાંત પ્રા.કા. ક્રોધવંત, ત. ક્રોધાંત કાળ. ૧૨૬૮ ફા. સરવે. ૧૨૬૯ મૂકો૦ ત: 'એહેવૂં વચન બોલ્યા ધરી ક્રૂર;' ફા. મા માત્ર "કેહેકાણ" લખી લહીયાયે પાદ પૂરૂં કીધું છે, પણ પછી આ પાદ લખ્યું છે:–કો કોની મો કરશો કેહેણ.' ૧૭૨ એવી૦ ફા. વચન સુણતાં માંહાં લીવાં બાણ. ૧૨૭૨ કરતા ફા. કરે. માર પ્રા.કા. મારામાર. પ્રા. કા. પ્રત ૧: "ચોગમથી છૂટે જેમ પહાણ." પરંતુ આથી પુનરુક્તિ ૧૨૭૦ મી લીટી જોતાં જણાશે. ૧૨૭૩. કરતા પ્રા.કા: "કરિયો," ફા. કીધો. મૂસળધાર ત. 'તેણી વાર;' પ્રા.

રામકૃષ્ણ અતિબળિયા જેહ, મારે આયુધ રથને તેહ.
પારથે મનમાં સમર્યા હરિ, લઘુલાઘવી વિદ્યા કરી. ૧૨૭૫
રથ, અશ્વ, સુભદ્રા સંગ, આયુધ કયમે ન ભેદે અંગ.

વલણ.

આયુધ અંગ ભેદે નહીં, લઘુલાઘવી વિદ્યાએ કરી રે,
અચળ અર્જુન રણ રહ્યા, જો કૃપા શ્રી હરિની ખરી રે.

---

## કડવું ૨૫ મું.

જાદવોના પ્રહર અને અર્જુનની લઘુલાઘવી.

રાગ સામેરી.

વૈશંપાયન વદે વાણીઃ સુણ જનમેજય રાય !
અર્જુન ઉપર ક્રોધ આણી સુભટ સર્વકો ધાય. ૧૨૮૦
આયુધ મારે અપરિમિત પાસે જઈ બળવંત,
બાવાજીનો રથ હાંક્યો, કર્યું મહા કલ્પાંત.
રામ કહેઃ " રે ! જોગટા ! તું રખે નામે દિશ,
હળ, મુસળ આયુધ વડે (હવડાં) ક્ષણ માંહે પાડું શિશ. "
વચન એવાં સાંભળી, જાદવ જે ઝુઝાર, ૧૨૮૫
ચોહે.ગમાંથી બાણ મારે, જેમ વર્ષા મૂસળધાર.

---

કા. જળધાર. ૧૨૭૪. અતિબળિયા–પ્રા.કાઃ ફા. ' બળિયા બહુ. ' ૧૨૭૫. લઘુ... કરી પ્રા.કા. પ્રત ૧ લી. " લીધું ધનુષ્યવિદ્યાએ કરી ". પણ તે પાઠ રસ નિર્માણ કરવા અસમર્થ છે. ૧૨૭૬ કયમે ફા. કોહોને. ૧૨૭૭ જો૦ પ્રા. કા. માં " જો કૃપા હરિએ કરી રે " કડવું પચીસમું. ૧૨૮૦ સર્વકો પ્રા.કા. સર્વે ૧૨૮૨ કર્યું ફા. કરી ૧૨૮૩ જોગટા ફા. જોગીરા. દિશ ફા. પ્રા.કા. ધીર; ધીર કહીને શત્રુનો ગુણ ગાવો, એ બલરામ જેવા બળાંધને માટે ઉચિત નથી. ૧૨૮૪ ત. વડે હવડાં ક્ષણ માંહે. ૧૨૮૫ જે ઝુઝાર પ્રા. કા. તેણી વાર. ૧૨૮૬ જેમ વર્ષા ત. મેઘ, ફા.

પારથ એવું દેખતાં, મન ચઢ્યો ક્રોધ અપાર,
મંત્રપ્રયોજિત બાણ મૂક્યું, હવો હાહાકાર,
એકધા, દશધા, લક્ષધા છૂટે શર ધનુષ્યથી જોડ,
સામાં જાતાં લક્ષધા થે ને, દશ લક્ષ વાજે કોડ.
ટંકારવ કરે ધનુષ્યનો, મારે અપરિમિત બાણ,
ભલભલા જોધા પરાક્રમી, રણ વિષે તજતા પ્રાણ.
જદુ માત્ર નાઠા ચોગમાં, રણ માંહે રહ્યું નવ જાય,
તીવ્ર બાણ પારથ તણાં તે સુભટ પુંઠે ધાય.

બળરામ અને યાદવોનો ઘેરો.

એવું દેખી રામને મન ચઢ્યો ક્રોધ અપાર.
ધસી રથ પાસે જઈને કર્યો મૂસળપ્રહાર.
લઘુલાઘવી વિદ્યા કરી, અર્જુને ખાળ્યો તેહ.
એવું દેખી ઘરયા જાદવ, હતા નાઠા જેહ
ચોગમાંથી બાણ મારે, થઈ રહ્યો અંધકાર,
સામટા મેઘ દ્વાદશ જાણે, કરે વૃષ્ટિ અપાર.
પારથ ઉપર આવી પડે, જેમ ગિરિ વિષે પર્જન્ય,
સણસણાટ કરતાં સોંસરાં શર રથને કરે ભેદન:

---

વરસે. ૧૨૮૮ મૂક્યૂં ફા. મૂકે. ૧૨૮૯ ધનુષ્યથી ત. ધનુષ્યની. પણ તે લહીયાનો ભ્રમ છે. ૧૨૮૯–૯૦ પ્રા.કા: "એક દશ શત સહસ્ર, દશ–સહસ્ર ધનુષ્યથી જોડ; સામાં જાતાં લક્ષ થઈ, દશ લક્ષથી વાધે ક્રોડ." ૧૨૯૦ જાતાં ફા. જઈ તાંહાં. ૧૨૯૧ ભલભલા પ્રા.કા. ફા. ભલા. જોધા પ્રા.કા. ત. જોધ તજતા ત. તજી આવ્યા. ૧૨૯૨ તે પ્રા.કા. છે તે; ત. માં નથી. પુંઠે ફા. પાછલ. ૧૨૯૭. ખાળ્યો પ્રા.કા: "ઘેર્યો". પરંતુ "ખાળ્યો" પાઠ વધારે સચોટ છે. ત વિધિએ. ૧૨૯૯ અંધકાર પ્રા.કા. હાહાકાર. ૧૩૦૦ જાણે ત. મા નથી, ફા. મા છે. ત વૃષ્ટિ ત્યાંહાં. પ્રા.કા. મા આ લીટી એમ છે–" શ્યામળા મેઘ દ્વાદશ કરે વૃષ્ટિ તેમ કરતા જાદવ માર," પરંતુ 'મેઘ સામટા વૃષ્ટિ કરે,' એ ભાવ વીરરસની જમાવટમાં વધુ યોગ્ય છે, તેથી પ્રા.કાનો પાઠ ઉપયુક્ત નથી. ૧૩૦૧ વિષે પ્રા.કા. ઉપર. ૧૩૦૨

ફેર વીંટયો ઈંદ્રસુત, ને સુભદ્રા કહે વાણ:

સુભદ્રાનો અર્જુનને પ્રબોધ.

"હજી સ્વામી! શું જુઓ છો? ધનુર્વિદ્યાના જાણ!
શસ્ત્ર દારૂણુ લેઈને રણ વિષે મૂકો નાથ!
એ સરવકોને નસાડો, હોયે બળ તમ હાથ."
એવું સુણીને પારથે રણ વિષે મૂક્યાં બાણ,
આવતાં આયુધ જદુનાં તે સરવ છેદ્યાં જાણ.
યોગમાંનાં બાણ છેદ્યાં કુંતિકુંવરે એમ,
વાયુ નાંખે ઊરાડી આકાશ ઘનને જેમ.
પારથ કેરા બાણપ્રહારે કો નવ થોભે વીર,
સરવે સ્થાનક તજીને નાઠા, રહ્યા ન કો રણધીર.

બળરામનાં ક્રોધવચન અને પ્રહાર.

એવું દેખી પારથ ઉપર ક્રોધે ધસ્યા રામ,

---

ત. કરે છે. ફા. માં આ પંક્તિ:–શારથીનું કરૂં ભેદન, લાખુ કરી છેદન. ૧૩૦૩ ફેર પ્રા.કા. ફરી. વીંટયો પ્રા.કા વજ્યો. ઇન્દ્રસુતને. ૧૩૦૫ પ્રા.કા. લઈ. મૂકો નાથ પ્રા.કા. મૂકીએ મમ નાથ. ૧૩૦૬ હોયે ત. ફા. પ્રા.કા જો ૧૩૦૪ ત. ફા. પ્રા.કા. ત્યારે સુભદ્રા—. ૧૩૦૭. રણ વિષે. પ્રા.કા: "રથ ઉપર." એ પાઠથી 'શત્રુના રથ ઉપર' એવો અર્થ ઉઠાવવો પડશે ૧૩૦૮. જદુનાં તે ત. ફા જદુનાથે. પરંતુ આ પાઠ ઉપયુક્ત નથી; મગજ અર્જુને યાદવનાં, સામા પક્ષના બાણ કાપ્યાં એવો ભાવ તરત આવવો જોઈએ તે આથી આવતા નથી વળી ૧૩૦૯ ની લીટી આ જ ભાવને ટેકવી રસ જમાવે છે. ૧૩૦૯ છેદ્યાં ફા. છૂટે. એમ પ્રા.કા. એહ. ૧૩૧૦. ઉરાડી૦ ફા. ઊરાડી આકાશથી ઘન જેમ. પ્રા. કા:–"ઉરાડે આક વળી ઘનને એહ." તેનો ટીકાકાર 'આક–આકડાના રૂને તથા મેઘને જેમ વાયુ ઉરાડી નાંખે' એવો અર્થ આપે છે. પરંતુ પહેલી પંક્તિમાં તે "એહ" ને આ પંક્તિમાં "જેહ" એ પાઠ આપે છે. તેથી "જેમ" પદને અભાવે તેનો સરખામણીનો અર્થ બંધબેસતો નથી, તેમ ફા. પ્રતિનો પાઠ સ્વીકૃત પાઠને ટેકવે છે. ૧૩૧૧ કો પ્રા.કા. કોઈ. ૧૩૧૨ ત સરવ રહ્યાં તે નાઠાઠા ૧૩૧૩ ક્રોધે ધસ્યા

અર્જુન સામા આવિયા, ફરી માંડ્યો સંગ્રામ.
રામ કહે રે: "ચેત જોગી! હવે તું આ વાર.
મૃત્યુ આવ્યું તારે શીરે, માનજે નિરધાર."
"આ વાર નહીં તું ઊગરે," એમ વચન બોલ્યા રામ.
"અરે પાપી! અધર્મી! તુને સદ્ય મારૂં ઠામ,"
એમ કહી સન્મુખ આવ્યા, આયુધ ગ્રહી બળદેવ.
(ત્યારે) કાળ રૂપી બાણ અર્જુને ચઢાવિયૂં તત્ખેવ.
હળમુસળ આયુધ ગ્રહીને, રામ આવ્યા પાસ,
એ જુધ દેખી ગગનમાંથી અમર પામ્યા ત્રાસ.
હળધરે જઈ પારથ ઉપર કર્યો મૂસળપ્રહાર;

બલરામને આવેલી મૂર્છા.

પછી અર્જુને બાણ મૂક્યૂં, હવો હાહાકાર.
બલિભદ્રને જઈ બાણ વાગ્યૂં, થયા મૂર્છિત રામ.
(ત્યારે) હાહાકાર વર્તી રહ્યો રણ વિષે તેણે ઠામ.
તેણે સમે પછી રામ પાસે, આવિયા મુરાર.
એક મુહૂર્તમાં ટળી મુરછા, રામ થયા હુશીઆર.
અરજુન ઉપર તે ધસ્યા વળી, મનમાં આણી રીસ;
તેણે સમે પછી રામશૂં એમ વદે શ્રી જગદીશ:

કૃષ્ણનું સાત્વન અને અર્જુનનું ઓળખાણ.

"અરે બાંધવ! કહૂં છૌં તે સૂણો મારી વાત:

---

પ્રા.કા. "ત્રેગે પાય." ૧૩૧૪ માંડ્યો ફા. માંડીઓ, પ્રા.કા. મંડાયો ૧૩૧૫ પ્રા. કા. ચેતજે. ૧૩૧૬ તારે શીરે ત. તાહારૂં સહી. ફા. માનજે તું. ૧૩૧૭ વાર પ્રા. કા. વારનો. ૧૩૧૮ પ્રા.કા. આ ઠામ. ૧૩૨૦ ત. બાણ એક. ચઢાવિયૂં ત. કાઢા-ડ્યૂં. ૧૩૨૨ પ્રા.કા. અમર સહુ. ૧૩૨૩ પ્રા.કા. માં આ પંક્તિના શબ્દો આડા અવળી છે ૧૩૨૪ મૂક્યૂં ફા. મુકાં. ત. ત્યારે હવો. ૧૩૨૫ મૂર્છિત ફા. ત. મુરછા. ૧૩૨૬ તેણે ત. તે. ૧૩૨૭ ત. દેવ મોરાર. ૧૩૨૮ રામ ત. પ્રા. કા. હલધર. ૧૩૩૦ એમ પ્રા.કા. માં નથી. ૧૩૩૧ છૂં તે ફા. તમને. ૧૩૩૨ ફા. પ્રા.કા. ઉદ્-

એ ઓળખ્યો મેં ઇંદ્રનો સુત, અર્જુન એ સાક્ષાત્.
આપણી ફોઈ કુંતા તણો છે પુત્ર એ પાવન,
સંગ્રામે શૂરો, બળે પૂરો, ઇંદ્ર અંશ એ તંન.
રણ વિષે એને નવ જિતે કો સુભટ મહા બળવંત.
એનાં ચરિત્ર હું સરવ જાણું," એમ કહે શ્રી ભગવંત.
"એ સમાન બીજો વર નહીં કહું સત્ય માનો રામ!
જથારથ આપણા કુળને એ થયું ઘટતું કામ.
અથવા એશૂં યુદ્ધ કરતાં નહીં જિતો તમે ભ્રાત!
એ સરવને રણ સંહારીને કરે પૃથવીપાત;
રથ આપનાં મેં પ્રથમ વાર્યા," વદે શ્યામશરીરઃ
"નેટ અનર્થ થયો સહી, મન વિમાસો ને વીર?"

કૃષ્ણને બલરામનાં કોપવચન.

એવું સૂણતાં રામને મન ક્રોધ ચઢ્યો અપાર,
ભ્રાતજ એમ ક્રોધવાચક વદે તેણી વારઃ
હરિ પ્રત્યે હળધર કહેઃ 'મુને પ્રોઢવે છે શંપ?
એટલાં વાનાં કરાવે છે, કૃષ્ણ! કાળા તુંય."
"આગળ નહીં તું એમ કરાવે," વદે વાણી રામ,
"અન્યથા કો બીજો હોય તો સદ્ય મારૂં ઠામ."
કૃષ્ણને તિરસ્કાર કરીને, ભ્રાત બોલ્યા રીન,

---

સુત છે. ઇન્દ્રના સુત. ૧૩૩૪ ઇન્દ્ર અંશ૦ ફા એ નો ઇન્દ્રનો સંતાન. ૧૩૩૭ નહીં કહું પ્રા.કા. નથી કો. ૧૩૩૮ ત. ફા. થઉં. ૧૩૪૦ રણ ત.માં નથી કરે પ્રા.કા કરશે. ૧૩૪૧ વદે પ્રા.કા. એમ કહે. ૧૩૪૨ થયો ફા. થેઉં. વિમાસો ને ત. ફા. વિમારી જુઓ. ૧૩૪૪ પ્રા.કાઃ "ભ્રાત શુણ મમ ક્રોધવાચક, શું વદે તેણી વાર" ૧૩૪૫ મી પંક્તિ જોતાં તેમ જ શબ્દાન્વય લક્ષમાં રાખતાં પાઠાંતરમાં આપેલી પંક્તિ અર્થહીન લાગે છે. ૧૩૪૬ કરાવે ત. કરાવ્યાં. ૧૩૪૮ અન્યથા૦ પ્રા.કા. "અન્યાય થકો બીજો કોઈ હોય." આ પાઠ અર્થયુક્ત નથી. પ્રા.કા.ના ટીકાકારે અર્થસંગતિનો પ્રયત્ન તાણી તુસીને કરેલો જણાય છે. ૧૩૪૯ કૃષ્ણને

"મહા જુદ્ધ કરી, અર્જુનનૂં જઈ હરડાં છેદૂં શીશ."

કૃષ્ણે બળરામને વાર્યા.

કૃષ્ણ કહેઃ "એ વાત કરતાં થાશો ઘેલા વીર!
એક વાર ગયા સંગ્રામ કરવા, ઊતર્યૂં ત્યાં નીર.
ફરી નવ રણ માંહે જાવૂં, મન માંહ વિચારો ભ્રાત!
એ ઇંદ્રનો સુત સર્વને મારી, કરશે પૃથવીપાત."
કૃષ્ણ કહે છેઃ "આપણી ભગિનિ જાયે છે શુભ કામ."
એમ વિવિધ વચન કહી, હરિએ પ્રીછવ્યા શ્રી રામ.
વૈશંપાયન બોલિયા સુણ જનમેજય રાય!
અર્જુન રથ હાંકી કરી હસ્તિનાપુર (ભણી) જાય.

વલણ.

ઇન્દ્રપ્રસ્થમાં આવિયાં રથ વિષે સુભદ્રાય રે.
વદે વિપ્ર પ્રેમાનંદઃ "હરિ કહો શ્રોતાજન સૂણો કથાય રે."



---

પ્રા.કા. શ્રી કૃષ્ણને. ભ્રા૧૦ પ્રા કા ભ્રાત દાખવી ગીષ. ૧૩૫૦ અર્જુનનું પ્રા.કા. અર્જુનનૂં, ત. અરજુન. ૧૩૫૧ ત. ત્યારે શ્રી કૃષ્ણ કહે રે. થાશો પ્રા.કા. થશો. ૧૩૫૩ જાવૂં ફા. જાઊં. પ્રા.કાઃ "ફરી મન માંહે વિમાસો રણમાં ન જાવું ભ્રાત." ૧૩૫૪ કરશે પ્રા.કા. કરે. ૧૩૫૫ કહે છે ફા. પ્રા.કા. કહે. પ્રા.કા. જો જાયે છે. ૧૩૫૬ ત. શ્રી હરિએ. ૧૩૫૭ બોલિયા સૂણ ત. કેહેવાણી. ૧૩૫૮ ત. માં આ પંક્તિ નથી; પડેલી લાગે છે, ૧૩૫૯ મી પંક્તિ જોતાં તેની જરૂર છે. ૧૩૫૯ ઇન્દ્રપ્રસ્થમાં ત. ફા. પ્રા. કા. હસ્તિનાપુરમાં. પાછળ ટીકા જુઓ. ૧૩૬૦. પ્રા. કાઃ-"વદે પ્રેમાનંદ હરિ કહો, શ્રોતાજન સુણો કથાય રે." તઃ-"વદે વિપ્ર પ્રેમાનંદ શ્રોતાજન સર્વથા હરિ કહો કહું કથાય રે;" ફાઃ-વદે વિપ્ર વલ્લભ

# કડવું ૨૬ મું.

## અર્જુનનું ઇંદ્રપ્રસ્થગમન.

રાગ સારંગ

એણી પેર બોલ્યા વૈશંપાયનઃ સાંભળ જનમેજય રાજન !
અર્જુન આવ્યા નગર મોઝાર, સુભદ્રા સાથે છે નાર,
આવ્યા જાણીને અર્જુન, પાંડવસાથ હરખ્યો મન;
જય જયકાર વર્ત્યો પૂર માંહ્ય, કુંતાસુત યુધિષ્ઠિર જ્યાંય.
હવે દ્વારિકામાં થયૂં યથા, ઋષિ કહે રાય સાંભળો કથાઃ
રથ વાળ્યો જ્યારે અર્જુન, રામ પ્રત્યે કહે જગજીવનઃ

### કૃષ્ણનાં ટાઢાંમીઠાં વચન, અને બળરામનું વળેલું મન.

" કાહો ભાઈ ! હવે શૂં થાય ? ઊગામિયે તો ઉદર પર ધાય.
કુંતાજીનો એ છે સુત, વિચારતાંમાં ભાસે અદ્‌ભુત.
કહો હવે શૂં કરવૂં કામ ! બીજો હોય તો મારૂં ઠામ !
હૂં મનમાં વિચારૂં આજ, બાંધવ ! તારા મનમાં શૂં કાજ ?"
ત્યારે રામે વાયક કહ્યુંઃ " થનારૂં, સર્વે થઈ રહ્યૂં;
બ્રહ્માએ જે લખિયા લેખ, તે પાછા કયમ ચળે વિશેખ.
હવે ફોકટ શો સંગ્રામ ?" એવી વાણી બોલ્યા રામ.
" સુભદ્રાને મળવા તણી મુજને ઈચ્છા છે અતિ ઘણી.
તે માટે તુજને ગમે જેહ, ભ્રાત સર્વથા કરવૂં તેહ.

---

હરિ કહો, શ્રોતા જન ચારથીક થાએ રે." કડવું છવ્વીસમું. ૧૩૬૧ સાંભળ ત. પ્રા. કા. ફા. તૂં સંભાળ. ૧૩૬૨ આવ્યા પ્રા. કા. આવે. હરખ્યો ત. હરક્ષા; ફા. આનંદ્યો. ૧૩૬૪ કુંતાસુત ફા. પ્રા. કા. ધર્મરાજ. ફા. છે જ્યાંહે. ૧૩૬૫ થયૂં ત. માં નથી. રાય પ્રા. કા. માં નથી. ૧૩૬૬ ત. ફા. પ્રા. કા. ત્યારે રામ. પ્રા. કા. " ઉગામીએ ઉદર પર શૂં થાય ?" ૧૩૭૦ આજ પ્રા. કા. હું આંય. બાંધવ૦ પ્રા. કા. બાંધવ શું છે તમ ચિત્તે માંય. ૧૩૭૧. વાયક પ્રા. કા. એક વાયક. થનારૂં૦ પ્રા. કાઃ " થનારૂં એક સર્વે

પાર્થ ઉપર નહીં મારે રીશ." ત્યારે બોલ્યા શ્રી જગદીશઃ

બેનબનેવીને વળાવવાની પહેરામણી.

"આપણે બાંધવ! કરિયે એમ, સબળે મહિમા વાધે જેમ,
પૂંઠે પૂજા મોકલો ભ્રાત! નાના વિધની વસ્તુ જાત.
જો તમ ચિત્ત હોયે પ્રસન્ન, (તો) મોકલિયે ધન વાહન,
આપણ સાથે જઇયે રાય! ભગિનીને પૂજ્ય વળાવાય,"
એવાં વચન સુણી બળદેવ, મન પ્રસન્ન થયા તતખેવ.
હરિવચને ઘણું હર્ષિત હવા, સામગ્રી કરે મળવા જવા.
એક લક્ષ તુરી સજ્જ કર્યાં, માણેક ને હીરે પાખર્યાં,
સર્વ પલાણ સોનેરી સાજ, વાગે નેપૂરના બહુ વાજ.
એક સહસ્ર ત્યાં છે માતંગ, તેહનાં મદ ઝરતાં અંગ;
અંબાડી ગજ ઉપર શોભે, દેખી દેવનાં મન લોભે.
તેમાં વસ્તુ ભરી અતિ ઘણી, રત્ન, હીરા, મુગતફલ, મણિ.
સહસ્ર એક રથ હેમ ઉદ્યોત, મણિ માણેકની ઝળકે જ્યોત.
વાયુવેગી હય તેને જોડયા, દોટ મૂકાવતાં જાય દોડયા;

કૃષ્ણ સાથે બળરામનું ઇંદ્રપ્રસ્થગમન.

વસ્તુ અમુલક તેમાં ભરી, આગળ કરી જાયે હલધર હરિ.
સો ગાડાં સુવર્ણે ભર્યાં, તે સર્વ લેઈ આગળ ધર્યાં.

---

ચર્યું." ૧૩૭૫ ત. અતિ જેહ. ૧૩૭૬ મારે તા. માહારી. ૧૩૭૮ વસ્તુ ફા. વસ્તની. ૧૩૮૦ પૂજ્ય ત. ફા. પુર. ૧૩૮૧ મન ત. પ્રા.કા. મન માંહાં. ૧૩૮૨ મળવા ફા. છે તાંહાં. ૧૩૮૪ સાજ પ્રા.કા. ત. સાર. વાગે ત. પાગે, પ્રા.કા. પગે. બહુ વાજ ત. પ્રા.કા. ઝમકાર. ૧૩૮૫ તેહના પ્રા.કા. તે સહુનાં. ૧૩૮૬ પ્રા.કા. દેવતાનાં ચિત્ત. ૧૩૮૭ મણિ ફા. પ્રા.કા. તણી. ૧૩૮૯ પ્રા.કા:-"વાયુવેગી હય તેની જોડે, જાય મૂક્યા વે'તા દોટે દોડે." ૧૩૯૧ ધર્યાં ફા. પ્રા.કા. કર્યાં. ૧૩૯૨ ચાર

ચાર સહસ્ર આગળ ગાય, સોનાશીંગી, રૂપાખુરી પાય.
બીજી ધેનુ અપરિમિત સહી, બલભદ્ર કૃષ્ણ જાયે છે લેઈ.
હીરા, મણિ, મુગતાફળ જાણ, મોટાં તેહ આમળાં પ્રમાણ.
દાસ, દાસી, સેવકનો સાથ લેઇ સાથે ચાલ્યા જદુનાથ. ૧૩૯
બલિભદ્ર કૃષ્ણ બન્ને ભાય, બેન વળાવા સાથે જાય.
સાથે જાદવ છપ્પન ક્રોડ, મળવા જાયે શ્રી રણછોડ.
એવી સજાઇશું બાંધવ બેહ, ઇંદ્રપ્રસ્થ જઈ પોહોત્યા તેહ.

ઇંદ્રપ્રસ્થમાં સત્કાર અને લગ્નનો આનંદ.

પાંડવને ગઈ વધામણી, (જે) આવે છે દ્વારકાનો ધણી,
પાંડવ સાથ સર્વે સજ્જ થયા, પરબ્રહ્મના સામા ગયા. ૧૪૦
પરસ્પરે તે ભેટયા જઈ, માન દેઈ ઘેર તેડયા સહી;
ઊતારા આપ્યા શુભ ઠામ, ત્યાં ઊતર્યા કેશવરામ.
ફરી વિવાહમંડપ ત્યાં કર્યા, અર્જુન સુભદ્રાને વર્યા.
પહેરામણી કીધી જદુપતિ, સરવ સાથ સંતોષ્યો અતિ,
સુભદ્રાને મળિયા રામ આજ્ઞા માગી જાવા આમ. ૧૪૦
સુભદ્રાએ કર્યા વિદાય, જાદવ માત્ર દ્વારિકા જાય.
આજ્ઞા માગી હલધર ગયા, કૃષ્ણજી પારથ પાસે રહ્યા.
અર્જુનને હરિનૂ હેત જ ઘણૂં, સદા પાસૂં પરબ્રહ્મ જ તણૂં.

---

પ્રા.કા. બાર. ૧૩૯૩ બલિભદ્ર૦ ફા. ભ્રાત બન્યો જાએ ચેઈ. ત. શ્રી કૃષ્ણ. ૧૩૯ કૃષ્ણ ત. પ્રા.કા. કૃષ્ણજી. બેન ત. પ્રા.કા. બેનને. ૧૩૯૭ જાયે પ્રા.કા. જાય ફા. રામ. ૧૩૯૮ સજાઈશું. ફા શોભા શું લેહ ફા. બને. તેહ ફા. સને. ૧૪૦ સજ્જ ત. પ્રા.કા. પ્રસન્ન. ફા. વ. પરબ્રહ્મને. ૧૪૦૧ તેડયા: ફા તેડી લાવા. ૧૪૦ ઊતર્યા પ્રા.કા. ઉતાર્યા. ૧૪૦૪. સંતોષ્યો અતિત. "સંતોષ્યા ક્ષત્રી." ફ રતિ. ૧૪૦૫. રામ–પ્રા.કા: "શ્યામ". પ્રા. કા. ના ટીકાકારે એટલું પણ ભ જણાઈ નથી કે ૧૪૦૭ મી પંક્તિમાં કૃષ્ણ તો ઇંદ્રપ્રસ્થમાં રહ્યા ને અને બળરા આદિ દ્વારકા પાછા વળ્યા એમ જણાવેલ છે; તેથી 'શ્યામ'=કૃષ્ણ, એ પ

વલણ.

પાસે રહ્યા શ્રી કૃષ્ણજી, સુભદ્રા હરખે મંન રે,
શ્રોતાજન ! સહુ હરિ કહો, એમ વર્યા અર્જુન રે.

---

## કડવું ૨૭ મું.

રાગ મેવાડો.

એક દાસીની અર્જુન ઉપર વૈર લેવાની વૃત્તિ.

વૈશંપાયન વાણી બોલ્યા: સૂણ જનમેજય રાય જી !
અર્જુન સુભદ્રાને વરતાં, સરવ લોક સુખી થાય જી.
સ્વજન મિત્ર સહુ આનંદ્યા (પણ) દુર્યોધનને રીસ જી;
શ્યામ મુખ થયાં શત્રુનાં, તે કૃપા શ્રી જગદીશ જી,
અર્જુન આવી બેઠા સભામાં, સાથે સારંગપાણિ જી.
દેખી દાસી આવી ઘરમાં, જ્યાં બેઠાં પટરાણી જી.
પૂર્વે એક દિવસ કિંકરીને ખીજ્યા છે અર્જુન જી,
લપડાક એક મારી લઘુ વયમાં તે દાસીને રાજન જી !
તે દિવસની ક્રોધાક્રાંત છે, અર્જુન ઉપર રીસ જી.

દ્રૌપદીને ઉશ્કેરણી.

દ્રૌપદી પ્રત્યે વચન વદી જઈ દાસી નમાવી શીશ જી:

---

બિલકુલ યુક્ત નથી જ. ૧૪૦૬ કર્યાં ત. માં નથી. કડવું સત્તાવીસમું. ૧૪૧૨ સરવ લોક પ્રા.કા. સહુ લોકને, ફા. સંસાર. સુખી ફા. સુખીઓ. ૧૪૧૩ સ્વજન૦ પ્રા. કા: સજ્જન મિત્ર સર્વ આનંધા. મિત્ર ત. લોક. ૧૪૧૪ પ્રા.કા. મન રીસ જી. ૧૪૧૬ ત. પ્રા.કા. દાસી એક. બેઠાં ત છે. ૧૪૧૭ પ્રા.કા:–"પૂર્વે એક દિવસ પ્રતે બોલ્યા છે અર્જુનજી." આ પંક્તિ બરોબર નથી. એક તો તે ટુંકી છે ને 'બોલ્યા' શબ્દમાં 'ખીજ્યા'નો ભાવ સચોટ ઉતરેલો નથી. દિવસ ત. દિવસે એ. ૧૪૧૯ ક્રોધાક્રાન્ત પ્રા.કા. ક્રોધાંતકાળ. ૧૪૨૦ વચન વદી જઈ દાસી પ્રા.

"અરે ! બાઈ ! સાંભળ કહૂં તુજને દ્વાર આવ્યા અર્જુન જી,
ઓ બેઠા છે સભા વિષે તે સાથે જગજીવન જી."

દ્રૌપદીએ આનંદથી કરેલી સત્કારસામગ્રી.

એવી વાણી સુણી દાસીની દ્રૌપદી થયાં રળીયાત જી,
અતિ આનંદ થયો રાણીને, આવ્યા જાણી નાથ જીઃ
સામગ્રી પૂજાની કરતી, હર્ષ ઘણો મન માંય જી.
આજ ધનંજયનૂં થશે દર્શન, સાથે શ્રી મુરાર જી;
પુષ્પ, ચંદન, અર્ઘ્ય, આરતી, ઉપહાર કર્યા તૈયાર જી;
(પછી) વધામણી દાસીને આપવા, માંડી ઉત્તમ સાર જી.

દાસીની ભંભેરવણી અને શોકયના સાલનો ખ્યાલ.

તેણે સમે ફરી દાસી બોલીઃ "શૂં હરખ્યાં છો માત જી
અર્જુન વરિયા સુભદ્રાને, શી કહૂં તમને વાત જી !
રામ–કૃષ્ણની ભગિની કહાવે સુભદ્રા નિઃધાર જી;
તેને પટરાણી કરશે અર્જુન, અર્ધાંગે રાખે એ નાર જી.
હવે તુજથી પ્રેમ ઊતરશે, અર્જુનનો જે સર્વ જી;
નિત્યે તમને દેખી સુભદ્રા ઘણો આણુશે ગર્વ જી.

---

કા. ફા. જઈ વચન કહ્યાં દાસીએ. ૧૪૨૧ ત. ફા. દ્વારે. ૧૪૨૨ ઓં ફા સભા વિષે તે તો બેઠા છે. ૧૪૨૩ સૂણી ફા. સુણતાં. ૧૪૨૪ એકલી ત. માં આ પંક્તિ નથી. પરંતુ ભાવ અર્થે તે જરૂરી છે તેથી પ્રા.કા. ફા. માંથી લીધી છે. ૧૪૨૫ ઘણો ત. ધરી. મન માંયજી–ત. "મન સાયજી". ૧૪૨૬ શ્રી મુરારજી–પ્રા.કા. ફા. "શ્રી મહારાજજી." ૧૪૨૭ અર્ઘ્ય પ્રા.કા. ફા. "અગર." પરંતુ "અર્ઘ્ય" એક આવશ્યક ઉપહારસામગ્રી હોવાથી સ્વીકૃત પાઠ ઉચિત છે. કર્યા ત. પ્રા.કા. ફા. કરા સરવ. ૧૪૨૮ માંડી ફા. સાડી. ૧૪૨૯ ફા. હરખો છો. ૧૪૩૦ વરિયા પ્રા.કા. વરિયાં; ત. વરી આવ્યો, ફા. તો વરી. અર્જુન ફા. પ્રા.કા. અર્જુને. તમેને ત. તુમને. ૧૪૩૨ કરશે અર્જુન ફા. કરી થાપશે. રાખે એ ફા. રાખશે. ૧૪૩૩ તુજથી પ્રા.કા. તુજ પરથી, ત. તુજને. જે ત. જે હતો. ૧૪૩૪ એકલી

તેને વશ વરતશે પારથ, તમ ઉપર નહીં પ્રીત જી.
મુજ જોતાં અર્જુન મન તેશું ચંદ્રચકોરની રીત જી,
તે બેહુને વશ તમે વરતશો, તે મુજને છે શોક જી."

દ્રૌપદીનાં રૂસણાં અને શાપ દેવાની તૈયારી.

એવાં વચન સૂણતાં, પટરાણી હર્ષ થયો સર્વ ફોક જી,
રીસ અપરિમિત ચઢી રાણીને, ક્રોધે જાજુલમાન જી;
સુભદ્રા અર્જુન પરણ્યાં જાણી શરીરે નવ રહી સાન જી.
દીન મુખ શોકાતુર થઈને, તજ્યો સર્વ શણગાર જી,
હિંડોળા ઉપર જઈ બેઠી દ્રુપદરાજકુમાર જી;
મસ્તકે કર દઈને બેઠી, આંસુધારા વહે ચક્ષ જી,
પછી અર્જુનને શાપ દેવાને જળ લીધું પ્રત્યક્ષ જી.

કૃષ્ણની પ્રાપંચિક યુક્તિ અને સુભદ્રાને વિનયશિક્ષા.

શ્રી કૃષ્ણજીએ દ્વારથી જાણ્યું, 'જે સતી કરે ઉત્પાત જી'.
એકાંતે તેડી સુભદ્રાને ભાઈએ શીખવી વાત જી.
શિક્ષા શ્યામળીએ એમ દીધીઃ "તું જઈને લાગજે પાય જી;
પટરાણીને પગે લાગતાં, કરશે સદ્ય કૃપાય જી.

---

ત. માં આ પંક્તિ નથી; પરંતુ ૧૪૩૫ મી પંક્તિનો ભાવ ('તેને' એટલે કોને? સુભદ્રાને જ) વિશેષ સ્પષ્ટ અને સચોટ થવા ખાતર તેની જરૂર છે; તેથી પ્રા.કા. ફા. ની પંક્તિ વિશેષ યોગ્ય હોવાથી સ્વીકારેલી છે. ૧૪૩૫. પ્રીત ત. "પ્રેમ". પરંતુ ૧૪૩૬ મી પંક્તિમાં 'રીતજી' શબ્દ સાથે પ્રાસ બેસતો આવતો નથી, તેથી તે યોગ્ય નથી. ૧૪૩૬ મન ફા. મલે. પ્રા. કા. તે. ૧૪૩૭ તે૦ ત:- "તે મુજ દેહ છે શોષજી." ૧૪૩૮ પટરાણી પ્રા.કા. ફા. પટરાણીનો. ૧૪૩૯ ક્રોધે૦ પ્રા.કા. ક્રોધ થયો જાજ્વલમાનજી. ૧૪૪૦ શરીરે૦ફા. નવ રહી શુદ્ધ ને સાંનજી. ૧૪૪૧ તજ્યો પ્રા.કા. ફા.તજ્યા. ૧૪૪૨ ત. રાજકુમારીજી. ૧૪૪૩ ત. બેઠી છે. આંસુધારા૦ પ્રા.કા. આંસુધાર બે ચક્ષજી.ત. વહે છે.૧૪૪૫ દ્વારથી ત. દ્વારિકાંથી; પણ લહીઆની ગેરસમજ છે, કારણ કૃષ્ણ તે વેળા ઇન્દ્રપ્રસ્થમાં જ હાજર હતા. ૧૪૪૬

(ત્યારે) ત્રુજને તે વરદાન આપશે, હર્ષ ધરી ચિત્ત માંય જી,
તું તે વારે એમ માગજેઃ "મારા પુત્રને રાજ જી." ૧૪૫૦
એ વિધિએ શિક્ષા દીધી, હર્ષે હરિએ તેણી વાર જી,
સુભદ્રા અર્જુનને તેડી, આવ્યાં અંતઃપુર માંહ્ય જી.

વલણ.

આવ્યા અંતઃપુરમાં જાએ હરિ દ્રૌપદીને મળવાય રે;
નર, નારાયણ એ જોડ સાથે ભગિનિ સુભદ્રાય રે.

---

## કડવું ૨૮ મું.

રાગ રામગ્રી.

અર્જુનમાં જગત્‌નાં સર્વ તેજની સંક્રાન્તિ.

આવ્યા અવાસ માંહે અર્જુન નાથ જી, શ્રી શારંગધર હરિ છે સાથ જી; ૧૪૫૫
શ્રી કૃષ્ણજીએ મન કર્યો વિચાર જીઃ "પટરાણીને ક્રોધ અપારજી.

---

ભાઇએ૦ ફા. ભાઇ શીખવે વાતજી. ૧૪૪૯ માંય પ્રા.કા. મોઝાર. ૧૪૫૦ એમ માગજે ત. પ્રા.કા. માગજે કહીએ. રાજ પ્રા.કા. રાજ્યાધિકાર. ૧૪૫૧ એ વિધિએ પ્રા.કા. એવી. હર્ષે૦ ફા. માં આને બદલે ૧૪૫૨ નું બીજું પાદ છે. હર્ષે પ્રા.કા. ભગિનીને. ૧૪૫૨ ત. અરજુનને સાથે; પ્રા.કા. અર્જુન સાથે. આવ્યા પ્રા.કાઃ— આવ્યા હરિ. ફા. માં ૧૪૫૧–૨ આમ છેઃ–"મેં એ કહ્યું તે વીધે કેહેજે બાઇ, માન વચન નીરધાર; એ વીધે શીક્ષા દીધી હરીએ, આવ્યા અતરપુર મોઝાર." ૧૪૫૪ એ જોડ સાથે પ્રા.કા. જેહ સાથે, છે.કડવું અઠ્ઠાવીસમું. ૧૪૫૫ત. શ્રી શારંગધરની સાથજી. આવ્યા...નાથજી–પ્રા.કાઃ "આવ્યા અવાસમાં હરિ ઝાલી હાથજી." ત્યાર પછીનું પાદ જોતાં, આ પાદ અયુક્ત લાગે છે. કારણ 'આવ્યા ઝાલી હાથજી' અને "હરિ છે સાથજી" થી સહગમનની પુનરૂક્તિ થાય છે. વળી આ દોષ ટાળવાને 'હરિ' નો અલ્પપ્રચરિત અર્થ 'અર્જુન' લેવો પડશે.

ચાલ.

" ક્રોધે પૂરી છે પટરાણી, રખે દેતી શાપ ! "
પછી ભેદ એક રચ્યો સહી, માર્ગ માંડે વિશ્વવ્યાપ.
બ્રહ્માની સૃષ્ટિ વિષે જે તેજ ત્રિભુવન,
તે મૂકીઊં અર્જુન વિષે પ્રભુ જગજીવન.
(ત્યારે) કાન્તિ થઈ અર્જુનની સૂરજકિરણ આકાર,
શકે અરક ઉદે થયો જાણે રાજભુવન મોઝાર.
પ્રથમ તો એ કહેવાય છે નરનારાયણ અવતાર,
તેવા માંહે વળી તેજ મૂકયૂં, થઈ રહ્યો ઝાતકાર.
સૂરજકિરણ વસુધાકર થયાં, અંગે મહા ઉદ્યોત,
પણ વિજળીના તેજથી, વિશેષ ઝળકે જ્યોત.

અર્જુનના કામોદ્દીપક શૃંગાર.

અનંગ જાયે માન મૂકી, દેખી અર્જુન ભૂપ,
દેવાંગનાને મોહ પમાડે, છે શોભા સાગર રૂપ.
મુકુટ મસ્તક મનોહર છે, શોભિતા શણગાર;
બાજુબંધ, બેરખા, પોંચી, સોહે મુગતાફળ હાર.
હેમમાળા મુદ્રિકા ઘણૂં તેજ કરમાં ઝળકે,
કટિબંધ શુભ રત્ન-કનકમય તે જ્યોતમાં ઘણું ચળકે,

---

૧૪૫૬ ત. પટરાણી છે. ૧૪૫૭ દેતી ફ્રા. દેતાં. ૧૪૫૮ વિશ્વવ્યાપ પ્રા.કા. આપ; ફ્રા. અતી આપ. ૧૪૫૯ જે૦-પ્રા.કાઃ શ્રી પ્રભુ શ્યામળ વર્ણ. ૧૪૬૦ મૂકીઊં પ્રા.ક્ર. મૂકયું. પ્રભુ૦ પ્રા.કાઃ શ્રી પ્રભુ અશરણ શર્ણ. ૧૪૬૧ પ્રા.કા. થઈ છે. સૂરજ૦ પ્રા.કા. સુવર્ણ કિરણાકાર. ૧૪૬૨ શકે૦ પ્રા.ક: શકે દ્વાદશ સૂર્ય ઉગ્યા રાજ—દ્વાદશ સૂર્ય ઉગ્યા એ વચનથી ભાવ વિશેષ પ્રગાઢ અને ભવ્ય થાય છે. ૧૪૬૩ પ્રા.કા. પ્રથમતઃ ૧૪૬૫ સૂરજ૦ પ્રા.કાઃ-સૂર્યકિરણ સમાન થયાં, પાર્થ અંગ—. સ્વીકૃત પાઠમાં સારી અલંકારછટા છે. ૧૪૬૬ પણ૦ પ્રા.કાઃ-વિદ્યુત કેરા તેજથી; ઝળકે પ્રા.કા. દીપે૦ ૧૪૭૦ પોંચી પ્રા.કા. માં નથી. સોહે૦ તઃ-મુગતાફળ આરોપ્યા હાર. ૧૪૭૨ શુભ૦ પ્રા.કાઃ સુભગ રત્ન કનક તેજ—. જ્યોતમાં ત.

બાવના ચંદન, અગર બહેંકે, કેસર, કપૂર, કસ્તૂરી,
અત્તર, ચૂઆ, ગુલાબશૂં વપુલેપને વાસ મધુરી.
મૃગમદ સહિત કેસરની અર્ચા શોભે ભાલ અર્ધ ઇંદુ;
કાને કુંડળ લળકે, ચળકે લાલ રત્નનાં બિંદુ.
વસ્ત્ર અમૂલક કૃષ્ણકૃપાથી કીધાં છે પરિધાન,
અંગે આભરણુ વસ્ત્ર શોભાથી રૂડા દીસે રાજન.

અર્જુન કૃષ્ણ અને સુભદ્રાનું દ્રૌપદી સાથે મિલન.

આગળથી ચાલે કૃષ્ણુ અર્જુન કર માંહોમાંહે ઝાલી;
પાછળથી સુભદ્રા રાણી ગાણેમાણે ચાલી.
મહા ક્રોધવશ પટરાણી બેઠાં છે જેણે ઠાર,
તેણે સ્થાનક આવિયાં અર્જુન, સુભદ્રા, ને મોરાર.
પ્રતિબિંબ તેજ પડે ઘણું ને કાન્તિ બહુ પ્રકાશ,
ઝગમગ જ્યોત રહી ઘણું ઉદ્યોત મધ્ય આવાસ.

અંજાયલી દ્રૌપદીની રીસનો ઊતાર.

દેખી દ્રૌપદી બેઠાં થયાં, માનુની પામી લાજ;
"બેસો બેસો મારા સમ છે", શ્રી હરિને કહે મહારાજ!
દ્રૌપદીના અંતઃકરણમાં જઈ વસ્યા શ્રી જગદીશ;

---

તેજ માંહાં. ૧૪૭૪ ગુલાબશૂં પ્રા.કા. ગુલાલ સહિત. વપુ૦-પ્રા.કા. વધુ સુગંધ બહેક મધુરી. ૧૪૭૫ ત. મૃગદલ. અર્ધ ત. અર્ગની; પણ લહીઆની ભૂલ છે. ૧૪૭૬ લાલ ત. માં નથી; ફા. કોટીમાં. ૧૪૭૮ ફા. રૂડા ૧૪૭૯ પ્રા.કા:-કૃષ્ણને અર્જુન કરમાં ઝાલી. ૧૪૮૧ જેણે ત. તેણે. ૧૪૮૨ આવિયા ત. ફા. આવ્યા. અર્જુન પ્રા.કા:-માં નથી. પ્રા.કા. દેવ મોરાર. અર્જુન૦ ફા. કૃષ્ણ અરજુન, સોભદ્રા છે સાર. તેજ ફા. માં નથી, પ્રા.કા. જે. ૧૪૮૫. માનુની૦-ત. પ્રા.કા નું પાઠાંતર-"મનની તે મૂકી લાજ." સ્વીકૃત પાઠ સ્ત્રીની સ્વાભાવિક લજ્જા અને પતિપ્રેમનો ભાવ દર્શાવે છે, તેથી સુગ્રાહ્ય છે. ૧૪૮૬ પ્રા.કા. ની પ્રત બીજી:- "બેસો બેસો મારા સ્વામી છો, શ્રીહરિને કહે મહારાજ." શ્રીહરિને પ્રા.કા. ફા.

તેણે કરી પટરાણીની તવ ઊતરી સહુ રીશ.
જલઅંજલિ દ્રૌપદીએ નાંખી દીધી, દેખી અર્જુન નાથ;
પ્રણામ કરીને રહી ઊભી, અબળા જોડી હાથ.
સતી વિમાસેઃ "ઘણે દિવસે આવ્યો મારો સ્વામી."
ક્રોધ તજી, સ્તુતિ કરે અબળા, મનમાં લજ્જા પામી.

દ્રૌપદીનો લજ્જાથી પશ્ચાત્તાપ અને કામપરિતાપ.

"હું અબુધ અબળા, બુદ્ધિ થોડી, નીચ નારીનો અવતાર;
મારા કંથ! સદા કુશળ રહો, લક્ષ કરો તમો નાર."
વહાલપણું સતીને આવ્યું–"કોમળ મારો કંથ
ઘણે દિવસે વનથી આવ્યા, સાધુશિરોમણિ સંત."
વિરહ વાધ્યો, રાણીએ જઈ, દીધું આલિંગન,
પાંચાલીને ભુજ ભરી ભેટ્યા, ભાવ ધરી અર્જુન.
પારથ દેખી પટરાણી, પામ્યાં મન આનંદ;
સતીશ્રાપથી અર્જુનને એમ રાખ્યા શ્રી ગોવિંદ.

સુભદ્રાનું દ્રૌપદીને નમન.

પછી સુભદ્રાજી પાસે આવ્યાં, મનમાં હર્ષ ન માય,
કર જોડી કીધી પ્રદક્ષિણા, નમ્યાં રાણીને પાય.

વલણ.

નમ્યાં જઈ પટરાણીને, પગે લાગણું ઘણું કરે રે,
સુભદ્રા શીશ હાથ મૂકી, સતિ આશિષ ઉચ્ચરે રે.

---

શ્રી હરિ. ૧૪૮૭ ફા. શ્રી હરિ દ્રુપદીના—. ૧૪૮૮ તવ પ્રા.કા. ફા. માં નથી. સહુ ફા. મન. ૧૪૯૧ ઘણે ત. ચેણે. ફા. આવ્યા મારા. ૧૪૯૪ કરો ફા. વરો. ૧૪૯૫ સતીને આવ્યું પ્રા.કા. અતિશે વ્યાપ્યું. ૧૪૯૬ ત. ઘણાં. ૧૪૯૭ પ્રા.કા. મેહે. પ્રા.કા ફા. રાણીને. ૧૪૯૯ ત. માં 'મન' નથી. પ્રા. કા. પાર્થને. પામી. ૧૫૦૦ પ્રા.કા. ત્યાં એમ. ૧૫૦૨ ફા. નમી. ૧૫૦૩ પટરાણીને ત. ફા. પગે રે. પગે૦ પ્રા.

## કડવું ૨૯ મું.

રાગ સામેરી.

દ્રૌપદીએ સુભદ્રાને આપેલાં પાંચ વરદાન.

દ્રૌપદી વાણી વદે: "અભિલાષ તારે હ્રદે;
તમો વરદાનને માગો, લાજ સર્વ પરિત્યાગો "

ચાલ.

"લાજ મૂકી માગો વર," સતી એમ બોલ્યાં વાણ રે.
તેણે સમે બોલ્યાં સુભદ્રા જોડીને બેહુ પાણ રે.
પ્રદક્ષિણા કરી સતીની, સુભદ્રા વલતાં વાણી વદે રે:
"બાઇજી! એક આરત પૂરજો, અભિલાષ છે મારે હ્રદે રે.
એક વાર વર મુજ આપીએ," એમ કહે સુભદ્રાય રે.
(ત્યારે) સતી કહે છે: "શીઘ્રે માગો, જે મન ઇચ્છા થાય રે."
"પ્રથમ વર એક આપિયે મા! નિત્ય તમારૂં દર્શન રે,
તમ ચરણની સેવા વિષે સદા સ્થિર રહો મુજ મન રે.
બીજે વર આજ્ઞા તમારી નવ લોપૂં દિન ને રાત રે.
તમારા હેતની કરૂણા સદા દિયો મુજને માત રે.

---

કા. 'પગે લાગ્યાં લગ્ગું કરી રે.' પ્રા.કા. ઉચ્ચરી રે. કડવું ઓગણત્રાસમું. ૧૫૦૫ પ્રા.કા. હોય તારે. ફા. તે વરદાનને માગ; લાજ સરવ પરિત્યાગ; પ્રા કા:–" તે વરદાનને માગો લાજ તજીને હ્રદે." પણ ઉપરની પંક્તિ જોતાં "માગો" પછી જે તેને મળતો અનુપ્રાસ જોઇએ, તે પ્રા કા. ની પંક્તિમાં નથી તેમ આ પંક્તિમાં "હ્રદે" નો અર્થ "હૃદયમાંથી" પરાણે કરવો પડશે. ચાલ પ્રા.મ. માં 'ઢાળ' છે. ૧૫૦૭ વાણ પ્રા.કા. વાણી. ૧૫૦૮ પાણ પ્રા કા. પાણી. ફા. માં પહેલું ચરણ પડયું છે. ૧૫૦૯ વાણી ફા. મુખ. પ્રા.કા. ને ફા. માં 'વલતાં' નથી. ૧૫૧૦. આરત પ્રા.કા. ને ફા: "આશા." "આરત" માં આતુર માગણીનો ભાવ ઠીક રહેલો છે. ૧૫૧૧ મુજ પ્રા.કા. માં નથી. ૧૫૧૨ ફા. ઇચ્છાય. જે ફા. તમો. ૧૫૧૪ પ્રા. કા રહે. ૧૫૧૬. હેતની પ્રા.કા: "હિતની." હિતની કરૂણા કેવી

ત્રીજે વર તમ પાસે રાખો સેવાને હું દાસ રે;
ધર્મથી મતિ ચળે નહીં, એ માગ્યાની મુજને આશ રે.
ચોથો વર કો દિવસ માતા ! ન કરવી તમારે રીસ રે,
અપરાધ મારા ક્ષમા કરવા, જે હોયે અહરનિશ રે."
એવાં સુભદ્રાનાં વચન સૂણી, સતી કહે: "તૂં ધન્ય રે.
એ સર્વ હો તારે વિષે, વળી માગ બીજૂં વચન રે."
ત્યારે સાધુ મુદ્રા સુભદ્રા મુખ મધુર બોલે સ્વર રે;
મહા દીન વાણી મુખ વદે, જોડી બન્ને કર રે:
"હે માતાજી ! જો કૃપા કીધી મુજ ઉપર આજ રે,
તો સર્વથા હોય પુત્ર મારો તેહ પામે રાજ રે."

પ્રપંચી વરયાચનાથી દ્રૌપદીનો ક્રોધ.

એવૂં સાંભળી થઈ સતી રોષે જાજૂલમાન રે,
સુભદ્રાનૂં વચન સુણતાં શરીરે રહી નહીં સાન રે.
ક્રોધે વાણી વદે વળતાં: "કોણે શિક્ષા દીધી તુને રે !
એવૂં માગવા તારે ગતિ કયાંથી ? જયારથ કહેજે મુને રે.
કોણે બુદ્ધિ આપી તુજને જેણે માગ્યું વરદાન રે ?

---

હશે ? પ્રા. કા. ના ટીકાકારને આમાં કાંઈ કેમ નહીં ખૂચ્યું હોય ? એમ લાગે છે કે એ લહીઆની ભૂલ હશે, અને ટીકાકારે તે ઠકાવી રાખી હશે ! દીઓ ત. પ્રા. કા. માં નથી. ૧૫૧૯ ચોથો પ્રા.કા. ફા. ચતુર્થ. તમારે ફા. પ્રા.કા. "તમો". ૧૫૨૦. જે હોય૦–પ્રા. કા: "જો જડે મુજમાં મિષ રે." પરંતુ માણસ ભૂલને પાત્ર હોવાથી હું કદાચ રોજ ભૂલ કરૂં તો પણ તમારે માફ કરવી, એ વધુ યોગ્ય છે. ૧૫૨૨ માગ ફા. માગો. ૧૫૨૩ પ્રા. કા. કરી, ફા. થઈ. ૧૫૨૪ ફા. વદે છે. ત ફા. બન્યો. ૧૫૨૪ જો ત. તમો પ્રા.કા. જો તમો. ઉપર પ્રા.કા. માં નથી, ત. અતિ ઘણી. ૧૫૨૭ રોષે ફા. પ્રા.કા. રીસે. ૧૫૨૮ રહી પ્રા.કા. માં નથી. ૧૫૨૯ તુને પ્રા.કા. તેહ. વળતા પ્રા.કા. મુખથી. ૧૫૩૦ તારે ફા. પ્રા.કા. તારી. કયાંથી ફા. પ્રા.કા. નહી. જયારથ ફા. પ્રા.કા. સત્યારથ. પ્રા.કા. કહે એહ રે. ૧૫૩૨ ત. મોહે શ્રી ભગવાન રે. ૧૫૩૧–બુદ્ધિ આપી પ્રા. કા: "જ્ઞાન આપ્યું" જેણે

હું જાણું છઉં જે તુજને શીખવ્યું છે માર્ગમાં ભગવાન રે
સુઝ કૃષ્ણના આપ્યા વિના તારે નવ આવે મન રે."

કૃષ્ણ પ્રતિ ક્રોધવચન અને અભિશાપ.

એવું કહીને કૃષ્ણશું પછી વદે ક્રોધવચન રેઃ
"કામણગારા કાળિયા! અલ્યા! હું તારી શત્રુ નથી રે. ૧૫૩૫
"મેં તારૂં શું વણસાડ્યું?" એમ ક્રોધશું બોલી સતી રે.
"તારા મનનું સર્વે જાણ્યું હેત હરિ! મેં આજ રે
પાર્થને પેસે ઘર માંહે, બહેન! કહી મહારાજ રે!
ભગિનિભ્રાતની પ્રીતિ તારી સરવે લહી મેં ફોક રે.
બેન તે સુભદ્રા ખરી, હરિ! હું તે લોકાલોક રે. ૧૫૪૦
હુલામણે બોલાવતો તું દૂર રહી ભગવંત રે,
સુભદ્રાને શીખવી ત્યારે જાણ્યું સર્વ વૃત્તાંત રે.
એ સર્વ તારાં સાચવ્યાં લક્ષણ, સુભદ્રાનો નથી વાંક રે;
ગજું એનું કેટલું? એ શું જાણે? બાપડી રાંક રે.
મારો વંશ ઉચ્છેદ કરવા, (તારી) જીહ્વા ચાલી સટક રે, ૧૫૪૫
મારા સરખું તારે થાજો, હજો ઉજળું ફટક રે.
સોળ સહસ્ર સ્ત્રી તારે છે ઘેર, સાઠ સહસ્ર સંતાન રે,
(પણ) હું સરખો થઈ બેસજે, તું અંતે શ્યામળવાન રે."

---

પ્રા.કાઃ 'માગ્યાનું', ફાઃ "માગતું." ૧૫૩૩ સુઝ પ્રા.કાઃ "મતિ." ૧૫૩૪ કૃષ્ણશું૦ પ્રા.કાઃ–"કૃષ્ણા (દ્રૌપદી) પછે શું." પરંતુ સ્વીકૃત પાઠ સહજ લાગે છે; કારણ હવે સુભદ્રા સાથે તેને વધુ બોલવાનું કાંઈ પ્રયોજન ન રહેતાં કૃષ્ણ સાથે બોલવાનું થાય છે. ૧૫૩૫ કાળિયા ફા. શામળા. ૧૫૩૭ હેત પ્રા. કા. માં 'હેજ' છે. ૧૫૩૬ બોલી પ્રા. કા. બોલે, ફા. બોલ્યાં. ૧૫૩૯ પેસે પ્રા.કા. ફા. બેસતો. ૧૫૪૦ તે ફા. તાહારે ૧૫૪૧ દૂર રહી. પ્રા.કા. "મુજને સહી". પણ "દૂર રહી" માં ભાવ ઠીક રહેલો છે. ૧૫૪૨ ફા. મેં જાણ્યું. ૧૫૪૩ નથી પ્રા.કા. નહી, ત. નથી કશો. ૧૫૪૫ સટક પ્રા. કા. ચટક. ૧૫૪૬ ત. માં 'હજો' પછું

એ શાપ સતીનો કૃષ્ણુને તું જનમેજય અવિચાર રે
સમુદાય સુત શ્રી કૃષ્ણના તે માટે થયા સંહાર રે. ૧૫૫૦

કૃષ્ણે દ્રૌપદીને સંતોષી.

ક્રોધ દેખી સતીનો શ્રી કૃષ્ણ કરે છે ઉપમા રે:
"અપરાધ જે હોય મારો તે, પાંચાળી! કરજો ક્ષમા રે.
એ માંહે વાંક મારો નથી બાઈ! ભવિષ્ય ભાયેગની રતિ રે,"
વિનયવચન વિવેક કહીને સંતોષી પ્રભુએ સતી રે.

વલણ.

સતી સંતોષી શામળિયે અંતઃપુર મોઝાર રે; ૧૫૫૫
સુભદ્રા ને અર્જુન હરખ્યાં હવો જયજયકાર રે.

---

## કડવું ૩૦ મું.

રાગ મેવાડો.

સહુપત્નીઓના વિનોદ અને ટોળ.

વૈશંપાયન બોલિયા સૂણ જનમેજય રાય!
પાંચાળી પ્રસન્ન હવાં હરખ સરવને થાય.

ચાલ.

સુભદ્રા અર્જુન હરખ્યાં નારી બન્ને સાથ.
પારથ એમ સપ્રેમે ઊગર્યો, જો કૃપા પૂરણ જગનાથ. ૧૫૬૦

---

છ. ૧૫૪૭ સાઠ ફા. આઠ ૧૫૪૯ ત. કૃષ્ણ. ૧૫૫૦ શ્રી કૃષ્ણના ફા. ચતુ. ૧૫૫૪ પ્રભુએ ફા. તઃ "દ્રોપદી". "સંતોષી"૦-ફા. "સમજાવી દ્રોપદી સતી રે." કડવું ત્રીસમું. મેવાડો-પ્રા કા. માં "ધનાશ્રી" રાગ છે. ચાલ પ્રા. કા. માં ઢાળ છે. ૧૫૫૮ પ્રસન્ન૦ ફા. પર હરખ તે સરવેકોને મન થાએ રે. ૧૫૫૯ પ્રા.કા. ફા. "સાથ છે". ૧૫૬૦ કૃપા૦ પ્રા.કા. "કૃપાળ શ્રી જગનાથ છે" પૂરણ ત.

પછી પાર્થ ઘણૂં સુખ પામ્યો રામા, રાજ્યવિલાસથી,
દ્રૌપદી સતી, સુભદ્રા બેહુ અળગી નવ થાયે પાસથી.
બન્ને સ્ત્રીમાં પ્રેમ ઘણો છે, રમે, જમે, ને સાથે સુએ;
કંથ ઉપર હેત રાખે, માંહોમાંહે સુખદુઃખ કહે.
એક દિન અર્જુન સભા ગયા છે બન્ને સ્ત્રી બેઠી મળી.
અતિ હાસ કરતી માંહો માંહે, વિનોદ મન માંહે રળી.
"કહો બાઈ! તમે કેમ વર્યા?" અન્યોઅન્ય વારતા કરે,
વચન સાંભળી દ્રૌપદીનાં સુભદ્રા શૂં ઉચ્ચરે:?

સુભદ્રાનો પોતાના લગ્નનો ઇતિહાસ.

"અર્જુને અતીતનૂં સ્વરૂપ લીધૂં, મહંત, સંન્યાસી થયા,
ગોમતી સંગમ તીર્થ કરવા, આવી તે દ્વારિકા રહ્યા.
એક દિવસ અવધૂતને ભોજન ભ્રાત ભિક્ષાને લાવિયા,
ત્યારે મેં ત્યાં સ્વરૂપ દીઠૂં, મન મારે ભાવિયા.
મનમાં મેં નિશ્ચય કર્યૂં જો વરૂં તો એને વરૂં;
(પછી) ઉત્સવ જાતાં નાથજીએ હરણ તે વન માંહે કર્યૂં.
મુજ નિમિત્ત ભ્રાતે યુદ્ધ કીધૂં જદુ હાર મનાવિયા.
સંગ્રામ રણ જિતી કરીને (પછી) વરી મુજને લાવિયા.
સંસાર માંહે થઈ વારતા સુભદ્રાનૂં હરણ થયૂં,

---

માં નથી. ૧૫૬૧ પામ્યો ફા પામીઆ, પ્રા. કા પામ્યા. રામા ત. રામ; પણ લહીઆની ચૂક હશે. ૧૫૬૩ સાથે સુએ પ્રા.કા. "સુખે રહે." ૧૫૬૫ ત. દિવસ. સભા પ્રા. કા. ફા. સભા માંહાં. ૧૫૬૭ વારતા પ્રા.કા. "વાતો." વર્યાં ત. પધાર્યાં; પણ તે યોગ્ય નથી. ૧૫૬૯ મહંત–પ્રા. કાઃ "મહાન્"; પરંતુ 'મહંત' માં 'સાધુ' નો ભાવ છે. ૧૫૭૦ કરવા ફા. નાહાવા. ૧૫૭૧ પ્રા. કાઃ–"એક સમે અવધૂતને ઘેર બાંધવ ભિક્ષા લાવીયા" ફા. માં બીજું ચરણ પડયું છે. ૧૫૭૨ ફા. માં પહેલું ચરણ પડયું છે. ૧૫૭૪ "વન માંહે" ફા. ને પ્રા. કા. 'મા-

જે વર્યા મુજને ધનંજય, વૃત્તાંત મેં તમને કહ્યું.
હવે બાઈ! કહો તમે કેમ વર્યા?", સુભદ્રા વાણી વદે,

દ્રૌપદીનો લગ્નનો ઇતિહાસ.

"તે સાંભળવા પટરાણીજી! અભિલાષ છે મારે હદે."
(ત્યારે) દ્રૌપદી કહે: "પિતા મારે સ્વયંવર મંડાવિયો,
દેશદેશના મહારાજ આવ્યા, જાણુ ભૂપતિને થયો.
નવખંડના નરપતિ મલિયા; સ્વર્ગવાસી દેવતા,
સ્વયંવર સાંભળી તે આવ્યા, ત્રણે ભુવનમાં જે હતા;
મારા પિતાએ પણ પોકયું:–'મત્સ્યવેધ જે નર કરે,
(તો) સર્વથા દ્રૌપદી પુત્રી જઈને તે વરને વરે,
પછી, સર્વ રાજા ઉઠિયા કોણે મત્સ્ય વેધાયો નહીં,
(ત્યારે) પિતા મારે એમ જાણ્યૂં જે કન્યા કુંવારી રહી;
પછી પાંચ પાંડવ જ્યાં હતા અર્જુન ત્યાંથી ઉઠિયા,
સાન કીધી સામજો (ત્યારે) ધસી સ્તંભ પાસે ગયા.
પાવક ધનુષ્યને પ્રણમીને પછી મત્સ્ય વેધ્યો બળ કરી,
બહુ સુભટ બળિયા દેખતાં, મેં વરમાલ જઈ કંઠે ધરી;
(ત્યારે) જોદ્ધા બળિયા ઉઠિયા, સંગ્રામે સામા આવિયા,
મહામોટા અતુલ બળિયા સર્વ ભૂપ હાર મનાવિયા;
મુખભંગ સર્વે કર્યા શત્રુ, જિત તે દળ માંહે ફરી.

---

રગમાં'. ૧૫૭૮ તમને ફા. માડી. વર્યા ફા. વરી. ૧૫૭૯ વદે ફા. એમ વદે. ૧૫૮૦ અભિલાષ પ્રા.કા: "અતિ ઇચ્છા" ત. અભિષેક. ૧૫૮૧ મંડાવિયો ત. મંડાવઉ; જૂના રૂપનો સંસ્કાર લહીયાનો છે. ૧૫૮૨ થયો પ્રા.કા. ફા. થયું. ૧૫૮૫ પોક્યૂ ફા. પરઠયું. ૧૫૮૫-૮૬. પ્રા. કા. માં આ બે પંક્તિ આમ છે:—

"મારા ભ્રાત પિતા સહુ જોતાં પણ પૃથ્વીપતિમાં ધરે,
મત્સ્યવેધ જે કરે તેને સર્વથા દ્રૌપદી જઈ વરે."

૧૫૮૭ ત. ઉઠયા. ૧૫૯૧ ત. પ્રણામીને. ૧૫૯૨ બહુ પ્રા.કા. સર્વ. પ્રા.કા. મેં વરમાળા કંઠે ધરી. ૧૫૯૨ ત. આવયા. ઉઠયા. ૧૫૯૩ ત. મનાવયા. ૧૫૯૫ શત્રુ૦

(પછી) પિતા મારે પરણાવી, હું એ વિધિ પારથને વરી.
સ્વયંવરમાં હું વરી પૃથવીપતિ સહુ દેખતાં;
ત્રિભુવન માંહે હાક વાગી (જે) પાંડવ સાથ થયા છતા.
એવૂં બલ દેખી હું વરી, વળી પ્રાક્રમ મોટૂં કર્યૂં.

જોગીને મોહવાનું સુભદ્રાને મહેણું.

(પણ) સંન્યાસી જોગીને મોહી તૂં તેમાં શૂં દીઠું ખરૂં ?
જોગી અતીતને વરી અબળા રૂપ રૂડે વાન રે,
પણ જાદવને બુદ્ધિ કાંહાં સ્થકી ? હીનજાત શૂં લહે જ્ઞાન રે ?
જો રાજ હોયે પૂરવનાં, તો ચાતુરી જાણો તમો,
જેને તેને વરતાં હીંડો, જોગી તારે મન ગમ્યો.
તેમાં તે બળ તેં શૂં શુભ દીઠૂં ? વિભૂતિ અંગે ભરી.
(પણ) હૂં જાણૂં છઊં ભૂરકી નાંખી, અવધૂતે તુજને વરી,
તુજમાં એવડૂં જ્ઞાન ક્યાંથી ? ચતુર પુરૂષને ઓળખે;
જોગી સાથે ઉઠી ગઈ તૂં, જોની વિમાસી મન વિષે."
એવાં વચન કહ્યાં હાસ્ય કરતાં તે સુભદ્રાને સાલતાં;
સુભદ્રા મન દુઃખ આણે, વિનોદ–હર્ષે મહાલતાં

---

તઃ–થ તે જીતી કરી. ૧૫૯૬ પારથને પ્રા.કા. પાર્થ વેરે. ૧૫૯૭ હૂં ત. માં નથી. ૧૬૦૧ વરી–પ્રા.કા. "વર્યો" છે. પણ એમ લાગે છે કે કદાચિત છાપવામાં ભૂલ થઈ હશે. સુભદ્રાને 'અતીતને તું વર્યો' એમ કહેવાય નહી; કદાચિત્ 'અતીત તને વર્યો' એમ હોય તો તે સાર્થક થાય ખરૂં. ફા. 'વરો'; આમાં 'વરતાં ફરો'નો ભાવ સારો છે. ૧૬૦૨ ક્યાં થકી. ૧૬૦૩ જો...તો પ્રા.કા. ફાઃ–"જો રાજા હોયે પૂર્વના તો" એમ છે. આ પાઠનો સમન્વય બરોબર થતો નથી. "તમે જો રાજા પૂર્વના હોયે તો" એમાં ક્રિયાપદ "હો", નહિ કે "હોયે," હોવું જોઇએ. ૧૬૦૫ શૂં શુભ પ્રા.કા. ફા. શુંય. ૧૬૦૭ એવડૂં પ્રા.કા. એવું ચતુર પુરૂષને પ્રા.કા "ચતુર મૂર્ખને" છે. આ પાઠનો અર્થાન્વય તાણીતુસીને કરવો પડે છે; કોણ ચતુર અને કોણ મૂર્ખ, એ વિવેકભેદ તું સમજે, એ ભાવ સહજ નથી નીકળતો પણ કહાડવો પડે છે. ૧૬૦૮ જોની પ્રા.કા. ફા. જો. ૧૬૦૯ કહ્યાં

બન્ને રાણી વિવાદ કરે, (પણ) સુભદ્રા હારે સહી;
દ્રૌપદીના વિનોદ આગળ, સુભદ્રાની ગતિ નહી.
એક દિવસ અર્જુન સાથે, ઘરમાં સુભદ્રા એકલી મળી.

મહેણાંના ત્રાસથી સુભદ્રાની પતિને ફરીયાદ.

(ત્યારે) સ્વામીને સર્વે કહ્યું પટરાણાનું મોહેણું વળી:–
"સદા જાવ છો સભા, ત્યારે એ બોલ મુજને કહે:
"એ જોગને તું શું વરી"? એ વચન મુખથી ઉચરે;
"અપવાદ મુજને ઘણા બોલે, શું કહું સાંભળો નાથ જી?
વાક્ય રૂપી બાણ મારે, શી કહું તમને વાત જી?
માટે કંથજી! એવું કરો, જે મન એનું ઉતરે."

સુભદ્રાની ખાતર અર્જુનનો સાધુવેષ.

સુભદ્રાને ધીરજ આપી, પછી અર્જુન શું કરે?
દ્વાર આવી સભા કીધી, દુંદુભી દધું સહી;
સુભટ સર્વે આવિયા ત્યાં સૈનની સંખ્યા નહી,
અશ્વ, ગજ, રથ, સાંઢ વાહન, અંબાડી સાંપ્રત કરી;
સુખપાલ, ચપર, વીંજણા, નેજા ધ્વજા સહી ફરહરી,
ચતુરંગી સેના, સ્વાર, પાળા ગીત ગુણીજન ગાય છે.
પંચ દુદુભી સ્વર પચ: 'અર્જુન મુનયા જાય છે,"

---

પ્રા કા. ત. કહે; આ પાઠ લેતાં નિત્ય નિત્ય આવાં મેહેણાં દ્રૌપદી મારતી એવો અર્થ લેવો પડે છે. ૧૬૧૨ વિનોદ પ્રા.કા. ફા વિવાદ. ૧૬૧૪ સ્વામીને ત. સ્વસ્થ ચિત્તે. પટરાણીનૂ–પ્રા કા. "પરણ્યા ૧જુ". ૧૬૧૫ એ૦–પ્રા. કા ફા." હાસ્ય એ મુજને કરે" ૧૬૧૬ એ૦ પ્રા.કા. ફા:–' તેમા શું હીડું બળ ખરે'. ફા.મા 'બળ' ને બદલે 'સ્વરૂપ' છે. ૧૬૧૭ ત ઘણો. ૧૬૧૮ વાએક પ્રા કા વાકય. ૧૬૧૯ માન ત. મન. ૧૬૨૦ પ્રા. કા: ધૈર્ય આપ્યું ૧૬૨૨ ત. આવ્યા. સેન ફા. ત. સૈન્યા. ૧૬૨૪ વીંજણા પ્રા કા. વ્યંજન. નેત ત. માં ગાર નેં શબ્દ છે. ૧૬૨૫ ફા ગાએ છે. ૧૬૨૬ પંચ૦ પ્રા.કા. પંચ શબ્દ દુંદુભી. કહેવરાવીયું ત. કેહેવરાવરૂ, ફા.

દાગે એમ ડંબક કરીને રાણીને કહેવરાવિયૂં:–
બન્ને બીને કહ્યૂં સેવકે, જે અરજુને મુખ કહાવિયૂં.
અંતઃપુરમાં જઈ કહ્યું:–"જે અર્જુન મૃગયાને ગયા."
સેન સરવને આજ્ઞા કરીને પાર્થ અંતર્ધાન જ થયા.
પછી સ્વરૂપ લીધૂં પૂર્વનૂં અવધૂત સંન્યાસી હવા,
વિભૂતિ અષ્ટે અંગે ચોળી દ્રૌપદી મોહ પમાવવા;
પીતાંબરનો કાછ વાળ્યો, આભૂષણ અંગે ધર્યાં,
મૃગચર્મ ઓઢ્યૂં, પામરી ધરી, તિલક દ્વાદશ શુભ કર્યાં;
અર્ધચન્દ્ર ત્રિપુણ્ડ ભાલે, તિલકબિન્દુ શોભે વળી.
આભૂષણ અંગે શોભતાં, જે ગિરિ ચળકે વિજળી!
વિજયાપ્રેમથી આંખ રાતી, જટાએ કલગી ઝળકતી,
તોરા મૂક્યો હેમનો, રહી સેર કર્ણે લળકતી;
રત્નજડિત રૂદ્રાક્ષમાળા, હેમમય હાથે કડાં,
બીજાં આભૂષણ શોભતાં, જાણે વિશ્વકર્માનાં ઘડ્યાં.
વિભૂતિ ગોળો ઝોળી ખાંધે, હાથમાં પીછી ગ્રહી,

---

કહેવડાવીરૂ, પ્રા. કા કહાવીયું ૧૬૨૮ કહ્યં સેવકે ત. જેને કહેજે. પ્રા કા:— "મુખ સારૂં આજે જાઉં મૃગયા, (જઈ) પરિજને દુઃખ ઉપજાવીયું". અહીં પાઠનો ગોટાળો છે, તાત્પર્ય સ્પષ્ટ છે. પણ ઉક્તિ નિર્માલ્ય છે. ૧૬૨૯ ત. "તેણે અંતઃપુરમાં—" ફા મૃગયાએ. ૧૬૩૦ સેન પ્રા. કા સેવક ૧૬૩૧ સ્વરૂપ પ્રા. કા. રૂપ હવા–પ્રા કા. મા "થવા" છે. ૧૬૩૨ દ્રૌપદી૦–પ્રા. કા. "સુભદ્રાની લાવી દયા" એમ છે. અલબત્ત સુભદ્રાની દયા ખાતર તેણે આમ કર્યું એ ભાવ યોગ્ય છે, પણ દ્રૌપદીને મોહ પમાડી માનભંગ કરવા ખાતર પાછો સાધુવેષ ધર્યો, એ ભાવ વિશેષ યોગ્ય છે ૧૬૩૩ વાળ્યો ફા. કછો. ૧૬૩૪ ધરી ત માં નથી, ફા. 'છે'. ૧૬૩૭ ત. કલગીર વિજયા...રાતી ફા વિજ ઓપવાળી; પ્રા. કા. "વિજયા પ્રેમથી આવેશતા." આ પાઠ સ્પષ્ટ નથી તેમ તે કંઈ વર્ણનવિશેષ રજુ કરતો નથી. ૧૬૩૮ તોરો મૂક્યો હેમનો પ્રા કા. 'તોરો શીરે હેમને' ૧૬૩૯ ત. રૂદ્રાક્ષની માળા. ૧૬૪૦ વિશ્વકર્માનાં પ્રા.કા.

શંખ, શીંગી, સાથ લીધાં, વિવિધ વસ્તુ બીજી સહી;
(પછી) પાવડી ઉપર ચઢીને ધરવાડીમાં આવિયા,
સ્વરૂપથી મોહે ત્રિભુવન, અમરગણુ-મન-ભાવિયા,
જોવા અંતરિક્ષ અમર આવ્યા પાર્થના સ્વરૂપને. ૧૬૪૫
વિમાન ગગને રહ્યાં છે, સહુ જુવે અર્જુન ભૂપને.

દ્રૌપદીની વાડીમાં સાધુવેષે અર્જુન.

અવધૂત બાવો બન્યા પારથ વાડીમાં ઊભા જઈ,
દ્વારે વાડી માંહે દ્રૌપદી રમવા, પુષ્પ લેવાને ગઈ.
તેણે સમે દૃષ્ટિએ પડયો જોગી રૂપમાં મહંત છે,

'વિશ્વકર્માએ'. ૧૬૪૧ હાથમાં પ્રા. કા. મોરની ૧૬૪૪ પ્રા. કા. 'તે સ્વરૂપ જોઈ ત્રૈલોક્ય મોહે'. ૧૬૪૩ ચઢીને પ્રા. કા. ચઢયા પોતે. ત. આવયા. ત. ભાવયા. ૧૬૪૫ ગગને ફા. સ્વર્ગમાં. ૧૬૪૫-૬ ત. માં આ બે લીટીઓ લખવામાં લહીઆએ ગોટા બહુ કર્યા છે. ૧૬૪૭ દ્વારે વાડી ફા. દુવારવાડી, પ્રા.કા. ધરવાડી. ૧૬૪૮ અહીં પ્રા.કા. માં આ કડવું સમાપ્ત કરતાં વલણ તથા નીચેની કડી આપેલી છે:—

વલણ.

પુષ્પ લેવા ગઈ ગોરી જોગી જોયું રૂપ રે,
જન પ્રેમાનંદ વર્ણવે શું? નર રૂપ ભારે ભૂપ રે.

સ્વાભાવિક રીતે એમ લાગે છે કે પ્રસંગભેદ થતાં ચાલુ કડવું સમાપ્ત થઇ નવું કડવું નવીન પ્રસંગના સ્ફોટ સાથે ચાલુ થવું જોઈએ. પરંતુ સર્વત્ર આ રીતિ અનુસરાવી જ જોઇએ, એવો કાંઈ અબાધિત નિયમ પ્રાચીન કાવ્યકૃતિઓમાં પ્રવર્તતો જણાતો નથી. તેમ હોત તો આ આખ્યાનમાં જ સોળમું કડવું જ્યાં અર્જુન સાથે સંકેત કરવા કૃષ્ણ જાય છે ત્યાં વહેંચાવું જોઈતું હતું. પરંતુ તેમ થયું નથી. વળી આ જ કડવું ૧૬૧૯ પછી વહેંચાવું જોઇએ. આવા બીજા અનેક દાખલા પ્રસ્તુત તેમ જ અન્ય આખ્યાનમાંથી નીકળી શકે છે. તેથી અહીં કડવું બદલાવું જ જોઇએ, એ નિયમ ચુસ્તપણે લાગુ કરવાની કાંઈ જરૂર નથી. તેનું એક વિશેષ આંતરિક એ કારણ છે કે આ આખ્યાનના છેલ્લા કડવામાં જણાવ્યા પ્રમાણે કવિએ એકત્રીસ કડવાં લખ્યાનું જણાવ્યું છે. (જુવો લીટી ૧૭૨૫). તેથી જો પ્રા.કા.માં

(ત્યારે) પાસે જઈને પ્રણામ કીધો, (જેમાં) સકળ કળાનૂં વિત્ત છે. ૧૬૫૦

અર્જુનના પ્રલોભનથી ચળેલી દ્રૌપદી.

દ્રૌપદી મનમાં વિમાસેઃ "કૈલાસનો એ પતિ સહી,
સાક્ષાત્ શંભુ પધાર્યા છે, તેમાં કાંઈ સંદેહ નહીં."
જઈ, કરજોડી નમસ્કાર કીધો, મોહ મન પામી ઘણૂં,
"હો બાવાજી! બેસો આ, સ્થળ સ્થાનક છે તમ તણૂં.
"પ્રભુ! કાંહાં સ્થકી પધારિયા! વળી ક્યાંહાં જાશો તમો! ૧૬૫૫
આ સ્થાનકે કયમ કૃપા કીધી? જીવન! વચન એ પૂછૂં અમો."
(ત્યારે) બાવોજી કહેઃ "ગગનમાર્ગે હૂં જાતો હતો વહી,
આ શીતલ વાડી દેખીને મુજને જોવાની ઇચ્છા થઈ.
અંતરિક્ષથી હૂં ઊતર્યો, મનોહર સ્થળ દેખી કરી,

---

તોડયા પ્રમાણે આ કડવું સમાપ્ત ગણીનવું કડવું શરૂ થયેલું જાણીએ તો બત્રીસ કડવાં થાય છે. તે લીટીના કથનસંબંધમાં, પ્રા. કા. ત. અને પ્રા. કા. ની બીજી બે પ્રતો તેમ જ સંવત ૧૮૩૬ ની ફા. આદિ સર્વે પ્રતો સંમત છે. વળી બીજું એ કારણ કે—એ કે પ્રા. કા માં નવું કડવું શરૂ કરી, "મારૂ રાગ" આપેલો છે તો પણ સર્વ પંક્તિઓના થડકા તપાસતાં મેવાડો રાગ ચાલુ હોવાનું અને નહીં કે રાગ બદલાતો હોવાનું સમજાય છે. આથી અહીં કડવું મૂળ પ્રત તથા ફા.અનુસાર ચાલુ જ ગણેલું છે. ૧૬૪૯ ફા. માં આ પંક્તિ આમ છેઃ–"તેણે સમે જે જોગી રૂપ, મા-હંત છે શ્રીધ ચંત. રૂપમાં પ્રા.કા. જે રૂપમાં. મહંત પ્રા.કા. મોહિત; 'મહંત' માં મહંતના જેવો એવો ભાવ છે; જ્યારે 'મોહિત'માં પોતે મોહ પામેલો હોવાનું જણાવનારો ભાવ છે. ૧૬૫૧ પ્રા. કા. કૈલાસ નૃપતિ; તે ૧૬૫૦ ના વિત્ત' શબ્દ જોડે પ્રાસસગાઈ સારૂ યોજાયો છે. ૧૬૫૨ પધાર્યા છે ફા. વર સહી. ૧૬૫૪ આ પ્રા.કા. આંહી. આ ત. એ સરવ. ૧૬૫૫ પધારિયા ફા. કીરપા કીધી. ૧૬૫૬ જીવન૦ ફા. જીરે વીને વચન પુછું તમો; પ્રા. કા. તમને પૂછું છું અમો. 'જીવન' માં પ્રેમસૂચન સંબોધન અને ઉત્કટ છે. ૧૬૫૭ ગગનમાર્ગે ફા. ગગન-મંડલ; પ્રા. કા. સાંભળો આ મારગ. હૂં જાતો પ્રા. કા. જતો. પરંતુ અદ્ભુત રસની સામાન્ય જમાવટ માટે તેમ જ ૧૬૫૯ માં અંતરિક્ષથી ઊતર્યાનું તે જણાવે છે, તેથી સ્વીકૃત પાઠ યોગ્ય છે ૧૬૫૮ વાડી પ્રા. કા. છાયા ઠામ. ૧૬૫૯ અં-

આ રચના, સરવ નિરખી, હવડાં જાઉં છઉં પાછો ફરી.
અંતરિક્ષ મારૂં ધામ છે, જે શુભ સ્થળ રૂડૂં ભલૂં
બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર ઈચ્છે, સદા દર્શન એ તણૂં,
ઈંદ્રસદન, વૈકુંઠ ને કૈલાસથી શોભા ઘણી,
વિશ્વકર્મા ભ્રમે ભૂલ્યો, જોઈ રચના તે તણી.
દ્રૌપદી મન વિમાસે છેઃ "ધન્ય લીલા જોગને,
સંસારસુખ એ સરવ મિથ્યા, શું કીજે સુખભોગને?"

સાધુ અર્જુન સાથે દ્રૌપદીની નાશી જવાની તત્પરતા.

સતી મનમાં મોહ પામી, સાથે જવા મનસા થઈ,
તેણે સમે કર જોડીને એમ બાવા પ્રતિ વાણી કહીઃ
"સ્વામીજી! એક વિનતિ છે, અસત્ય હૂં નવ ઊચરૂં,
તેડો તો તમ સાથ આવૂં, સેવા તમારી હૂં કરૂં.
નિત્ય દર્શન કરવા તમારૂં, હરખ છે મારે રૂદે"
વચન સાંભળી સતીનૂં પછી, બાવોજી વળતૂં વદેઃ

સતી દ્રૌપદીની પતિસંબંધની ભાવના!!

"હૂં જગતના મનની વાત જાણૂં, તારે પંચ ભરતાર છેઃ

---

તરિક્ષથી૦—પ્રા. કા માં "અંતરિક્ષથી જોવા ઊતર્યો હું" ૧૬૬૦ પ્રા કા. જાઉં છું. ૧૬૬૧ જે૦ પ્રા. કાઃ 'જે સર્વ સ્થળે રૂડું ભલું.' શોભે ત. શુભ. ભણૂં ત. ભલું; 'ભલું' થી પુનરૂક્તિ થાય છે તેમ ૧૬૬૨ ના 'તણૂં' સાથે પ્રાસસગાઈ-માં છૂટું પડે છે; ફા. નો પાઠ યોગ્ય છે. ૧૬૬૪ ભૂલ્યો પ્રા. કા. ભૂલે; સ્વીકૃત પાઠ વસ્તુસ્થિતિ દર્શાવી અદ્ભુતતા જમાવે છે. ૧૬૬૫ ત. ત્યારે દ્રૌપદી—. જોગને પ્રા. કા. જોગની. ૧૬૬૬ પ્રા. કા. માં "શું કીજે ઇચ્છા ભોગની" એમ છે. સ્વીકૃત પાઠ વધુ સારો છે, કારણ કે ક્યાં યોગની વિભૂતિ અને ક્યાં સુખભોગ? અર્થાત્ આવા યોગ આગળ સુખભોગ શી વિસાતમાં છે, એ સર્વ યથાર્થ રીતે ફલિત થાય છે. ૧૬૬૭ મનસા પ્રા. કા તથા ફા. "ઇચ્છા" ત. ફા. જવાની. ૧૬૭૧ હરખ૦—પ્રા.કાઃ "હરખે છે મારૂં હદે." ૧૬૭૨ વળતૂં ત. પ્રા.

તેહને ઊવેખતાં રાણી! ખરે પાપ અપાર છે,
કથને ઊવેખિએ તો ભૂમિ જાય રસાતાલ રે."
દ્રૌપદી કહે: "બાવાજી! એ સરવ આળપંપાળ રે!!
મૃત્યુલોકમાં મારગ સરવ મિથ્યા, ગહન ગતિ સંસારની,
રહેંટમાલ કૂપ મધ્યે ભરે, ઢલવાયે, વાર નહીં.
મારૂં મન તો સર્વથા બાવાજી! તમ ચર્ણે વસ્યું,
પંચ કંથને પરહરી, જી તમારી સેવા માંહ્ય હું ધસું."
(ત્યારે) જોગી કહે: "શું કરૂં તુજને' પંચ તારે કંથ છે,
અન્યાય એવો કયમ કરૂં? એ અધર્મ મારગ પથ છે.
કદાચિત જો જાણશે તો યુદ્ધ મુજ સાથ કરે,
ઊવેખતાં તુજને પાપ લાગે, જો નિમાસી બુદ્ધિ શરે"

દ્રૌપદીનો પાપ–પુણ્યનો ખ્યાલ.

(ત્યારે) દ્રોપદી કહે: "કંથ પાંચે પરહર્યા મેં જાણજો.
પાપપુણ્ય પરિગ્રહ જાણો! વિશ્વાસ મનમાં આણજો.

---

કા. વહતા. ૧૬૭૩ પ્રા. કા. જગત મનની. જાણું ત જાણું છગે. ૧૬૭૪ રાણી પ્રા. કા. મહારાણી. ખરે ત. ઘણો, ફા. તે. ૧૬૭૫ ભૂમિ ત. ભુય ફા. ભૂતલ. ૧૬૭૭ માર્ગ સર્વ પ્રા. કા. "સગપણ". પરંતુ સ્વીકૃત પાઠમાં સંસારવ્યવહાર ચલાવવાના માર્ગ–પ્રણાલિકો રૂપ વ્યવસ્થિત વર્ણો તથા આશ્રમોનો સમાવેશ થતો હોવાથી તેમાં ભાવ વિશેષ રહેલો છે અને લગ્નના નિયમો અને બંધનો તેને અંગે જ સંસારીઓને આવશ્યક મનાયલાં છે. ૧૬૭૮ ભરે ફા. ફરી. ઢલવાયે૰ ત ઢળે વારો વારની; ફા. નો પાઠ ઉપર લીધો છે પ્રા. કા: "દેહ કાચના કૂંપાવત છે, ઢળતાં ન લાગે વારજી." સ્વીકૃત પાઠમાં અર્થગૌરવ સારૂં અને સ્થાને છે. સંસારચક્ર રહેંટમાળ સમાન જ ગણાય છે અને નવનવા સંબંધો થતા તથા જૂના તૂટતા હોવાનું કુદરતી રીતે સૂચવે છે. ૧૬૮૦ જી૰ ત. પ્રા. કા. તમારી સેવા માહે ધસૂં. ૧૬૮૨ ત. ફા. મારગ. ૧૬૮૩ જાણશે ફા. પ્રા. કા. જાણે. કરે પ્રા. કા. કરે સહી. ૧૬૮૪ બુદ્ધિશરે–પ્રા. કા. માં "બુદ્ધિમાં વહી". તુજને ફા. મુને. ૧૬૮૬ પ્રા. કા. 'પાપ પુણ્ય બ્રાહ્મણ

સર્વથા મારે આવવૂં, જ્યાંહાં તમારૂં રહેઠાણ છે;
જો મુને મૂકી જશો તો ઐયાં તજૂં પ્રાણ છે."
પ્રાણ તજવા બેઠી અબળા, કીધૂં મન દેહ મૂકવા.

સાધુવેષથી મુક્ત અર્જુનને જોતાં દ્રૌપદીની લજ્જા.

(ત્યારે) સંન્યાસીનો વેષ મૂકી, બાવોજી અર્જુન હવા.
મૂળ રૂપ ધર્યૂં ધનંજયે, તવ ભૂપતિ થયા સહી,
(ત્યારે) દ્રૌપદીએ સણગટ વાળ્યો, લજ્જાએ નીચૂં જોઈ રહી.
(એવે સુભદ્રા આવ્યાં અંતઃપુરથી, વાડીમાં વહેલાં ગયાં,
દ્રૌપદી અર્જુન દેખી, પ્રસન્ન ઘણૂં મનમાં થયાં
અર્જુને એમ છળ્યાં દ્રૌપદી સતીને વાડી માંહે સહી.
પછી સુભદ્રાને મીહીણૂં દેતી પાંચાલી નિશ્ચે રહી.

બે શોક્યનો સંપીલો સંસાર.

પછી બન્ને રાણી હરખશૂં ઘણૂં પાર્થની સેવા કરે,
પાગે લાગી પરવરે તે, અંતઃપુર માંહે સંચરે.

---

તણા' છે. વિશ્વાસ૦–પ્રા.કા. "વિશ્વાસ મન નવ આણજે" આમા "નવ" એટલે 'નહીં' શબ્દથી અર્થ તદ્દન ઉલટાઈ જાય છે. દ્રૌપદી બાવાને વિશ્વાસ આવે એમ બોલવા ઇચ્છે છે ત્યારે પ્રા કા. નો પાઠ એ વિશ્વાસ લઈ લેવાનું કહે છે, માટે તે અયોગ્ય છે આ માટે ટીકાકારને તે ખૂચ્યું નહીં હશે ? કદાચિત્ 'પાપ-પુણ્ય' લાગે એવી માન્યતામાં વિશ્વાસ રખે મૂકતા, એવો ભાવ ટીકાકારે લીધો પણ હોય તેમ હોય તો તે અયુક્ત નથી. ૧૬૮૭ મારે પ્રા. કા. મેં. તમારૂં૦ પ્રા. કા: તમારો ઠામ. ૧૬૮૮ જશો પ્રા. કા. જાશો. તજૂં૦ ફા. હું તજું આ પ્રાણ; પ્રા. કા. આ તજું મારા પ્રાણ છે. ૧૬૮૯ અબળા પ્રા. કા. ફા. બાળા. તજવા ત. જવા. ૧૬૯૦ સંન્યાસીનો પ્રા. કા. સન્યાસનો. વેષ ફા. ભેખ. ૧૬૯૧ ધનંજયે પ્રા. કા. "ધનંજયનું". અહીં છઠ્ઠી વિભક્તિ અયુક્ત છે. નવું વાક્ય હોવાથી કાણે ધર્યું, એ કર્ત્તાની આકાંક્ષા 'ધનંજય'થી પૂર્ણ થાય છે. તવ ત. પ્રા. કા. તે. ૧૬૯૩ એવે સુભદ્રા૦–પ્રા.કા:–" એટલે સુભદ્રા આવીઆં." ૧૬૯૫ સતી-ને પ્રા. કા. તે સતી; ફા. સતી. ૧૬૯૭ ઘણૂં પ્રા. કા. ઘણી; ત. માં નથી.

(પછી) સેવા કરતી સ્વામીની સુભદ્રા મન નિર્ભય થઈ,
પણ દ્રૌપદીની આજ્ઞા માંહા રહે છે અબળા સહી.
દ્રાપદીને સુભદ્રામાં પ્રેમ વાધે નિત્ય ઘણો,
પ્રીત ઘણી છે માંહોમાંહે (જેમ) અમૃતરસસિંધુ તણો.
વૈશંપાયન બોલિયાઃ સુણ જનમેજય રાજન રે!
કહેતાં પાર પામૂં નહી હૂં ચરિત્ર જે અર્જુન રે.

વલણ.

ચરિત્ર અર્જુનનૂં બહુ પરાક્રમનો મહિમા ઘણો રે,
વદે વિપ્ર પ્રેમાનંદ ભાવ સાથે શ્રોતાજન શ્રીહરિ ભણો રે.



## કડવું ૩૧ મું

રાગ ધનાશ્રી.

પાર્થનો મહિમા અને અન્ય પરાક્રમો.

ઋષિ એમ બોલ્યા સાંભળો રાયજી! પાર્થ મહિમા કહ્યો ન જાય જી
જેને કરૂણાસિંધુ સહાયજી, જશ કીર્તિ જગતમાં થાય જી.

---

૧૬૯૮ પરવરે તે ત. ફા. પરવરી. સંચરે ત. ફા. સંચરી. ૧૬૯૯ કરતી પ્રા.કા. કરતાં; ફા. કીધી. મન પ્રા. કા. માં નથી. ૧૭૦૦ પ્રા.કા.:–"તે દ્રૌપદીની આજ્ઞામાં રહે વરમતિ અબળા તે સહી." ૧૭૦૧ પ્રેમ૦–પ્રા.કાઃ–'પ્રેમરતિ વાધે ઘણી'. ૧૭૦૨ તણો પ્રા. કા. તણી. ૧૭૦૩ પ્રા.કાઃ 'રે' નથી. ત. બોલયા. ફા. માં ૧૭૦૪ પ્રા. કા. ફા. માં 'રે' નથી. ૧૭૦૫ બહુ પ્રા. કા. વળી; ફા. બહુ બલ. પ્રા. કા. ફા. પરાક્રમ. ઘણો પ્રા. કા. અતિ ઘણો. ૧૭૦૬ પ્રેમાનંદ–ફા. 'વલણ.' શ્રી ત. સહુ. કડવું એકત્રીસમું. ધનાશ્રી ફા. રાગ રામશ્રી. ૧૭૦૭-૮ ત. માં માત્ર આ એક જ પંક્તિ છેઃ–"ઋષિ એમ બોલ્યા સાંભળો રાયજી, જેને કરૂણા શ્રી હરિ સાહજી." પરંતુ પાછલું વલણ જોતાં આ પંક્તિમાં કોઈ અર્થ પુનરૂક્તિકર નથી અને ચાલનાં આરંભનાં વચનો વિચારતાં કાંઈક પડ્યું હોય એમ સ્પષ્ટ સમજાય છે, તેથી તે સ્વીકારેલી નથી. ૧૭૦૭ સાંભળો રાયજી પ્રા.કા. પાંડવ

ચાલ.

જશ મહિમા થાયે જગત માંહિ, જેને સહાય સારંગપાણુ જી,
અર્જુનને કરુણા અતિ કીધી કેવળ પુરૂષ પુરાણુ જી.
અર્જુન વનવાસ થયો પૂરણ, વર્ત્યો જયજયકાર જી
બ્રહ્મજ્ઞ શાપ ઊતર્યો અર્જુન, વર્યા વન બે નાર જી.
ચિત્રાંગદા ને સુભદ્રા બેહુ વરી વનિતા વન જી,
બભ્રુવાહન ચિત્રાંગદાસુત, સુભદ્રા અભિમન્યુ જી.
પંચ તીર્થથી ગ્રાહ ઉદ્ધારી, પામી મૂલગાં ઠામ જી.
ઈંદ્રસભા વિષે તે આવી, જ્યાંહાં પોતાનૂં ધામ જી.
નારદવચને પૂર્ણ પ્રતિજ્ઞા પારથે સહુ પાળી જી,
(પછી) અગ્નિનૂં અજીર્ણ ટાળ્યૂં, ખાંડવ વન પ્રજાળી જી.
મય દૈત્યને બળતો રાખ્યો, તેણે સભા રચી આપી જી;
અગ્નિએ બે ભાથા આપ્યા, ગાંડિવ ધનુષ્ય સ્થિર થાપી જી.
પછે પાર્થ થયા મન નિર્ભય, કૃપા અશરણશરણ જી:
વૈશંપાયન કહે જનમેજયને: "પૂર્ણ થયૂં સુભદ્રાહરણ જી.
આદિ પર્વની કથા અતિ ઉત્તમ, અર્જુનનાં ચરિત્ર જી,

---

શયજી; ફા. વૈશપાયજી. પારથ૦ ફા. પ્રા.કા. માં આ પાઠ છે. ૧૭૦૮ કરૂણાસિંધુ ત. ફા. કરૂણા શ્રી હરિ. જશ૦ પ્રા.કા. નો પાઠ; ફા:-શ્રોતાજન લાગો જશ મ· હીમાએજી ચાલ પ્રા.કા. ઢાળ. ૧૭૦૯ જેને સહાય.-પ્રા. કા. માં "જેની સાથે". આ કડવામા પ્રા.કા. તથા ફા. માં દરેક પંક્તિને અંતે "જી" પૂરક શબ્દ નથી. પણ ધનાશ્રીમાં 'જી' આવશ્યક ગણાય છે, અને ત. માં છે. ૧૭૧૦ પુરૂષ૦- પ્રા કા. ફા. "બ્રહ્મપુરાણ." ૧૭૧૧ પુરાણ પ્રા.કા. "સંપૂરણ," ફા. પરિપૂરણ. ૧૭૧૩ બ્રહ્મજ્ઞ ફા. વેહેદલ, ત. બ્રેહેમલ, પ્રા.કા. બ્રાંડળ. ઊતર્યો ફા. પ્રા.કા. ઉતાર્યો. વન પ્રા કા. ત. વન માંહાં. ૧૭૧૪ વનિતા ત. ફા. વિનતા. વરી પ્રા કા. વર્યા; ફા. વરો. ૧૭૧૫ મૂલગાં ફા. મૂલગો; પ્રા કા. મૂલનો. ૧૭૧૬ પ્રા.કા. છે ધામ. ૧૭૧૮ ટાળ્યૂં પ્રા.કા. ટાળીયું. ૧૭૧૯ દૈત્યને પ્રા.કા. દાનવને. ૧૭૨૦ ગાંડીવ ફા. ત. ગાંજીવ. ધનુષ્ય ત. ધનુષની; ફા. ધનુષને સ્થિર ફા. માં નથી. ૧૭૨૧

શુદ્ધ મને જે સાંભળે તે પ્રાણી થાય પવિત્ર જી."

### કાવ્યપ્રબંધ અને આત્મનિવેદન.

કડવાં એકત્રીસ, પદ પ્રબંધ છે આઠસેં પત્રીસ જી;
રાગ રાગણી, ચાલ જુજવી, દેશી છે છત્રીસ જી.
સંવત્ સત્તર અઠ્ઠાવન વર્ષે, ફાલ્ગુન માસે નિધાન જી,
શુક્લ પક્ષ દશમી ગુરૂવારે પૂર્ણ થયું આખ્યાન જી,
સૂર્યપૂર તાપી દક્ષિણ તટ, ત્યાં કવિએ કર્યો વિશ્રામ જી,
શ્રી ગુરૂચરણકૃપાથી પામ્યો. જ્ઞાનરત્ન મહા ધામ જી.
સૂર્યપૂરમાં કથા કરી, ગુરુ ગોવિંદના વિસ્તાર જી,
ચાતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણ વર્ણ ન્યાતિ સાર જી.
અંબાજીનો દાસ નિરંતર વિપ્ર પ્રેમાનંદ જી;
સરસ્વતીની પૂર્ણ કૃપાથી થયું આખ્યાન પદબંધ જી.

### કવિનાં વિનયવચન અને આખ્યાનનું શ્રુતિફલ.

સ્નેહે કથા જે સાંભળશે બાળક વૃદ્ધ, નરનાર જી,
તેને કૃપા કરે શ્રીકૃષ્ણજી. જીવન જગદાધાર જી.

---

નિર્મંય પ્રા.કા. નિશ્ચે. તે પ્રા.કા. માં નથી. ૧૭૨૩ નાં પ્રા.કા. કેરૂં. ૧૭૨૫ આઠસેં પત્રીસ ત. પ્રા.કા. નો પાઠ; ફા. આઠશેં ચાળીસ નિધાન. ૧૭૨૫–૨૬ આ બે પંક્તિ ત. માં ૧૭૦૭-૮ બાજી આવે છે પણ તેમાં લહીઆએ ચૂકથી ક્રમફેર કરેલો સમજાય છે. ૧૭૨૬ તથા ૧૭૨૭ મહત્વની એ બે લીટી ફા. માં ઉતારેલી નથી. ૧૭૨૮ ફા. સોમવારે. ૧૭૨૯ વિશ્રામ ફા. વાસ. ૧૭૩૦ જ્ઞાન૦– "પ્રસેક જ્ઞાનજી". પણ તે ઘણી જ કુંઠ છે. તેથી પ્રા. કા. નો પાઠ ઉપર સ્વીકાર્યો છે. ફા. માં 'પામું જ્ઞાનપ્રકાશ' ૧૭૩૧ કથા કરી પ્રા.કા. કથા કવી; ફા. પુરણ કીધું. ત. વિસ્તારી. પ્રા કા. ફા. વિસ્તાર. ૧૭૩૨ ત. ને ફા. મા આ પક્તિ ઉપર પ્રમાણે જ છે.વર્ણ૦–પ્રા.કા૦ 'મંદ મતિ અવિચાર જી'. ૧૭૩૩ નિરંતર ફા. નિર્મળ 'વિપ્ર પ્રેમાનદ' ફા. 'વિપ્ર વલ્લભ નિધાન'. ૧૭૩૪ પદબંધ૦ પ્રા.કા: "થયો પદ્યબંધ પૂર્ણાનંદ". થયું ફા. કરૂં. ૧૭૩૫. સાંભળશે પ્રા. કા. ફા.

કહે કવિતા નિમિત્ત માત્ર છઊ, કરનાર શ્રી ભગવાન જી,
શ્રોતાજન કો ખોડ માં દેશો, કહી કથા બુદ્ધિનિધાન જી.
એકમનથી જે કો સાંભળે, એ સુભદ્રાનૂં હરણ જી,
તેને કૃપા કરે અવિનાશી, સ્વામી અશરણશરણ જી. ૧૫૪૦
શુભમસ્તુ, કલ્યાણકારી જય મંગલ હરિનૂં નામ જી,
લક્ષ્મીવરના પદને પામે, જે ગાય ગોવિંદના ગુણગ્રામ જી

વલણ.

ગોવિંદજી કૃપા કરે અંતર ધરી આનંદ રે
કર જોડી કહે વિપ્ર પ્રેમાનંદ હરિજન ભણો ગોવિંદ રે. ૧૭૪૪

ઇતિ શિવમ.

શુભમસ્તુ.



"સાંસળે". ૧૭૩૭ ફા. હું નિમિત્ત. કરનાર પ્રા.કા. ફા. 'કરનારો" ઝ. ૧૭૩૮ શ્રોતા ફા. સંત. ૧૭૩૯ એ૬૦ પ્રા.કા. માં "એ કથા જે સાંસળે." પ્રા.કા. કર્તા મૂળ પ્રત માં ભાવ ઠીક રહેલો છે. ૧૭૪૩ પ્રા કા માં આ પંક્તિ આમ છેઃ—"ગોવિંદજી કૃપા કરે શ્રોતા સમજો મન રે." ત. ગોપીજન ગોવિંદજી—. ૧૭૪૪ ફા. માં આ પંક્તિ આમ છેઃ–' કર જોડી કહે વિપ્ર વલ્લભ, હરિ ભજો જન ગોવિંદ રે.' તઃ શ્રી હરિ ભણો હરિજન રે.

# ટીકા.

---

**હરણ**—( સં. હૃ=ધાતુ =પરાણે પકડી જવું. ) કન્યાને તેની રાજીખુશીથી, પરંતુ તેના પિતા આદિની સામા પડીને, કે તેની ઇચ્છા વિરૂદ્ધ પણ બલાત્કારે પોતાને ત્યાં વિવાહ અર્થે ઉપાડી જવી, તેને હરણ કહે છે. ધર્મશાસ્ત્રમાં વિવાહ આઠ પ્રકારના કહેલા છે. તેમાં ક્ષત્રિયને યોગ્ય ચાર છેઃ—આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ. ક્ષત્રિઓ બલસંપન્ન હોવાથી તથા સમાન કે ઉચ્ચ કક્ષાવાળાં રાજ્યો સાથે સંબંધ બાંધવાની અગર તો પ્રતિસ્પર્ધિ રાજાને નમાવવાની તેમને સ્વાભાવિક રીતે ઉત્કટ લાલસા હોવાથી તેમને માટે સ્વયંવર, હરણ આદિથી રાજકન્યા મેળવવાનો વિધિ યોગ્ય અને માનનીય ગણેલો છે. હરણનો સમાવેશ રાક્ષસ વિવાહમાં થાય છે. સ્મૃતિકાર મનુ તેનું આ લક્ષણ આપે છેઃ—

**हत्वा छित्वा च भित्वा च क्रोशन्तीं रूदतीं ग्रहात् ।**
**प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ।** અધ્યાય ૩. શ્લોક ૩૩.

કન્યાનાં સંબંધીઓને મારી નાંખી, તેઓનાં સૈન્યાદિનું છેદનભેદન કરી, રડતી અને ચીસો પાડતી કન્યાને રાજગૃહમાંથી બલાત્કારે હરી જવી, એ રાક્ષસ વિવાહ કહેવાય છે. સારાંશ કે રાક્ષસના જેવાં ક્રૂર કર્મો કરીને આ વિવાહ આદરાય છે; તેથી તે રાક્ષસ વિવાહ મનાય છે. કેટલીક વખત કન્યાની સાથે જવાની ઈચ્છા હોય છે તો તેને રડતી અને ચીસો પાડતી લેઇ જવી પડતી નથી. પણ ખુશીથી છે; જેમકે સુભદ્રાહરણમાં સુભદ્રા, રૂક્મિણીહરણમાં રૂક્મિણી અને દ્રૌપદીહરણમાં દ્રૌપદી. તેમ કેટલીક વખત કન્યાની સંમતિ સાથે તેનાં માતપિતાની પણ સંમતિ હોતાં તેમની સાથે પણ યુદ્ધસંગ્રામ આદરવાને અવકાશ હોતો નથી; પરંતુ પ્રતિસ્પર્દ્ધિ રાજાઓના ઈર્ષ્યાગ્નિને શમાવવા રક્તપાતનું પ્રયોજન રહે છે. આ સર્વ કારણોથી રાક્ષસ વિવાહ ક્ષત્રિયોને માટે માનપ્રદ અને યશસ્વી મનાયલો છે; કારણ તેમાં એક ક્ષત્રિયના ઉત્સાહ, બલ, શૌર્ય, ધૈર્ય અને સાહસની યોગ્ય કસોટી થાય છે. રામાયણ અને મહાભારત જોતાં સમજાય છે તેમ તે કાળે સ્વયંવર સામાન્ય વિવાહ-વિધિ લેખાતો હતો. પરંતુ સ્વયંવરણી કરવાના તત્ત્વ ઉપર કાલે કરીને અંકુશ મૂકાતો ગયો. પરિણામ એ આવ્યું કે, સ્વયંવરની પ્રથા, રાજાઓની પ્રતિસ્પર્ધા અને કન્યાએ રાજકુલોની પરસ્પર ઇર્ષ્યાગ્નિ તથા તેનોદ્વેષને અંગે, તેમ જ ખુદ કન્યાને પસંદ

પડતો ક્ષત્રિય તે જ કારણે પસંદ કરતાં અટકાવવાની તેના ભ્રાતપિતાદિ કે પ્રતિસ્પર્દ્ધિ રાજાઓની યુક્તિ અને દુરાગ્રહને અંગે, ધીરેધીરે લુપ્ત થવા લાગી અને હરણે તેનું સ્થાન લેવા માંડયું. તેથી જ શ્રી કૃષ્ણે હરણ કરવાનો માર્ગ અનુસરવા અર્જુનને પ્રતિબોધ્યો. મહાભારતમાં ભગવાન્ શ્રીકૃષ્ણ, અર્જુનને સુભદ્રા મેળવવાનો ઉપાય કહેતાં હરણ એટલે શું તેનો ખ્યાલ યોગ્ય રીતે નીચેના શ્લોકથી આપે છેઃ—

**स्वयंवरः क्षत्रियाणां विवाहः पुरुषर्षभ ।**

**स च संशयितः पार्थ स्वभावस्यानिमित्ततः ॥**

**प्रसह्य हरणं चापि क्षत्रियाणां प्रशस्यते ।**

**विवाहहेतुः शूराणामिति धर्मविदो विदुः ॥** આદિપર્વ અધ્યાય ૨૧૯ શ્લોક ૨૧-૨૩

ભાવાર્થ—હે પુરુષોમાં ઉત્તમ અર્જુન! ક્ષત્રિયોને માટે સ્વયંવર એજ વિવાહનો યોગ્ય પ્રકાર છે, પરંતુ સ્ત્રીનું ચિત્ત શૌર્ય કે પાંડિત્યની અપેક્ષા કરવા કરતાં આપાતતઃ રમણીય પુરૂષ નિરખી તેના ઉપર મોહી પડતું હોવાથી તેનું ઇષ્ટ પરિણામ આવવા વિષે સંશય રહે છે (તેમ ગર્ભિત આશય એ છે કે સ્વભાવ—ઇર્ષ્યા, તેજદ્વેષ, વૈરવૃત્તિ—થી કન્યાને સ્વયં ઇચ્છા અનુસાર જેટજેટલા યોગ્ય ક્ષત્રિયો હોય તે બધામાંથી વરણ કરતાં અટકાવતી હોવાથી તેમ ઉલટી અયોગ્ય પુરૂષને સ્વયંવરને નિમિત્તે ભ્રાતપિતાદિ આપી દેવાની યુક્તિ રચતા હોવાથી સ્વયંવરણ થવાનો હેતુ માર્યો જાય છે. આથી ક્ષત્રિયોને માટે તો પરાણે ઇષ્ટ રાજકન્યાનું હરણ કરવું, એજ પ્રશંસાપાત્ર માર્ગ ગણાય છે) ધર્મજ્ઞો હરણને જ શૂરોના વિવાહનો હેતુ ગણે છે. તેટલા માટે તું મારી કલ્યાણિની બેનનું હરણ કર; કારણ સ્વયંવરમાં એ શું કરશે અગર તેની વૃત્તિને યથેચ્છ અવકાશ વરણીમાં અપાશે કે નહીં, તે કોણ જાણે!

સુભદ્રાહરણમાં વર્ણિત પ્રસંગથી સમજાય છે તેમ બલરામનો આશય સ્વયંવર નિમિત્તે દુર્યોધનને સુભદ્રા પરણાવવાનો હતો. અને કૃષ્ણને તે યોગ્ય લાગ્યું ન હતું તેમ સુભદ્રાને પણ તે યોગ્ય વર થઈ શકે તેવી પાત્રતા દુર્યોધનમાં નહતી; અર્જુન સર્વથા યોગ્ય વર હતો. એ સર્વ કૃષ્ણ જાણતા હોવાથી તેમણે સ્વયંવરને બદલે હરણનો માર્ગ અર્જુન પાસે લેવરાવ્યો હતો.

## કડવું ૧ લું.

**મંગલાચરણ—समाप्तिकामो मंगलमाचरेत्** અર્થ સમાપ્તિની કામનાવાળાએ મંગલાચરણ કરવું, એ વિધિને કવિ અહીં અનુ-

સર્ગો છે. ૧-૮. આ પંક્તિઓ દ્વારા કવિ પોતાનાં ઇષ્ટ દેવદેવીને અને ગુરુને નમન કરે છે. શિષ્ટ ગ્રંથનો આરમ્ભ કરવા માટે મંગળાચરણના **आशीर्नमस्क्रिया वस्तु**, એ ત્રણ પ્રકારમાંથી, ગમે તે એક પ્રકારે મંગલ ગાવામાં આવે તેને મંગળાચરણ કર્યું કહેવાય. એ ત્રણ પ્રકાર આ છે: (૧) આશિર્વાદાત્મક, શ્રોતાઓને દેવની કૃપા થાઓ એવા આશિર્વાદ દેવા તે, **શાકુંતલ**માં કાળિદાસ કરે છે તેમ; (૨) નમસ્કારાત્મક, પ્રભુને નિર્વિઘ્ને કાર્ય આટોપવાની શક્તિ દેવા નમસ્કાર-પ્રાર્થના કરવી તે, કે જેમ પ્રેમાનંદે આ ગ્રંથમાં કર્યું છે તેમ અને (૩) વસ્તુનિર્દેશાત્મક, વર્ણવવાની વસ્તુનું સૂચન કરવું તે, કે જેમ **નળાખ્યાન**માં પ્રેમાનન્દે કર્યું છે તેમ. આમાંની કોઈએક રીતિથી મંગળાચરણ આરંભવાનો પ્રાચીન ગ્રંથકારોનો રવૈયો પડી ગયેલો જ છે. પ્રસ્તુત મંગળાચરણમાં નમસ્ક્રિયા દ્વારા કવિ, વિઘ્નરાજ ગણપતિ, બુદ્ધિપ્રેરક ગુરુ અને વાણીદાત્રી સરસ્વતી, એ ત્રણેને નમન કરી, વાણીનો ખળખળ પ્રવાહ અવિશુદ્ધ ચાલ્યો જાય અને ગ્રંથ સડસડાટ ચાલે તે માટે વિઘ્નો દૂર કરવા અને બુદ્ધિ પ્રેરવા વિનવે છે.

૧. **શ્રી** (સં. સંપત્તિ), ઐશ્વર્યવાન્ દેવ કે મહતી વ્યક્તિ કે મહાન્ ધર્મગ્રંથના નામની પૂર્વે તેના અંતર્હિત ઐશ્વર્યનું કે મહત્તાનું કે પવિત્રતાનું સૂચન કરાવવા વપરાતું પદ. **ગણપતિ** (સં. **गण**=સમૂહ. જગત્‌ની સંહારક મૂર્તિ, શિવના અનુચરોના સમૂહનો + **पति**, નાયક) શંકરનો મંગલકારી પુત્ર; તે બુદ્ધિનો પ્રેરક અને રિદ્ધિસિદ્ધિનો દાતા દેવ છે. કોઈ શુભ કામ, તેનું નામસ્મરણ કર્યા વિના થતું જ નથી; તેમ તેના નામનું સંકીર્તન કરનારને વિઘ્ન પણ નડતું નથી, એવી પરંપરાગત લોકમાન્યતા છે. જુઓ **ઓખાહરણ** પ્રેમાનંદકૃત કડવાં ૫-૬-૭

> મહાદેવે મસ્તક ચોઢિયું, વરદાન દીધું હાથ
> માહારે હાથે દુઃખ જ પામ્યો, મુજ પેહેલો પૂજાય.
> શુભ સમયે સમરણ કરે, તેહેનું સિદ્ધ કારજ થાય.

**ગુરુ**—શાસ્ત્ર પ્રમાણે, જે પુરુષ, વિદ્યાર્થીને સંસ્કારથી પવિત્ર કરી, વેદની વિદ્યા શીખવે તે; યાજ્ઞવલ્ક્યપ્રણીત મિતાક્ષરામાં ગુરુનું આ લક્ષણ આપેલું છે:— **स गुरुर्यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति ।** તે પછી ગુરુનાં લક્ષણ સંબંધી સામાન્ય માન્યતા નીચે પ્રમાણે પ્રસરેલી છે:—

> त्रिदलयति कुबोधं बोधयत्यागमार्थम्
> सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।

**अवगमयति कृत्याकृत्यभेदे गुरोर्यः**
**भवजलनिधिपोतस्त्वं विना नास्ति कश्चित् ॥**

ભાવાર્થ:—જે કુબોધને હણે છે, જે આગમ-વેદના અર્થનો સુબોધ કરે છે, જે સારી અને માઠી ગતિ વા માર્ગ તેમ જ પુણ્યપાપનો વિવેક સમજાવે છે અને જે કરવા તથા નહીં કરવા યોગ્ય કામોનો ભેદ મન ઉપર ઠસાવે છે, એવા હે ગુરૂ! તારા વિના ભવસાગરનું નાવ અન્ય કોઇ પણ નથી. સર્વેય ગુર્જર કવિઓ ગુરૂપૂજામાં અતીવ શ્રદ્ધા ધરાવતા હતા એ સુપ્રસિદ્ધ છે. **ગિરિજાય**—(**सं. गिरि**=હિમાલયથી + **जाता** ઉત્પન્ન થયેલી પુત્રી) પાર્વતી. અહીં ગિરિજાનો પુત્ર એવો અર્થ હોવાનો છે. કવિએ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય "નો" નો લોપ કર્યો છે, અને સ્વરોચ્ચાર માટે 'ય'કાર ઉમેર્યો છે. **સ્તવું** (સં. **स्तु**) સ્તુતિ કરૂં. સુત-સુતને. કવિતાના માપના બંધનથી કવિએ દ્વિતીયા વિભક્તિના પ્રત્યય 'ને' નો લોપ કર્યો છે. ૨. **વિઘ્નહરણ**—ગ્રંથ બાંધવામાં કોઇ પણ પ્રકારનાં નડતાં આગંતુક વિઘ્નોને હરી લેનારી. ગણપતિ, વિઘ્નનાશક અને બુદ્ધિપ્રેરક ગણાતો હોવાથી, વિઘ્નો દૂર કરવાની **વિનતિ કવિ** તેને કરે છે. **વાણી**—વચનોનો પ્રવાહ. ૩. **હંસવાહિની,** (હંસ જેનું વાહન છે તે) **સરસ્વતી** દેવી. હંસ, દૂધ અને પાણીનો, અર્થાત્ સારાનરસાનો વિવેક કરનારૂં પક્ષી, તેમનું વાહન ગણાય છે. વિદ્યા મનુષ્યને આવી વિવેકશક્તિ પ્રાપ્ત કરાવે છે, સત્ય અને સૌંદર્યનું ગ્રહણ કરાવે છે અને અસત્ય, દુર્ગુણાદિને ગ્રહાતા અટકાવે છે; તેનું સૂચન થાય છે. **દુર્મતિ,** (सं. **दु** = દુષ્ટ + **मति** = બુદ્ધિ) નઠારી બુદ્ધિ-વિચાર. **સરસ્વતિ,** વાણિદાત્રી દેવી. બ્રહ્માની પુત્રી. ૪. **ગૂઢપણું**, ઊંડી, **રહસ્ય** જાણનારી. કાલિદાસ આદિ કવિઓને **સરસ્વતીએ** કૃપા કર્યાનાં દષ્ટાંત ગ્રંથોમાં મોજૂદ છે. ૫. **સાર,** (સં. **सृ**=ગતિમાં મૂકવું) સહાયતા. ૬. **ઊતારો** (સં. **उत् + तृ** = તારવું) ઓળઘાવો. **પાર** (**सं पर**-જે અંતે છે તે) અંત; કવિતા રૂપી સરિતાનો સામો કિનારો, અર્થાત્ "આ કાવ્ય રૂપી નદી મને નિર્વિઘ્ને ઓળઘાવો." ૭. **હસિતવદની,** હાસ્યયુક્ત વદન=મુખવાળી **સરસ્વતી, શુક્લ** વર્ણની અને હીમના જેવા શુક્લ હાસ્યવાળી, ગણાય છે. **સ્મરણ**—(**सं स्मृ** = યાદ કરવું.) યાદગિરી. **श्रवणं कीर्तनं ध्यानं स्मरणं पादसेवनं** આદિ નવ પ્રકારની ભક્તિમાંનો ધ્યાનનો એક પ્રકાર. સરખાવો રૂકિમણી હરણ:—

હંસવાહિની, હસિત વદની, પુણ્યશાળી પ્રખ્યાત,
જે સ્મરે હરિવદની તને, તેને આવે ન ઉંચી આંચ. (કડવું ૧લું ૬-૭).

૮. **શુદ્ધ**-( સરસ્વતી નિર્દોષ હોઇને ) દોષ વિનાની. **સુભદ્રાહરણ**-અર્જુને સુભદ્રાના કરેલા હરણનું આખ્યાન. ૯. **મહાભારત**-અસંખ્ય આખ્યાનો અને ઉપાખ્યાનો સાથે ભારતના વંશનો ઇતિહાસ આપનાર, અતિ પ્રસિદ્ધ; વીરરસપ્રેરક, આકર મહાકાવ્ય ગ્રંથ. એક રીતે તે રાજ્યનીતિ, સંસારનીતિ, બ્રહ્મોપદેશ, તત્ત્વજ્ઞાનદર્શન આદિનો જ્ઞાનભંડાર કહી શકાય. પાંડુ અને ધૃતરાષ્ટ્રના વંશજો વચ્ચે હસ્તિનાપુરના રાજ્યાસન માટે થયેલી સ્પર્ધાઓ અને યુદ્ધનો ઇતિહાસ આ ગ્રંથ મુખ્યત્વે વર્ણવે છે. તેનાં ૧૮ પર્વ છે. શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ તેના આદ્ય ગ્રંથકાર-ગુંથનાર મનાય છે. **આદિપર્વ**-અઢાર પર્વમાંનું પ્રથમ પર્વ. એમાં પાંડવોના પૂર્વજોનાં તેમ જ પાંડવોનાં આદિ ચરિત્રો વર્ણવેલાં છે. **ચરિત્ર** (સં. चर्=ચાલવું) પરાક્રમ, આખ્યાન.

૧૦. **શુદ્ધ મને**-રાગદ્વેષ આદિ વિકાર કાઢી નાંખી ચોખ્ખા મનથી. ધર્મશાસ્ત્રનો એ વિહિત નિયમ છે કે, શુદ્ધ ચિત્તથી કરેલું કૃત્ય ઇષ્ટ ફળ આપે છે. **દેહ થાય પવિત્ર**-મહાપુરૂષોનાં ચરિત્રો સાંભળવાથી સર્વ કિલ્મિષનો નાશ થાય છે અને તેથી દેહ પાવન થાય છે, એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૧. **જનમેજય**-જે રાજાને ઉદ્દેશીને શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસના શિષ્ય વૈશંપાયને મહાભારત કહેલું હતું તે રાજા. એ અર્જુનના પુત્ર અભિમાન્યુનો પૌત્ર હતો. તેણે અશ્વમેધ યજ્ઞ કરવાનો વિચાર કર્યો ત્યારે શ્રી વ્યાસ મુનિએ આવીને વાર્યો કે—

" હે રાજન્ ! સમય બદલાયો છે તેથી તારે અશ્વમેધ યજ્ઞ કરવો નહીં. પણ તારાથી તે કર્યા સિવાય રહેવાશે નહિ. તેથી જો તું યજ્ઞહોમ કરે તો તેમાં તારે યુવાન બ્રાહ્મણોને નોતરવા નહીં. પરંતુ તે પણ તું કરવાનો. અને તેમ કરતાં જો તું યુવાન બ્રાહ્મણોને નોતરે તો ક્રોધ કરતો નહીં; પણ તેય તારે હાથે થશે; છતાં જો તારાથી ક્રોધી થઈ જવાય તો કાંઇ પણ વસ્તુ હાથમાં આવે તેફટી મારતો નહીં; પણ ભાવિ પ્રબળ હોવાથી તેમ થશે. સમય જતે વ્યાસ મુનિના કહેવા પ્રમાણે જ થયું. અશ્વમેધ યજ્ઞની પૂર્ણાહુતિસમયે રાજા જનમેજયની પત્ની વપુષ્ટમાએ મૃત અશ્વનું લિંગ હાથમાં ધારણ કર્યું. પરંતુ કામવાસનાથી અને જનમેજયનો યજ્ઞભંગ કરવાની લાલસાથી ઇન્દ્રે તે અશ્વલિંગમાં પણ પ્રવેશ કર્યો, અને તે હાલ્યું. આમ પોતાની પત્નીની નિર્ભર્ત્સના થતાં જનમેજય યજ્ઞીય બ્રાહ્મણો ઉપર ચીઢાયો; તેમને એમ લાગ્યું કે,

તેમણે અશ્વને બરોબર નહીં હણેલો હોવાથી આમ તેનામાં છત્ર આવ્યો. આમ સમજી તેણે એ બ્રાહ્મણો ઉપર ત્રામઠ છૂટું માર્યું અને તેણે ચક્ર રૂપ બની જઈને યજ્ઞમાં નિમંત્રેલા અઢારે બ્રાહ્મણોને મારી નાંખ્યા. પછી તેને ખબર પડી કે ઇન્દ્રની દુષ્ટ બુદ્ધિનું એ પરિણામ હતું. પરંતુ તેને અઢાર બ્રહ્મહત્યા લાગી તે લાગી જ. એ અઢાર બ્રહ્મહત્યાઓ ટાળવાને વ્યાસે તેને મહાભારતનાં અઢાર પર્વો સંભળાવ્યાં. પરંતુ એક કુશંકાથી એક બ્રહ્મહત્યા તેની ટળી નહીં. આવી આખ્યાયિકા છે. ( જુઓ હરિવંશ ભવિષ્ય પર્વ અધ્યાય ૩. )

૧૨. **વર્યા**–( **સં. વૃ** = પસંદ કરવું ) વરણ કર્યું. યજ્ઞ કરાવવા માટે પસંદ કરી તેમને પૂજન-અર્ચનથી યજ્ઞકાર્યમાં યોજ્યા. **દ્વિજરાય**–ઉત્તમ. પાત્ર બ્રાહ્મણો; અહીં 'રાય' પદ ઉત્તમતાનું વાચક છે. 'દ્વિજોમાં રાય.' ૧૨. **વળગી કાય**–કાયાને બાઝી, અર્થાત્ કોઢ રૂપે કાયા ઉપર દેખાઈ. બ્રહ્મહત્યાના પાપથી કુષ્ટ આદિ રોગ થાય એવું સ્મૃતિવચન છે. **મનુસ્મૃતિ**નો ૧૧ મો અધ્યાય જોવો. વળી જુઓ:-**ब्रह्महा क्षयरोगित्वं । चरक सूत्र ४३,** જનમેજયને અઢાર જાતના કોઢ વળગ્યાનું અને મહાભારતનાં અઢાર પર્વ સાંભળવાથી તે રોગની નિવૃત્તિ થયાનું કહેવાય છે. ૧૩. **અધર્મ**—( **सं. अ** = નહિ + **धर्म** ) ધર્મથી વિરુદ્ધ કર્મ. ૧૪. **શિર બેઠી**—મને લાગી. **કર્મ**–કર્મથી, કર્મ વડે; અહીં 'થી'નો લોપ કવિએ કર્યો છે. **એ**=એને. **છટીશ** ( **सं. छुट्** = કાપવું ) કાપીશ. આ અર્થ અનિશ્ચિત છે. છટીશ...**કર્મ**–એ પાપકર્મનું ફલ હું શી રીતે ભોગવી, તેમાંથી મુક્ત થઈશ. કર્યાં કર્મ પ્રાણીને ભોગવવાં પડે છે, એવો શાસ્ત્રનો સનાતન નિયમ છે. બ્રહ્મહત્યાનું પાપ અઘોર મનાતું હોવાથી અનેક જન્મે સુકૃત કરવાથી તેમાંથી ઉત્તરોત્તર જન્મે ક્રમે ક્રમે પ્રાણી છૂટો થાય છે. ૧૫. **ગયાની**–શી રીતે ટળે તે વિષે. **પેર**–રીતિ, યુક્તિ. ૧૭. **પરિક્ષિત—અભિમન્યુની સ્ત્રી** ઉત્તરાનો પુત્ર અને જનમેજયનો પિતા. **પાગ પખાળી**—( પ્રક્ષાલી ) ઋષિ કે પવિત્ર બ્રાહ્મણ ઘેર આવતાં તેનો સત્કાર કરવાને તેના પગ ધોઈ, આસને બેસાડી, અર્ઘ્યપાદ્યથી પૂજા કરવાનો નિયમ ગૃહસ્થને માટે શાસ્ત્રમાં કહેલો છે. **પવિત્રાસન**–( 'પવિત્ર'નું આસન ) દર્ભનું આસન. દર્ભમાં પાવન કરવાનો ગુણ મનાવાથી તેને 'પવિત્ર' ઉપનામ અપાયું છે. ૧૮. **અર્ઘ્ય**—( **सं. अर्ह्** = પૂજા કરવી ) દેવ કે પૂજ્ય પુરુષોના પૂજનની સામગ્રી સામાન્ય રીતે અર્ઘ્યમાં પાણી, અક્ષત, ગંધ અને પુષ્પ હોય છે. સર્વ એક પાત્રમાં

એકઠું કરી બ્રાહ્મણના હાથમાં રેડાય છે. **પાદ્ય**—પદ્=પગનો અંગુઠો ધોવાનું જલ.

**વૈશંપાયન**—વર્તમાન વૈવસ્વત્ મન્વતરનો ૨૮ મો પર્યય ચાલુ છે; તેના દ્વાપર યુગમાં, કૃષ્ણ દ્વૈપાયન નામના ૨૮ મા **વ્યાસ** થયા હતા. તેનો બીજો શિષ્ય વૈશંપાયન હતો. તે તૈત્તિરિ ઋષિના કુલમાં ઉત્પન્ન થયો હતો. ઈતિહાસકથા કહેવામાં તે વિશેષ વિખ્યાત ગણાયલો હતો.

**પરિક્ષિત**—( **પરિ**—ચારે કોર, **ઈક્ષ** જોવું. ) **અર્જુન**ના પુત્ર **અભિમન્યુ**નો પુત્ર; **જનમેજય**નો પિતા; તે ઉત્તરાના ગર્ભમાં હતો ત્યારે **પાંડવો**ના કુલનું નિકંદન કાઢવાની પ્રતિજ્ઞા **અશ્વત્થામા**એ દુર્યોધન સમક્ષ તેના મનોભિલાષને સંતોષવા લીધી હતી. એ પ્રતિજ્ઞા પાળવાને **અશ્વત્થામા**એ બ્રહ્માસ્ત્ર મૂકયું ત્યારે **કુંતા** માતાની પ્રાર્થનાથી **પાંડવ** કુલની પ્રતિષ્ઠાના નિભાવ અને તે બાલકના રક્ષણ અર્થે **શ્રીકૃષ્ણે** તેમાંથી તેને ગર્ભસ્થમાં જ ઉગાર્યો હતો. તે ગર્ભમાંથી બહાર આવ્યા પછી **પરિ**—ચારે કોર સહુના મુખ તરફ તાકી તાકીને **ઈક્ષણ**—નજર કરતો હતો, તેથી પરિક્ષિત કહેવાયો.

૧૯. **મુનિ**—સાધુ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં મુનિનું આ લક્ષણ આપેલું છેઃ—

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ अ २ श्लो. ५६.

દુઃખમાં જેનું મન ચિંતાતુર થતું નથી, સુખમાં જે સ્પૃહા રાખતો નથી, જેના રાગ, ભય અને ક્રોધ જતા રહેલા છે, એવા નિશ્ચય, બુદ્ધિવાળો પુરૂષ મુનિ કહેવાય છે.

**માઠું** ખરાબ કામ. ( અહીં વિશેષણનો નામ તરીકે ઉપયોગ થયો છે ). **બ્રહ્મર્ષિરાય**—બ્રાહ્મણો અને ઋષિઓમાં શ્રેષ્ઠ એવા મહાત્માઓ **સં** **ब्रह्म**—બ્રાહ્મણ **ब्रह्म जानाति ब्राह्मणः** બ્રહ્મ નિરાકાર પરમાત્માને જાણે તે બ્રાહ્મણ. **ऋषि ऋषति-प्राप्नोति सर्वान् मन्त्रान् ज्ञानेन पश्यति संसारपारं वा** સર્વ મન્ત્રોના રહસ્યને પ્રાપ્ત કરે વા જ્ઞાનશક્તિથી સંસારનો પાર જુએ તે **રાય**—એ શ્રેષ્ઠતા વાચક શબ્દ છે. ઋષિઓ સાત પ્રકારના છેઃ ૧ બ્રહ્મર્ષિ, ૨ દેવર્ષિ, ૩ મહર્ષિ, ૪ પરમર્ષિ, ૫ કાણ્ડર્ષિ, ૬ શ્રુતર્ષિ, અને, રાજર્ષિ. ૨૦. **નાસે** ( **સં. नश्**=મર્ણ પામવું. નાશ થવો. ) ભુસાઈ જાય. **ઉપાય કરો**—સાધન યોજો. ૨૧. **તેણી**, ( **વિશેષણ** ). કવિતામાં સ્ત્રીલિંગ વાચક 'તે' ને બદલે વપરાય છે. **વાર**—વેળા.

૨૨. **મહાભારત**, ( જુઓ ૯ મી પંક્તિની ટીકા ). **ઊતરશો**-( **सं. उत् + तॄ**= તરી પાર ઉતરવું. ) સંસારને સમુદ્ર રૂપ માનેલો હોવાથી તેના એક માથાવાળા કાંઠેથી સામા માથાથી રહિત બીજા કાંઠે, મૃત્યુ લોકમાંથી બ્રહ્મ લોકમાં જવું તે ભવ-પાર ઉતરવું કહેવાય છે. **अपारसंसारसमुद्रमध्ये निमज्जतो मे** (મણિરત્નમાળા) ૨૩ **પર્વ**, ( **सं पर्वत्** = ગ્રંથો સરકારી પેરાઈને પર્વ કહે છે ). **મ**હાભારતનો એક ભાગ, એવા મુખ્ય ૧૮ પર્વ છે.-૧ આદિ; ૨ સભા; ૩ આરણ્ય, ( વન ) ૪ વિરાટ, ૫ ઉદ્યોગ, ૬ ભીષ્મ, ૭ દ્રોણ, ૮ કર્ણ, ૯ શલ્ય, ૧૦ ગદા, ૧૧ સૌપ્તિક, ૧૨ સ્ત્રી, ૧૩ શાન્તિ, ૧૪ આશ્વમેધિક, ૧૫ આશ્રમવાસિક, ૧૬ મૌસલ, ૧૭ મહાપ્રસ્થાનિક અને ૧૮ સ્વર્ગારોહણ. ૨૪. **મહીપતિ**. (**सं. मह्** = માન આપવું. ) **मही** = પૃથ્વીના પતિ એટલે પાલન કરનાર; **पति–सं. पा**=પાલન કરવું. રક્ષણ કરવું **ઉદ્ધાર**-( **उद्–धृ** ઉંચે લાવવું ) મુક્તિ; સંસારસમુદ્રના પાપરૂપી બંધનમાંથી છૂટકા થવો તે. **સ્થકી**-થી, પંચમી વિભક્તિના 'થી' નું મૂળ; ( **सं. स्था** થવું. ): થકી, થકો એ પંચમીના જૂના પ્રત્યયો છે. ( જુઓ રા. બ. કે. કૃત **કાદંબરીની** ટીકા પાનું ૧૭૫ ).

૨૫. આ કડીથી કવિ, **મ**હાભારતના પહેલા પર્વથી આરંભી કથા શરૂ કરે છે પ્રસ્તુત કથા **આદિપર્વ**ના પેટાપર્વમાં એટલે **અર્જુનવનવાસ** પર્વમાં આપેલી છે. એટલે કવિ પોતાના સંપ્રદાય પ્રમાણે ત્યાં સુધીની **પાંડવોને** લગતી **સર્વ હકીકત** ટુંકમાં આપી જાય છે. **વંશાવલિ**-વંશની આવલિ. વંશમાંથી ઉત્પન્ન થયેલા પુત્રપૌત્રાદિકના નામોની ક્રમવાર સૂચિ અહીં છઠ્ઠી વિભક્તિના પ્રત્યય "ને" નો લોપ થયો છે. વંશાવલિનો વિસ્તાર, એમ જોઈએ. **વિસ્તાર**-ફેલાવ. ૨૬. **સોમવંશી** – **સોમ**–**ચંદ્ર**ના વંશથી ઉતરેલા **પાંડ**વાદિ **સૂર્યવંશી**-**સૂર્ય**ના વંશથી ઉતરેલા રાજાઓ, **રામ**ચંદ્રાદિ. ૨૭. **પૂર્વજ**—( **सं पूर्व** = પહેલા **ज**=જન્મેલો ) **વ**ડેરા **પાંડવ**--શાન્તનુ રાજાના પુત્ર **વિચિત્ર**વીર્યનો, તેની વિધવા ભાર્યા **અંબાલિકા**ને વિષે, નિયોગ દ્વારા **વેદ**વ્યાસથી ઉત્પન્ન થયેલો, ક્ષેત્રજ પુત્ર, **પાંડુ** રાજા. **તે** પિત્ત રોગી હોઈને **પાંડુ** કહેવાયો. **તેને** પાંચ પુત્ર હતા. તેમની ઉત્પત્તિ **કુંતિ** અને **મા**દ્રીથી થઈ હતી "સ્ત્રીસમાગમથી જીવ જશે" એવો શ્રાપ પાંડુ રાજાને મૃગયા કરતા મળ્યો હતો; તેથી તેની પત્ની **કુંતિએ** દુર્વાસા મુનિની કૃપાથી બાલ્યાવસ્થામાં મેળવેલા વરદાનને અંગે પતિની સંમતથી **ધર્મ**, **વાયુ** અને **ઈંદ્ર**ની ભાવનાથી યુધિષ્ઠિર , **ભીમ** અને

અર્જુનને અને માદ્રીએ બે અશ્વિનીકુમારોની ભાવનાથી સહદેવ અને નકુલને વનનિવાસમાં ઉત્પન્ન કર્યા એ પાંડુના ક્ષેત્રજ પુત્ર હતા આ ઉપરાંત કન્યા અવસ્થામાં કુંતિએ સૂર્યના કર્ણ (કાન) દ્વારા સમાગમથી 'કર્ણ' નામનો કાનીન પુત્ર ઉત્પન્ન કર્યો હતો. **કૌરવ**– કુરુ વંશમા ઉત્પન્ન થયેલા તે. વાસ્તવિક રીતે પાંડવો પણ કૌરવો કહેવાય, પરંતુ લક્ષણાથી ધૃતરાષ્ટ્રના પુત્રો-દુર્યોધનાદિના સંબધમાં એ પદ વિશેષે વપરાય છે. સાંપ્રત દિલ્હીની ઉત્તરનો પ્રદેશ કુરુ દેશ ગણાતો હતો. એથી કુરુ દેશમા રાજ્ય કરનારા તે કૌરવો ગણાયા. લૌકિક અર્થમાં દુર્યોધન આદિ ભાઈઓ કૌરવો ગણાય છે. શન્તનુ રાજાના પુત્ર વિચિત્રવીર્યનો, તેની વિધવા ભાર્યા અંબિકાને વિષે નિયોગ દ્વારા વેદવ્યાસથી ઉત્પન્ન થયેલો ક્ષેત્રજ પુત્ર ધૃતરાષ્ટ્ર. તે જન્મથી જ અંધ હતો; તેથી તે રાજપાટ માટે અયોગ્ય ગણાયો. તેની સાધ્વી પત્ની, ગાંધાર (કંદહાર) દેશના રાજા સુબલની પુત્રી ગાંધારીએ, દુર્વાસાની કૃપાથી સો પુત્રને સાથે સાથે જન્મ આપવાનું વરદાન મેળવ્યું હતું. તે પ્રમાણે તેણે સગર્ભાવસ્થા પૂર્ણ થતાં એક મોટા ઈંડાને જન્મ આપ્યો. તેમાંથી દુર્યોધનાદિ સો પુત્રો ઉત્પન્ન થયા. (અગ્નિપુરાણમા તેમ જ મહાભારત આદિપર્વ અધ્યાય ૧૧૫-૭ મા આ કથા સવિસ્તર છે ) **પરિવાર**. ( સં परि = ચારે કોર, वृ = ઢાંકવું ) વગેરે. ૨૮ **રાચ તને**, પાઠાંતરમાં નોંધેલી ટીકા જુવો **મોઝાર**—(હેમચંદ્ર દેશી मज्झार-सं. मध्यम् + अगार = ઘર.) કવિતામાં સાતમી વિભક્તિ "માં" ના અર્થમા વપરાતો સબંધયોગી અવ્યય. ૨૯. **લાક્ષાગૃહ**—લાક્ષ, લાખ આદિ વહેલા સળગી ઉઠે એવા પદાર્થોથી બાંધેલું ગૃહ; ગુરુ દ્રોણાચાર્યને, ઇચ્છિત ગુરુદક્ષિણા આપવાને અર્જુન આદિ પાંચ બાંધવોએ તેના મિત્રદ્રોહી સહાધ્યાયી પાંચાલ રાજા દ્રુપદને હરાવ્યો–એ કાર્યમાં દુર્યોધનાદિ કૌરવો નિષ્ફળ ગયા હતા. તેઓ પાંડવોના આ જિતથી ઇર્ષ્યાવાન થયા, તેથી તેમનો ભોડો સદાને માટે કાઢવા તેમણે વારણાવતમાં લાખનું એક મંદિર બંધાવરાવ્યું અને ઉત્સવ નિમિત્ત પાંડવોને ત્યાં મોકલી રાત્રિએ પુરોચન દ્વારા તે મંદિરને પાંડવો સમેત બાળી નાંખવાનો સંકેત રચ્યો. શાણા વિદુરજી આ સંકેત જાણતા હોવાથી તેમણે પાંડવોના ઉગારા માટે સાથીની તદબીર અગાઉથી જ સૂત્રધાર દ્વારા રચાવી, અને યુધિષ્ઠિરને તેના ભેદથી વાકેફ કર્યા. તેમ ચબરાક ભીમ પણ એ ગૃહમા પ્રવેશ કરતાં વેંત જ ગંધ ઉપરથી ચેત્યો અને દુર્યોધનનો એ છળ જાણી ગયો. પછી સમય સાધી, ભીમે જ દુષ્ટ પુરોચન સહિત એ લાક્ષાગૃહ બાળી

દીધું અને વિદુરજીની સૂચના અનુસાર આગળથી કરાવી રાખેલા ગુપ્ત ભૂમિમાર્ગે તે માતા અને ભાઈઓને ખભે અને કેડે બેસાડીને ગંગાતટે નીકળી આવ્યો. વિદુરની તદબીર અનુસાર હોડીમાં બેસી, તેઓ સર્વે પેલી પાર ઉતરી પડયા (આ કથા માટે મહાભારત આદિપર્વ પેટા પર્વના १४१–१५१ અધ્યાય જોવા) આ ગૃહની રચના મહાભારતમાં નીચે પ્રમાણે વર્ણવેલી છે:

નિપુણ શિલ્પશાસ્ત્રી પુરોચનને પૈસેટકે સંતોષી તથા સંકેત ગુપ્ત રાખવાને વિશ્વાસુ વચનો કહી, દુર્યોધને વારણાવત જવાની આજ્ઞા કરી અને કહ્યું કે:—

तत्र गत्वा चतुःशालं गृहं परमसंवृतम् ।
नगरोपान्तमाश्रित्य कारयेथा महाधनम् ॥
शणसर्जरसादीनि यानि द्रव्याणि कानिचित् ।
आग्नेयान्युत सन्तीह तानि तत्र प्रदापय ॥
सर्पिस्तैलवसाभिश्च लाक्षया चाप्यनल्पया ।
मृत्तिकां मिश्रयित्वा त्वं लेपं कुड्येषु दापय ॥

× × × ×

यथा च तन्न पश्येरन्परीक्षन्तोऽपि पाण्डवाः ।
आग्नेयमिति तत्कार्यमपि चान्येऽपि मानवाः ॥
आसनानि च दिव्यानि यानानि शयनानि च ।
विधातव्यानि पाण्डूनां यथा तुष्येच्च मे पिता ॥
यथा च तन्न जानन्ति नगरे वारणावते ।
तथा सर्वं विधातव्यं यावत्कालस्य पर्ययः ॥
ज्ञात्वा च तान्सुविश्वस्ताञ्शयानानकुतोभयान् ।
अग्निस्त्वया ततो देयो द्वारतस्तस्य वेश्मनः ॥

(આદિપર્વ—અધ્યાય १४४ શ્લોક ७-१८)

ભાવાર્થ:—તું વેગવાળાં ખચ્ચરો જોડેલા રથમાં બેસી આજે જ વારણાવત જા. ત્યાં જઈ નગરની પડોશમાં એક ચોખંડું અને ઘણું જ બંધીયાર મોટું મંદિર બંધાવ. વળી શણ, રાળ વગેરે વહેલા સળગે એવા સઘળા પદાર્થો તેમાં વાપરજે; અને ઘી, તેલ, ચરબી અને ખૂબ લાખ તથા લાકડાં અને તેનો વ્હેર વગેરે માટી સાથે

મેળવી, ભીંતો ઉપર તેનો લેપ કરાવજે. વળી ઘરના પેઠામાં ઘી, તેલ, ચરબી, લાકડાં એવી રીતે ભરી રાખજે કે જેથી પાંડવો કે અન્ય માણસો એમ કળી શકે નહીં, કે એ ઘર સળગે એવા પદાર્થોનું બનાવેલું છે. તેમાં દિવ્ય આસનો શય્યાઓ, વાહનો ઈત્યાદિની ગોઠવણ કરજે; જેથી અમારા પિતા ધૃતરાષ્ટ્ર પ્રસન્ન થાય...પછી પાંડવો નિશ્ચિત થઈને નિદ્રાવશ થાય ત્યારે તું આગલે બારણેથી એ મંદિરને સળગાવી મૂકજે.

સરખાવો પ્રેમાનન્દકૃત દ્રૌપદી સ્વયંવર–આદિ પર્વ ( કડવું ૯, આરંભ ).

પાંચ પાંડવ માટે પુરોચને ગ્રહ રચાવ્યાં વિશાળ રે. ૩૬
સુંદર રમ્ય સ્થલ અતિ સારજી, કનકપાત્રી હીરા અપારજી.
સાંકડી સંસાર દેખી મોહ પામે સહુ રે જી. ૧
મોહ પામે દેખતાં થયાં કામ એહવાં સાર,
હયશાળા ભલી શોભીએ, ગજશાળા વિચિત્ર અપાર. ૨
કનક કુંભી રચી રત્ને તેની શોભાનો નહી પાર,
ઝળહળાટ ગ્રહે થઈ રહ્યો, સુરજ કાંતવત્ ઝાતકાર. ૩
લાખ, શણ ભેળી ભીંત કીધી, ઉપર ચુનો જાણ
તે વાત જણાવી સૂત્રધારે, વિદૂરને નિરવાણ. ૪

**બાળ્યા**–સળગાવ્યા. દંતકથા એમ છે કે પુરોચને લાક્ષાગૃહને અગ્નિ સળગાવ્યો અને પાંડવોને ઉપાડીને ભીમ, વિદૂરે તૈયાર કરાવેલી સુરંગ દ્વારા ગંગાતટના પ્રદેશમાં નીકળી ગયો. પરંતુ મૂળમાં ફેર છે. પાંડવોએ જ વિદૂરની સલાહ અને સંકેત પ્રમાણે સુરંગ ખોદાવી હતી અને ભીમે જ અગ્નિ પ્રકટાવી, પુરોચન સાથે લાક્ષાગૃહને બાળી, સુરંગવાટે ગંગાતટે પ્રયાણ કર્યું હતું. ( જુઓ આદિ પર્વ અધ્યાય ૧૪૬ શ્લોક ૩૦; અધ્યાય ૧૪૭; ભીમે સળગાવ્યું અધ્યાય ૧૪૮, શ્લોક ૮–૧૦ ) દ્રૌપદી સ્વયંવરમાં ( કડવું ૧૦ કડી ૨૪–૨૭ ) પ્રેમાનન્દે પુરોચને અગ્નિ પ્રકટાવ્યાનું વર્ણવ્યું છે. પણ તે દંતકથા અનુસાર છે, મહાભારતને અનુસરતું નથી.

**૩૦ તાંહાં સ્થકી**–તેમાંથી. **પાળ્યા**–( સં पा = રક્ષણ કરવું; કારક पाल् ) ઉગાર્યા. કહેવાય છે કે “જેને રામ રાખે તેને કોણ ચાખે.” **રાખ્યા**–રક્ષણ કર્યું **ભગવંત**–છ પ્રકારનાં ઐશ્વર્યવાળા, પ્રભુ, **ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥** ( વિષ્ણુપુરાણ ) સંપૂર્ણ

ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્યવાળો. ૩૧. **શણગ**–સુરંગ, ભૂમિના ગર્ભમાંથી જવાનો છૂપો માર્ગ; તે દ્વારા પાંડવો લાક્ષાગૃહમાંથી ગંગાતટ ઉપર મોટા વનમાં જઈ પહોંચ્યા હતા. **ધર્મરાજન**—યુધિષ્ઠિર–(સં. युधि युद्धमां स्थिर = અડગ છે તે ) પાચ પાંડવોમાં જ્યેષ્ઠ; ધર્મરાજની ભાવનાથી, કુંતિને વિષે ઉત્પન્ન થયેલો પાંડુનો ક્ષેત્રજ પુત્ર. ૩૩. **હિડંબ**–હિડિંબ, લાક્ષાગૃહમાંથી ગંગાતટ ઉતરી જે મહાવનમા પાંડવો આવ્યા હતા તે એ હિડિંબ દૈત્યનું વન હતું. તેમના ભક્ષણ અર્થે હિડિંબે પોતાની બેન હિડિંબાબેનને ભીમ પાસે મોકલી પણ ભીમને પોતાનો અંગિકાર કરવા અને તે દ્વારા હિડિંબથી ઉગરવા સમજાવવા લાગી, તેટલામાં તો હિડિંબ ત્યાં આવ્યો અને ભીમ સાથે દ્વંદ્વ યુદ્ધ જામ્યું; અને હિડિંબ મરાયો. ( મહાભારત આદિ પર્વ, અધ્યાય ૧૧૫ ) હિડિંબા તે પછી ભીમને પરણી અને તેનાથી ઘટોત્કચ નામનો પુત્ર તેને થયો. **બક**–વૈત્રકીય વનનો, એકચક્રા નગરીને ઉજાડનારો, જટાસુરનો પુત્ર. એકચક્રા નગરીના લોક તેના સંહારમાંથી ઉગરવા દરરોજ વીસ વીસ ખાંડી અનાજ, એક એક પાડો અને એક એક મનુષ્ય તેને આપતા હતા. ભીમે તેને બ્રાહ્મણનો વંશ રાખવા માર્યો. ( મહા. આદિ. અધ્યાય ૧૬૩-૪ )

૩૬. **ધૌમ્ય**–દેવલ ૠષિનો નાનો ભાઈ. પાંડવોના પુરોહિત તરીકે લાક્ષાગૃહમાંથી નીસર્યા પછી વનમા તે સચર્યા હતા. તે દ્રૌપદીના સ્વયંવરમાં પાંડવોની સાથે હતા. **રાજાના**–( ખરી રીતે ) રાજાની પુત્રી દ્રૌપદીના. **સ્વયંવર** = ( सं. स्वयं= પોતે वृ = વરવું. ) ક્ષત્રિય રાજકુવરીઓની પોતાની જાતે વરને પસંદ કરવાની વિવાહપદ્ધતિ. એ માટે દેશદેશના રાજાઓ ઠાઠમાઠ સાથે એકત્ર થાય અને ભર સભામાં પરાક્રમ કે રૂપ જોઈ, તેની ખ્યાતિ અનુસાર કન્યા ઈષ્ટ વરને વરે. **ભાળ**–( सं. भल् = બોલવું ) ખબર, સમાચાર. ૩૭. **મત્સ્ય**—( શબ્દાર્થ–માછલું ) લક્ષ્ય. મહાભારતમાં "લક્ષ્ય" શબ્દ છે "...कारितं लक्ष्यमुत्तमम् । यन्त्र वैहायसं चापि कारयामास कृत्रिमम् ॥ (આદિપર્વ અધ્યાય ૧૮૪ સ્વયંવર પર્વ). આકાશમા કૃત્રિમ યત્ર દ્વારા એક કાંચન લક્ષ્ય ગોઠવ્યુ હતું. તે લક્ષ્યને તેના એક છિદ્રમાંથી બાણ પડે જે કોઈ ભેદશે તેને દ્રૌપદી વરશે, એવી દ્રુપદ રાજાની પ્રતિજ્ઞા હતી. અર્જુને તે લક્ષ્ય ભેદ્યો અને દ્રૌપદીને વર્યો. **અર્જુન**–અર્જુને; કવિતામાં ત્રીજી વિભક્તિને બદલે પ્રથમા વાપરવાની કવિઓને છૂટ છે. ૩૮. **કુંતામાતવચન**–માતા કુંતાના વચનથી. કવિએ પંચમીના પ્રત્યયનો લોપ કર્યો છે. મહાભારતમાં

( **આદિપર્વના-સ્વયંવર પર્વના અધ્યાય ૧૯૧** ) એવી કથા છે, કે સ્વયંવરમાં **દ્રૌપદીને** વરી, સ્પર્ધા કરનારા દ્વેષી રાજાઓને હરાવી, **અર્જુન** અને **ભીમસેન** કુંતા માતા પાસે કુંભારને ઘેર તેઓ ઉતર્યા હતા ત્યાં આવ્યા અને માને કહ્યું કે "અમે ભીક્ષા લઇ આવ્યા છીએ" (**भोक्षेत्यथा वेदयता नराग्र्यौ.**) ત્યારે કુંતાએ તેમની તરફ નજર ન કરતાં કહ્યું: (**प्रोवाच भुङ्क्तेति समेत्य सर्वे**) "સર્વેય મળીને તેનો ઉપભોગ કરો." માતાનું આ વચન પાળવાને પાંચે ભાઇઓ **દ્રૌપદીને** પરણ્યા.

સરખાવો **દ્રૌપદી** સ્વયંવર કડવું ૪૮ મું કડી ૧૭–૨૦ :—

આગળથી જઈ ઈંદ્રપુત્રે માતાને નામ્યું શીશ,
માતા આજ ભીક્ષા જડી, વારૂ તે કૃપા શ્રી જગદીશ. ૧૭
ત્યારે કુંતા કહે રે કુંઅર માહરા, મારે સરવે સરખા તન,
વેહેંચી લેજો સમ ભાગે, માની મુજ વચન. ૧૮
તવ ધર્મ શીશ્રે બોલીયા, માત ન પૂછો કાંઇ મર્મ;
રાજકન્યા પામ્યો અર્જુન, કેમ વહેંચી કરીએ અધર્મ. ૧૯
કુંતા કેહે માહરો દેહ તજૂં, જો વચન મિથ્યા હોય,
પાંચે બાંધવ વરો એહને, ટગર ટગર પાંચેય તે જોય. ૨૦

૩૯. **પહેરામણી**-કન્યાદાનમાં જમાઈ અને તેનાં સગાંને અપાતી ભેટો. **પરિવાર**—( **सं परि** = આસપાસ. **वृ** = ફરી વળવું. ) ચાકરાં, સેવકો વગેરે. ૪૦. **પ્રકટ**-( **सं प्र** = પ્રકૃષ્ટ-વિશેષ + **कट** = ગતિ કરવી ) પોતાના ખુલ્લા મૂળ રૂપમાં. લાક્ષાગૃહમાં પાંડવો બળી ગયા છે, એમ જ અગ્નિમાં દુર્યોધનને નચિંત રાખવાને, પાંડવો બ્રાહ્મણના વેષે ફરતા હતા. તેઓ એ જ રૂપમાં દ્રૌપદીના સ્વયંવરમાં આવ્યા હતા; અને વિજયી અર્જુનને બ્રાહ્મણ જાણીને જ ક્ષત્રિયો ચીડાયા હતા. હવે લગ્ન કરી તેઓ પાંડવ રૂપે જ ધૃતરાષ્ટ્ર રાજા પાસે આવ્યા અને રાજ્યભાગ માગ્યો.

૪૨. **ઇન્દ્રપ્રસ્થ**-વા શક્રપ્રસ્થ. દ્રૌપદીનો સ્વયંવર થયા પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને રાજ્યભાગ કરી આપ્યો. ખાંડવપ્રસ્થ નામના વનને અર્જુને બાળ્યું અને તે સ્થળે મય દાનવની સહાયતા ને કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે આપેલા મુહુર્ત પ્રમાણે શક્રપ્રસ્થ નગર વસાવ્યું. હસ્તિનાપુરથી કેટલે અંતરે આ નગર હતું તે મહાભારતમાં જણાવેલું નથી, પણ તે કુરુ દેશની રાજ્યધાની હતી, એમ જણાય છે. ( **આદિપર્વ**

અધ્યાય ૨૦૭ મો) આ નગરના પ્રેમાનંદકૃત સુંદર વર્ણન માટે દ્રૌપદી સ્વયંવર અવલોકો:—(કડવું ૭૧, ૧૦-૧૬).

ઈન્દ્રપ્રસ્ત નગર અતિ સુંદર સમુદ્રવત ગંભીર

સુરજ કોટ સમ પ્રભા ઝળકે, એ સ્થાન સદા રણધીર

અતિ શોભાઇત નગર છે, વાટિકાનો નહીં પાર

સદા કાલ ફુલી ફુલી છે, વનસ્પતિ ભાર અઢાર.

૪૩. **વન ચાલ્યા**-અહીં અર્જુનના ફરી વનવાસના સૂચન દ્વારા મૂળ સુભદ્રાહરણના વસ્તુના બીજનો નિક્ષેપ કરવામાં આવ્યો છે. **અશરણશરણ**—(**સં.** अ = નહીં + शरण = આશરો) જેને કોઈનું શરણ-રક્ષણ નહીં તે અશરણ; તેના શરણ એટલે રક્ષક અર્થાત્ રક્ષણવિહોણાના રક્ષક પ્રભુ, પરમેશ્વર, અહીં શ્રીકૃષ્ણ. ૪૪. **વનિતા,** (સં वन् = પ્રેમ ધરાવો.) પ્રેમ ધરાવનારી અર્થાત્ સ્ત્રી **ત્રણ**-મહાભારતના આદિપર્વ અર્જુન વનવાસ પર્વમાં માત્ર બે જ સ્ત્રી ઉલૂપી અને ચિત્રાંગદા અર્જુન સાથે વર્યાનું કહેલું છે; પણ કવિએ સુભદ્રાને ત્રીજી ગણી હશે. જુઓ "ચિત્રાંગદા અને સુભદ્રા બેહુ વરી વિનતા વનજી" ૧૭૧૩, પાનું ૧૨૨ મું ૪૭. **રામ-બલરામ. સહાય**-(સં. साहाय्य) મદદ કરનારા. ૪૮. **મન**-મનમા; સપ્તમીના પ્રત્યયનો, લાઘવને અર્થે લોપ **વિસ્મય**-(સં. वि = વિશેષે + स्मय = હસવું) આશ્ચર્ય. ૪૯. **મહિમાય**-(સં महत् = મોટું) પ્રતાપ. કવિતામાં અન્તના આકારાન્ત શબ્દો લખાતી "ય" ઉમેરવાની રીતિ છે.

૫૨. **વિપ્ર**-(સં. वप् = વાવવું, ઓરવું) બ્રાહ્મણ. વિપ્રનું મૂળ લક્ષણ એ છે, કે તે વેદપાઠી વિદ્યાવાન્ હોવો જોઇએ. (वेदपाठी भवेद्विप्र અથવા विद्यया याति विप्रत्वम्)

## કડવું ૨ જું.

૫૩. **શ્રવણ**-(સં. श्रु = સાંભળવું) કાને. અહિં "શ્રવણે"નો સપ્તમીનો પ્રત્યય લોપ કરવામાં આવ્યો છે. ૫૬. **પાવન**, (સં. पू = પવિત્ર થવું.) પવિત્ર. ૫૮. આ પંક્તિ દ્વારા હસ્તિનાપુરની ગાદીના હકદાર ધર્મિષ્ઠ પાંડવો પ્રતિ લોકનો પ્રેમ સૂચવાયો છે. **મુક્તા** = મોતી. (સં मुच्, मुक्त) **કુસુમ** = ફુલો. **વધાવ્યા** (સં. वर्ध्) સત્કાર કર્યો. ભક્તિના કે પ્રસન્નતાના ઉલ્લાસમાં ફુલ,

ચોખા કે મોતી ઉછાળી, પૂજ્ય કે પ્રિયનો સત્કાર કરવો તેને 'વધાવવું' કહે છે.
૫૯. **ધર્મરાજન**–યુધિષ્ઠિરને.

૬૨. **નારદજી**–**સ્વાયંભુવ મન્વંતરમાં** થયલા **બ્રહ્મા**ના દશ માનસ પુત્રોમાંના એક. એ દેવર્ષિ હતા. તેઓ વર્તમાન વૈવસ્વત મન્વંતરમાં શાપને અંગે ઋષિપુત્ર તરીકે જન્મ્યા હતા. તે નિત્ય બ્રહ્મચારી હતા. ભારત **શાંતિપર્વ** અધ્યાય ૩૭ માં તેની ઉત્પત્તિની કથા વર્ણવી છે. લિંગપુરાણાદિમાં તેની ઉત્પત્તિ જૂદી રીતે વર્ણવી છે. તે સંગીત શાસ્ત્રી હતા; તેઓ મનુષ્યોને ધર્મનો ઉદ્‌બોધ કરતા, એથી તેમનું નામ સાર્થ હતું. (**नरस्य धर्मं नारं**=માનવ ધર્મ + **दा** = દાતા આપનાર) તેમની ગતિ સર્વ લોકમાં હતી. **ભગવાન**–છ ભગ–ઐશ્વર્ય તત્ત્વવાળા હોઈને **નારદ** ભગવાન લેખાતા હતા.

૬૩. **કથા**–**દ્રૌપદી** પૂર્વ જન્મે કોણ હતી અને તે મૃત્યુ લોકમાં શા માટે અવતરી તથા તેને પાંચ પતિ થવાનો યોગ શાથી પ્રાપ્ત થયો, તે સબંધી વાર્તા, જુઓ **આદિપર્વ**, અધ્યાય ૧૮૭ **તનયા**—(તનથી ઉત્પન્ન થયેલી) છોકરી ૬૪. **અવધિ**–સમયનો નિયમ, **દ્રૌપદી** સાથે વર્ષનો કેટકેટલો ભાગ પ્રત્યેક ભાઈએ એકાન્તમાં રહેવું, તેના સમયનો નિયમ. (**सं अव + धा** = નક્કી કરવું) **ઘર**–ગૃહસ્થધર્મના પાલનનું નિવાસસ્થાન. ૬૫. **પ્રતિજ્ઞા**–પરંતુ મૂળમાં પ્રતિજ્ઞા આ પ્રમાણે છેઃ—

**द्रौपद्या नः सहासीनानन्योन्यं योऽभिदर्शयेत् ।**
**स नो द्वादश वर्षाणि ब्रह्मचारी वने वसेत् ॥** (**આદિપર્વ**–અધ્યાય ૧૯૨–૨૯)

ભાવાર્થઃ—આપણા બધામાંથી જે ભાઈ પોતાના બીજા ભાઈને દ્રૌપદી સાથે એકાંતમાં બેઠેલો દેખે, તે બાર વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળે અને વનમા વસે.

સરખાવો **દ્રૌપદી સ્વયંવરઃ**—(કડવું ૬ ઠું, ૮–૧૦).

> દ્વે માસ ભોગવે નારને વલી દિવસ ઉપર બાર,
> જેહને મંદિર નાર હોયે, તેહને ઘેર જે કો જાય
> પૃથવીપ્રદક્ષિણા તે કરે નહીં તો સદ્ય શાપૂં થાયે
> પ્રથમ વારો ધર્મનો, પછી ભીમ ને અરજુન.

........................................................

જેકો એથી ચૂકશે, મરજાદ લોપશે સાર
તેહને બાળી ભસમ કરૂં, હેલાં માત્ર મેઝાર.

૬૬. **બ્રહ્મચર્ય**—( અહીં ) વિષય, કામવિલાસ નહીં ભોગવવાનું વ્રત. ( સં. **ब्रह्मणे वेदगृह्यार्थं चर्यं व्रतम्** ) તેનો મૂળ અર્થ આ છેઃ–વેદનું રહસ્ય ગ્રહણ કરવાને અર્થે આચરેલું વ્રત. પૂર્વ કાલમાં શાસ્ત્રનો એ નિયમ હતો કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના બાલકે ઉપવીત લીધા પછી આચાર્ય સાથે રહી બાર વર્ષ વેદનો અભ્યાસ કરવો તથા અન્ય વિદ્યાઓ પ્રાપ્ત કરવી મનુ મહારાજ (જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૨ જો, શ્લોક ૧૭૫ મો) બ્રહ્મચારીના નિયમોનું સેવન કરવામાં પ્રથમ ઇંદ્રિયસંયમને આવશ્યક ગણે છે. **सन्नियम्येन्द्रियग्रामं तपोवृद्ध्यर्थमात्मनः ॥** પોતાના તપની વૃદ્ધિને અર્થે ઇન્દ્રિયના સમૂહોને સંયમમાં રાખવા. કાલાન્તરે બ્રહ્મચર્યનો મુખ્ય હેતુ વેદાભ્યાસ કંઇક અંશે ગૌણ થયો અને ઇંદ્રિયસંયમ પ્રધાન અંશે ગણાયો લાગે છે. યોગ શાસ્ત્રમાં આથી બ્રહ્મચર્યનું આ લક્ષણ બાંધ્યું છેઃ **ब्रह्मचर्यं गुप्तेन्द्रियस्योपस्थस्य संयमः** ગુપ્ત ઇંદ્રિય ઉપસ્થનો સંયમ, એ બ્રહ્મચર્ય. તેના લાભમાં પાતંજલ યોગદર્શનમાં કહે છે કે **ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥** બ્રહ્મચર્યની પ્રતિષ્ઠાથી વીર્યનો લાભ થાય છે. વીર્યના રક્ષણનો લાભ વિચારણીય છે. આ સૂત્ર ઉપરનું ભાષ્ય મનનીય છે. તેમાં જણાવેલું છે કે **वीर्यसामर्थ्ये यस्य लाभादप्रतिमान् गुणानुत्कर्षयति सिद्धश्च विनेयेषु ज्ञानमाधातुं समर्थो भवति ।** વીર્યના લાભથી સામર્થ્ય પ્રાપ્ત અમૂલ્ય ગુણોનો ઉત્કર્ષ શિષ્યોમાં સિદ્ધ કરી શકે છે અને તેના જ્ઞાનના અંકુરો સ્ફૂરાવવાને તે સમર્થ થાય છે. **વનકુલ**, વનમાં પહેરી જવાનાં વસ્ત્ર. ( **वल्कल** ઉપરથી વલકલ અને વનકુલ. આમાં ' લ ' નો ' ન ' થયો છે. ) વૃક્ષના છાયલનાં વસ્ત્રો. રામચંદ્રાદિએ વનવાસ સમયે છાલના વસ્ત્ર પહેર્યાનું પ્રસિદ્ધ છે. હાલમાં આફ્રિકામાં આવાં વસ્ત્રો બને છે.

૬૭. **વારો**, ( સં. **वासर** =દિવસ ) અમુક ઠરાવેલા અંતરે ક્રમ પ્રમાણે આવતો સમય. **વડ**–( સં. **वृद्ध** પ્રા. **वड्डो** = સૌથી મોટો ) મોટા. **વીર–ભાઈ**. પાંડવોમાં સૌથી મોટા બાંધવ = યુધિષ્ઠિર. **તણો**–કવિતામાં વપરાતો છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય. **સુજાણ**–( સં **सु + ज्ञा** સારી રીતે જાણવું. ) શાણા.

૬૮. **દ્વિજ**, ( સં **द्वि**=બે વાર + **ज** = જન્મેલો ) પ્રથમ ગર્ભમાંથી જન્મ

અને પછી સંસ્કારથી જન્મ-એ બે જન્મવાળો. અર્થાત્ ( અહીં ) બ્રાહ્મણ. શાસ્ત્રમાં છે કે **जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ॥** જન્મસમયે પ્રત્યેક મનુષ્ય શૂદ્રવત્ અવતરે છે, અને સંસ્કાર થવાથી દ્વિજ કહેવાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણે સંસ્કારના યોગથી પૂર્વ કાળમાં દ્વિજ કહેવાતા હતા, પરંતુ કાળે કરીને ક્ષત્રિય અને વૈશ્યોમાંથી સંસ્કારક્રિયા ભુંસાઈ જવાથી તેવો વ્રાત્ય ગણાયા અને કેવળ બ્રાહ્મણો દ્વિજ ગણાતા રહ્યા. **ભૂંભાણ** ( અવાજવાચક ભૂમ + રણ= રણકાર ) ભુમરાણ, કળકળાટ, ૬૯. **સોર**-સોરબકોર, ઘાંટાઘાંટ ૭૧. **ધેનુ**, (**धयति सूतान्; धीयते वत्सैः**) ગાય. **મઠ સ્થકી** =(**सं मठ्** રહેવું મઠમાંથી ૭૨. **કરે**—કરતો હોય. **ઉપાધ**-( **सं. उपाधि** = પીડા ) સંતાપ; અહીં પ્રાસ ખાતર 'ધિ'નો 'ધ' કરેલો છે ૭૩. **જોયાં**-ખોળ્યા. **અંતઃપુર**-રણવાસ **દ્રૌ**પદીનું શયનગૃહ. ૭૪. **કવણ**-શો, કોણનું પૂર્વ રૂપ. **પ્રકાર**—ઉપાય. ૭૬. **ચોર**-જઇને ચોરને હાથથી પકડયો; **સાહ્યો**-પકડયો. ૭૮. **પારથ પૃ**થા = કુંતિનો પુત્ર; **અર્જુન**. જોકે ત્રણ ભાઇઓ કુંતામાતાના પુત્ર હતા, પણ **અર્જુન** એ નામથી ખાસ ઓળખાતો. **પસ્તાયો**-( મેં આ કામ શા માટે કર્યું એવો ) પશ્ચાત્તાપ કરવા લાગ્યો. **મન**-મનમાં **અંગ**-અંગે = અંગમાં. અહીં કવિતાના માપને અંગે સપ્તમી વિભક્તિનો પ્રત્યય પડતો મૂકાયો છે. **અવિદ્યા**-( **सं. अ** = નહીં + **विद्या** જ્ઞાન ) અર્થાત્ અવિચારીપણું ( આ અર્થ અપરિચિત છે ) "અવિચારીપણાને વશ થઈ **દ્રૌ**પદીના અંતઃપુરમાં નહીં પેસવાની મેં પ્રતિજ્ઞા તોડી. જુઓ **દ્રૌ**પદી સ્વયંવર, કડવું ૭૬ મું, ૧૨-૨૩ કડી. એ ઉદ્‌ગારો પશ્ચાત્તાપના નથી, પણ કર્તવ્યપાલનના સંતોષના છે. મહાભારતમાં આ પ્રસંગ ઘણો જ ઉન્નત ભાવ પ્રેરે એવો છે. કવિ પ્રેમાનંદે એ પ્રસંગ, અહીં અર્જુનનો અતિ પામર મનુષ્યભાવ આલેખવા જતાં, બગાડયો છે. ઉપોદ્‌ઘાતમાં એ સબંધી વિવરણ જોવું. વસ્તુતઃ ધર્મી અર્જુનને બ્રાહ્મણ અને ગાયના રક્ષણ અર્થે કરેલા પ્રતિજ્ઞાભંગ માટે ગ્લાનિ થતી જ નથી. કેવળ ધર્મ્ય કર્ત્તવ્ય તરીકે જ, સત્યની ખાતર, **शरीरस्य विनाशेन धर्म एव विशिष्यते न व्याजेन चरेद्धर्ममिति मे भवत श्रुतम् । न सत्याद्विचलिष्यामि सत्येनायुधमालभे ॥** એવા દૃઢ નિશ્ચયથી જ, તે બ્રાહ્મણના તસ્કરને મારી, યુધિષ્ઠિરાદિએ તેને પ્રતિજ્ઞાભંગ નહીં લેખવાનું કહ્યા છતાં તેમનાથી ઉપરમતો થઇને વનમાં સીધાર્યો હતો. પ્રેમાનંદે એ મહાન ઉચ્ચાશયી વીર અર્જુનના ચારિત્ર્યને અહીં વિકારી કર્યું છે, એ કેવળ અનુચિત જ છે.

૭૯. **અર્જુન**ના મુખથી આ લીટીના ઉદ્દગાર કર્તવ્યના સંતોષથી નીકળ્યા છેઃ—"કઇ નહીં', બ્રાહ્મણનું ભલું તો કર્યું છે, એ પણ સારૂં જ થયું છે. આ જ ઉદ્દગાર તેના મુખને સર્વથા શોભે એવા છે." **ધર્મવિભાગી**-ક્ષત્રિયને ભાગે નિર્માણ થયેલું કર્ત્તવ્ય. **ગૌ**-બ્રાહ્મણનું પ્રતિપાલન કરવાનું કાર્ય. **શ્રી**મદ્ **ભ**ગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે કે **कर्माणि प्रविभक्तानि: स्वभावप्रभवैर्गुणै:** સર્વ વર્ણોનાં કર્મના મેં વિભાગ કર્યા છે. ક્ષત્રિયનાં કર્મ આ પ્રમાણે ગણાવેલા છેઃ—

**प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥** મનુ. અધ્યાય ૧ શ્લોક ૮૯.

ભાવાર્થઃ—પ્રજાનું રક્ષણ, દાન, યજ્ઞ, અધ્યયન અને વિષયોમાં અનાસક્તિ એ છ કર્મો ક્ષત્રિયનાં છે. અહીં બે કર્મ **અર્જુ**ને કર્યાં:-પ્રજાનું રક્ષણ અને પત્ની દ્રૌપદીની આસક્તિનો ત્યાગ.

૮૧. **હર્ષ ધરીને**—લીટી ૭૪ મીમાં "પસ્તાયો" અને "અવિદ્યા વ્યાપી" એ વચનો સાથે આ વચનને સરખાવો. ૮૩. **ભગવત કેરૂં**—ભગવાનનું. **ભગવાં**—ગેરૂના પાણીમાં બોળેલાં અનુમાન થાય છે કે આ શબ્દ કદાચિત ભગવાન શબ્દ ઉપરથી ઉતરી આવ્યો હશે. સંન્યાસીને ભગવાન કહેવાનો પ્રચલિત નિયમ હોવાથી તેમના વસ્ત્રો ભગવાં કહેવાયાં. સંન્યાસીને સામાન્ય રીતે 'ભગવી ચુંદડી' એ ઉપનામથી ઓળખાવાય છે. તે પછીથી ઢાળે જતાં ગૃહસ્થી સાધુઓ પણ 'ભગવાં' વસ્ત્ર પહેરતા થયા છે. બાકી તો બ્રહ્મચારીએ શ્વેત વસ્ત્ર પહેરવાનો વિધિ છે સુતરનાં વસ્ત્રને ગેરૂમાં બોળી, રંગવામાં આવેલાં વસ્ત્ર 'ભગવાં' કહેવાય છે. તે માટે શાસ્ત્રનો નિયમ છે કે એક ભાગ ગેરૂનો લઈ, તેને ચાર, આઠ કે સોળ ભાગ પાણીમાં ઉકાળવો અને પછી ચોથો ભાગ રહે, એટલે તેમાં વસ્ત્રો બોળીને રંગવા. **કાય**-(**सं. चीयते अस्मिन् अस्थ्यादिकं इति काय:** જેની અંદર અસ્થિ વિગેરે એકત્ર થાય છે તે **દેહ**) શરીર, કાયા ઉપર. સાતમીના પ્રત્યયનો કવિએ લોપ કરેલો છે. ૮૪ **તીર્થ**-(**सं. तॄ** = તારવું) તારનાર સ્થાન. આ સંસારસમુદ્રમાં મનુષ્યો શુદ્ધ થાય તો તે તરી સ્વર્ગ પામે છે, એવો શાસ્ત્રનિયમ છે. પવિત્ર સ્થળો, નદીઓ આદિ, મનુષ્યોને શુદ્ધ કરવાનાં સાધન હોવાથી તીર્થ તારનારાં કહેવાય છે. તે ઉપરથી કવચિત્ નદીનાં જલને પણ 'તીર્થ' સંજ્ઞા અપાતી રહી છે; જેમકે 'તીર્થ પાધું';

'તીર્થ માથે ચઢાવ્યું'. **સમવાય–સમૂહ.** ( **સં समवे** એકઠા થવું, ૮૫. **અપરિમિત**–( **अ** = નહીં; **परि + मा** = પૂરૂં માપ કાઢી ન શકાય એટલાં, અસંખ્ય. ૮૬. **ભવિષ્યપદાર્થે**—બનવા કાળ હતું તેથી; ભાવિથી નિર્માણ થયું હતું તેથી **ઉલૂપી–ઐરાવત** નામના નાગકુલના રાજા **કૌરવ્ય** નાગની કન્યા. બાર વર્ષ બ્રહ્મચર્ય પાળવાનો નિયમ ધરી **અર્જુન** વનવાસે નીકળ્યો તે પહેલાં **ગંગાદ્વાર** સીધાર્યો **ગંગામા** સ્નાન કરતો હતો ત્યારે **ઉલૂપી** નાગકન્યા તેના રૂપથી મોહ પામી અને તેને પાતાળમાં ખેંચી ગઈ. તેણે પોતાને પરણવાનું **અર્જુનને** કહેતાં બાર વર્ષના 'બ્રહ્મચર્ય' ની પ્રતિજ્ઞાનો અંતરાય જણાવ્યો. પણ ચતુર **ઉલૂપીએ** તે નિયમ **દ્રૌપદીના** સબંધમાં જ પાળવાનો હેતુ મૂળ પ્રતિજ્ઞાનો હોવાનું સમજાવી લગ્ન કીધું અને તેના સમાગમથી **ઉલૂપીને** ઈરાવાન નામનો બલાઢ્ય પુત્ર થયો **મહાભારતના** યુદ્ધની સમાપ્તિ પછી યુધિષ્ઠિરે આદરેલા અશ્વમેધ યજ્ઞવેળા **અર્જુન બભ્રુવાહનને** હાથે મરણ પામ્યો ત્યારે અમૃત આપી **ઉલૂપીએ** તેને સજીવ કીધો હતો; અને મહાપ્રયાણ **અર્જુને** કીધું ત્યારે તેણે **ગંગામાં** પોતાના દેહનો ત્યાગ કર્યો હતો. ( **મહા૰ આદિ૰** અ. ૨૧૪; **મહાપ્રસ્થાનિક** પર્વ, અ૰ ૧. ) આ ઉલૂપીના સમાગમથી બ્રહ્મચર્ય તૂટયા સમંધમાં શ્રી**વ્યાસે** આપદ્ધર્મના અપવાદથી ખુલાસો કરી **અર્જુનના** મનનું સમાધાન કીધું હતું. પણ **પ્રેમાનન્દને** તો એવો પ્રશ્ન જ થયો નથી. ૮૬. **શેષનાગ–કૌરવ્ય** નાગરાજ; **પ્રેમાનન્દે** અતિશયોક્તિના તાનમાં, એને શેષનાગ કહ્યો છે. નાગોનો **રાજા.** એને હજાર ફેણ હોવાનું કહેવાય છે, તેનું નામ **અનંત** છે. પુરાણકારો એવી માન્યતા આપેખે છે કે પૃથ્વી તેની ફેણાઓ ઉપર સ્થિર રહેલી છે અને શ્રી **વિષ્ણુ** તેના શરીર ઉપર પોઢે છે. ૮૭ **મણિપુર**–કલિંગ દેશની રાજધાની. **ચિત્રવાહન** તેનો રાજા હતો તેની પુત્રીનું નામ **ચિત્રાંગદા. અર્જુન** તેની સાથે વનવાસમાં પરણ્યો. તેનાથી **બભ્રુવાહન** નામનો પુત્ર થયો. **મણિપૂરના** રાજાના વંશમાં કુલપરમ્પરાથી એક જ અપત્ય થતું અને તેનાથી તેનો વંશ રહેતો. આ નિયમે **ચિત્રવાહનને** માત્ર એક જ પુત્રી નામે **ચિત્રાંગદા** હતી. એટલે રાજપુત્ર થવાનો સંભવ નહીં રહેવાથી રાજ્યગાદી માટે વારસની અપેક્ષા રહેતાં **ચિત્રવાહન** રાજાએ **અર્જુન** સાથે પોતાની પુત્ર **ચિત્રાંગદા** એવી શરતે પરણાવી કે તેનાથી જે પુત્ર થાય તેને તમારે મને સોંપી દેવો. **અર્જુને** તેમ કર્યું. આવી શરતથી કીધેલા લગ્નવિધિને શાસ્ત્રમાં " પુત્રિકા-

હેતુવિધિ " કહે છે. **મનુસ્મૃતિમાં** તેનું વિધાન છે. **વિષ્ણુપુરાણમાં** કહ્યું છે કે ઉલૂપી **ચિત્રાંગદાની** સહચરી હતી તેથી કવિએ અહીં તે સબંધ દાખવ્યો છે ( મૂળમાં **૮૭ની** પંક્તિ છે તે ૮૬ની જોઈએ ) ૮૯. **બભ્રુવાહન**–**મણિપુરના** રાજા **ચિત્રવાહનની** પુત્રી **ચિત્રાંગદાને** **અર્જુનથી** થયલો પુત્ર **ચિત્રવા**-હનના મરણ પછી તે ગાદીએ બેઠો **મહાભારતના** યુદ્ધ પછી **અશ્વમેધ** યુધિષ્ઠિરે આદરતાં અશ્વ **મણિપુર** આવ્યો, ત્યારે **બભ્રુવાહને** પિતા **અર્જુન** સાથે યુદ્ધ ન કરવાના **હેતુથી** ઉપાયનો આણી સન્મુખ ધર્યા પણ ઉલટો તેથી **અર્જુન** ક્રોધે ભરાયો અને **તેનો** નિર્ભર્ત્સના કીધી એટલે **બભ્રુવાહને** યુદ્ધ કર્યું તેમાં **અર્જુન** મરણ પામ્યો; પણ નાગકન્યા ઉલૂપીએ મણિરૂપી અમૃત આપી સજીવ કીધો. ( **જૈમિનીકૃત** **અશ્વમેધ**, અ૦ ૨૧–૪૦; **મહાભારત** **આશ્વમેધિક** પર્વ અ૦ ૭૯–૮૧ ). **અવશ્યમેવ**–( **अवश्यम् + एव** ) ચોક્કસ, નક્કી.

૯૦. **પંચકૂપ**, **મહાભારતમાં** વર્ણવેલાં, **દક્ષિણ** સમુદ્ર **ઉપરનાં** પાંચ તીર્થ:— ૧ અગસ્ત્ય. ૨ **સૌભદ્ર** ૩ **પૌલોમ**. ૪ કારંધમ અને ૫ હયમેધફલ. **ગ્રાહ**, ( **सं. ग्रह** = પકડવું ) મગરીઓ. પાંચ મગરીને **અર્જુને**, આ તીર્થમાંથી ઉગારી હતી:– ૧ **વર્ગા**. ૨ **સૌરમેયી** ૩ **સમીચી**. ૪ **બુદ્બુદા** અને ૫ **લતા**. આ સંબંધમાં આવી આખ્યાયિકા **મહાભારતમાં** છે:—

**દક્ષિણ** **સમુદ્ર** ઉપર તપસ્વીઓથી ભરપૂર **પ્રદેશમાં** પાંચ તીર્થોના દર્શન **અર્જુને** કર્યાં; તે ઉજ્જડ હતાં. તપસ્વીઓએ તેને કહ્યું કે આ તીર્થોમાં સ્નાન કરનારાને તેમાં રહેલી પાંચ મગરીઓ મારી નાખે છે, તેથી કોઈ તેના જળનો ઉપયોગ કરી શકતું નથી. એટલે **અર્જુન** **સૌભદ્ર** તીર્થમાં સ્નાન કરવાને ઉતર્યો. અને એક મગરીએ તેનો પગ પકડ્યો. પણ અતિબલી **અર્જુને** તેને બલથી ખેંચી પાણી બહાર આણી. તરત તે અપ્સરા બની ગઈ **અર્જુને** તેને આમ કેમ થયું તે સબંધી એ અપ્સરાને પ્રશ્ન પૂછ્યું, **તેના** ઉત્તરમાં તે બોલી કે " હું તથા મારી ચાર સખી અપ્સરાઓ કુબેરને ત્યાં જતી હતી. રસ્તામાં રૂપાળો બ્રાહ્મણ અમે જોયો. તેના તપથી વન તેજોમય થયું હતું. તેના તપમાં વિઘ્ન નાખવાનું અમે મથન કર્યું અને તેને લોભાવવાને મથ્યાં. પણ તે નિર્મળ બ્રાહ્મણ ચળ્યો નહીં. તેણે અમને ઉલટો એવો શાપ દીધો કે તમે ગ્રાહ થઈ સો વર્ષ જળમાં રહેજો. અમે તેનું સાંત્વન કરી ક્ષમા માગી. ત્યારે તેણે અમને કહ્યું કે–કોઈ શ્રેષ્ઠ પુરુષ તમને જળ બહાર કાઢશે, એટલે તમારો ઉદ્ધાર થશે અને તમે પુનઃ પૂર્વરૂપ પામશો. પછી અમે ત્યાંથી યોગ્ય તીર્થ

શોધતાં શોધતાં ચાલ્યાં. માર્ગમાં નારદ મુનિએ અમને આ તીર્થો બતાવ્યાં અને અર્જુન તમારો ઉદ્ધાર કરશે એમ જણાવ્યું."

આ કથા જાણ્યા પછી અર્જુને બીજી ચારે અપ્સરાઓને પણ ગ્રાહયોની જેમાંથી મુક્ત કરી. (મહાભારત આદિપર્વ અધ્યાય ૧૯૬-૭) વળી જુઓ વિગત માટે પ્રેમાનંદકૃત દ્રૌપદીસ્વયંવર કડવું ૭૭ કડી ૨૨ મી ૭૮ મું કડવું આખું.

૯૪. વોળા-(સં. वल्. વળવું.) વળાવ્યા; તેમને પોતપોતાને સ્થાનકે વળાવી દીધા ૯૬. પ્રભાસ. (વિગત માટે જુઓ ૧૧૪ મી લીટી) ૯૬. કુંત્યા-યદુકુલમાં ઉત્પન્ન થયલી, શૂર રાજાની પુત્રી, પૃથા. કાશીના કુંતીભોજ રાજા છોકરા વગરનો હોવાથી તેણે પૃથાને દત્તક લીધી હતી તેથી તે કુંતી નામે સુપ્રસિદ્ધ થઈ. કાશીમાં તે રહેતી હતી ત્યારે દુર્વાસા મુનિ આવતાં તેનો સારો સત્કાર કુંતીએ કર્યો એટલે તેમણે પ્રસન્ન થઇ પાંચ દેવો, સૂર્ય, યમ, વાયુ, ઇન્દ્ર અને અશ્વિનીકુમારથી પુત્રપ્રાપ્તિ થવાના વરદાન તેને આપ્યાં. કન્યાવસ્થામાં એ વરદાનની કસોટી કરવાની ઉત્સુકતા થતાં કુંતીએ સૂર્યને આરાધ્યો. તરત જ તે પ્રત્યક્ષ થયો અને સમાગમની યાચના કરી. એટલે તે ગભરાઈ. પણ સૂર્યે સમાગમ કીધા વિના પાછા નહીં જવાનો આગ્રહ ધર્યો, અને તેને ભોગવી. એથી ગર્ભ રહ્યો નવ મહીને પુત્ર જન્મ થતા દાસી સાથે એક પેટીમાં ઘાલી તેને ગંગામા તરતો મૂકી દીધો. તે હસ્તિનાપુરના ધૃતરાષ્ટ્ર રાજાના રથ સારથી સૂતને હાથ આવ્યો અને કર્ણ કહેવાયો. પછી કુંતી પાંડુને પરણી પાંડુ મૃગીના શ્રાપથી પુત્ર ઉત્પન્ન કરવા માટે અશક્ત નીવડતાં દેવોના આરાધનથી કુંતીએ પાંડુની રજાથી ત્રણ પુત્ર ઉત્પન્ન કીધા. યમ-ધર્મથી યુધિષ્ઠિર, વાયુથી ભીમસેન અને ઇન્દ્રથી અર્જુન મહાભારતના યુદ્ધ પછી ધૃતરાષ્ટ્ર સાથે કુંતી વનમાં સીધાવ્યાં હતાં. અને ત્યા દાહથી બળી મુઆં. (આદિપર્વ અ. ૧૧૨; વનપર્વ, ૩૦૩-૩૦૭ અને મહાપ્રસ્થાન પર્વ)

૯૭ કપિધ્વજ—કપિ-હનુમાન જેના રથની ધ્વજાને સ્થાને છે તે, જેની ધ્વજા હનુમાન-કપિથી અંકિત છે તે. (બહુવ્રીહી સમાસ) અર્જુન. બાર વર્ષ વનમા રહેવાની પ્રતિજ્ઞા કરીને દ્યુતમા હારી પાંડવો વનમાં સીધાવ્યા. તે ફરતા ફરતા લોમશ ઋષિની સાથે ગંધમાદન પર્વતે આવ્યા ત્યા પાંચાલીને પ્રસન્ન કરવા કમલ લેવાને બિંદુ સરોવરમાં ભીમસેન ગયો, ત્યારે હનુમાન સાથે યુદ્ધ થયું. આખરે હનુમાન પ્રસન્ન થયા અને અર્જુનના ધ્વજાદંડ ઉપર રણસંગ્રામ વેળા હાજર રહી યુદ્ધબળ આપવાનું વરદાન આપ્યું. (વનપર્વ અ૦ ૧૫૧; શ્લોક ૧૬-૧૯;

આખી કથા માટે જુઓ વનપર્વ, અધ્યાય ૧૪૫ થી ૧૫૧ ). ૯૭ **અવગાહન**—( सं. अव + गाह् ) **જગજીવન**—જગતને જીવાડનાર, જગતના જીવનરૂપ શ્રીકૃષ્ણ. ૯૮ **ભુજ**—ભુજને. ૧૦૦ **બિરદ**—ભક્તનું વ્રત પાલન. **વહે**-શિરે ઉઠાવે. ( सं वह् )

---

## કડવું ૩ જું.

૧૦૨. **મનસા**—મનથી; **શુદ્ધ**-શુદ્ધ થઈને. **વન**-પ્રભાસપાટણ પાસેનું પ્રાચીનું વન **માંય**-માંહ્ય અંદર ૧૦૩. **ચતુર્ભુજ**—( सं. चतुः=ચાર+भुज=હાથ) ચાર હાથ વાળા શ્રી કૃષ્ણ. ૧૦૪. **અવિનાશી**—( स. अ = નહીં + विनाशिन् = નાશ થાય એવો वि + नश् = નાશ થવો ). શ્રી કૃષ્ણ, પ્રભુના પ્રધાન દશ અવતારોમાંના એક અવતાર ધરનાર હોવાથી પ્રભુની પેઠે નાશ રહિત મનાયલા છે. **મનમાં મોહન ભાવ્યા**—મોહનને જોઈ મનમાં પ્રસન્ન થયો. **મોહન**—( सं. मुह् = મોહ થવો ) શ્રી કૃષ્ણ, વાંસળીથી તેમ જ ગુણશક્તિથી ભક્તોના મન વશ કરી લેતા; માટે મોહન કહેવાયા. **ભાવ્યા**, ( सं. भाव – भू ) પ્રીતિનું પાત્ર થઈ પડયા. ૧૦૬. **પ્રદક્ષિણા**—દક્ષિણ એટલે જમણી બાજુ તરફ મુખ રાખી, ડાબી બાજુએથી જમણી બાજુએ વળી, પૂજ્ય દેવ કે ગુરુની આસપાસ ફરવું તે. **માયા ધરી**—સ્નેહ, પૂજ્યબુદ્ધિ મનમાં આણીને. **અર્જુન-અર્જુને**. કવિતામા તૃતીયાર્થે પ્રથમા.

૧૦૯. **અથ ઈતિ**—આદિથી તે અંત સુધીની. હમેશાં કથા 'અથ' થી શરૂ થતી હોવાથી 'અથ' નો અર્થ 'આરંભ' થયો; અને કથાનો અંત 'ઇતિ' થી થતો હોવાથી 'ઈતિ' નો અર્થ 'અંત' થયો. ૧૧૦ **મોરારી**—મુરારી, મુર નામના, નરકાસુરના અનુયાયી દૈત્યને શ્રી કૃષ્ણે માર્યો તેથી તે 'મુર' ના 'અરિ'-શત્રુ કહેવાયા. ( ભાગવત ૧૦ સ્કંધ, અ૦ ૫૯ ) ૧૧૨. **વિશ્વાધાર**—( सं विश्व = સમસ્ત લોક + आधार = ટકાવનાર ) પ્રભુના દશાવતારમાના શ્રી કૃષ્ણ

૧૧૪. **પ્રભાસ પાટણ**—આ નગર ઘણું જ પ્રાચીન છે. જૂનાગઢ પાસે વેરાવળ બંદર નજીકના સમુદ્રકાંઠે તે આવેલું છે. પ્રભાસ નામનું પટ્ટન, નગર. સ્કંદપુરાણમાં પ્રભાસખંડમાં આ નગરની ઉત્પત્તિ, તેની પવિત્રતા, માહાત્મ્ય આદિ સબંધી વિસ્તૃત વર્ણન આપેલું છે. એ દેવ-પાટણ, સોમનાથ-પાટણ અને હાલ વેરાવળ-પાટણના નામથી ઓળખાય છે.

સ્કંદપુરાણમાં તેની સીમા આ કહેલી છે:—पूर्वे तप्तोदकः स्वामी पश्चिमे माधवः स्मृतः । दक्षिणे सागरस्तद्वन्नद्रा नद्युत्तरे मता ॥ (પ્રભાસખંડ અધ્યાય ૪ થો.) તેની ઉત્પત્તિ સંબંધી વિવિધ ઉલ્લેખમાં આ એક પ્રાચીન ઉલ્લેખ છે:—

प्रथमे भासितं देवि सर्वेषां भुवि तेजसोः ।
तीर्थनामादितीर्थे यत् प्रभासं तं सुकीर्तितम् ॥
अथवा दक्षशप्तेन चेन्दुना निष्प्रभेण च ।
तत्र देवि प्रभा लब्धा तेन प्राभासिकं स्मृतम् ॥

એવી આખ્યાયિકા છે કે પ્રજાપતિ દક્ષની ૨૭ નક્ષત્ર કન્યાઓને ચંદ્ર વર્યો હતો. તેમાં તે માત્ર રોહિણી ઉપર જ પ્રીતિ દર્શાવતો હતો. આથી બીજી પુત્રીઓ રડતી રડતી પિતા પાસે ગઈ. દક્ષે, ચંદ્રને, સર્વમાં સમાન પ્રીતિ ધરવાનું ઘણુંયે કહ્યું, પણ ચંદ્રને ગળે તે ઉતર્યું નહીં; એટલે દક્ષે શ્રાપ આપ્યો કે તું ક્ષયરોગી થશે. પછી રોગી ચંદ્ર અનેક તીર્થો કરતો ફરતો આ સ્થળે આવ્યો. અને શિવની કૃપાથી તે પંદર દિવસ શુક્લપક્ષમાં ક્ષય રોગ મટે એવું વરદાન પામ્યો. ચંદ્રને અહીં પ્રભા-કાન્તિ મળી તેથી આ સ્થળ પ્રભાસપાટણ કહેવાય છે. (આ આખ્યાયિકા માટે 'પ્રભાસખંડ' ના અધ્યાય ૧૮–૨૦ જોવા). વળી પ્રભાસપાટણની કુદરતી સ્થિતિ એવી છે કે તે સમુદ્રના કોણમાં આવેલું હોવાથી સૂર્યના કિરણોથી તેની ખુબી ઓર દેખાવ આપે છે. તેનું એક નામ 'અર્કસ્થળ' છે (જુઓ સ્કંદપુરાણ, પ્રભાસખંડ અધ્યાય ૧૨ મો) પ્રભાસ નામની ઉત્પત્તિ વિષે કહેવાય છે કે:—

प्रत्यक्षं भास्करो यत्र सदा तिष्ठति भामिनि ।
तेन प्रभासनामेति त्रिषु लोकेषु विश्रुतम् ॥

(પ્રભાસખંડ, અધ્યાય ૧૧ મો).

આ સ્થળ શંકરના દ્વાદશ જ્યોતિર્લિંગમાંના સોમનાથેશ્વરને લીધે સુપ્રસિદ્ધ અને યાત્રાનું પ્રાચીનતમ તીર્થ છે. મહમદ ગઝની, અલ્લાઉદ્દીન ખીલજી, ગુજરાતના પહેલા બાદશાહ મુઝફ્ફર, અને તે પછી ઔરંગઝેબે આ નગર ઉપર હલ્લો કરી, સોમનાથનું દેવળ જમિનદોસ્ત કર્યું હતું. ભલભલા રાજપુતો કાઠી યોદ્ધાઓએ તેમાં પોતાના પ્રાણ સમર્પ્યા હતા. છેલ્લો હલ્લો ઔરંગઝેબે કર્યો અને તેનું નામનિશાન રહેવા દેવડાવ્યું નહીં. એટલે મૂળ સ્થાનથી થોડે અંતરે ૧૭૮૩ માં હોલ્કરનાં વિ-

થવા રાણી અહલ્યાબાઈએ સોમનાથનું નવું મંદિર બંધાવ્યું. પાટણ પાંચ વિષય માટે પ્રસિદ્ધ છેઃ

प्रभासे पंचरत्नानि नदी नारी तुरंगमाः ।
चतुर्थः सोमनाथश्च पंचमं हरिदर्शनम् ॥

આ સ્થાન પૂર્વે કાઠીઆવાડના વ્યપારનું મુખ્ય બંદર હતું. (આની ઐતિહાસિક વિશેષ વિગત માટે જુઓ "જુનાગઢનું ગેઝેટીઅર." ૧૮૮૪ નું, પાના ૧૩૭–૪૮)

૧૧૪. **સરસ્વતી**—પ્રભાસપાટણમા સમુદ્રને મળતી પવિત્ર નદી છે. અહીં ત્રિવેણીસંગમ થાય છે; સરસ્વતી, હિરણ્યા અને કપિલાનો. આ સ્થળે યાદવો અંતર કલહ કરી, પરસ્પર કપાયા હતા. તેથી તે યાદવાસ્થળીને નામે પ્રસિદ્ધ છે. આ સ્થળે પિંડદાન મૂકવાથી પિતૃઓ ઉદ્ધરે છે, એમ મનાય છે. પ્રભાસપાટણથી પંદર માઇલ ઉપર સરસ્વતી નદીનો 'પ્રાચી' નામનો પ્રખ્યાત કુંડ છે. 'પ્રાચ્' પૂર્વ દિશા તરફ આ ભાગમાં સરસ્વતી નદી વળતી હોવાથી તે પ્રાચી કહેવાય છે. મૂળ પ્રાચી કુંડ હાલના સ્થળથી ૮ માઈલ ઉપર 'અજોઠા' માં હતો. ત્યા 'મોક્ષ પીપળો' છે તેના દર્શનથી ભૂત થયલા પિતૃઓ ઉદ્ધરતા હોવાનું કહેવાય છે. કાર્તિક, ચૈત્ર અને શ્રાવણ સુદ ૧૫ એ આ તીર્થમા નહાવાના પર્વ દિવસો ગણાય છે. અહીં પ્રાચી માધવની પવિત્ર મૂર્તિ વિષ્ણુની છે. તે ચાર ફીટ ઉંચી છે. પાંડવો આ પ્રાચી સરસ્વતીમા નહાયા હતા. ગયાજી કરતાં આ તીર્થ પિતૃઓના ઉદ્ધાર માટે વિશેષ પવિત્ર લેખાય છે (જુઓ જૂનાગઢનું ગેઝેટીઅર, પાનાં ૧૩૨–૩ સને ૧૮૮૪ નું)

૧૧૬. **ગિરિનાર**—એ રૈવતાચલ પર્વત પણ કહેવાય છે. આ પર્વતનાં પાંચ પ્રસિદ્ધ શિખર છે. તેના ઉંચામા ઉંચા શિખરની ઉંચાઈ ૩૬૬૬ ફીટ છે. યાદવો આ પર્વત ઉપર ઉત્સવ નિમિત્ત આવતા. આ પર્વત અઘોરીઓ અને યોગીઓનું સ્થાન છે. જૈનોનાં પવિત્ર દેરાસરો પણ અહીં છે, તે ઉપર ચુડાસમા (ચંદ્રવંશી) રાજાનો કોટ છે. (તેની કથા આખ્યાયિકા તેમ જ ઇતિહાસ માટે જુઓ, 'જુનાગઢ ગેઝેટીઅર' ૧૮૮૪ નું, પાનાં ૮૬–૯૧).

૧૧૮. **દામોદર કુંડ**—શ્રી કૃષ્ણ દ્વારામતીમાં રહેતા હતા, છતાં અવારનવાર રૈવતાચલ–ગિરિનાર ઉપર આવતા અને રહેતા. તેમનું નામ દામોદર હતું. દામન્=

દોરડું જેને ઉદરે બાંધેલું છે એ દામોદર; કૃષ્ણ તોફાન કરતા તેથી એક સમયે યશોદાએ તેમને પેટે દોરડું બાંધી, ખાણીઆ સાથે બાંધ્યા. પણ ખાણીઆ સાથે તેઓ જંગલમાં દોડ્યા, અને તે વડે યમલ અને અર્જુન એ નામનાં બે વૃક્ષો ભાગ્યાં. આથી તેઓ દામોદર કહેવાયા. કૃષ્ણના એ દામોદર નામ ઉપરથી ગિરિનાર તળેટીના કુંડનું નામ દામોદર પડેલું છે. ત્યાં દામોદરજીનું મંદિર હજી છે. નૃસિંહ મહેતાના હારનું આ સ્થલ ગણાય છે. ખરી રીતે એ કુંડ નથી; પરંતુ ગિરિનારની નદી દામોદરાના બે કીનારા બાંધેલા છે, માટે તે દામોદર કુંડને નામે ઓળખાય છે. આ સ્થળ પવિત્ર મનાય છે. આ કુંડના પાણીમા હાડકાં ઓગાળવાનો ગુણ છે. અહીં લોકો દૂર દૂરથી આવી પોતાના પૂર્વજનાં હાડકાં નાખે છે. તે ૨૭૫ ફીટ લાંબો અને ૫૦ ફીટ પહોળો છે. દામોદર કુંડની પાસેની ટેકરી રૈવતાચલ કહેવાય છે. ત્યાં રેવતી કુંડ છે. ચુડાસમા રાજાઓના સમયમાં રાહ જયમલના પુત્ર રાહ મેહપેએ બંધાવેલો ગણાય છે; સં. ૧૨૦૧-૧૨૩૦ ના અંતરાલમાં. ( વિગત માટે જુઓ જુનાગઢ ગેઝેટીઅર, ૧૮૮૪ નું પાનું ૮૭-૮૮ અને ૧૦૭ મું ).

૧૧૯. **અવધિ**—વનવાસ કરવાનો સમય. **નિરધાર**—( **સં. नि** = તીવ્રપણે + धृ = પકડી રાખવું ) નક્કી. ૧૨૧. **વિમાશિયું**—( **वि + मर्श** ) વિચાર કર્યો.

૧૨૩. અહીં કૃષ્ણની મનષા જણાવી, કવિ મૂળ આખ્યાનના હેતુનું બિન્દુ બીજ રૂપે પ્રકટ કરે છે. ૧૨૪. **કારજ**—( **સં. कार्य** = કામ ) લગ્નનો હેતુ પાણ્ડુવ શી રાજા સાથે યાદવકુલની કન્યાનો સંબંધ બાંધવાનો હેતુ **થાય**—સધાય. ૧૨૫. **નવજાણે અર્જુન**—અહીં કવિ મહાભારતના કથાભાગથી વેગળો જાય છે, મૂળમાં અર્જુનને સુભદ્રામાં મોહિત થયેલો જોઈને જ પોતે શ્રી કૃષ્ણ, સુભદ્રા મેળવવાની પેરવી સુઝાડે છે. પ્રસ્તુત આખ્યાનમાં શ્રીકૃષ્ણનું બહાનું વર્તન, તેમનો આ આંતર હેતુ ગુપ્ત રહે તેને અનુકૂલ હોવાથી, અર્જુન પણ જાણતો નથી, એમ કવિ સૂચવે છે. ૧૨૮. આ કથન દ્વારા, બીજને ખીલવવાના પોષક હેતુનો ગર્ભ કવિ અહીં નાંખે છે. અર્જુન જાણે ભોટ હોય તેમ આવું રૂપ ધરવાનું કારણ પણ કૃષ્ણને પૂછતોગાછતો નથી. ૧૨૯. **અવધૂત**—( સં **अव** = નીચું, હેઠળ. धू=ખ ખેરી નાંખવું.) જેણે માયાના વિષયો અને વૃત્તિને ખંખેરી નાખ્યા છે તે, અર્થાત્ વિરાગી-વૈરાગી. આગળનું વર્ણન જોતાં કવિ અહીં કેવળ 'જોગટો' એ અર્થમાં આ શબ્દ વાપરે છે. **અતિથિ** ( **अ + तिथि** ) પરોણો. એક દિવસથી વિશેષ સમય સુધી ન રહે

તે. હવે તો મૂળ યોગિક અર્થ રહ્યો નથી; માત્ર 'મહેમાન' એ અર્થમાં વપરાય છે. **અતીત** (સં अति = મર્યાદા પાર + **इत** = ગયેલો. इ = જવું) સંસારની વિષયમર્યાદાને વટાવી જનાર અર્થાત્ વિષયોથી નહીં લોભાનાર, સાધુ, સન્યાસી. **૧૩૦. સાવધ**—સાવચેત, જાગૃત. **ભેખ**—(વેષ) કૃત્રિમ વેષ. ૧૩૧. **રખે... પ્રકાશો**—સુભદ્રાના હરણનો ઇષ્ટ હેતુ સિદ્ધ કરવાને ગુપ્ત રહેવાનો સંકેત સાચવવાની સૂચના અહીં કવિએ કરેલી છે. **માનશે**-ખરું **સમજશે.** ભાવાર્થ-જો તમે **અર્જુન** છો એ વાત પ્રકટ નહીં કરો તો **દ્વારકા**ના લોક ધર્મઘેલા હોવાથી તમને ખરા અવધૂત-અતીત માનશે, અને સેવા ઉઠાવશે. ૧૩૨. **તાપસ**—તપસ્વી. તપ આદરનાર **છાના**—(સં छन्न-छद् = છુપાઈ રહેવું) ગુપ્ત વેષે. ૧૩૩.**કાંઈ... થાશે**—સુભદ્રા સાથે તમારું લગ્ન થાશે, એ કાર્યનું કાંઈક માર્મિક રીતે, શ્રીકૃષ્ણ અહીં સૂચન કરે છે, આશાનો ગોળ તાળવે લગાડે છે. **શ્રીનાથ—શ્રીલ**ક્ષ્મીના પતિ, કૃષ્ણ.૧૩૬. **પાદર**—(હેમ દેશ્ય. **पद्दरम्=सं पद**, ગામ) ગામનો ભાગોળ, ચરો. ૧૪૦. **ધનંજયે**—(સં **धनं** = પૈસો + **जय** = જિતે છે તે) **અર્જુન**. તેનું આ નામ કેમ પડ્યું તેની વ્યાખ્યા **મહાભારતકારે અર્જુન**ના મુખે જ આ પ્રમાણે કઢાવેલી છે.

**सर्वाञ्जनपदाञ्जित्वा वित्तमादाय केवलम् ।**
**मध्ये धनस्य तिष्ठामि तेनाहुर्मां धनंजयम् ॥** (**महाभारत**).

ભાવાર્થ:—'સર્વ લોકને જિતીને, કેવલ ધન લાવી, તે ધનના ઢગ વચ્ચે હું સ્થિતિ કરી રહું છું તેથી લોક મને ધનંજય કહે છે.'

---

## કડવું ચોથું.

૧૪૪. **તાપસ**—તાપસનું. ૧૪૫. **અદ્‌ભુત**—(**सं** નિરુક્તકાર **न भूतं=अद्भुतं** કહે છે. પૂર્વે જેના જેવું કંઈ પણ થયું નથી તે અર્થાત્) વિસ્મયજનક. **સંન્યાસી**—અહીં ખરો સંન્યાસી ન માનવો; કારણ કે **અર્જુન** તો ગૃહી છે. એટલે કેવળ સાધુ એવો અર્થ લેવો. (**सं सं + न्यस्** = જેણે ઐહિક વાસનાઓ, વૃત્તિઓનો પરબ્રહ્મમાં

સંપૂર્ણ નિક્ષેપ કરી સ્વત્વ વિલાવ્યું છે તે) ભગવદ્ગીતામાં અ. ૧૮. ૨. કહેલું છે કે: **काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ॥** કામનાવાળાં કર્મોના ફલનો ત્યાગ કરનાર એ સંન્યાસી છે. એમ શાણા પુરુષો કહે છે. તેમ જે કોઈનો દ્વેષ કરતો નથી તેમ કાંઇ આકાંક્ષા રાખતો નથી તે નિત્ય સંન્યાસી છે. (ભગવદ્ગીતા અ. ૫. શ્લો. ૩.) સંન્યાસીના ધર્મ, સંન્યાસ ક્યારે લેવો, વિગેરે માટે **મનુસ્મૃતિ** અ. ૬ શ્લોક ૩૩ થી ૯૪ પર્યંત જુઓ. **મહંત**—(સં. **महत्** = મોટું) મઠનો સર્વોપરી ચાલક. કાઠીઆવાડમાં **માધવગિર, રાઘવગિર** આદિ ઘણા મહંતો છે. તેઓ ગૃહી સાધુઓ છે. અહીં **અર્જુન**નો વેષ મોટે ભાગે આ મહંતોના વેષને જ મળતો કવિએ આલેખેલો છે. ૧૪૬. **સાધુશિરોમણિ**—(સં **साध्** = સિદ્ધ કરવું) સાધુ, સદાચારી, શાન્ત પ્રકૃતિવાળો, વિરાગી–એવા પુરુષોમાં શ્રેષ્ઠ. **શિરોમણિ**—શિર = માથું–મુકુટનો (મુખ્ય) મણિ અર્થાત્ શ્રેષ્ઠ. સાધુનું સામાન્ય લક્ષણ આ છે:— **साधोः प्रकोपितस्यापि मनो नायाति विक्रियाम् ॥** અર્થાત્ વિશાળ અર્થમાં લેતા, કોપ આદિ કોઈ પણ વૃત્તિથી જેનું મન વિકારને ન પામે, એ સાધુ–નિર્વિકારી. એવા પુરુષોને વિપત્તિ અને સંપત્તિ સમાન હોય છે. તેથી તેમને હર્ષ કે શોક થતો નથી. (જુઓ ભગવદ્ગીતા–અ. ૨. ૬૪–૫.) **સંત**—(સં **सत्** = સદાચારી) સાધુ પુરુષ. કવિ જગન્નાથ (૧–૧૧૩) કહે છે કે—**अविरतं परकार्य कृतांलतां मधुरिमातिशयेन पयोऽमृतं** અવિરત પરંતુ કાર્ય કરનારા સત્પુરુષોની અતિશય મધુરતાવાળી વાણી અમૃત સમાન છે. કાલિદાસ પણ રઘુવંશમા **सदसद्व्यक्तिहेतवः सन्तः** સારા અને નરસાનો વિવેક કરનાર–કહે છે. **સર્વાંગ**—સર્વ અંગોએ, આખે શરીરે. ૧૪૭. **ભાવના ચંદન**—ભાવનાના ચંદન, તિલક, અહીં ચંદન તિલકના અર્થમાં છે. ભાવના એ સુકડની એક જાત એ અતિશય સુગંધી હોય છે. તેને ઘસી તૈયાર કરેલો લેપ. વૈષ્ણવ સંપ્રદાયમાં બાર સ્થાને તિલક કરવાનો વિધિ હોય છે: મસ્તક કપોલ, કંઠ, બે સ્કંધ, છાતી, બે બાહુ, બે હસ્ત, નાભિ અને પીઠ. **પાર**—અંત, સીમા; નિઃસીમ તેજવાળો થયો. ૧૪૮. **પીતાંબર**—(સં. **पीतं** = પીળું + **अंबर** = વસ્ત્ર) પીળું રેશમી વસ્ત્ર. કાળા કૃષ્ણને પીળું અંબર શોભતું હતું પરંતુ હવે ગમે તે રંગના રેશમી સોળાને પીતામ્બર કહે છે **સાર**—સારું, ઉત્તમ ૧૪૯ **વ્યાઘ્રામ્બર**—(સં **व्याघ्र** = વાઘ અર્થાત્ ચર્મ + **अंबर** = વસ્ત્ર) વાઘના ચામડાનું વસ્ત્ર. શૈવી જંગમોનું

વસ્ત્ર. **ગજચરમ** ( **सं. गज** = હાથી + **चर्म** = ચામડું ) હાથીનું ચામડું. ૧૫૦. **રૂદ્રાક્ષ**—( **सं. रुद्र** = શિવ + **अक्ष** = મણકો ) મહાદેવને પ્રિય ગણાતા બોરડી જેવા એક વૃક્ષના મણકા. રૂદ્રાક્ષમાં વિજળિક બળ સંઘરવાની શક્તિ છે, એમ વૈજ્ઞાનિકો પણ માને છે. **સોહે**—શોભે. **પરમ**—ઉત્કૃષ્ટ રીતે. ૧૫૧. **કાછ**—( **सं. कच्छ**–અથવા **कक्षा** ઉપરથી દેશ્ય ) ધોતીઉં કે પીતાંબરની પાટલી છૂટી ન રાખતાં પાછળ કેડના બંધમાં ભેરવવી તે. **કછિયો**=કચ્છ વાળ્યો ( નામ ઉપરથી ક્રિયાપદ ). **માળામેખલા**—માળા રૂપી મેખલા, કેડે કંદોરાને બદલે માળાના કરેલા કંદોરામાં કચ્છ ભેરવ્યો. ૧૫૨. **નાથ**—( **सं.** ) નિયામક: શૈવી સાધુઓ ( લિંગાયત કોમના ) કંઠમાં અથવા તો ઝોળીમાં જે શિવલિંગ રાખે છે અને વૈષ્ણવી સાધુઓ જે શાલિગ્રામ ઝોળીમાં રાખે છે તેને ' નાથ ' કહે છે ગોરખના કાનફટા શિષ્યો ' નાથ ' સંજ્ઞાથી ઓળખાય છે. **માંહ્ય મૂક્યા નાથ રે**–અહીં પ્રા. કા. ના ટીકાકારે વાક્યનો અન્વય કરવામાં ગોથું ખાધેલું જણાય છે " માહ્ય મુક્યા નાથ રે " એનો તે એવો અન્વય કરે છે કે નાથે ( **અર્જુને** ) ઝોળીમાં શંખ આદિ મૂક્યાં હતાં આ અન્વય યોગ્ય નથી. સામાન્ય રીતે સાધુઓ શાલિગ્રામ કે શિવલિંગ પાસે રાખવાને ચૂકતા નથી, માટે ' નાથ ' નો સ્વાભાવિક અર્થ ' શાલિગ્રામ ' યા શિવલિંગ છે. એથી પ્રથમાન્ત 'નાથ' રાખીને જ તૃતીયાન્ત " તે નાથે " એમ ધારી લેવાની ફરજ નહી પડે. ૧૫૩. **જોગમાર્ગની જેહ**—યોગીને પોતાના યોગની સાધનામાં આવશ્યક ઉપકરણ–સામગ્રી. ૧૫૪ **મુદ્રિકા**—( **सं मुद्रा** = વીંટી ઉપરથી અલ્પાર્થસૂચક ) નામના ટૂંક લેખવાળી વીંટી. અહીં છાપા. શ્રીકૃષ્ણ કે શિવના હસ્તપાદાદિ સૂચવનારા ચિહ્નોવાળાં લાકડાનાં કે ધાતુમાં ચોકઠાં. વૈષ્ણવોએ દ્વાદશ તિલક સાથે મુદ્રાઓ પણ અંગ ઉપર કરવી, એવો નિયમ છે. **કંકણ**—શૈવી જંગમ સાધુઓ મંત્રેલા કંકણ પાસે રાખી, ભક્તોને તે પ્રસાદ તરીકે આપે છે. **ઝોળી**—ઝુલતી, ખભે લટકાવેલી રહે તે. ૧૫૫. **માદળિયાં**—માદલ, મૃદંગના આકારની ભુંગળીયો. ભૂત, પિશાચ આદિને વશ કરનારા, ' જંતરમંતર ' નાં કાગળિયાં, ભૂર્જપત્ર કે દોરાને રાખવાની ત્રાંબા કે ચાંદીસોનાની ગોળ, ચોખંડી, નાની ભુંગળિયો પોતાને મંત્રજંત્રમાં પાવરધા મનાવવાને અનેક માદળીઆ અર્જુને રાખ્યાં હતાં, એમ સૂચવી કવિ તેને પ્રાકૃત વ્હેમી સાધુડો કલ્પે છે ખરી રીતે માદળિયાં સાધુઓ કોણીએ કાં ઉપર પહેરે છે, કોટમાં હારની જગ્યાએ કવિ કહે છે તેમ નહીં. ૧૫૬. **આંખ રાતી**—સામાન્ય રીતે ગાંજો આદિ માદક પદાર્થની ચલમથી

સાધુઓની આંખમાં લાલાશ જણાય છે. ચરસ અને ભાંગના સેવનનું પણ તે ચિહ્ન છે. **અરૂણ—સૂર્ય**નો સારથી. કદ્રુથી ઉત્પન્ન થયેલો કશ્યપ મુનિનો પુત્ર. એની પીઠ ત્રાંબા જેવી લાલ કલ્પેલી છે. (વિશેષ વર્ણન માટે મહાભારત, આદિ પર્વ અધ્યાય ૨૨૪ જુઓ) સૂર્યનાં કિરણો તેની પીઠે અટકતા તે ઉપરથી પડતો પ્રતિબિંબિત પ્રકાશ અરૂણોદય કહેવાય છે. આ એક કલ્પના છે. પ્રભાતમાં સૂર્ય પ્રકાશ લાલચોળ હોવાથી આ કલ્પના ઉદ્‌ભવેલી જણાય છે. ૧૫૭ **જરકશી** (ફા. જર + કસબ) જુઓ ૨૪૦ મી પંક્તિ. ૧૫૮. **છોગો**—કપોળ અને કર્ણપ્રદેશ ઉપર રાખેલો વાળનો ગુચ્છો. સામાન્ય બાવાઓ માથાના બધા વાળ જ વધારે છે; લીટી ૧૫ માં "જટા બાંધી" એમ કવિ કહે છે; છતાં અહીં રૂપમાં એક નવીનતા કલ્પવાને હાલના મહાધિપતિ "ગિર" નો વેષ કલ્પી, છોગાં રખાવે છે. આથી વર્ણનસંકરતા જણાઈ આવશે. **જરીની સેર**—ફેંટાનો લટકતો કસબી તોરો. ૧૫૯. **સૂત્રની**—જોગીઓ માથે સુતરની દોરી જટાની આસપાસ ગુંથે છે તે. **અંતરિક્ષ**—આકાશ. (**સં અંતરા**-સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે **ક્ષાંતં** આવેલું). ૧૬૦. **કૌતુક** (અર્જુનનું કૌતુક) (**સં. કુતુક**) આનંદ આપનારૂં અને જોવાની ઈચ્છાને ઉત્કટ કરનારૂં દૃશ્ય. **અમર**—મરણ ન પામે તે, **અ +मर**) દેવો. ૧૬૧. **પીંછી**—મોરનાં પીછાંની ઝુડી; અગર જૈન જતિઓ સુતરના તાંતણાની ઝુડી રાખે છે તે. ૧૬૨. **કરવડો**—(**સં. कर** = નાળચુ + **वृत्त** = વળેલું) નાળચાવાળું જલપાત્ર. સંન્યાસીઓ કમંડલુ રાખે છે ત્યારે બાવાઓ પિત્તળનો કે અન્ય ધાતુનો નાળચાવાળો અને નાગણવાળો લોટો રાખે છે, તેને કરવડો કહે છે. ૧૬૩. **છડી**—(**સં. यष्टि**) ગુચ્છા કે મુંઠવાળી લાકડી. જતિયો છડી રાખે છે. ૧૬૪. **ત્રૈલોક્ય કેરૂં**—ત્રણે લોક, સ્વર્ગ મૃત્યુ, અને પાતાળનું અહીં અદ્‌ભુત રૂપ દાખવવા તેજના અંબારના લખલખાટની કલ્પના કવિ કરે છે. ૧૬૫. **અનંગ**—(**સં. अन्** = નહીં + **अंग** = શરીર) અહીં ઉત્પ્રેક્ષા છે. કામદેવને શિવે બાળી નાંખવાથી તે મરણ પામતાં, તેની સ્ત્રી રતિએ તપ કર્યું. મહાદેવના વરદાનથી તેનો પતિ પ્રદ્યુમ્ન રૂપે શ્રી કૃષ્ણને ત્યાં અવતર્યો, એવી-પુરાણ પ્રસિદ્ધ કથા છે. હરિવંશના વિષ્ણુ પર્વમાં આ કથા વિગતવાર આપેલી છે. ૧૬૬. **ત્રિપુણ્ડ**—આ શૈવી ચિહ્ન છે. ત્રણ રેખાવાળું તિલક. શિવે ભાલમાં અર્ધચન્દ્ર રાખેલો હોવાથી શૈવીઓ એવા આકારનું ત્રિપુણ્ડ કરે છે.

૧૬૯. **માણમાણે**—માંડમાંડ, મંદમંદ, ધીમે ધીમે; ભારેખમ ગતિએ, પ્રયાસપૂર્વક: આ લક્ષણ, મોટાઈ, કે ગૌરવનું મનાય છે. **હળવાં**—(હેમ-દેશ્ય. **हलुओ-लघुक**) હલકાં; ભાર ન પડે તેમ. **ડગ**—પગલાં. ૧૭૦. **શા આશરા**—શું ગજું, માનવોની શી ગુજાશ કે તેઓ વિસ્મય ન પામે. **મોહ્યા ખગ**—'ખ'(આકાશ)માં વિચરનારા અર્થાત્ અનેકાનેક દશ્યો જોનારા, દેવો અર્જુનનું રૂપ જોઈ મોહ પામ્યા તો પછી માણસો તો શી વિશાતમાં? અર્થાત્ તેઓ તો માત્ર માનવ લોકમાં વિચરનાર હોવાથી તેમને અદ્ભુતતા અંશે અલ્પ જોવાનો અવકાશ મળે, તેથી તેઓ આવું અદ્ભુત રૂપ જોઈ, વિસ્મય પામે એમાં તે શી નવાઈ?

૧૭૧–૧૭૫. **અર્જુનના** અતીત રૂપના અદ્ભુતપણાથી, વિસ્મયચકિત ભાવ કવિએ અચ્છી રીતે વર્ણવ્યો છે. **પશુ મોહ્યાં**—શ્રીમદ્ ભાગવતમાં શ્રીકૃષ્ણની બંસરીના નાદથી ગાયોને મોહ થયાનું ઉત્કૃષ્ટ વર્ણન છે, પશુને મોહ થવો, એ રૂપના અદ્ભુતપણાની પરકાષ્ઠા છે. **હાર**—પશુઓની હારની હાર, હારબંધ. ૧૭૨. **રહ્યાં**—ચાર ચરવાનું ભૂલી જઈ, કેવળ ટગરટગર જોઈ રહ્યાં. ૧૭૪. **સંસાર-લોક**—(**सं. सं + सृ–सरति**) જે ચક્રની પેઠે નિરંતર ફર્યા કરે છે તે: આર્ય વિદ્વાનો આ જગત્‌ને ચક્રની ઉપમા આપે છે દાખલા તરીકે: **नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥** લાક્ષણિક અર્થ–સાંસારિક લોક. ૧૭૫. **વિમાસે**— **सं. वि + मृश**) વિચાર કરે. **કૈલાસનો ભૂપ—શંકર**, હિમાલયના શિખર કૈલાસ ગિરિ ઉપર સદાશિવનો વાસ મનાય છે. ૧૭૬. **શકે** (ઉત્પ્રેક્ષાલંકાર.) ૧૭૮. **વધાવે**—(**सं. वृद्ध**નું પ્રેરક) અભિનંદન આપે. કીર્તિ, જય કે સુખની અભિવૃદ્ધિ ઈચ્છે નગર કે ગૃહના પ્રવેશસમયે મહાન્ વા મંગલકારી સજ્જનનો સત્કાર કરવાનો નિયમ આર્યોમાં પ્રાચીન કાલથી પ્રચલિત છે. સામાન્ય રીતે તે માટે અક્ષત વપરાય છે. અહીં લોકો ધનાઢ્ય હોવાથી પોતાના હર્ષનો અવધિ દર્શાવવાને 'મોતી અને પુષ્પોના વર્ષાદ'થી બાવાને વધાવી લે છે. **પર્જન્ય**—વર્ષાદ. ૧૭૯. **ચિત્રની પેરે**—ચિત્ર જેમ કંઈ પણ ચેષ્ટા કે ઉદ્ગારથી પોતાની લાગણી દર્શાવવા અશક્ત છે, તેમ લોક બાવાના (**અર્જુનના**) અદ્ભુત રૂપથી અતિશય આશ્ચર્યચકિત થયા અને કંઈ પણ ચેષ્ટા કરી શક્યા નહીં તેમ જીભ જડાઈ ગયાથી કાંઈ ઉદ્ગાર પણ કાઢી શક્યા નહીં. એ વિસ્મયની પરાકાષ્ઠા છે, સરખાવો: "**चित्रार्पितारंभ इ-**

**वावतस्ये**" રઘુ. સર્ગ ૨. ૧૮૦. **વૃદ્ધ**—સાર્થ છે, કારણ હમેશાં ટોળાનો નાયક, આગેવાન વૃદ્ધ હોવો જોઈએ, એવો પ્રાચીન સંપ્રદાય છે. સામાન્ય રીતે એવો નિયમ છે કે અતિથિને કુશલ સમાચાર પૂછી "આવો, કયાંથી પધાર્યા," ઈત્યાદિ પ્રશ્નો પૂછવા. **एहि स्वागतमाविशासनमिदं.** ૧૭૯–૮૦ બે લીટી મોટી છે: ખરી રીતે તે આમ જોઈએ !–" ચિત્ર પેરે સહુ (કો) જુએ, મુખે (કોણે) નવ બોલાય રે; કયાથી આવ્યા ? કયાં જશો, (એમ) કોઇએ નવ પૂછાય રે." ૧૮૨. **થોકે થોક**—(**सं. स्तोक**) ઠઠ બંધ.

---

## કડવું ૫ સું.

૧૮૪. અતીત. (**सं. अति + इ** = મર્યાદાથી પાર જવું) ઇંદ્રિયાદિ વિષયવૃત્તિનાં સાધનો જેના મન ઉપર અસર કરવા અશક્ત છે તે: સંયમી. ૧૯૧. અહી, કરી, ધરી, એ અંતર્યમક છે. પ્રેમાનંદની શૈલીમાં તે પરિચિત નહીં હોવાનું જે કેટલાક જણાવે છે, તે વાસ્તવિક નથી. આથી પણ વધુ ખુબીવાળા અંતર્યમકો પ્રેમાનંદની પૂર્વના કવિઓનાં અને ખુદ પ્રેમાનંદનાં કાવ્યોમાં અનેકાનેક છે. ૧૯૨. **અભયી**—(**सं. नास्ति कुतोऽभयम्**) ભયથી રહિત. સંન્યાસી વા મહાન્ પુરુષની પ્રસન્નતાનું આ એક લક્ષણ છે. ૧૯૯–૨૦૧. ગામડીયા લોકની સ્વાભાવિક આટકળોનું હુબહુ ચિત્ર છે. ૨૦૨. અહીં લોકની જીજ્ઞાસા અતિશય તીવ્ર દર્શાવવા કવિ ઉપરાછાપરી પ્રશ્નો પૂછાવે છે અને 'તમે ચેષ્ટાથી નહીં પણ "જીભે"–વચનથી ઉત્તર આપો' એ કથન દ્વારા તેની પરાકાષ્ઠા વર્ણવે છે ૨૦૧. **અભિધાન**—(**सं अभि + धा**) સાંકેતિક ઓળખ. સાધુ પુરુષ સંસારીઓની પેઠે સામાન્ય નામથી ઓળખાતા નથી. તેઓ પરમાત્મા વાચક કાંઇ સાંકેતિક નામ ધારણ કરે છે.

૨૦૩. **અતીતને**—જેણે ઇંદ્રિયાદિનો સંયમ કર્યો છે, જેણે વાસના ત્યાગી છે, તેને તે વળી રહેવાના ખાસ સ્થળની શી જરૂર છે ? સર્વે તેને મન તો પોતાનાંજ સ્થળ છે. **ધામ**—(**सं. धा**) રહેવાનું સ્થાન; સામાન્ય રીતે પવિત્ર તીર્થસ્થળના અર્થમાં પણ વપરાય છે. ૨૦૪. **અવધૂત**—બાવો, જોગી, સંન્યાસી, ફાવે એવું સર્વસાધારણ નામ યોગીને માટે યોગ્ય છે. કોઈ પણ વિશેષ નામ રાખવાની અગત્ય પણ શી છે ?" સન્યાસી થતા પોતાના પ્રાકૃત નામનો છે તેથી તો તેને ત્યાગ કરવો પડે છે. **वाचारंभणं विकारो नामधेयं**–એ સૂત્ર પ્રકારાન્તરે

અહીં ઉપલક્ષિત થાય છે. અહીં તેનું નિઃસ્પૃહીપણું વ્યજિત છે. અર્જુન શુષ્ક વેદાંતિનો, બ્રહ્મીભૂત દશાયે પહોંચેલા સન્યાસીનો ડોળ કરે છે. ૨૦૮ **ભાવિક**—ભાવ-પ્રેમ-વાળી સાધુસંત ઉપર સારી નિષ્ઠા રાખનારી. **અતીતનો**—અતીતને આશ્રય આપનારાવાળી, સેવા પરોણાગતથી સંતોષનારી ૨૦૯. **ચાતુર્માસ**—ચાર મહિના લાક્ષણિક અર્થ: ચોમાસાના ચાર મહિના. શા હેતુથી ચાર માસ એક સ્થળે રહેવું તે વિષે ધર્મસિંધુના દ્વિતીય પરિચ્છેદમાં આમ કહેલું છે: સંન્યાસીએ ચાતુર્માસ રહેવાનો સંકલ્પ નીચે પ્રમાણે કરવો:—

अहंतावन्निवत्स्यामि सर्वभूतहिताय वै ।
प्रायेण प्रावृषि प्राणिसंकुलं वर्त्म दृश्यते ॥
अतस्तेषामहिंसार्थं पक्षान्व श्रुतिसंश्रयान् ।
स्थास्यामश्चतुरो मासानत्रवासति बाधके ॥

સન્યાસીએ કોઈ ગામમાં મહિના પર્યંત રહેવું નહીં, એવો નિયમ છે, પણ ચાતુર્માસમા વર્ષાદથી ઉદ્ભવેલાં જીવજંતુના પગરવથી હિંસા ન થાય, એ કારણે કોઈ એક જ નિયત સ્થળે રહેવાની આજ્ઞા આપેલી છે આષાઢ સુદ ૧૧ થી કાર્તિક ૧૧ સુધીનો સમય ચાતુર્માસ ગણાય છે.

૨૧૧ **મઠ**—(**सं. मठ** = રહેવું) સાધુ સન્યાસીઓનો આશ્રમ. **મઢી** = નાનો મઠ ૨૧૯. **કરીશેં**—કરિશઇનું ઘસાતું રહેલું રૂપ, કરીશું. ૨૨૦. **જાદવ માત્ર**—સઘળા યાદવો. **સમવાય**—( **सं सम् + अव + इ** ) જ-મેલો; સમૂહ. ૨૨૫. **શેરી**--( દેશ્ય, સિહરિણી ) ગલી, રાજ્યમાર્ગના ઉફરાટા નાના મહોલ્લા. ૨૨૬ **"નમો નારાયણ"**—સામાન્ય રીતે સંન્યાસીને નમન કરતાં આ સંબોધન વપરાય છે; કારણ કે તે નારાયણ, **વિષ્ણુસ્વરૂપ** ગણાય છે; પરંતુ પ્રેમાનંદનો બાવો **અર્જુન** તો જોગી, જતિ, જંગમ, સેવડો, સંન્યાસી, કાનફટો, મહંત, જે સાધુ, વૈરાગી કહો તે હોવાથી તેને મન ગમે તે સંબોધન યોગ્ય જ છે.

---

## કડવું ૬ ઠું.

૨૩૩–૨૪૭ આ પંક્તિમાં ઉત્સાહી લોકોના વિવિધ સેવાના પ્રકાર વર્ણવ્યા છે. હજીયે ગામડામાં કોઈ સાધુ આવતાં તેનો આવી જ રીતે લોક પડી પડીને સત્કાર કરે છે ૨૩૪. **પરમ વિધિ**—ઉત્તમ જાતિનાં. ૨૩૫. **જરકશી**—( ફારસી–જર = સોનું + ( અરબ્બી ) કસબ = ભરત કામમાં વપરાતી દોરી ) સોના અને ચાંદીના ઝીણા તાર અને સુતરના દોરાઓની મિલાવટવાળું ભરત. **જાજમ**—( પર્શ્યન ) લાંબુ, પહોળુ રંગીન, બિછાવાતું પાથરણું. **ગલેચા**—ઉનના ગુચ્છા ભરેલી શેતરંજી. ૨૩૮ **સ્વાગત**—( **સં. सु. आगता** ) અતિથિની સેવાચાકરી; સત્કાર. ૨૪૦. **સંયુક્ત**—લવિંગ, એલચી, સોપારી સાથે વાળીને ( સંયોજીને ); જુઓ ૭૨૦:—" બલિભદ્રજી લાવ્યા ત્યાં બીડાં લવિંગ, એલચી સાથજી; સરવ સંયુક્ત કરીને આપે " કદાચિત આ પણ અર્થ હોય:—એ કે તેથી વધારે પાનનાં વાળેલા, બાસઠ બીડેલા પાનની બનાવેલી બીડી ઉત્તમ ગણાય છે. એ ઉક્તિ સરખાવો: ' બીડલે બાસડ પાન. ' **સ્વાગીન**—જેમને જે સર્વસ્વ અર્પણ કરેલું છે અને જે તેના માલિક છે તે. અહીં બાવાને યાદવો અતિ પૂજ્યભાવથી પોતાના પ્રભુ માને છે ૨૪૧. **હૈડે હરખ૦**—પોતાની પ્રિયા સુભદ્રાના સંબંધી યાદવોની સેવાથી અર્જુનને થતો પરમ હર્ષ અહીં વર્ણવ્યો છે. **માય**—( **સં मा**–માપવું ) સમાય **તાંબુલ**—પાન, નાગરવેલના ઉત્તમ ગણાય છે; ચુનો, કાથો, લવિંગ, એલચી સાથે વાળીને બીડી કરી ખવાય છે; તેથી લાલ તાંબા જેવો રંગ આવે છે, એટલે તે ' તાંબુલ ' કહેવાયાં હશે. **આરોગિયે**-( હેમ. દેશ્ય. **आरोगियं सं भुक्त. आरोग्य—अ + रोग**–રોગ રહિત. ) મિષ્ટાન્ન જમવું; અહીં ' પાન જેવી ઉત્તમ વસ્તુ ખાતા ' દેવ તેમ પૂજ્યને માનભેર ખાવાનું કહેતા ' આરોગો ' કહેવાય છે. ૨૪૩. **પાનપાત્ર**—પાણીનું વાસણ. **સાહે**—(**स सह् व सह् + इ**) પકડે. ૨૪૪. **વાળા**—વીરણવાળા. એ સુગંધી અને શીતોપચારને યોગ્ય હોવાથી તેના વીંજણા બનાવી, તે ઉનાળામાં વાપરવામાં આવે છે. **વીંઝણા**— **સં. व्यजन, व्यज्** વા નાંખવા માટે વાંસની પટ્ટીઓનો ચોખડો, કે તાડછાંના પાંદડાનો ગોળાકાર પદાર્થ ગૃહસ્થ ભોગી પુરૂષો ઉનાળામાં વીરણવાળાના પણ વિંજણા બનાવે છે. ૧૪૬. **મુહુરત**—( **સં. मुहूर्त्त**-૪૮ મિનિટનો સમય ) સારા યોગમાં. ( છાપની ભૂલ છે. " આવ્યા પુરમાં બાવા જોગી જનજી " જોઇએ.

૨૪૯–૨૫૪. આ પંક્તિઓ ગામડાંમાં કે જંગલમાં સાદાં પણ સુઘડ ઝુપડાં- ઓ કેમ બંધાય છે તેનો ખ્યાલ આપે છે. પ્રેમાનંદે પોતાના જમાનાનું ગામડાના રહેણાકનું હુબહૂ અને સ્વાભાવિક ચિત્ર આપતા, મહાભારતના કાળની અદ્ભુત રચનાવાળી અને લક્ષ્મી તથા વૈભવથી છલકાતી દ્વારકાને ઘડીભર ખ્યાલથી બહાર રાખી છે. એ જ મોહલ તે દ્વારકા જેવી વિશાળ અને ભવ્ય નગરી માટે વારવાર 'ગામ' શબ્દ યોજે છે.

૨૪૯. **મોહ લગાડ્યો**–મોહથી બાંધી લીધા. **હદ**–નિઃસિમ. ૨૫૦. **પર્ણકુટી**– ( **સં. पर्ण+कुटिर** ) :પાંદડાથી છાયેલી ઝુપડી. પૂર્વે સામાન્ય રીતે પર્વતાદિનાં કોટર–કોતરમા બાવાઓ વસતા, અને તે વાંકાંચૂકાં ( **कुट्**-વાંકું થવું ) હતા. પછીથી બાવાઓની ઝુપડીઓ કુટિર, કે કુટિ કહેવાવા લાગી. **સદ્ય** = તરત. ૨૫૧. પ્રથમ બપ જોગી મઢી બંધાવ્યા પછી સારો મઠ યાદવોએ બાંધ્યો, એમ કહેવાનું પ્રયોજન છે. **વારૂ**—( **સં. वरम्** = ઉત્તમ ) સારોઃ સુંદર. **બેઠક**— દિવાનખાનું; સર્વ લોકોને મળવાનું સ્થાનક. ૨૫૨. **થાપી**–(**સં. स्था**નું પ્રેરક **स्थाप**) માટીના લાંદા ઉપર લાદા ચઢાવીને તૈયાર કરી. ગામડામાં 'ઇટોરી' ઝુપડાં સામાન્ય રીતે નથી હોતાં, પણ મડ, મટોડું, પંક, કાદવની ભીંતો થાપીને બંધાય છે. હજી ગામડાંમાં ધારાળાઓ અને ઢેડાઓ એવા ઝુપડામાં રહે છે. **ત્યાર**—તૈયાર ૨૫૩. **સામસામાં**—હવા અજવાળાની સારી સોઈ સૂચવે છે, આથી તે વેળાના ગૃહશિલ્પના ઉત્તમ નિયમનું ભાન થાય એમ છે. ૨૫૪. **અગ્નિકુંડ**— આહુતિ આપવા માટે અગ્નિનો કુંડ; ગામડાંમાં બાવા ચલમ ભરવા માટે ધૂણીઓ ધીકાવે છે તેવી પણ એક ધૂણી, પણ એ હોય. ૨૫૬. **મહંત**—અહીં મહંત શબ્દ દ્વારા કાઠીઆવાડમાંના "ગિર" નામના અતીતનું સૂચન કરેલું છે. તેઓ સંન્યાસી હોતા નથી, પણ ગૃહસ્થધર્મી સાધુ, વેરાગી હોય છે ૨૫૯. **તદાકાળ**—તે સમયેઃ તુર્ત જઃ

૨૬૨. **વારા**—( **સં वासर** = દિવસ ) ક્રમ પ્રમાણે કોને ઘેર કયે દિવસે બાવાએ જમવા જવું તેનો નિયમ; પાળી. ૨૬૪. **આસ્વાગત**—આગતાસ્વાગતા

–નું ટુંકું રૂપ. **અપરિમિત**—(**સં** अ = નહીં + परिमित = પ્રમાણ) અથાક. **પેર**— **સં** **प्रकार**) રીત. ૨૬૬. **વેદપાઠ**—ક્ષત્રિયને વેદાધિકાર છે એનું અહીં સૂચન છે; અહીં કવિ 'ઉપનિષદ'નું પુનરાવર્તન સૂચવી 'અર્જુન' ની વિદ્વત્તા અને પાંડિત્ય સૂચવે છે; તે ધૂણીવાળો, ચલમચુસુ બાવો નથી એમ પણ જણાવી ત્યની ઉંચી કક્ષાની પ્રતીતી કરાવે છે. ૨૬૮. **શ્રીકૃષ્ણજી**—શ્રીકૃષ્ણ હવે અર્જુન, રાજમંદિરમા શી રીતે આવે તેની પેરવીમાં છે, એમ સૂચવી, કવિ અહીં વસ્તુસાધનાનું બીજ નાખે છે.

---

## કડવું સાતમું.

૨૭૦. **તેણે ઠાર**—તે ઠાર; તે સ્થળે. નામનો પ્રત્યય વિશેષણને પણ લગાડીને કવિતામાં "તે ઠાર" ને બદલે "તેણે ઠાર" કહેવાની પદ્ધતિ પ્રચલિત છે. સંસ્કૃત વાક્યપ્રયોગનું શુદ્ધ અનુસરણ છે. ૨૭૧–૨૭૩. ભાવ (સેવા) મૂર્ત્ત સ્વરૂપમાં યાદવોએ દાખવ્યાના પ્રકાર અહીં વર્ણવેલા છે. ૨૭૪. **સહુ જન-મન ગમે**—સર્વેની ઉપર અર્જુન સમાન પ્રીતિ રાખે; અર્જુનની મોહિની નાંખવાની અદ્‌ભુત શક્તિનું સૂચન છે. ૨૭૫. (સૌ) બાવાને કરે નમસ્કાર, એમ જોઇએ. ૨૭૬. **ધરમ**—કર્ત્તવ્ય, સંન્યાસીની ગૃહીએ પૂજા-સેવા કરવી એ શાસ્ત્રે ઉપદેશેલું કર્ત્તવ્ય છે **પરમ**-ઉત્તમ રીતે. ૨૭૭–૨૮૮. લોકો નિષ્કામ વૃત્તિથી નહી પણ સકામ વૃત્તિ–ફલની ઇચ્છાથી સેવા કરતા હતા, એમ સૂચવી સર્વના અભિલાષ બતાવ્યા છે.

૨૭૭–૮. મંત્રજંત્ર સાધવાની લોકની વૃત્તિ વર્ણવેલી છે; આ સ્થિતિ લોકોની ઉચ્ચ કોટિ સૂચવતી નથી, પણ પ્રેમાનંદના જમાનાના વ્હેમપોષી પ્રકૃતિવાળા સમાજની હલકી સ્થિતિ સૂચવે છે. ૨૭૭. **મંત્ર**—(૧) મૂલ અર્થઃ વેદની સંહિતાનો શ્લોક-ઋચા. (૨) દેવને પ્રસન્ન કરવાને જાપ જપવાનો, પ્રભુસ્તુતિનો શ્લોક (૩) (ધીરે ધીરે એ અર્થમાં વિકાર થતાં) મારણ, જારણ, ઉચ્ચાટન વશીકરણ—ઇત્યાદિ માટે, તેમ જ વીર, મેલડી, જક્ષ, પિશાચ આદિ સાધવા સારૂ તેમ જ સાપ, વછીના ઝેરના ઉતારણ માટે જપાતો, સધાતો સંસ્કૃત કે પ્રાકૃત શ્લોક. એવા મંત્રવડે પાણી, કે માદળીઉં કે કોઈ વસ્તુ મંત્રવાનો રિવાજ છે. **જંત્ર**—(**સં. यंत्र**)

(૧) મંગળ, શનિ, આદિ નડતા ગ્રહોની શાંતિને અર્થે ચોક્કસ સંખ્યા સૂચવતા આંકડા કે અક્ષરો કોતરી તૈયાર કરેલું ત્રાંબાનું કે અન્ય ધાતુનું પતરૂં કે તેવું લ-ખેલું ભૂર્જપત્ર. (૨) ધીરે ધીરે આ ભાવનો વિકાર થતા, ભૂત, પિશાચ, મેલડી-થી પીડાતા મનાતા જીવોના વિકાર મટાડવા ભૂર્જપત્ર ઉપર આકડાના દુધ કે એવા જ કોઈ પ્રવાહિથી મંત્ર કે આંકડા કે અક્ષરો લખી તૈયાર કરેલા પત્રને 'જંતર' કહે છે. ઘણૂં—આ 'ઘણા' વિશેષણનું અવિકારી: અવ્યય રૂપ છે. પ્રાચીન ગુજ-રાતી સાહિત્યમાં એ અવિકારી રૂપ જ બહુધા વપરાયલું જણાય છે. કરે મન આશ—મૃત આદિની સિદ્ધિ માટે મંત્ર, અને જંત્ર પેદા કરી લેવાની આશા-લાલચ કરે. ૨૭૮. મહામંત્ર—સર્વ મંત્રજંત્રને પણ ટપી જાય એવા મંત્ર ઉપ-જાવવાની વિદ્યા-જ્ઞાન. ૨૭૯ અહીં લોકની મોક્ષની ઉત્તમ વૃત્તિ સૂચવી છે. અળગા—અલગ, વેગળા, દૂર; પાસે ને પાસે બેશી રહે, જેથી તેમની હેતુ સાધ-નાની ઉત્કટતા સૂચવાય છે. મુક્તિ—પરબ્રહ્મ સ્વરૂપ પ્રાપ્ત કરી જીવપણાથી છૂટા થવું તે. આ ઇચ્છા ઉચ્ચ પ્રકારની છે. એવા સાધકને અન્ય કશાની ગરજ ન હો-વાથી તે અર્જુન પાસેથી લગાર પણ અલગ–આઘો ન હોતો જતો, એવો ભાવ છે. ૨૮૦–૪ અહી પુત્ર, ધન આદિ વાંચ્છના વર્ણવી છે. ૨૮૦. સિદ્ધનો હાથ માથે પડતાં સદાની આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ બાધાઓ ટળતી હોવા-થી એમાંની કોઈ બાધાથી મુક્ત થવાની ઇચ્છાવાળા લોક હતા, એ ભાવ છે. અતીતને—અતીતની; છઠ્ઠીનો 'ની' પ્રત્યય ઉતાવળે બોલવાની ધાટીથી કવિતામાં વિકાર પામ્યો છે ૨૮૩. વાયક—(સં. वाक्य) અહીં અક્ષર क અને य ઉલ-ટાયા છે, વાણી; વચન. પાછ્૦—વૃથા ન થાય, અર્થાત્ ફળે. ૨૮૫. અહીં મેલી વિદ્યાનું સૂચન કરેલું છે. મોહિની—મોહ પમાડવાની, ભુરકી નાંખવાની કલા. વ-શીકરણ—(સં वश = તાબે કરવું) પતિ, પત્ની, શત્રુ આદિને વશ-(તાબે) કરવાનો પ્રયોગ. સ્થંભન, મારણ, ઉચ્ચાટન, વશીકરણ આદિ તાંત્રિક સિદ્ધિઓ ગણાતી હતી, હાલ તે કેવળ મેલી વિદ્યાનાં જ તત્ત્વો થઈ પડેલાં છે. ૨૮૬. અહીં વૈદ-હુન્નર સાધવાની વૃત્તિનું સૂચન છે. ધાતુ માર્યાની—પારો તથા બીજી કોઈ કાચી ધાતુને અગ્નિમાં પકવ્યા વગર, એમની એમ અન્ય માફક પદાર્થો ભેગી ભેળ-વવી, તેને સામાન્ય રીતે ધાતુ મારવી કહે છે; કેટલીક વખત અગ્નિનો પણ પુટ-પાક ધાતુઓને મારવા માટે આપવો પડે છે; તેમ વનસ્પતિના રસ પણ ભેળવવા પડે છે, એ રીતિ શીખવનારી કલા ને ધાતુ માર્યાની વિદ્યા કહેવાય છે.

**સોનુંરૂપું૦**—કીમીઆની કલાનું સૂચન છે. એકદમ ધનવાન થવાનો લોકનો અભખરો સૂચવ્યો છે. તેવી પણ શક્તિ **અર્જુન**માં હોવાનું કવિ સૂચવે છે. ૨૮૮. **આશિકા** ( **સં. आशा+क** )—(૧) સારાની આશા આપનારી વસ્તુ; (૨) દેવને કે મહાન્ સાધુને ચઢાવેલી વસ્તુ( જલ કે પુષ્પ )નો કે યજ્ઞની રક્ષાનો પ્રસાદ ( ભાગ ). એવા પ્રસાદથી ઈષ્ટ લાભની વૃદ્ધિ થાય છે, એવી માન્યતાથી હજી પણ, વેપારીઓ ગલ્લા ઉપર તેને મૂકે છે; અને બ્રાહ્મણો એવી આશિકા આણી આપવાનો 'ધંધો' કરે છે. ૨૯૧–૯૩. અહીં દોષ કે રોગ મટાડવાના ચમત્કાર વર્ણવ્યા છે. **બીધેલા**—( **સં. भी** ) ભય પામેલા. ૨૯૨. **પીંછી નાંખતાં**—પીંછી ફેરવી દોષ હરી લેતાં. ૫ છીથી ઉતારી મૂકતા રોગની શાન્તિ થાય છે, એમ મનાય છે. હજીયે ધારાળા, કોળીઓ મોરનાં પીંછાંની પીંછીઓનો આવા જ કામમાં ઍસુતમ ઉપયોગ કરે છે. ૨૯૪. અહીં **અર્જુન**માં આવા ચમત્કારની શક્તિ શી રીતે આવી, એવી શંકાનું સમાધાન કરતાં કવિ કહે છે, કે યાદવોને મોહિની લગાડવાને શ્રી કૃષ્ણે આવી સિદ્ધિ તેને આપી હતી; તેથી એ કૃષ્ણની કૃપાનું ફળ છે. અદ્ભુત રસની પૂરી છાપ પાડવા કવિએ **અર્જુન**માં દૈવી, કૃષ્ણની પ્રેરણાથી સઘળાં અદ્ભુત તત્ત્વો, શક્તિઓ અને સામર્થ્યો આવી વસ્યાનું વર્ણવ્યું છે. તેણે તેમાં કશો વિવેક કે વિચાર કર્યો નથી. પણ 'બહુ તંતો બળવંતો' એ ન્યાયે હરકોઈ શક્તિ, વિદ્યા, દૈવી તત્ત્વ **અર્જુન**માં હતું, એમ બતાવવાના મોહને વશ કવિ થયો છે **વારૂ**—સારાં. ૨૯૫. **પાંચ જાતના જ્વર**—ટાઢો, ઉનો, એકાંતરીઓ, ચોથીઓ અને શૂળીઓ ( શૂળ નાંખનારો. ) ૨૯૮ **મૂઠ**—શત્રુને મારી નાંખવાને સધાતો મંત્રપ્રયોગ–ચોટ. **નજર**–( **સં. मुष्टि** ) અદેખાની કે ભૂતની કે મેલડીની દુષ્ટ ભાવવાળી દૃષ્ટિ પડવી, તેને નજર પડવી કહે છે. એથી જેની ઉપર એવી નજર પડી હોય તે માંદુ પડે છે, અને કેટલીક વખતે તત્કાલ લોહી ઓકી મરણ પામે છે, એવી માન્યતા છે. **નડે**–અડચણ કરે. ૨૯૯. **ગુણી**—ગુણ, લક્ષણો, શક્તિઓ ધરાવનારો. **અદ્ભુત**–અસાધારણ રીતે. ૩૦૧. **પાખંડ**—ઢોંગ, છેતરપીંડીના પ્રકાર, ચરિત. ૩૦૩. અહીં **અર્જુન**ની દિનચર્યા વર્ણવતાં યાદવોની ભાવપૂર્વક–સહાયતા વર્ણવી છે. **મરજન**—( **સં. मज्ज्**=પાણીમાં ડુબકી મારવી ) સ્નાન. ૩૦૪. **કરવડો**—( **સં. कर**=હાથ+**वृत्त**=વાળેલું ) વાળેલા નાળચાવાળો લોટો. ૩૦૫. **વિભૂતિ**—( **સં. वि**=ખાસ કરીને+**भू**=હોવું–મહત્તા ) ભસ્મ, રક્ષા. ( યજ્ઞની કે યોગની મહત્તા દર્શાવનારી વસ્તુ ). ૩૦૬. **પ્રજાય**—કવિતામાં 'ય'કાર ઉમેરાયો છે. ૩૦૭. **સમર્પે**—( **સં. सं**=સારી પેઠે+**अर्प्**=આપવું ) ભાવથી અર્પણ

કરે. ખાલી હાથે 'ગુરૂ', કે રાજા કે પૂજ્યજન આગળ નહી જવાનો નિયમ સૂચવાયો છે. **रिक्तपाणिर्नगच्छेत राजानं देवतां गुरुं । નેટ—( सं. न+हठ् )** નક્કી ( દૃઢતાસૂચક છે ). ૩૦૯. **દુ:ખી૦**—દુ:ખ પળી ગયું અહીં આવાની કલ્યાણકારી હાજરી સૂચવી છે. ૩૧૧. **જગજીવન—**જગજીવનની, કૃષ્ણની. છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય અધ્યાહાર છે. ૩૧૨. **ચરિત્ર**—લક્ષણ.

---

## કડવું ૮ મું.

૩૧૮. **સ્વકુટુંબવર્ગ સમેત**=પોતાના કુટુંબનાં માણસો તથા વર્ગ-જ્ઞાતિબંધુઓ સહિત. **સમેત**—( **सं. सम+इ=**જવું ) સાથે. ૩૨૦. **અનુદિન**—( **सं. अनु**=પછી+**दिन** ) ( **दिनं दिनं अनुदिनं**. ઉપપદ-સમાસ ). પ્રતિદિવસ. હરહમેશ. ૩૨૧. અપંગોને પણ આખા અંગવાળા કરવાની **અ**ર્જુનની ચમત્કારિક શક્તિનું સૂચન છે. **ખોડાં**-(ખૂટ, ઉણપ, ખામી ) અપંગ, કાંઈ અવયવ, અંગની ખામીવાળા; પરંતુ સામાન્ય રીતે '' ત્રેંસાયલા પગવાળાં.' **લૂલાં**—( **सं. लङ्ग्** ) સામાન્ય રીતે રોગદોષથી લંગડાં, લંગડાતા પગવાળાં; પરંતુ 'વાંકા' કે નિર્ગત, નબળા, સંધિ-સાંધા સાથે બરોબર નહીં બેઠેલાં, લટકતા અવયવવાળાને પણ લૂલો કહી શકાય; જેમકે લૂલી કાયા, લૂલા હાથ, લૂલી ગરદન વગેરે. **બધિર**-( **सं. बधिर** ; બહેરા. **પાંગળાં ( सं. पङ्गु )** સામાન્ય રીતે જન્મથી પગની ખોડવાળાં; થાંથા, નબળા હાથવાળો પણ 'પાંગળો' કહેવાય છે; એટલે કે 'અશક્ત'. ૩૨૨. **સાર્થક**—સફળ. અંગ આખા થતાં જીંદગીનાં કામ કરવાનો હેતુ સધાય. "પહેલું સુખ તે જાતે નર્યા" એ કથન પ્રમાણે "આરોગ્ય" એ જીવનની પહેલી સાર્થકતા કહેવાય છે. ૩૨૩. **દદ્રુ**— ( સં ) દાદર. ( કહોડનો એક નરમ પ્રકાર ગણાય છે **કહોઢી**—( **सं. कुष्टी** ) ચામડીનો રોગ; આ રોગથી સઘળી કે થોડી થોડી ચામડી સફેદ કે રતુમડી સફેત થતી જાય છે. **ગલિત** ( **सं. गल्** = ખરી પડવું ) કહોડનો રોગ શરીરમાં વધુ જામતાં પગનાં, હાથનાં આંગળા ખરી પડે એ તેને ગલિત કહેવામા આવે છે. **ક્ષુદ્ર**-અધમ, ( કોઈ રોગ આદિથી ) વિકારવાળી (કાયા); વાળ ઘસાઈ જવા; તલના કે ફોલ્લીઓના કાળા ડાઘ પડવા, ખીલ થવા વિગેરે, નિદાનમાં કહેલા ૯૦ રોગોમાંનો કોઈ એક રોગ. ૩૨૪. **પળાય**—( **सं, पला-परा**=સામી બાજુ+**इ**=જવું ) નાશી જાય; જતા રહે.

૩૨૫. **પરત**—( પરતનું ) ઓણી ભૂકી: ભસ્મ. ૩૨૬. **વામે** ( સં **वम्** ) જતાં રહે. ટળે. ૩૨૭. **મંત્રો**—હાથ મૂકી મંત્ર ભણી તૈયાર કરેલું **યથાયોગ્ય**—જેના રોગી તે પ્રમાણે. ૩૨૭–૨૯. અહીં પાણી પીવાથી **અને સ્પર્શ** કરવાથી પણ રોગ મટાડવાની **અર્જુનની શક્તિ** વર્ણવી છે. **ન્હાસે**, જતા રહે, નાશ પામે. ૩૩૧–૩૪. **બાલા-અર્જુનની** મોહિનીથી ભૂરકાવેલાં યાદવ બાલસ્ત્રી-પુરુષોના લગની વર્ણવેલી છે. ૩૩૧–૩૨. આપ ઘણું વધી જાય છે. ૩૩૨ **અર્ધઘડી**-અર્ધઘડી, અડધી ઘડી પણ. ૩૩૩ **સ્વપ્નમાંશી**—બાલાથી મોહેલા, જ્વર ઊંઘમા પડેલાં છોકરાં સ્વપ્નમાં પણ બાલાનું નામ સાંભળતાં પ્રેમથી જાગી ઉઠતાં. આ તેમ જ પછીની પંક્તિમાં બાલા ઉપરનો બાળકોનો નિર્દોષ પ્રેમ વર્ણવેલો છે. ૩૩૫ **વિનય**—વિવેક ૩૩૯ **કાલા-વાલા**-( કાલા, કાયલા ) કાલૂ, તોતલૂ અને હાવલૂ બોલવું તે, આજીજી. ૩૪૧. **કૃષ્ણાગરુ**—અગરુ એ એક જાતની અતિ સુગંધી સુકટ છે. તેમા કાળો અગરુ વિશેષ સુગંધી છે; એ અષ્ટ ગંધમાનો એક નામ છે ૩૪૫. **પંચામૃત**—અમૃત જેવાં સ્વાદુ, દૂધ, દહી, માખણ, ઘી અને સાકર, એ પાંચ અમૃત તુલ્ય ગણાય છે; તેના વિવિધ પદાર્થો ભોજનમા બનાવેલા. ૩૪૬. **વાર**—વારે વારે. ૩૪૭. **આનંદ્યા**—(सं. आ+नंद्) ખુશી થયા. ૩૪૮. **રીત—**( રીતિએ ) = પેઠે. **ઘણૂં**-પ્રાચીન અધિકારી ૩૫.

---

## કડવું ૯ મું.

૩૫૭. **લહે**—ગણે અને માને. ૩૫૯. **માને આજ્ઞા**—જે કોઈ ફરમાવે **તે** પ્રમાણે વર્તે ૩૬૧. **ચારે દિશા—**ચારે દિશાએ, સઘળા ગામમાં. ૩૬૨. **થઈ વિસ્તાર**—ફેલાઈ. ૩૬૫. પ્રભુની **સંપૂર્ણ** કૃપા **હોવાથી** જે ધારે છે તે થાય છે. પ્રભુ તેને હાજરાહજુર છે, એ ભાવ છે. ૩૬૭. અહીં થી રાજદરબારમાં **અર્જુનના** પગ **શી** રીતે થયા, તેનું બીજ નંખાય છે. ૩૬૮. **રામ—**બળરામની; **કૃષ્ણના** મોટા ભાઈ, **રોહિણીથી વસુદેવ** વડે જન્મેલા. એ **શેષનાગનો** અવતાર મનાતા. **તે** પહેલા **દેવકીના** ગર્ભમાં સાતમા બાળકરૂપે આવ્યા હતા. **તે** શક્તિના **પ્રતાપે રોહિણીના** ગર્ભમાં **સંક્રાન્ત** થયા, તેથી **સંકર્ષણ** નામથી ઓળખાયા. તે કૃષ્ણની સાથે **ગોકુળમાં નંદને** ઘેર ઉછર્યા હતા. તે ગદાયુદ્ધમાં **નિપુણ** હતા. **દુર્યોધનને** ગદાયુદ્ધ **તેમણે શીખવ્યુ** હતું. કંસને મારવામા તે કૃષ્ણની સાથે હતા. ( ભાગવત ૧૦, અ૦ ૬૫, ૭૮-૯; ભારત, ઉદ્યોગ૦ ૧૫૭. **તે**

મદિરાસક્ત અને દ્યુતવ્યસની હતા. પશ્ચિમ સમુદ્રતીરે યોગબળથી તેણે દેહનો ત્યાગ કર્યો હતો.

**૩૭૧.** અહીં ચકિત થયેલા સેવકની, સેવ્યને વર્ણવવાની મુંઝવણ ચીતરેલી છે. યાદવને પ્રથમ એ પ્રશ્ન થાય છે, તેના રૂપ વિષે હું કહુ પણ તરત જ બાવાના અદ્ભુતપણાનો વિચાર કરી, કહે છે કે હું બરાબર તેના રુપનો ચિતાર મનમાં ઉતારી આપી શકીશ નહીં; પછી ગુણનો વિચાર આવે છે અને તેમાં પણ તેવા ગુણના અનેકપણાથી કીયા ગુણ વિશેષ છે, એ કેમ કહેવું તેનો વિચાર થઇ પડે છે. **વર્ણવ**—પ્રશંસા, તારીફ. ૩૭૨ **થઈ જોગી આકાર**—જોગીનું રૂપ ધરીને.

૩૭૩. **કોસલનો ભૂપ**—કોસલનો રાજા. **રામચંદ્ર**; અર્થાત્ **વિષ્ણુ**, **બ્રહ્મા**, અને ઇશ્વર, એટલે **શંકર** અહીં ગણાવેલા હોવાથી **રામચંદ્રરૂપ "વિષ્ણુ"** અર્થ બરોબર લાગે છે. **કોસલ—અયોધ્યાની** ઉત્તરનો **પ્રદેશ. રામચંદ્ર**ના માતામહ-( **કૌશલ્યા**ના પિતા )નો દેશ: એ દેશના રાજા અતિ સુંદર ગણાતા. **ઈશ**=શંકર ( **ईश्**=તંત્ર ચલાવવું. ) જગતનું તંત્ર ચલાવવાની શક્તિ હોવાથી ઇશ કહેવાય છે. ૩૭૪. **સોય**—તે ( **સં. सः** પ્રથમા વિભક્તિનું **तद्** નું રૂપ ) ( કવિતામાં વપરાય છે. **નર્મકોષ** ) **વસુધા**—( **સં. वसु**—ધન+**धा**, સ્થાન ) પૃથ્વી. ૩૭૬. **આપ્રણી**—( આપણુ ઉપરથી ) પોતાની મેળે, અર્થાત્ કોઈની પ્રેરણા સિવાય, તરત જ. ૩૭૭ **કોણુ ઠામ**—કીયે સ્થળે. ૩૭૮. **સુખે**—સુખથી, આનંદથી. ૩૮૦. **વન વિષેથી**—વનમાંથી અહીં **અર્જુન**ની મહત્તા બતાવવા તેના આગમનનું કોઈ ખાસ સ્થળ ન સૂચવતાં તે જ બ્રહ્મમાંથી જ પરબાર્યો આવ્યાનું સૂચવ્યું છે. ૩૮૨. **રૂપે......વાળી—બ્રહ્મા**એ તેને અતિશય અનુપમ રૂપરૂપનો ભંડાર બનાવ્યો છે. **છેક વાળ્યો**—હદ્દમાં છેલ્લી કક્ષા પર્યંત રૂપનાં સર્વથી ચઢીયતો થયો છે ૩૮૯. **બોલ્યુ**—બોલ્યો, ( પ્રાચીન પુલ્લિંગ રૂપ ), ક્ષત્રીધર્મ કહેવાયો છે. ૩૯૧. **જગજીવન**—જગતના જીવનરૂપ, જેને આધારે જગતનાં પ્રાણીઓનું જીવન છે, તે ૩૯૨ **સુંડ્યા માથાનો નહિં પાર**—માથું મુંડાવીને જોગી થયલાઓનાં હૃદય-ભીતરની વાત કોઈ પામી શકતું નથી; અથાત્ તે ખરો યોગી છે, કે ખોટો તે સમજવું મુશ્કેલ તે. સરખાવો:-" વાટ્યું ઓસડ ને મુંડ્યો ગોસાઈ " " માથુ મુંડાવ્યું પણ મન મુંડાવ્યું નહી, ત્યાં સુધી સંત નહી." " માથું મુંડાવ્યે જતિ નહીં અને ઘુંઘટો તાણ્યે સતી નહીં." " જોગી જુગત જાના નહીં, કપડે રંગે તો કયા હુવા ?" અહીં કૃષ્ણ પહેલેથી अज्ञातकुलशीलस्य वासो देयो न

**यच्चित्** એ નિયમથી ગૃહસ્થાશ્રમીએ સાવધ રહેવાનું સૂચવી, પાછળથી કાંઈ થતાં ાને માથે તેનો દોષ રોપલો ન આવે એવો પેંતરો રચે છે; અને પોતે આ નરકટ ં કર્યું છે, છતાં નિરાળા નિર્લેપ હોવાનો દંભ દેખાડયો છે. બળદેવની અંધશ્રદ્ધા ાત કરવાને કૃષ્ણે પોતે સાધુ અર્જુનને રાજ્યદ્વારમાં બોલાવવાની વિરૂદ્ધ ાનો પ્રપંચ રચ્યો છે, અને બળદેવ તેમાં આબાદ ફસાય છે.

૩૯૩. **ષટ્દર્શન—दर्शन=दृश्यते यथार्थतया ज्ञायते तत्त्वं अनेन**=યથાર્થ- જેનાથી તત્વ જાણી શકાય છે તે દર્શન. વેદ-ઈશ્વરના **अस्तित्व** ને માનનારાં આસ્તિક અને ઈશ્વરના અસ્તિત્વને નહીં માનનારાં તે નાસ્તિક, એમ બે પ્ર- નાં દર્શન છે. અર્થાત્ પરલોક જેવું કાંઇક છે અને તેનો દૃષ્ટા ઈશ્વર પણ છે, ા મતવાળાં આસ્તિક દર્શનો અને પરલોક તો છે જ નહીં તથા તેનો કોઈ ઈશ્વર હોઈ જ શકે શાનો ? એવા મતવાળાં નાસ્તિક દર્શનો કહેવાય છે. છ સ્તિક દર્શન, તેના દર્શનકાર સાથે નીચે પ્રમાણે છે:-(૧) ન્યાયદર્શન-ગૌતમ ં. (૨) વૈશેષિક કે ઔલુક્ય દર્શન-કણાદ. (૩) સાંખ્ય-કપિલ. (૪) યોગ-પ- ંજલિ. (૫) પૂર્વ મિમાંસા-જૈમિનિ અને (૬) વેદાન્ત વા ઉત્તર મિમાંસા-બા- યણ-વ્યાસ. નાસ્તિક છ દર્શન આ પ્રમાણે છે:-(૧) ચાર્વાક વા લૌકાયતિક. માધ્યમિક. (૩) યોગાચાર. (૪) સૌત્રાન્તિક; (૫) વૈભાષિક અને (૭) દિગ- . ખરી રીતે ૨, ૩, ૪ અને ૫ નો સમાવેશ બૌદ્ધ દર્શનમાં જ થવો જોઇએ.

સંક્ષેપમાં છ આસ્તિક દર્શનોનાં મન્તવ્ય આ પ્રમાણે છે:—

(૧) **ન્યાયદર્શન**—આ દર્શનના પ્રણેતા મહર્ષિ **ગૌતમ** છે; તેનું બીજું ા અક્ષપાદ હોવાથી ન્યાયદર્શન 'અક્ષપાદ દર્શન' તરીકે પણ ઓળખાય છે. પરમાણુવાદને માને છે. સોળ પદાર્થ-પ્રમાણ, પ્રમેય, સિદ્ધાન્ત વગેરે સોળ ગો-ન્યાયદર્શનનાં છે. મોક્ષના ઇચ્છુકે તે વિશેષરૂપે જાણવાનાં છે. કેટલાકના . તે નાસ્તિક, ઈશ્વરને નહીં માનનારા લેખાય છે, પણ તે વેદને શિરોધાર્ય ્તા હોવાથી, તેમ ઈશ્વરને વિશ્વનું કારણ માનનારૂં સૂત્ર આ દર્શનમાં છે એટલે, આસ્તિક દર્શનકાર લેખાય છે. (સિદ્ધાન્ત) "દેહાદિ અનાત્મ વસ્તુમાં આ- બુદ્ધિ રૂપ અજ્ઞાનથી દ્વેષ, રાગ, મોહ આદિ દોષોનો આવિર્ભાવ થાય છે. આ ાથી પાપરૂપ અથવા પુણ્યરૂપ પ્રવૃત્તિ થાય છે. પ્રવૃત્તિથી ધર્માધર્મ ઉત્પન્ન ા છે. કોઈ પૂર્વપુણ્યના પ્રભાવથી સદ્‌ગુરૂ પ્રાપ્ત કરી 'આ સર્વ દુઃખનું સ્થાન અને દુઃખથી અનુરક્ત છે.' એમ જાણે છે, ત્યારે અજ્ઞાનથી આરંભી દુઃખ

સુધીના સંસારચક્રને હેય ગણે છે. સર્વનું મૂળ અજ્ઞાન છે એમ જાણતાં તેની નિવૃત્તિના ઉપાય–તત્ત્વજ્ઞાન માટે તે પ્રયત્ન સાધે છે. તેથી સર્વ હેય પળાય છે. દુઃખની નિવૃત્તિ તે જ મોક્ષ છે. અનુમાનથી ઈશ્વરત્વ સિદ્ધ થાય છે ઈશ્વર પ્રસાદમોક્ષ માટે આવશ્યક છે."

(૨) **વૈશેષિક દર્શન**—"તેના સ્થાપક કણાદ-(કણ =પરમાણુ + અદ= ખાવું-કારણ માનવું; વળી કણ=કાગડો+અદ=ખાવું, એટલે ઉલુક=ઘુવડ). આ દર્શનમાં વિશેષને પદાર્થ માનવામાં આવે છે તેથી જ તે વૈશેષિક કહેવાય છે. પ્રકૃતિ અને પુરુષ એ બે નિત્ય તત્ત્વો છે. નવ દ્રવ્ય-પદાર્થો મુખ્યત્વે નિત્ય માનેલા છે. અદૃષ્ટ કારણ વિશેષ જડ પરમાણુઓ સંમિલિત થાય છે; અને પરિણામે વિશ્વ, સંસાર ઉત્પન્ન થયો છે. જગતનું કારણ નિરૂપણ કરવું, એ વૈશેષિક દર્શનનો મુખ્ય ઉદ્દેશ છે. **आत्मकर्मसु मोक्षो व्याख्यातः** (૬-૨-૧૬) દેહાદિ આત્મા નથી, એવો નિશ્ચય થતાં જ્ઞાનનો ઉદય થાય છે અને રાગદ્વેષ પળાય છે; એટલે ધર્માધર્મની પ્રવૃત્તિ જન્મતી અટકે છે અને દુઃખનો નાશ થાય છે. અને દુઃખનો આત્યંતિક નાશ એટલે મોક્ષ. (સિદ્ધાન્ત) દુઃખનું ભાન સર્વને છે, તેથી સર્વે તેની નિવૃત્તિ ઇચ્છે છે; આ નિવૃત્તિ ઈશ્વરસાક્ષાત્કારથી થાય છે; અને ઈશ્વરસાક્ષાત્કાર શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી થાય છે. મનન માટે અનુમાન અને તેનો અંગ! પદાર્થવિવેક આવશ્યક છે. પદાર્થવિવેક પ્રાપ્ય હોવાથી તેની શાસ્ત્રવ્યવસ્થા આ દર્શનમાં કરેલી છે, આત્યંતિકી દુઃખનિવૃત્તિ એ જ મોક્ષ છે."

(૩) **સાંખ્ય દર્શન**—કપિલ, ગૌડપાદ આ દર્શનના મુખ્ય પ્રવર્તક છે. સાંખ્યવાદ પરિણામવાદ કહેવાય છે. આ દર્શનમાં પ્રકૃતિ, વિકૃતિ ઉભયાત્મક અને અનુભયાત્મક એ રીત્યા ચાર પ્રકારના પદાર્થ–મનાય છે. પુરુષ અનુભયાત્મક છે. પ્રકૃતિ અને પુરુષ નિત્ય છે. પ્રકૃતિના વિકારથી આખો વિશ્વવ્યાપાર ઉત્પન્ન થયો છે. પ્રકૃતિ પોતે જ વિશ્વવ્યાપારનું આદિકારણ છે, તેનું મૂલ નથી. પુરુષ ચેતન સ્વરૂપ છે, સુખ-દુઃખથી રહિત છે. તે વિકારી નથી; તે અકર્તા છે. અધ્યયનમાં પચીસ પદાર્થો મુખ્ય માનેલા છે. પ્રત્યક્ષ, અનુમાન અને આપ્ત વાક્ય એ ત્રણ પ્રમાણ છે. સાંખ્યવાદ એ સત્કાર્યવાદ છે, કારણ તે મત પ્રમાણે કાર્ય ઉત્પત્તિની પૂર્વે સત્ છે કાર્ય કારણથી ભિન્ન ન હોવાથી સુખદુઃખમોહાદિનું કારણ ત્રિગુણાત્મક પ્રધાન મનાય છે. પ્રધાન અચેતન હોવાથી, પુરુષના મોક્ષરૂપ પ્રયોજનને લીધે તેની પ્રવૃત્તિ ઉત્પન્ન છે. અંધપંગુ સંબંધ જેવો પુરુષપ્રકૃતિનો સંબંધ છે. પુરુષ અને પ્રકૃતિના અન્યત્વનું જ્ઞાન એ મોક્ષ મનાય છે.

(૪) **યોગ દર્શન**—યોગમાં ઈશ્વરનું ધ્યાન આવશ્યક હોવાથી આ સેશ્વર સાંખ્ય કહેવાય છે. તેના મુખ્ય પ્રવર્ત્તક પતંજલિ મુનિ છે. ઘણી બાબતમાં સાંખ્ય અને વૈશેષિક દર્શનોમાં મળતાપણું છે. ચિત્તવૃત્તિનો નિરોધ એ યોગ છે. તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાનથી એ ક્રિયાયોગ સધાય છે. સાંખ્યનાં પ્રધાનાદિ પચ્ચીસ તત્વોમાં છવ્વીસમું તત્ત્વ યોગદર્શન ઉમેરે છે. કર્મવિપાક અને આશયના સ્પર્શથી પરમ પુરુષ પોતાની ઇચ્છાથી નિર્માયલા શરીરમાં રહી, લૌકિક અને વૈદિક સંપ્રદાયને પ્રવર્તાવે છે; અને તે સંસારતાપથી તપતાં પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરે છે. ક્રમે ક્રમે સ્વેચ્છાથી રહિત કર્મ કરવું, એ જ મોક્ષસાધન છે. સંસાર, સંસારહેતુ, મોક્ષ અને મોક્ષના ઉપાય, એ ચારનો વિચાર આ દર્શનમાં કરેલો છે. સંસાર દુઃખમય હોવાથી ત્યાજ્ય છે. પુરુષ અને પ્રધાનનો સંયોગ હેય ભોગનો હેતુ છે. આત્યંતિકી નિવૃત્તિ, એ તેનો નાશ છે. સમગ્ર દર્શન એ નાશનો ઉપાય છે.

(૫) **પૂર્વમિમાંસા**—આ જૈમિનીદર્શન વા કર્મમિમાંસા કહેવાય છે. શ્રુતિવિષેશનો અર્થ અને સ્મૃતિશ્રુતિના વિરોધનો સમન્વય-એ આ દર્શનનો ઉદ્દેશ છે. શ્રુતિવિશેષના તાત્પર્યનું નિરૂપણ અને શ્રુતિ, સ્મૃતિના વિરોધ સંબંધી સંદેહનો વિચાર તથા સિદ્ધાન્તસ્થાપન, આ દર્શનમાં કરેલું છે. આ વ્યાપારને અધિકરણ કહે છે. આમાં પુષ્કળ અધિકરણો છે. પ્રત્યેક અધિકરણના પાંચ અંગ છે; વિષય, સંદેહ, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ તથા સંગતિ. વેદના કર્મકાંડનાં ભિન્ન ભિન્ન વાક્યોની સંગતિ દર્શાવવી, એ આ દર્શનનું મુખ્ય પ્રયોજન છે; વેદ અપૌરૂષેય મનાય છે. શબ્દના નિત્યત્વને આધારે, તેનું અપૌરૂષેયત્વ સિદ્ધ થાય છે. વેદ સ્વતઃ પ્રમાણ છે. કર્મકાંડ યજ્ઞયાગાદિ દ્વારા સ્વર્ગ પ્રાપ્તિ, એ પરમપુરૂષાર્થ મનાય છે.

(૬) **ઉત્તરમિમાંસા**—આને વેદાંત દર્શન પણ કહે છે. પૂર્વમીમાંસા પછી વેદાન્ત દર્શન પ્રકાશિત થયલું મનાય છે. બાદરાયણ વ્યાસ તેના પ્રણેતા ગણાય છે. આ વિભાગ બ્રહ્મમીમાંસા અથવા જ્ઞાનકાંડ લેખાય છે. વિવર્તવાદ મુખ્યત્વે માનેલો છે. જગતનું વિવર્ત ઉપાદાન-અભિન્નનિમિત્તોપાદન કારણ, બ્રહ્મ છે. આ મત માયાવાદ કહેવાય છે. આમાં નિષ્કામ કરતાં જ્ઞાનિએ કર્મશેષને નિર્બિજ કરી જ્ઞાનમય-બ્રહ્મમય, કેમ થવું, એ વેદ-ઉપનિષદનાં વચનોથી સમજાવેલું છે. આ દર્શનમાં જ્ઞાન પ્રધાનભૂત છે, અને કર્મો અમુક અવધિપર્યંત આવશ્યક ગણેલાં છે. વસ્તુતઃ જીવ, એ શિવ-પરબ્રહ્મ છે. જીવશિવના અભેદનું યથાર્થ જ્ઞાન એ આદર્શ પ્રયોજન છે.

હવે વેદ વિરૂદ્ધ દર્શનોનું તત્ત્વ અવલોકીએ.

(૧) **ચાર્વાક દર્શન**—આ દર્શન લોકાયતક-લોકોને વિષે આયત ફેલાયલું પણ કહેવાય છે. ચાર, લોકસંમત વાક્ય-લોકગાથાઓનો આશ્રય આ દર્શન કરે છે, અને પારલૌકિકને માનતું નથી. તેથી જ તે લૌકાયતિક છે. જ્યારે વેદસમત દર્શનો અનુમાનને પ્રમાણ ગણે છે, ત્યારે આ મત પ્રત્યક્ષને જ પ્રમાણ માને છે. અને અનુમાન તથા શબ્દપ્રમાણનો નિષેધ કરે છે. આત્મા અથવા શરીર વિશિષ્ટ ચેતન કેવળ જડનું પરિણામ છે એવો તેનો મત છે. ઈશ્વર, પરલોક અને દેહાતિરિક્ત આત્માને આ દર્શન માનતું નથી. તેથી તે નાસ્તિક દર્શન કહેવાય છે. આ દર્શન પ્રમાણે દેહસુખ એ જ પુરુષાર્થ છે; સંસારનું સુખ એ જીવનનો ઉદ્દેશ છે. આત્મોચ્છેદ અથવા શરીરચ્છેદ એ મોક્ષ છે. વેદના આચારવિચારને એ ધૂર્તોનો ઢોંગ માને છે; અને શ્રાદ્ધાદિકને મૂર્ખ લોકનો મિથ્યા શ્રમ ગણે છે. તેઓ પરમેશ્વર સ્વર્ગ, નરક, પુણ્ય કે પાપનો અંગિકાર કરતા નથી. તેનો સિદ્ધાંત આ છે.

यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥

(જ્યાં સુધી જીવવાનું થાય ત્યાં સુધી પૂર સુખમાં રહેવું; મૃત્યુની પેલી પાર કંઈ પણ નથી. દેહ બળીને ખાખ થયા પછી તે પાછો શી રીતે હયાતીમાં આવવાનો હતો ?)

ચાર્વાક નાસ્તિકશિરોમણિ કહેવાય છે. ચાર્વાક અથવા બૃહસ્પતિ એ મતના એક આચાર્ય હતા. તેમાં બે મત છેઃ—એક દેહને અને બીજો મત અસ્તિતાને માને છે.

૨—૫. **બૌદ્ધદર્શન**—આના ચાર વિભાગ છેઃ—(૧) માધ્યમિક, (૨) યોગાચાર, (૩) સૌત્રાન્તિક અને (૪) વૈભાષિક. આ દર્શન પ્રત્યક્ષ અને અનુમાન, એ બે પ્રમાણ સ્વીકારે છે. ચાર ભાવનાઓના વારંવાર નિશ્ચયપૂર્વક વિચારથી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છેઃ—(૧) સર્વ ક્ષણિક છે. (૨) સર્વ દુઃખ છે. (૩) સર્વ સ્વલક્ષણ છે. અને (૪) સર્વ શૂન્ય છે. આ ભાવનાઓથી સકલ વાસનાઓની નિવૃત્તિ થતાં શૂન્ય રૂપ પરનિર્વાણનો અવિર્ભાવ થાય છે. અજ્ઞત્વના જ્ઞાનની નિવૃત્તિ માટે પૃચ્છા એ યોગ અને ગુરૂએ કહેલા અર્થનો અંગીકાર એ આચાર છે. ભાવ માત્ર સત્ તેમ જ અસત્ કે સદસત્ નથી. તે અનિર્વચનીય અને નિઃસ્વભાવ છે.

**માધ્યમિક**—બૌદ્ધ દર્શનનો એક ભાગ. આ મતવાળા સર્વ શૂન્યવાદી છે. આમાં પદાર્થ માત્ર કેવળ શૂન્ય રૂપ મનાય છે. વસ્તુતઃ કોઈ વસ્તુ ખરી નથી;

ારણ સર્વ અવસ્થાઓમાં તે નજરે પડતી નથી. ઉપર્યુક્ત ચાર ભાવનાઓનું ચિંતન તાં ભાવ વિશીર્ણ થાય છે. બુદ્ધે પ્રથમ જેઓ પ્રતિ સર્વ શૂન્ય છે એમ કહ્યું ાને તેમાયે જેમણે ગુરુના એ વચનનો શ્રદ્ધાથી સ્વીકાર કર્યો, તેઓ કનિષ્ઠ ાહિ, તેમ જ બુદ્ધિ વાપરી શંકા ન ઉઠાવી માટે શ્રેષ્ઠ નહીં, એટલે મધ્યમ અને ાધ્યમિક કહેવાયા.

**યોગાચાર**—બૌદ્ધો ભાવના ચતુષ્ટયને નિર્વાણનો હેતુ માને છે, પણ બાહ્ય દાર્થને શૂન્ય માને છે; અને આંતર અર્થ સ્વયંવેદન હોવાનો સ્વીકાર કરે છે. ના મતે ક્ષણિક વિજ્ઞાન રૂપ આત્મા જ સત્ય છે. અનાદિ મિથ્યા વાસના અજ્ઞા· થી સ્વયંવેદનબુદ્ધિથી ભિન્નવત્ ભાસે છે અને તેથી બુદ્ધિથી અભિન્ન બાહ્ય ાર્થ ભિન્નવત્ ભાસે છે. આ મતવાળા ક્ષણિક વિજ્ઞાનવાદી મનાય છે.

( આ સર્વના સ્ફોટ માટે જુઓ. સર્વદર્શન સંગ્રહ, જે ના. ગાયકવાડ સરકા· ની મદદથી પ્રકટ થયો છે. )

**સૌત્રાન્તિક બૌદ્ધો**—બાહ્ય વસ્તુને કેવળ શૂન્ય નહીં માનતાં તેને અનુમેય ાને છે તે બહારની વસ્તુને સત્ય અને અનુમાનસિદ્ધ કહે છે. બાહ્ય પદાર્થનું ાન નિરંતર ન થતાં કદાચિત્ થાય છે. આ બૌદ્ધો આલયવિજ્ઞાન અને પ્રવૃત્તિ- ાજ્ઞાનનો સ્વીકાર કરે છે.

**વૈભાષિક**—બૌદ્ધો બાહ્ય અર્થને પ્રત્યક્ષ માને છે. સંકલ્પ જ્ઞાનને અપ્રમાણ ાને નિર્વિકલ્પ જ્ઞાનને પ્રમાણ માને છે.

**દિગંબર** અથવા આર્હત દર્શન—આ દર્શનવાળા જીવમાત્ર ઉપર દયા કરવી, ને મુખ્ય ધર્મ સમજે છે. તે બૌદ્ધોના ક્ષણિકતાના મતનું ખંડન કરે છે. જૈનો ંકળ સ્વીકારે છે, પણ જગતનું નિત્ય મૂલ કારણ ઈશ્વરનો સ્વીકાર કરતા નથી. ત્યક્ષ, અનુમાન અને શબ્દ, એ ત્રણ પ્રમાણ માને છે. શબ્દપ્રમાણમાં પોતાના ાગમ–સર્વજ્ઞના શબ્દને માને છે. તે અનુસાર સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને મ્યક્ ચારિત્ર્યથી મનુષ્ય આવરણનો ક્ષય કરી, સર્વજ્ઞ થઈ શકે છે. આ મતમા મુખ્ય તત્વ છેઃ જીવ અને અજીવ તે બન્ને અનાદિ અને અનંત છે. શ્વેતા- રો તીર્થંકરોની મૂર્તિને અલંકારોથી શોભાવે છે. દિગંબરો સોળ સ્વર્ગ અને સો ન્દ્ર માને છે. શ્વેતાંબર યતિઓ વાસણમાં ખાય છે, દિગંબરો હાથમાં ખાય છે. વેતાંબરો સ્ત્રીને મોક્ષનો અધિકાર છે એમ માને છે તો દિગંબરો તેમ માનતા નથી.

**ષટ્ દર્શનમાં પાખંડ**=છ દર્શનોમાં કેટલીક એવી બાબતો છે કે જે

અણુસમજુને પાખંડ=ધર્મ ધૂર્તપણાને માર્ગે લઈ જાય એવી છે. **પાખંડ**—ધર્મમાં ઢોંગીપણું.

**સરખાવો:**— દર્શન ભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રહ્યા આપ આપણા
એક એક પેં હુંકી રહ્યા, અમે પામ્યા, બીજા વહેતા ગયા.

( અખો-સ્વભાવ અંગ. )

ખટ દર્શન કરતા વિખવાદ, મધ્યે માયા પોષે સ્વાદ

... ... ... ... ... ... ... ... ...

અખા બાળકની પેરે થયું બોરાં સાટે ઘરેણું ગયું. ( વિભ્રમ અંગ. )
દર્શનવેષ તણી કહું વાત, પંથ પુરાતન સઘળી ઘાત.

... ... ... ... ... ... ... ... ...

રાજવેષ ધર્યે નોય રાજ, પંથ રહે કાંઇ ન સરે કાજ.
અંતઃકરણ એવું કાંઈ નથી, નિર્દાવે વર્તે તે જતિ.( વેષવિચાર અંગ. )

**કો સાધુ**—આ ષડ્ દર્શનોના અનુયાયીઓમાં કેટલાક સજ્જનો હોય છે, ત્યારે કેટલાક માતેલા સાંઢ જેવા મત્સરવાળા હોય છે. **ઝંડ**—મત્સરવાળા, અલમસ્ત, માતેલા, લુચ્ચા. ( ઝુંડો-વાવટો, ઉપરથી ? ઝુંડા જેવો ટટાર, નમ્યું ન આપે એવો; "ઝડાઝુલણ" ૩૯૪. અહિંથી કવિ છ વેદમતાનુકુલ અને છ વેદબાહ્ય દર્શનોના અનુયાયીઓ ગણાવે છે. **જ્ઞાની**—આત્મજ્ઞાન ધરાવનારા ( વેદાંતી ); **ધ્યાની**—ધ્યાનમાં મગ્ન, ( સાંખ્ય ); ચિત્તનો નિગ્રહ કરવાવાળા **યોગી**—( પાતંજલ મત-યોગવાળો. ) **લંપટ**-કેવળ સંસારમાં જ લપટાનાર; ચાર્વાક મતવાળા. **ऋणं कृत्वा घृतं पीबेत्** Eat, Drink & Be merry—ખાઓ, પીઓ અને લહેર મારો, એ જ મતના છે, **ડામકી**-ડીમાક, બહારની ટાપટીપવાળા, આડંબરી. **દાંભિક**-બૌદ્ધો-માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક અને વૈભાષિકવાળા. આ મતાનુયાયીઓ સ્વકીય મતના, અતિ હઠાગ્રહી હોવાથી દાંભિક કહેવાય છે. ૩૯૫. **જોગી**—મિમાંસકનું તત્ત્વ નહીં જાણનાર, પણ કેવળ તેના મતને અંધતાથી અનુસરનાર કર્મકાંડમાં જ મન રાખી, સંસારમાં જ મનને તૃપ્તિ પમાડનાર, આ મતવાદીઓ મનાય છે. **સંસારી**—ગૃહસ્થ ધર્મના હિમાયતી, મઠાધિપતિ મહંતો,

કે વલ્લભી સંપ્રદાયના મહારાજોના જેવું ગૃહી જીવન. **એક પરમેશ્વર**—કણાદાદિના મતના અનુયાયી, એકેશ્વરવાદી. ૩૯૬. **સિદ્ધ**—ગૌતમ મતાનુયાયીઓ. **અવધૂત**—જૈનો. ૩૯૭. **તે માટે**.....આ સર્વ પ્રકારના સત્ય જ્ઞાનથી વિરૂદ્ધ મન અને આચરણવાળા સાધુઓ, બાવા, જોગટા, જતિઓ, જંગમ, સેવડા, કાનફટા, ગોંસાઈ, વેરાગી, સન્યાસી આદિ ઢોંગી ધુતારાઓ પણ હોય છે. માટે તેનો પ્રથમ વિચાર કરવો. **ઘેર બેઠાં**—અંતઃપુરમાં રાણીઓમાં ભરાઇને સ્ત્રીઓની પેઠે ઢુંકી નજરવાળો બની પોતાની જ જાતની પ્રશંસા કર્યાં કરે. ૩૯૯-૪૧૪. આ પંક્તિઓ બળરામની સાધુ ઉપરની અંધ શ્રદ્ધા વર્ણવે છે. ૪૦૦. **તારે**—તને લાગે છે એવો એ સાધુ લાંઠ, ધુતારો નથી. ૪૦૩. **રહ્યો**—રહી શકયો છે; અર્થાત્ જેનામાં ગુણ ન હોય તેને યાદવો સુખે પોષે જ નહીં; એક ક્ષણ પણ દંભીને યપરઅંધા યાદવો પોતાના સાથમાં નભવા, ટકવા દે નહીં. ૪૦૪ મા ૪૦૩ નો આશય. ૪૦૫ નિંદારૂપી અપરાધ. **કાં**-શા માટે ? ૪૦૬ એવાના પગથી પિતૃઓ ઉદ્ધરે, પિતૃઓનું ઉદ્ધરવાનું સદ્ભાગ્ય હોય તો એવા સંતજન આપણે મંદિર પગ મૂકે. ૪૦૭. **કૃતાર્થ**—સફળ. ૪૦૮. **કુહેર**—નિર્મર્યાદિત, બેહદ; **વાધે**-ખીલે. **સરે**-સિદ્ધ થાય, સફળ થાય. ૪૧૦. **વિનય**—વિવેક. ૪૧૩. **ચાર પદારથ**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

---

## કડવું ૧૦ મું.

આ પ્રકરણમાં વિવિધ પ્રકારના બાવાઓના લક્ષણ એકત્રિત કરી, તેનો નિર્દેશ કરી, બાવો બનેલા અર્જુન સંબંધમાં બળદેવના મનમાં શંકા ઉત્પન્ન કરવાનું બીજ કવિએ નાંખેલું છે; જેથી ભવિષ્યમા યતિ રૂપ અર્જુનને હાથે થયેલા અપહરણના કૃત્ય માટે કૃષ્ણને માથે નિમિત્ત હોવાના દોષનો પરિહાર થાય.

૪૧૮ **ગોપાલ**—ગૌ, ગાયો વા ઇંદ્રિયોનું પાલન કરનાર કૃષ્ણ. ૪૧૯. **સંન્યાસી**—શ્રીમદ્ભગવદ્ગીતામાં, કર્મમાં ફલબુદ્ધિનો ત્યાગ કરનારો ખરો સંન્યાસી કહેવાય છે. શ્રીમદ્ભગવદ્ગીતાના ૫ મા અધ્યાયના ૩ થી ૮ શ્લોક જોવા. અહીં કવિ "ગમે તે ભગવી ચીંદડી વાળો" એ અર્થમાં આ શબ્દ વાપરે છે. ૪૨૦. **ભેખમાં જ્ઞાત**—ભેખ લીધો, ત્યાગી થયો, ભગવું પહેર્યું એટલે પછી જ્ઞાતિ,

તિનો પણ ત્યાગ કર્યો એમ મનાય છે. પછી તે ત્યાગી મૂળ ઉંચી જાતિનો કે કુલનો તો તે જાણવાનું કોઈ સાધન રહેતું નથી. હાલ તો સાધુઓનો કાળે કાળે સબ જાંખુ, વો વિવેક વગરનો ભેળસેળાયો વર્ગ થઈ ગયો છે. તેથી 'જાતભાતના ભેદ વિના સર્વ જ્ઞાતિના બાવાઓ એક જ જાતના થઈ જાય છે.' કહેવત છે કે 'ભીખ મડા વ્યાપાર કે ઉસમે લાજ નહોતી' સરખાવોઃ-'મૂંડયા માથાનો નહીં પાર' (કડવું ૯. પંક્તિ ૩૯૨) 'વાટયું ઓષડ ને મૂંડ્યો ગોંસાઈ.' તેની જાતભાત કોઈ જાણે નહીં. "સુખે સુવે જોગી અવધૂત." ૪૨૧. પાખંડી—ઢોંગી. દંડી-દંડ ગ્રહણ કરનાર સન્યાસી, જોગી. ઉન્મત્ત જોગી-યોગીની ભોગ વાસના મરી જવી જોઈએ ત્યારે જોગીઓની તો, ભોગની બુદ્ધિ ઉન્મત્ત થયલી હોય છે. વિષયાંધ ભોગાસક્ત. ભગવદ્ગીતાના વાર્તિકકાર મલિન મનના સંન્યાસીનું વર્ણન આપે છેઃ—

प्रमादिनो बहिश्चित्ताः पिशुनाः कलहोत्सुकाः ।
संन्यासिनोऽपि दृश्यन्ते दैवसन्दुषिताशयाः ॥

૪૨૨. અન્ય આહારના ભોગી—ઘેર સારૂં સારૂં ખાવા ન મળે એટલે બીજાના ઘરનાં પકવાન્ન મિષ્ટાન ખાવાનો જોગ શોધનારા ભોગી, ભેખધારી જોગી. ૪૨૩. ઘેર......અતીત—રળવાની શક્તિ હોય નહીં, એટલે ભીખને જ પેટ ભરવાનો ધંધો ગણનારા બાવા. સાથે સરખાવોઃ—

"ટોપી વાલે ત્રણ ગુણ, નહીં વારો નહીં વેઠ;
બાવો બાવો સહુ કહે, સુખે ભરે પેટ."

"શિરમુંડનમાં તીન ગુણ સિરકી જાવે લાજ;
ખાનેમેં લડુ મીલે લોગ કહે મહારાજ."

અતીત- જે ઇંદ્રિય બલ-વાસના-આસક્ત કરવાના બળ-થી મુક્ત છે તે. અહીં કેવળ 'બાવો,' સાધુડો એ જ અર્થ છે. ગુજરાતમાં અતીત જાતના બાવા પ્રસિદ્ધ છે તેઓ ગૃહી હોય છે. ૪૨૪-૨૫. જ્યાં...રીત—સરખાવોઃ-'જ્યાં મળી રોટી ત્યાં પડયા લોટી.' "ભીખ તેને ભૂખ શી," "ભીખારીને જ્યાં જાય ત્યા ઘર." શ્રીમાન્ શંકર ભગવાન્ કહે છેઃ—

**जटिलो मुण्डी लुञ्चितकेशः काषायाम्बरबहुधृतवेषः**
**पश्यन्नपि च पश्यति मूढः उदरनिमित्तं बहुकृतवेषः**

( ચર્પટ પંજરિકા-૩ )

૪૨૬. લોકમાં માનબુદ્ધિ ઉત્પન્ન કરવા માટે ખોટા ત્યાગી થઈ, ખરા ત્યાગીનાં અનેક ચરિત્ર કરવાને તૈયાર થયા હોય છે; કારણ બીજી રીતે એ મૂઢો પેટ ભરવા પોતાને અશક્ત માને છે. ૪૨૭ **સાધુ સિદ્ધ**—પોતે સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તો તેમને વનમાં બેઠાં બેઠાં જ નિર્વાહનાં સાધનો આપોઆપ કુદરતથી, આકાશવૃત્તિથી મળી રહે. ૪૨૮. નગર એ દુષ્ટવાસનાઓમાં લલચાવનાર હોવાથી સાધુ ત્યાગી પુરુષે શાંતિનાં સ્થાન-જંગલ છોડી આવાં લાલચોનાં લલચાવનારાં, મોહમાં ફસાવનારાં, સ્થાનોમાં શા માટે આવવું ? **કુણુ**—કિમ્. મૂળ પ્રશ્નાર્થક રૂપમાં 'શું' ના અર્થમાં વપરાયો છે.

ઢોંગી બાવાઓનાં પાખંડો વિષે ભગત ભોજો કહે છે:—

દેશિ સંત તણી લાવી રે ભેગા કરે બાવો ને બાવી.
મોટાં કપાળે ટિલાં કરે ને વળી ટોપી પટકાવી.
કંઠે ને ખલતો, માળા ગળામાં, કાને મુદ્રા લટકાવી.

... ... ... ... ... ... ... ...
ભોજો ભગત કહે રાખ્યા ચાહુમાં, લેખે તો ભરમાવી રે.

\+ \+ \+ \+

ભેખ તો લાવર થકી ભૂંડા, મેલા અંતરમાં ઊંડા.
ટકો પૈસો ટેલ ગામ ગામ નાંખે, વળી ખેતર ખેતર કુંડાં,
જેની વાંસે ધાયે તેનો કેડો ન મૂકે, જેમ કટકનાં લુંડા રે.
ત્રાંબિયા સારૂં ત્રાગુ કરે ને વળી કામ ક્રોધનાં કુંડાં,
ધન ધૂતવા દેશ દેશમાં ફરે જેમ મલકમાં મુંડા રે.

\+ \+ \+ \+

જોઈ હસ્યો જગતના બાવા રે ધર્યા ભેખ ધુતીને ખાવા.

... ... ... ... ... ... ...

રૂપ કરે, ને બાવો ધ્યાન ધરે, ભોળાં લોકને ભરમાવા,
ભોજો ભગત કહે બાવશું સેવે એને, જમપુરીએ જાવા.

૪૨૯. **પાંચે**—કાન, ત્વક, આંખ, જીભ અને નાક. ૪૩૦ **વિમાસ્યે**—સંકલ્પ કરી, અહીં આંદોલનનું બળ વર્ણવેલું છે. **આવે**-સન્મુખ પ્રાપ્ત થાય. ૪૨૯-૩૨. ઇંદ્રિય વશ હોય તો પછી શબ્દ, સ્પર્શ આદિ પાંચ વિષયો તેના મનને લલચાવી શકતા નથી; અને પાંચ વિષયો પરાસ્ત થયા, એટલે પોતે જ સર્વ ઇષ્ટ સાધન મેળવવાને શક્તિમાન્ છે. એવા સિદ્ધને સત્યસંકલ્પબળથી ધારી વસ્તુ આપોઆપ મળી આવે. વનમાં રહી, પરમાત્મા સાથે ચિત્તને સલગ્ન કરે અને મન( મનિષા )ને પરમાત્મપદથી ચળવા ન દે, એકાગ્ર કરે, તો તેને સર્વ વસ્તુ આપોઆપ સાધ્ય જ છે. ( મનસા=મનિષા ) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા કહે છે:—

अनन्याश्चिंतयतो माम् ये जनाः पर्युपासते ।

तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

પ્રભુ જ તેની ચિંતા રાખી ભરણપોષણનો ભાર ઉપાડી લે છે.

૪૩૩. પણ જેઓ કેવળ પેટ ભરવા અર્થે જ, આત્મવસ્તુની ઓળખ માટે નહીં, બાવા થયલા છે તે તો પરમાત્માનું સ્વરૂપ શી રીતે સમજી શકે ? **એક ધ્યમે**—એક જ લક્ષ્ય અર્થાત્ પરમાત્મામાં સ્થિર. **જાણે**—ઓળખે. ૪૩૪. **ડમકી**—ડીમાકી, ત્યાગીના ડીમાક-દમામવાળા બહારના વેષના આડંબરથી અંજાઈ પડયાથી લોકો એવાઓને વખાણે છે. અહીં લોકની મૂઢ બુદ્ધિ-સદસદ્‌વિવેક બુદ્ધિના અસત્વનું યથાર્થ સૂચન કરેલું છે. ૪૩૫. **કુહેર**—ગજબ, હોહો કરાવે એવા બેહદ. ૪૩૬. **જો** સિદ્ધ તો પછી જાદવોને ઘેર નિત્ય ખાવા જવાની કડાકૂટમાં શીદ પડતો હશે-એ તો સ્વાદીયો છે, પેટભરો, પાખંડી માટે એમ કરે છે, એવું સૂચન છે.

૪૩૭. સરખાવો:—'નખથી તે શીખ લગી;' 'રોમેરોમે.' ૪૩૯-૪૫૫. આ પંક્તિઓમાં બળરામની બાવામાં જડ શ્રદ્ધાનું વર્ણન કરેલું છે. ૪૪૦. **ભગવાન—ઐશ્વર્યવાન્**, સિદ્ધિવાળો પૂજ્ય. ૪૪૧. જેને દેવ પણ જોવાની ઇચ્છા કરે ૪૪૨. **અમરનાથ**—અમરો, દેવોનો દેવ, ઇન્દ્ર **અશ્વમેધ**-અવશ્યમેવ, નક્કી. ૪૪૪. **ફોગટ.........કર્મ**—નાહક નિંદા કરી પાપકર્મનો પોટલો બાંધે છે, વહોરે છે. ૪૪૭. આ પંક્તિથી બળરામ, કૃષ્ણની સાચું પુરૂષને નહી ઓળખી શકવાની શક્તિનું હાસ્ય કરી, તેનું કારણ બતાવે છે. ગૌચારી તું ગાયો ચરાવી ખાનાર, અનાડી, જંગલી જેવો, બુદ્ધિહીણ, વિવેકહીન, જડ, જટ ગોવાળીઓ જ છે. એક જ ઇન્દ્રિયના જ્ઞાનવાળો છે. પરંતુ બળરામ પોતે જ

કૃષ્ણના ગૌ ચારનાર સહચારી હતા તે વાત ભૂલી જાય છે. ૪૫૦. **ધર્મયુક્ત ચતુરાઈ**—ધર્મ, આચારને અનુસરતી, કુશલતા; અર્થાત્ ધર્મ આચારકુશળ સતજનો. ૪૫૨ **રખે૦**—વડીલના છેવટના **શબ્દ**, મૌન રહેવાન આજ્ઞાનો ઉપયોગ. ૪૫૩–૫૪. આપણે તો સાધુ જાણીને તેને ભોજન કરાવીએ છીએ; તેની જાતભાતનું કે તેની સાધુતા કે ખળતાનું આપણને શું પ્રયોજન છે ? પણ 'પેઠો તે પાર' નીકળે એ વ્યવહારકુશળ વચન ઉતાવળીયા બળરામ વિસરી જાય છે. 'પેઠાના બા સોંસરા.'

૪૫૬–૬૪. શ્રીકૃષ્ણે બળરામને અર્જુન પ્રતિ લોભાયા (ફસાયા) જાણી, પ્રગટ હેતુ હવે નક્કી કરી, નમતી મૂકી; અને ભાઈનું સાત્વન કરવા ગડી ગયા. ૪૬૨. આપણુ ધાર્યું શું થાય છે ? કર્ત્તાહર્ત્તા શ્રી જગદીશની પ્રારબ્ધને ફલાન્વિત કરવાની યોજના અનેરડી, ઔર, અદ્ભુત ન કળાય તેવી છે, તે આપણે કેમ જાણી શકીએ ? જે ભાવી હશે તે થનાર જ છે; મારે તારે ટાળ્યું ટળનાર નથી જ. માટે મારો આગ્રહ આ રહ્યો પડતો; આપણે ચાલો પતીતને નોતરવાની પેરવી કરીએ. અહીં ભવિષ્યમાં થનારી બાબતનું સૂચન આડકતરી રીતે થયેલું છે. ૪૬૬. અહીં વડીલ ભાઈની આજ્ઞા, કનિષ્ઠે નહીં લોપવાનો આર્યધર્મનો સિદ્ધાંત કવિએ નિરૂપ્યો છે.

---

## કડવું ૧૧ મું.

આ કડવામાં કવિએ અર્જુનને તેડવાની બળરામની આતુરતા અને બાવાની દાંભિક નિસ્પૃહતા અને બલરામને વિશેષ આતુર કરવાની યુક્તિનું સચોટ વર્ણન કરી, મનુષ્યસ્વભાવ સારી રીતે ચીતર્યો છે.

૪૭૨. અહી "કૃષ્ણ થયા" એટલું અધ્યાહાર છે, ગયા કડવાના અંતિમ નિર્દેશ સાથે તેનો સબંધ જોવો. **હલધર**—બલરામ; તેમનું આયુધ 'હલ' હતો. ૪૭૩. **રામમને**—રામના મનમાં હર્ષ માયો સમાતો નથી. ૪૭૪. સરખાવો.—

"એક નૂર કાયા, સો નૂર કપડાં,
હજાર નર ટાપટીપ, લાખ નૂર નખરા."
'અર્ધા વસાનું માનવી, વીસ વસાનું લુગડું'.

૪૭૫. **તત્પર**—તત્-એ અતી તને, પર-ઉદ્યોગ; અર્થાત્ તેના સત્કારને અનુકૂલ. ૪૭૬. **ભોજન રચો**—ભોજનને અર્થે રસોઇની વાનીઓ નીપાવજો. ૪૮૨. **આસન**—બેઠક, એટલે કે આશ્રમે, મઠે. સરખાવો:—'ફકીરના તકીયો.' ૪૮૫.

**અપરિમિત**—( **सं. अ = नहीं + परिमित** = પમાય **परि + मा** ) અમાપ અસંખ્ય. **પાળા**—પગપાળા, સાધુને તેડવા જતા વિનય તેમ જ લઘુતા દર્શાવવા, કૃષ્ણ અને બળરામ પગે ચાલતા ગયા એવો કવિના કથનનો ભાવ છે ૪૯૬. **ઉડી બેઠા**—સાચો સત્કાર કરવા જવા ઉઠવાનું મન કરે, અને પાછા કંઈક વિચારથી બેસી રહે, ચંચળ; ( ઉઠવું કે ન ઉઠવું તેનો મનમાં ભાવ હુવો થાય. ) **સભા**—સભાજનો. ૪૯૪. **કરો વિનયપ્રણામ**—વિનય-વિવેક, રાજવંશી પ્રત્યે માન દર્શાવનારા પ્રણામ કરો અહીં કવિએ ગોવાળીયાની તુચ્છ બુદ્ધિ વ્યક્ત કરેલી છે, કારણ તે એટલું પણ સમજતો નથી કે રાજા કરતા અતીત ચઢીયાતો છે. એથી જ રાજવંશી ચાલી ચલાવીને તેનું સમાન કરે છે ત્યા સંધુએ ઉઠી સામા જઈને પોતાની લઘુતા બતાવવાની નથી. ૪૯૫ બાવો પણ શાયરક પ્રતિ સરખો ભાવ તેમ જ નિસ્પૃહતા દર્શાવવા દ્વાર ઉપર સામો ન જતાં પોતાને આસને આવી બેસે છે, અને સાધુતાનો પાઠ પૂરુ ઠાઠથી ભજવે છે. ૫૦૦ **નેત્રપલ્લવી**—( **नेत्र+पल्लव**= પાંદડાં; પોપચાં ) સંકેત નિમિત્તે નેત્રનાં પોપચાં પાંપણો મચમચકાવવી તે. પાપણના મચકારા દ્વારા કૃષ્ણ પ્રત્યેનો પૂજ્યભાવ અર્જુને દાખવ્યો. અહીં બાવો અર્જુન કૃષ્ણને ઓળખે છે અને તેમનો અર્જુનના તર્કટમાં હાથ છે, એવો ખ્યાલ ભોળા બળદેવને ન જાય છતા તે કૃષ્ણ પ્રત્યેનો પોતાનો પૂજ્યભાવ અંતરથી બતાવી શકે, માટે કવિએ આ યુક્તિ વાપરી છે; જેમ **કરપલ્લવી** હાથનાં આંગળાંની ચોક્કસ સંખ્યા અને ગતિદ્વારા સંકેત કરવાની વિદ્યા છે તેમ પ્રેમાદિ ભાવનાં સૂચનો વગેરે નેત્રપલ્લવી વિદ્યાથી થાય છે. એ બે વિદ્યાઓનાં નિરૂપણો થયલાં પ્રસિદ્ધ છે. ૫૦૧. શ્રી કૃષ્ણે પણ સામાં નેત્ર ' સમસ્યા ' કરી-સૂચક રીતે નેત્ર મચકાવી તેનો પ્રત્યુત્તર વાળ્યો. ૫૦૨. **બલિભદ્ર** પગે લાગ્યા એમ જણાવી, કવિ કૃષ્ણ પ્રભુ હોવાથી અર્જુનને પગે ન લાગ્યા એમ ગર્ભિત સૂચવે છે. શ્રી કૃષ્ણના ભગવાનત્વને બાધ આવતો કવિએ આ રીતે ઉગાર્યો; પણ બ્રાહ્મણ, સન્યાસીને પગે લાગતાં ભગવાનત્વ હીણું થતું નથી, અને કૃષ્ણે અનેક યતિઓને પૂજ્યા છે, એ કવિની સમજ બહાર રહ્યું છે. ૫૧૪. **સ્વામ**—સ્વામી ! **છઉં**—છીએ; આ રૂપ જુનું છે; હવે વપરાતું નથી. ૫૧૫. **માન માગું છઉં**—વિનતિ કરૂં છું, તમારા માન સ્નેહભાવની માગણી કરૂં છું. સરખાવો:—" વલવલું વિઠ્ઠલા બેઉ કર જોડીને માન માગું. " **મહેતા નરસિંહના હારમાળા.** ૫૧૬. **ભોજનને**—ભોજને સર્વે અહી સુભદ્રા અને અર્જુનના પ્રેમનું બીજ ઉદ્ભવવાનું એક સમીપતર ઉપકરણ કવિએ વર્ણવ્યું છે; કારણ ભોજનને નિમિત્તે બાવો સુભદ્રા-

કુંવારી કન્યાના હાથથી ભોજન આરોગવાની પોતાની પ્રતિજ્ઞા દર્શાવે છે અને આખરે તે દ્વારા તે બન્નેનાં હૃદયમાં પ્રેમાંકુર ફુટે છે. ૫૧૮. હું **સેવકથી**–હું જે તમારો સેવક છું તેનાથી. આવી રચના અટપટી છે, પરંતુ સર્વનામના સંબંધમાં જૂની ગુજરાતીમાં પ્રચલિત છે ૫૧૯. **અવધારો** ( सं अव + धृ ) નિશ્ચય કરો. ૫૨૨. **સાંપ્રત**, તૈયાર, **તત્પર.**

---

## કડવું ૨૨ મું.

આ કડવામાં અર્જુન અંતરમાં બળભદ્રને ત્યાં સુભદ્રાને મળવાની આતુરતાથી જવા ઇચ્છે છે, પરંતુ પોતાની નિસ્પૃહતા બતાવી, બળદેવ પાસેથી વધારે આગ્રહ માગી લે છે. એ દ્વારા કવિએ બન્નેનાં હૃદયનું મંથન યથાર્થ રીતે ચીતર્યું છે.

૫૨૬. **ચરિત્ર**, લક્ષણ અહીં, અર્થ વિકૃતિને પામ્યો છે. ૫૨૯. **ઉપજે,** ( उत्पद्यते ) વિચાર સ્ફુરે, આવે, ઉઠે. ૫૩૦. અતીતને તે વળી રાજદ્વાર કેવું? તેને તે વળી મોહાંધ કરનાર રાજદ્વારમાં આવવાનું પ્રયોજન શું? ૫૩૧. રાય અને રંક, ધનવંત અને દરિદ્રિ એવા ભેદ જો કે બ્રહ્માએ નિર્મ્યા છે ખરા, પરંતુ તે સાપેક્ષ છે. વાસ્તવિક રીતે રંક પોતાને ઘેર તો રાજા જ છે; એ તત્ત્વ તમે વિચારો, એમ બાવો રામકૃષ્ણને કહે છે.

૫૩૩. **તૂં,** બાવો કેશવ અને રામ એ બન્નેને ઉદ્દેશીને (જુઓ ૫૨૯મી પંક્તિ) કહેતો હોવાથી 'તમે' જોઇએ;પરંતુ સુભદ્રાની સમીપ જવાના હર્ષથી તેને સંભ્રમ થતાં બલરામ એકલાને જ ઉદ્દેશી બોલે છે. ૫૩૪. સંન્યાસીને મન તો રાયરંક એવો ભેદ છે જ નહીં. તે તો બ્રહ્માની સૃષ્ટિના સાપેક્ષ ભેદની ભાવનાથી અતીત, મુક્ત છે.

૫૩૬. સરખાવો, ભર્તૃહરિઃ—

> क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरः
> क्वचिद्भूमिशय्यः क्वचिदपि च पर्यङ्कशयनः
> क्वचिद्भिक्षावृत्तिः क्वचिदपि च मृष्टाशनरुचिः
> महात्मा योगज्ञो न गणयति दुःखं न च सुखं ॥

**પંચામૃત,** દહીં, દુધ, ખાંડ અને મધ, એ પાંચ પદાર્થોનું ભોજન. **કણવત**= કણવૃત્તિ–લોકોને ઘેરથી માગી કણકણ ઉઘરાવેલા અનાજની જાર; અર્થાત્ પંચકણીની જૂદીજૂદી જાતની ખીચડીઆ જુવાર; એમાં જૂદીજૂદી જાતને લીધે સ્વાદ એકસરખો મીઠો નથી હોતો. ૫૩૯. **ભાવાર્થ—ભલે** પદાર્થો વિવિધ રસવાળા

હોય; પણ જોગીએ તો કોઈ એક રસનો ખાસ લોભ ન રાખતાં સઘળા રસ ઉપર સમાન પ્રીતિ, રૂચિ રાખવી, જેથી કોઈના મોહમાં તે ન ફસાય. એટલા સારૂ જ સ્વામીનારાયણીય સાધુઓને માટે સઘળા ભોજ્ય પદાર્થો એકઠા કરીને જ ખાવાનો નિયમ શિક્ષાપત્રીમાં વિહિત છે. તે એ જ સૂચવે છે કે પીરસાયલા પદાર્થો વિવિધ રસવાળા હોય માટે તેનો જો કે ત્યાગ ન કરવો, પરંતુ તેની લિજ્જતનો લોભ ન રાખતાં બધાયે એકઠા કરી ખાવા, એ તેના સાધુચરિતને યોગ્ય છે; કારણ પૃથક્ પૃથક્ સ્વાદથી રસનેન્દ્રિયને બહેકતી અટકાવવી, એ સાધુનું કર્તવ્ય છે. વળી સાધુને માટે એવો પણ એક નિયમ છે કે ભિક્ષાપાત્રની ઝોળીમાં આવેલા પાક પદાર્થો આરોગતાં પહેલાં તળાવ કે સરોવરનાં પાણીમાં ઝોળી બોળી કાઢવી, જેથી પાણીમાં ખારો મીઠો, તીખો રસ ચાલ્યો જાય, અને પછી નિરસ ભોજન ખાવું. ૫૩૭. જોગ અને ભોગ પરસ્પર વિરૂદ્ધ છે. જોગમાં ઇન્દ્રિયશમન મુખ્ય છે; ત્યારે ભોગમાં ઇન્દ્રિયવિલાસ, ઇન્દ્રિયબેહેકાવ મુખ્ય છે; તેથી ઇન્દ્રિયશમન અર્થે યોગીએ ભોગની ઈચ્છા ન રાખવી, પણ ઉલટી ત્યાગવી. ૫૩૮. **અલખ,** ( અ = નહીં + લક્ષ્ય ) લક્ષ્યમાં ન આવે એવું જે ભાવિમાં બનવા કાળ લખ્યું હશે અને જે અલક્ષ્ય બ્રહ્મને ગમતું ( રૂચતું ) હશે તે જ બનશે મનુષ્યનું કાંઈ ધાર્યું થતું નથી, એ ભાવ છે. **લિખિત,** ભાગ્યમાં લખાયલો । **अवश्यं भावि भावानां** । અહીં બાવા પાસે આવાં વચન કહેવડાવી, કવિ એમ વ્યંગ્ય રીતે સૂચવે છે કે "જો ભાવિમાં જોગીપદ જવું લખ્યું હશે ( કે જેમ પાછળથી થાય છે ) તો તે જશે, પરંતુ મારે જાણી બુઝીને રાજદરબારમાં આવી, મારે હાથે જ એ જોગીપદ જાય એવા પ્રલોભનમાં ફસી, જાણી બુઝીને જોગીપદ છોડવું નથી." યુક્તિથી કવિ, ભવિષ્યના બનાવનું સૂચન કરવા સાથે બાવાની નિસ્પૃહતા અને પરમાત્મામાં ભાવિ વિષે તેની શ્રદ્ધા બતાવી બલરામનો સંશય નિવારે છે, અને ભવિષ્ય પદાર્થ સૂચવે છે. ૫૪૦. તમે નગરના રાજા છો; એટલે આ યાદવો પણ તમારી પ્રજા છે, તેથી તેમને ઘેર જમવું, તે તમારે ઘેર જમ્યા બરોબર છે. એટલે રાજદ્વારમાં જમ્યાથી કાંઈ વિશેષ નથી. માટે હવે તમારે દરબાર ખાસ આવવાની મને અપેક્ષા નથી. અહીં બાવો બલરામને હુલાવે અને ફુલાવે છે. **કરૂણા,** દયા–કૃપાનું ફલ. તમારી મહેરબાની છે, સંમતિ છે તો પ્રજા મને પોતાને ત્યાં જમાડી શકે છે. **હેતની લહેર,** એ આશય છે કે, તમારૂં હેત છે તો તે બહુ જ છે; કંઈ તમારે ત્યાં આવ્યાથી બહું હતું. ૫૪૧ **વિચાર,** સંકલ્પ. ૫૪૪. **ભાગે,** ભંગ થાય. ૫૪૬. જે આવે તે ખાવું. યદૃચ્છાએ જે આવી મળે તે ખાઈ સંતોષ પકડવો. સંન્યાસીને પ્રતિદિન, માત્ર પાંચ જ ઘેર ભિક્ષા માગવાનો વિધિ છે. જો કદિ એ પાંચે ઘેરથી અસત્કાર થાય તો પાછા મઠમાં આવી

ડવું અને અનાયાસે જો કોઈ કાંઈ આપવા આવે તેનો સત્કાર કરવો, ને ન આવે કડાકો ખેંચવો પડે તો તે પણ ખેંચી કાઢવો, પરન્તુ ભરણપોષણ માટે બીજો પ્રયાસ ન કરવો. તેણે હાથે રાંધી ન ખાવું તેમ વલખાં મારી, વલવલાટ કરી માગવાનો અભખરો પણ ન રાખવો. પરંતુ 'પ્રભુની એવી મરજી' એમ ગણી નતાઈથી અપવાસ આદરવો. જતિઓને પણ 'અન્ન વોરવા' જવાનો નિયમ છે. દ્ધ સાધુઓનો પણ આવો નિયમ હતો.

૫૪૭. ઉપલાં વચનોથી બલરામની ભાવા ઉપરની શ્રદ્ધા વિશેષ દૃઢ થઈ અને ી મહત્તા માટે વિશેષ માન થયું. **વિશ્વાસ આવ્યો,** શ્રદ્ધા બેઠી. ૫૪૯. **તોલે,** પ્ર તુલ્) **સમોવડ.** તુલા( કાંટા )થી બરોબર સમાન ભાગ થાય છે, તે ઉપર- આ અર્થ ફલિત છે. બલિભદ્રના હૃદયમાં તેની નિસ્પૃહા માટે અહોબુદ્ધિ ી છે ૫૫૨. **કીજે,** કરીએ. ( પ્રાચીન રૂપ કીજઇ, **क्रियते** ) ૫૫૩. આ પં- ્તી કદિ બલરામના મનની તાલાવેલી, અસ્વસ્થતા અને અતિ આતુરતાનું ભાન કવિ વે છે. **આવીજે,** આવીયે, (પ્રાચીન રૂપ 'આવી જઇ', આવીઈ.) આ રૂપના પુ- ષ્ટા માટે જુઓ સા. કે. હ. ધ્રુવની કાદંબરીની ટીકા, પાનાં ૨૫૦-૧. **કાલા- વાલા,** ( કાયલા વાયલા ), આજીજીઓ. **ક્રોડ,** અસંખ્ય. ૫૫૪. **સંભાવના,** સે- ના વચનનો આદર.

૫૫૫. બલભદ્રનાં વચનનો અર્જુને આદર ન કર્યો, અને વિવેકની પણ હદ આવી રહી, એમ લાગ્યું, એટલે કૃષ્ણે ખુમીબંધ વચ્ચે પૂરાઈ, અર્જુનને જ- ણાવ્યું કે, હવે ઝાઝી હઠ ન કર અને દોરી નમતી મૂકી મુંગો મુંગો ચાલતો હોય ચાલ, બહુ તાણીશ તો તુટી જશે, માટે હવે તૈયાર થા. અહીં કવિએ બહુ જ ી કરી, પાછળ થનારા હરણના બનાવનો દોષનો બધો ભાર બળદેવના અંધ- શ્રદ્ધ ઉપર જ મૂકી દીધો છે. ૫૫૮. **અતીત,** અતીતને તો રાયરંક સરખા છે. પછી રંકને ઘેર તરત જ જવું અને રાજા પાસે, ઘણા કાલાવાલા કરાવતાં છતાં, ન જવું, એવો ભેદ તમારા જેવાને ન છાજે. માટે હવે જો તમે બન્નેને સરખા જતા હો તો તો શીઘ્ર ચાલો. આવા ખુબીભર્યાં વચનના મર્મથી અર્જુન ખાત મહાત થાય છે.

૫૬૦-૬૪—બલરામ અર્જુનને મહાત થયલો જાણી, પોતાની વિનતિ સ્વી- કારી સમજી, ગમે તે રીતે પણ તેને લઈ જવા ઉપરાછાપરી વિનવણીઓ કઈ

છે અને તેના ઉત્તરની પણ રાહ જોતા નથી. ૫૬૧. **સાંપ્રત,** સજ્જ. **સુખપાલ** ખુરશીની બેઠકવાળી પાલખી, તાવદાન. ૫૬૪. **અવિનાશ,** અવિનાશી. **અર્જુનને** સંબોધન.૫૬૫.**અહીં અર્જુન બરોબર** તાલ આવેલો જોઇને સુભદ્રાની સેવા મેળવવાનો સંકેત સાધે છે અને પોતાની પ્રતિજ્ઞા નિમિત્તે પોતાની પ્રેમાસ્પદ સુભદ્રાને હાથે ભોજન પીરસાય, એવું વચન માગી લે છે. અહીં કવિએ પ્રેમબીજનો નિક્ષેપ અત્યુત્તમ રીતે કર્યો છે. ૫૭૩. **સહેલી**—( **धनपाल देशी–सुहेल्ली–सं सुख + केली:–हेमचंद्र–सुहेल्ली–सुहल्लो–सं. सुखम्.** ) સરળ. ૫૭૯. **પ્રણિપત**— ( **सं. प्र + नि + पत्** ) માનપૂર્વક પગે લાગવું તે. ૫૭૩. **સાંપ્રત** ( **सं संप्रति** ) હાલ.

૫૮૦. પોતાની પ્રેમાસ્પદ સુભદ્રાનું નામ શ્રવણ કરવાથી સ્વાભાવિક પ્રસન્નતાનું અને અર્થ સરવાની આશાનું સૂચન કવિ કરે છે.

---

## કડવું ૧૩ મું.

આ કડવામાં બહુભટને ત્યાં બાવો અર્જુન જમવા જવા તૈયાર થતાં વિવિધ શણગારો સજે છે. આ શણગારોમાં કવિ એક જ પ્રકારના ગોંસાઈનાં ઉપકરણો તેને સજાવાને બદલે જૂદી જૂદી જાતના સઘળા ગોંસાઈઓ અને સાધુઓના ઉપકરણો સજાવી,એક તાદૃશ સંગતિયુક્ત ચિત્રને બદલે ખીચડીયા ઉપકરણો સજેલી "બહુરૂપી" મૂર્તિ રજુ કરે છે. અહીં ખરેખર વિવિધ ઉપકરણોની ગણત્રી ગણાવવાનો લોભ કવિએ રાખેલો જણાય છે. જેથી વર્ણનવિશેષનું ચાતુર્ય માર્યું જાય છે. અન્ય કાવ્યોમા તે એક ચીતારાની પીછીને જેબ આપે એવી ખુબીથી તાદૃશ વ્યક્તિનો ખ્યાલ વર્ણનવિશેષથી આપે છે, તેવું અહીં જણાતું નથી; પણ ઉલટો ગાગરીયા કવિની પાંતિમાં ચઢી બેસે છે.

૫૮૩. **પૂર્વજ,** પૂર્વ પુરુષ, **અર્જુન. તારાનો,** ખરી રીતે "તારા પૂર્વજનો " એમ જોઇએ; પણ કવિતામા નામને બદલે તેની સાથે સંબંધ ધરાવતા વિશેષણને કે સર્વનામને પણ વિભક્તિના પ્રત્યય લગાડવાની એક પ્રણાલિ પડેલી છે ૫૮૭ **પવિત્ર,** ( સં પૂ = શુદ્ધ કરવું ) યજ્ઞમાં સંસ્કાર પામેલી; **શુદ્ધ,** કસ્તર વિગેરે કાઢી, દૂધ આદિથી ધોઈ, તપાવી, સાફ કરેલી. ૫૮૮. **ભોવન.**

ભુવનમાં, લોકમાં; સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ લોકમાં. ૫૮૯. **પીતાંબર** ( **पीतं अंबरं यस्य सः** ) પીળું રેશમી વસ્ત્ર. કૃષ્ણને તે અતિ પ્રિય ગણાય છે; મહંતો રેશમી સાફો બાંધે છે તેનું અનુસરણ કરાવ્યું છે. ૫૯૦. **પહેરણે**, ધારણ કર્યાથી; આ રાધા વલ્લભી સંપ્રદાયના ગોંસાઈઓનું ઉપકરણ છે. **વળીયો છેક**, ( **सं. वल्** ) ઉદ્ થઈ ( હેમ૦દેશ્ય **छेकं** ) ૫૯૧. **મૃગચર્મ**, મૃત મૃગનું ઉતારેલું ચામડું, 'અહાલેક' જગાવનારા, સાધુ-સંન્યાસીનું ઉપકરણ. **ઓઢીયું**, ( **देश्य उढीयं सं. ऊढं-वह्** અથવા **अपि + धानुं अपिधान** ). **મધ્યે**, છાતીના ભાગની ઉપર, પહેરણની જગ્યાએ. **રક્ત**, રાતું. ૫૯૨. છડી, લાકડી. આ તથા પીંછી એ જૈન ગોરજીનાં ઉપકરણો છે. **કરહવો**-( **सं कर + वृत्त** વળેલા નાળચાવાળો ) કંઈક કમંડલના જેવું પાણીનું પાત્ર; સાધુસંન્યાસીનું ઉપકરણ.

૫૯૩. **ત્રિપુણ્ડ**, ( **सं. त्रि + पुण्ड-कमल** ) શૈવી કે શાક્ત સાધુનું ઉપકરણ. ( ત્રણ અર્ધ ચંદ્રાકાર રેખાઓ ભસ્મની કરે છે તેને ત્રિપુણ્ડ કહે છે; એ શિવે ચન્દ્રને ભાળ ઉપર રાખ્યાની નિશાની છે ). ૫૯૪. દ્વાદશ તિલક-( ચોથા કડવાની પંક્તિ ૧૪૭ માં જુઓ ) શૈવી ઉપકરણ. **ઈશ**, **મહાદેવ**, **શિવ**.

૫૯૫ **હેમ**, **મણિમય**, આભૂષણ-સંન્યાસીઓ, બાવા કે સાધુઓ દરદાગીના પહેરે નહીં અહીં કવિ, વૈષ્ણવી આચાર્ય, 'મહંત' આદિ ધનાઢ્ય ગુરુઓનાં ઉપકરણનો ઠાઠ અર્જુનને સજાવે છે. **ઉદ્યોત** ( **सं. उद् + द्योत् - द्युत्** ) પ્રકાશ. 'દેહ જાજ્વલ્યમાન થયો.' ૫૯૬. જેમ વાદળાંમાં વિજળીનો ઝબકારો ચમકે છે તેમ શરીરની કાળસરી ભસ્મ ઉપર ઝગઝગારા મારતાં આભૂષણો ચળકે છે; લખલખે છે. ૫૯૭. **પાવડી**, ( **सं. पादतुं** વા, + **वृत्तिं** વટ + ડી - વડી ) લાકડાની હોય છે, આ સંન્યાસીઓનું ઉપકરણ છે. ૬૦૧. **પમાડાં**, પમાડવ્; જૂનાં લખાણોમાં ભૂતકાળનાં રૂપોમાં 'વ' કાર લગભગ સાંપડતો જ નથી. ૬૦૫. **જત્ર તત્ર**, **यत्रतत्र**, જ્યાં ત્યાં સર્વ સ્થળે. '**જે જે**'-જય જયકારના ધ્વનિ. ઉઠે, નીકળે. **(उत्+था)** ૬૦૬. સંન્યાસી સામે મળે ત્યારે "**नमो नारायणाय**" એવો ઉચ્ચાર કરી, પગે લાગવાનો વિધિ છે; સામાન્ય રીતે "બાવા" ને માટે આ વચન વપરાતું જાણ્યામાં નથી.

૬૦૭. **બલભદ્ર**, **અર્જુન**ના, નગરવાસીઓને હાથે થતા, સત્કારથી હર્ષઘેલા થાય છે; પણ કૃષ્ણ જાણે છે કે બળ દ્રને ઉતરવાને જ અર્જુને આ ( ચરિત્ર )

ઢોંગધુતારાથી લોકને મોહ પમાડયા છે; અને પૂરેપૂરો વેષ ભજવ્યો છે. ૬૧૦. રામકૃષ્ણ શું, સાથે. ૬૧૪. જોઈ રહ્યા, જોતાં આશ્ચર્યચકિત થયા, સ્થંભ્યા.

૬૧૪-૬૨૦. ઓખાહરણની નીચેની પંક્તિઓ સરખાવો:—

સપ્ત ભૂમિનાં ભુવન તે ભાસે, જોતાં ભૂખ તરસ તે નાસે
બહુ ધ્વજ કળશ બિરાજે, જોતાં અમરાપુરી તો લાજે
શોભે છજાં ઝરૂખા ને માળ, મણિમય થંભ ઝાકઝમાળ
વાંકી બારી અને ગોખે જાળી, નીલા કાચ મૂકયા છે ઢાળી
લીપી ભીતે સોનાની ગાર, ચળકે તે મીનાકાર

( કડવું ૨૦. બૃ. કા. ભાગ. ૧. )

વિપ્ર જાણ્યો કે આ શું હોય ? નગર દીઠું કે મનડું મ્હોય.
જોઈ જોત ને થયો ગાભરો ઘણો, આ તો કોટ હશે લંકા તણો.
માનવીનાં આવાં કયાંથી ગામ ? મેં તો જોયાં ઠામ ઠામ.
કચ્છી કાળા ને ધોળા ધવળ, આ તો સોનાના દીસે સબળ.
જોયા કોટે રૂપાના કાંગરા, અહીં તો હીરા માણેક મૂકયા છે ઘણા.
પોખરાજની પ્રૌઢી પાળ, હીરા મોતી મેલ્યા પ્રવાળ.
શકે મારો ભૂતે દેહ ભમાવ્યો, કે મુને અમરાપુરી લાવ્યો.

( રૂક્મિણીહરણ. કડવું ૫, ૧૦–૧૩ ).

મંદિરની અનુપમ શોભા વર્ણવી તે દ્વારા કવિ અર્જુનના મનમાં રતિભાવ ઉદ્દીપ્ત કરે છે. ૬૧૫. ઝાલકાર, જ્યોતકાર, ઝગઝગાટભર્યાં.

૬૧૬. વિશ્વકર્મા, વેદકાળમાં આ, સૂર્ય-ઈંદ્ર સમાન એક દેવ મનાતા, તે પછીથી અત્યાર સુધી પણ શિલ્પશાસ્ત્રના આચાર્ય મનાય છે. ઋગ્વેદમાં જ તેમને ચારે કોર આંખવાળા અને અનેક હાથપગવાળા વર્ણવ્યા છે તેમને સ્વર્ગ અને પૃથ્વીના સરજનહાર, સર્વ લોકના પિતા, દેવોના નામકરણ સંસ્કાર કરનારા વર્ણવેલા છે. શતપથ બ્રાહ્મણ અને મહાભારતમાં તેમનું વર્ણન અદ્ભુત આપેલું છે. પુરાણોમાં તેમને આઠમા વસુ પ્રભાસની પત્ની યોગસિદ્ધાથી થયેલા પુત્ર ગણ્યા છે. વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા સૂર્યને પરણાવી હતી, પરંતુ તે સૂર્યનો અતિ જ્વલંત પ્રકાશ ખમી ન શકી, અને પીયેર નાસી આવી પણ વિશ્વકર્માએ ન સંઘરી ત્યારે અશ્વિની થઇ કુરુ દેશમાં રહી ત્યાં સૂર્યથી અશ્વિનીકુમાર થયા પછી વિ-

કર્માએ, સૂર્યમંડળને સરાણે ચઢાવ્યું અને સૂર્યને મંડળાકાર કીધો. તેમણે ત્વને ત્રિશૂળ, કાર્તિક સ્વામીને ભાલો, વિષ્ણુને ચક્ર અને ઈંદ્રને વજ્ર બનાવી આપેલું કહેવાય છે. તેઓ તક્ષક, દેવવાર્ધિક, સુધન્વન આદિ કહેવાય છે. તે સાં- ત સમયે સુતારોના પૂર્વજ લેખાય છે અને એ નામથી સુતારોને બોલાવાય છે. ૬૧૮. શવટી, નાની દેહેરાના ઘાટની દેરડી. અટાલિ, અટ્ટાલિકા, અટારી મો- ઢાલને, મેહેલની. ૬૨૧. સભા, સભામંડપ. ૬૨૪. તકિયા, જાજમ, મુસલમાનો સાથેના સંપર્ક પછીનાં સભામંડપનાં ઉપકરણો.



## કડવું ૧૪ મું.

આ કડવામાં કવિએ વર્ણન અને રસજમાવટની હદ જ વાળી છે. તેમ જ ર્ય સંકેત ગોઠવવામાં પણ સારી ચાતુરી દેખાડી છે. અર્જુનની સેવાના સત્કાર- વર્ણન કરી, ક્રમે ક્રમે સુભદ્રાનું દર્શન કરાવી, અર્જુન મોહી પડથ તું જે વર્ણન કર્યું છે તે અદ્ભુત છે. પરસ્પરનો લગ્નસબંધ બાધવાનો નિશ્ચય પણ કવિએ આ પ્રસંગે યોજ્યો છે. બન્નેની તાલાવેલીનું ચિત્ર અતિશય આકર્ષક છે.

૬૨૭ વખાણી, મૂળ અર્થ–વ્યાખ્યાનમાં ઉતારી, ( वि + आख्या ) સંગત સાથે કહેવું. અહીં 'પંડવના વંશનું વ્યાખ્યાન કરી' એવો અર્થ છે. ૬૩૧. વીંઝણો ( सं. व्यजन ) પંખો.

૬૩૩. તજે ગર્વ, અર્જુનનાં રૂપ અને તેજ જોઇને, સર્વેએ પોતાના રૂપ- તેજનું અભિમાન છોડી દીધું. યાદવો પોતાના સૌંદર્ય માટે અભિમાની ગણાયા છે, તેથી કવિએ અહીં અર્જુનના રૂપદર્શન દ્વારા તેમનું એ અભિમાન ઊતર્યાનું સૂચવ્યું છે વળી સુભદ્રા અને તેની માતાને અર્જુન પ્રતિ મોહબુદ્ધિ જાગવાનો અવકાશ પણ ઠીક ચીતર્યો છે. રતિભાવનું ઉદ્દીપન એથી થાય છે. ૬૩૪. કૃતા- થ, કૃતાર્થ ( सं. कृत अर्थ ) જે અર્થ—પ્રયોજન માટે દેહ સરજાયો છે તે, અર્થની સિદ્ધિ પ્રાપ્ત થવી, અર્થાત્ સફલ થવી. ૬૩૫. સહુના હૃદયમાં સ્નેહભાવ ઊભરાવ્યો. ૬૩૮. જાણે, ઉત્પ્રેક્ષા અલંકાર અનંગ, કામદેવ ( सं अन નહીં + अंग ) શંકરે અંગ બાળ્યાથી કામદેવ 'અનંગ' કહેવાય છે. (જુઓ શિવપુરાણ અ.)

૬૪૫–૬૫૨. અર્જુન ધીરે ધીરે પોતાની મનીષા વ્યક્ત કરતો જાય છે.

૬૪૭. **નિર્વાણ**, ખચિત ( निर + वा = જોરથી ફૂંકવું ). **વખાણ**, ( वि + आ + ख्या ), તમામ ગુણોની પ્રશંસા. ૬૪૮. અતીતને વિશ્રામ આપનારા, નિવાસ, ભોજનાદિથી સત્કાર કરનારા કેશવ અને બળરામ છે.

૬૫૦. **આસન બાંધ્યું**, આસન સિદ્ધ કર્યું. સ્થિર આસન જેનું હોય તે યોગ સાધી શકે છે અને યોગસિદ્ધિથી જ સ્વત્વ સંભાળાય છે, માટે જ કવિ તેની ઉપયુક્તતા અહીં જણાવે છે. યોગસિદ્ધિનું પહેલું લક્ષણ આસનબંધની સિદ્ધિ છે. **આપ સંભાળી**, મારા સ્વત્વને સાચવતાં, દ્વારકાપુરીનાં લોભાણાં, મોહાળાં આકર્ષણોમાં હું ફસી ન પડું તેવી પૂરતી સાવચેતી રાખતાં.

૬૬૦. **અતિશે**, અતિશય:

૬૬૨-૬૬૬ માં **અર્જુનને સુભદ્રાનું** અનુપમ સૌંદર્ય જોઇ, થયેલો દર્શનમોહ વર્ણવ્યો છે. નળાખ્યાનના "વેલ જાણે હેમની અવેવ કુળે ફુલી" થી માંડી આખાયે ૧૫ મા કડવામાં દમયંતીના રૂપનું વર્ણન અનહદ છે, અને આને તો તે છટામાં વર્ણન અને અલંકારની ધમકમાં ક્યાંયે ટકોર મારે એવું છે. તેમ તે આનાથી વિશેષ રસ ઝરતું અને દૂબહૂ છે. ૬૬૫. **મૃગનયની**, હરણનાં જેવા ચપળ અને સુંદર નયનવાળી, આંખોવાળી. **ભાલવિશાળી**, વિશાળ ભાળવાળી. મોટું કપાળ એ સુંદરતાનું અને સુભાગ્યનું એક ચિહ્ન છે. **હદ વાળી**, અનુપમ, નિઃસીમ રૂપવાળી બનાવી.

૬૬૭. **નાસિકાકીર**, પોપટની ચાંચ જેવું વાંકું અને તીણું. સરખાવો:—

"કીર આનનપર શ્રીખંડ શોભે" નળાખ્યાન.

**હારે**, પાછી પડે. **રંભા**, રૂપરૂપના અંબાર ગણાતી ઈન્દ્રની માનીતી અપ્સરા. કૃત્તિકા નક્ષત્રમાં સૂર્ય હોય છે ત્યારે સૂર્ય દ્વાદશાધિપતિ વિષ્ણુ નામના આદિત્ય સાથે સંચાર કરવાને વિશ્વમિત્રાદિ ઋષિઓ, રંભા આદિ અપ્સરાઓ વગેરે સહચાર કરે છે. ( ભાગવત ૧૨ મો સ્કંધ, અધ્યાય ૧૧ ).

સરખાવો:-સુંદઉપસુંદને છળવા આવેલી મોહિનીનું વર્ણન, ( દ્રૌપદી સ્વયંવર કડવું ૪૯ મું ૨૧-૨૭. )

ઝાલ ઝુમણાં, કાને કુંડલ, ધર્યા સોળ શણગાર રે
ચંદ્રવદની, મૃગનેણી, છે તેજ તણો અંબાર રે ૨૩

તે વર્ણવી ન શકૂં, મન મોહ પામ્યું મહીપતિ રે

.......................................

સુંદર વરણી સુંદરી સોલ વરસની સુંદરી માત્ર રે
નેત્રકટાક્ષે મોહ પમાડે, ઢીલાં કરે મુનિનાં ગાત્ર રે ૨૫
કોકીલા સમ સ્વર નીકળે, જાણે મધુર ગાન રે
થૈથૈકાર કરતી ચાલી, મારવા મોહબાણ રે ૨૭

૬૬૮. **મરાળી**. મરાળની પત્ની, હંસીના,જેવી મંદ મંદ પણ ગૌરવભરી ચાલવાળી. **માતંગી**, (માતંગની માદા) હાથિણીના જેવી મદભરી, ડોલતી. **થયા ચિત્તભ્રમ**, ચિત્ત, મોહના ચકડોળે ચઢયું ૬૬૯. **વિનતા**, વનિતા ('ઇ'કાર ઉલટવાથી 'વિનતા' થયું છે.) (**સં. वन् =** પ્રીતિ ધરવી) પ્રેમ ઉત્પન્ન કરનારી સ્ત્રી. ૬૭૦. **જુએ સામું**, મીઠી દૃષ્ટિ કરે, એમના મનમાં ઉતરે. **પ્રમદા**, સં. **प्र + मद**) ગૌરવનમદથી માતેલી.

૬૭૧. **તેણે**, વિશેષણને પણ વિભક્તિ લગાડવાની પ્રથા પૂર્વે હતી. **મોહે** અર્જુનના હૃદયમાં સજ્જડ જમાવટ કીધાથી સઘળાં પુણ્યો પણ સુભદ્રાના કરગ્રહણના સાટામાં સમર્થવા તૈયાર થયો.

૬૭૩. **કલ્પિત**, યુક્તિ, જે હેતુથી બાવો બની, અર્જુન દ્વારકા આવ્યો હતો તે હેતુની કલ્પના. કૃષ્ણ મૂળથી જ આ પ્રપંચથી વાકેફ હતા; પણ બિચારા ભોળા બળરામ અંધારામાં હતા. એટલે પેરે પેરે તેમની પાસે જ એ પ્રપંચ–યુક્તિની સફલતાના ઉપક્રમો કવિ યોજાવે છે. ૬૭૫. **સાધુ જાણી**, બળરામનું નિખાલસ દિલ દર્શાવે છે. ૬૭૬. **ઝારી**, નાળચાવાળો લોટો, જલપાત્ર; અલગ, દૂરથી ન અડાય તેમ, તથા ધડધડ જાડી ધારા ન થાય તેમ પાણી રેડવાને નાળચાવાળું જલપાત્ર બહુધા વપરાય છે.

૬૭૭. **વરને** એટલે સંન્યાસીએ ભોજન પહેલાં પગહાથ ધોવા, એવો નિયમ છે. **પખાલ**, પ્રક્ષાલન, ધોવાને. ૬૭૮. અહીં કવિ, કંઈક તત્પુરતો એકાંત મળતાં બન્ને પ્રેમીઓની દૃષ્ટિ મળે અને તારામૈત્રક રચાય, એવો ઉપક્રમ ખુબીબંધ રચે છે. અર્જુનનાં રૂપતેજ રસીલોની દૃષ્ટિ બહાર ઝીણવટથી નિરખવાનો પ્રસંગ સુભદ્રાને આપી, તેના હૃદયમાં રતિભાવનું અતિશય ઉદ્દીપન કરે છે. આ સાથે નળના (નળાખ્યાનમાં) તેમ જ અનિરૂદ્ધના (ઓખાહરણમાં) રૂપનું વર્ણન સરખાવવા જેવું છે.

૬૮૦. **સોહે**, શોભે. જ્યોતકાર દીસે. જેમ ચોમાસામાં વાદળાંથી ચંદ્ર નિ-રાળો થતાં શોભે છે તેમ ભસ્મથી ઢંકાયલું તેજ, રૂપનો ઝળહળાટ ભસ્મ ઉતરતાં ઝગઝગી રહ્યાં. ૬૮૧. **ચંદ્રબિંબશું** = બિંબ સદૃશ-સમાન, ઉત્પેક્ષા અલંકાર. ૬૮૩. અહીં કાળિદાસની ઉક્તિનો ભાસ છેઃ—

**असंशयं क्षत्रपरिग्रहक्षमा यथार्थमस्यामभिलाषी मे मनः ।**
**सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥**

**સુભદ્રાની** ખાતરી થાય છે કે **અર્જુન** બાવો નહી પણ કોઈ રાજન્ છે, અને તેથી જ મારૂં મન એની પ્રતિ આકર્ષાય છે. તે ભૂપ છે, એટલે મારા જેવી રાજપુત્રીને તે સર્વથા વરવા યોગ્ય છે; એવી અંતઃકરણની સ્ફુરણા તેને થાય છે.

૬૮૪. **લાજે અતિ અનંગ**, કામદેવ પણ રૂપમાં પાણી ભરે. વ્યતિરેક અ-લંકાર છે. વસ્તુતઃ અનંગ ઉપમેય છે; પણ તેના કરતાં અહીં ઉપમાન અર્જુનના રૂપની અધિકતા વર્ણવી છે. વ્યતિરેક અલંકાર છે. ૬૮૫. **શે અર્થે**, શા માટે—શા ગુપ્ત, ન કળાય એવા પ્રયોજનથી પ્રેરાઈ આવું બાવાનું રૂપ તેણે લીધું હશે, એવો સંશય સુભદ્રાને થાય છે.

૬૮૬. **કૈલાસનો નાથ**, મહાદેવ શંકર, હિમગિરિના ઉચ્ચતમ શિખર કૈલાસ પર્વત ઉપર વસે છે, એવી પૌરાણિક માન્યતા છે. ૬૮૭. સુભદ્રાના મનની અતિઉત્કટતા, કેવળ તલ્લીનતા દર્શાવાઈ છે.

૬૮૮. **જીવશું**, જીવ સહઃ જીવ સાથે. **જડિયો**, જડી લીધો, એકદેહ રૂપ, અભિન્નતાથી સંયુક્ત કીધો. અહીં **आकृतिर्गुणान्कथयति** એ ન્યાયે રૂપ જોતાં જ સંસારસુખનો અનુપમ લાવો આપવાના ગુણો અર્જુનમાં હોવાનો સજ્જડ વિશ્વાસ સુભદ્રાના હૃદયમાં જામે છે.

૬૮૯. **લઘુવયમાં**, કુમારિકા અવસ્થામાં. વ્રત, ગોર્યો, કાજળી વગેરે **વાયું**, ખોહું. ૬૯૧-૩. અહી કુલાભિમાની, મોટા ભાઈ બળરામ અજાણ કુશીલવ બાવા સાથે પરણવા ના પાડશે, એ વિચારથી પાછી પડતા સુભદ્રા સંકલ્પસિદ્ધિને અર્થે દેવી બળ-શક્તિ સહાય માગે છે. અબલાના સ્ત્રીસ્વભાવનું સહજપણું આમા કવિએ સારીરીતે ઉતાર્યું છે.

૬૯૨. **હાવાં**...કરવૂં, હવે મનશૂં (સાથે-મા) એવો નિશ્ચય કરવો કે "આવો અર્જુન જો મને ન વરે તો અવશ્ય મારે મરવૂં," **મેં**, મારે આ પ્રયોગ જૂનો છે.

૬૯૪. **શક્તિસ્મરણ** રૂકિમણીહરણમાં પણ રૂકિમણી, કૃષ્ણને મેળવવા, દેવીની સહાયતા માગે છે. બન્ને સ્થળે કેટલેક અંશે પ્રસંગ પણ સરખો છે. એકમાં મંદિરેથી તો બીજામા મેળામાંથી બહારોબહાર નાયિકાનું હરણ થાય છે, પણ બન્નેમાં ભાઈ ઈષ્ટ વરને વરવામાં આડા આવે છે; રૂકિમણી હરણમાં રૂકમૈયો અને સુભદ્રાહરણમાં બલરામ. સરખાવો પ્રેમાનંદકૃત રૂકિમણીહરણ કડવું ૧૨ મું.

૬૯૭. **જો**...**દયા ધરીશ**, આ મનુષ્યસ્વભાવનું તાદૃશ ચિત્ર છે. દેવીને જાણે લલચાવતી હોય તેમ સુભદ્રા તેને પ્રાર્થતી કહે છે કે જો તું મારા ઉપર દયા કરીશ તો હું ભાવપૂર્વક તારાં વ્રત કરીશ. આવી સકામ નિષ્ઠાથી લોકો દેવદેવીની બાધા-આખડી સામાન્ય રીતે રાખે છે. ૭૦૦. **તેડે**...**જાઊં**, અહીં સુભદ્રાના મનમાં અર્જુન સાથે નાસી જવાની વૃત્તિ ઉદ્ભવાવી, કવિ હરણનું બીજ રોપે છે. **સાંપ્રત**, તત્પર. ૭૦૨. સેવા દ્વારા કવિ સુભદ્રાને અર્જુનના વિશેષ સમાગમમાં લાવી પ્રેમ આકર્ષવાની વધુ સરલતા કરી આપે છે.

---

## કડવું ૧૫ મું.

આ કડવામાં, અર્જુનનું સુભદ્રામાં જ પરોવાયલું મન ભોજનમાં ચોટતું નથી; પણ સુભદ્રાના વિચારમાં જ મગ્ન થયાનું વર્ણન કવિએ ઉત્કૃષ્ટ રીતે કર્યું છે. કામદશાની પેહેલી મોહાવસ્થા વર્ણવેલી છે.

૭૦૭. **હેમની**, સોનાની. જો અર્જુન ખરો સંન્યાસી હોત તો તેને પતરાળું જ મૂકાયું હત; પણ આ તો કોઇ મઠાધિપતિ બાવો હોય તેમ ઠાઠપૂર્વક ભોજન માટે બેઠો હોય તેમ કવિ વર્ણવે છે. સંન્યાસીને ધાતુપાત્રને સ્પર્શવાનો નિષેધ છે. **થાળ** (સં. स्थाली) ટાટ. ૭૦૮. **પ્રીસ્યાં** (સં परि + वेष्), આગળ ધર્યાં. ૭૦૯. **પૂજન**, સંન્યાસીને ભોજન કરાવતાં પહેલાં તેનું પૂજન કરવાનો વિધિ શાસ્ત્રવિહિત હોવાથી, પ્રથમ સુભદ્રા તેની પૂજા કરે છે. આ પૂજનસંધિનો લાભ લઇ, સુભદ્રા પ્રતિ અર્જુનનું ચિત્ત વિશેષે આકર્ષવાની ખરી તક કવિ યોજે છે. તેમ તે એ દ્વારા પ્રેમપાત્રને હૃદય સમર્પણ કરાવવાની સંધિ સાધે છે. ૭૧૦. **સ્વામિનજી**, અહીં ગર્ભિત રીતે સુભદ્રા તેને પતિ-સ્વામી રૂપે સંબોધી પોતાનો

દેહ અર્પવાનું સૂચવે છે. ૭૧૧. **ભાવોજી આરોગે,** અર્જુનનો રતિભાવ દૃઢતર થતો જતો હોવાનું સૂચન. **મનડૂં નવ રહે ઠામ,** ઠેકાણે નહીં; ભમતું; આકળવિકળ થતું હતું; આ ઉદ્દીપ્ત મનોદશાનાં દશ લક્ષણોમાંનું એક છે. અહીં ' ડૂં ' થી 'મન ' ની ભમવાની તિરસ્કારને પાત્ર વૃત્તિ સૂચવી છે. ' લાઘવ ', તિરસ્કાર, સૂચવવા ' ડૂં '-' ડો ', વપરાય છે. ૭૧૨. **દ્રૌપદીનો સ્વામ,** દ્રૌપદીના સ્વામીને ચિત્તવિભ્રમ થયો. અહીં કાવ્યનિરંકુશતાનો લાભ લઈ, કવિએ ચોથીના પ્રત્યયનો લોપ કર્યો છે. દ્રૌપદીમાં જ અર્જુન પ્રેમાસક્ત હોવાનું સુપ્રસિદ્ધ હોઇ તેમ જ દ્રૌપદી પણ પાતિવ્રત્યવાળી સતી હોવાથી સૂચક વચન છે. ૭૧૪. **દેહ રહી છે ફૂલી,** દેહનાં સર્વ અંગો ઈચ્છિત વસ્તુ સુભદ્રાની પ્રાપ્તિની આશામાં પ્રસન્ન થયાં-વિકાસને પામ્યાં.

૭૧૫. અહીં પુરુષ કરતાં સ્ત્રીના હૃદયની વિશેષ અધીરતાનું સૂચન કવિ કરે છે. અર્જુનની ચેષ્ટા પોતાના મનોરથને અનુરૂપ તેમ જ પ્રેમની પરાકાષ્ઠા દર્શાવનારો ચિત્તવિભ્રમ જોઈ, સુભદ્રા અર્જુનની સાન કરવાની રાહ ન જોતાં એકાએક મોહઘેલછાથી પ્રેરાઇ, કોઈ ન જાણે એમ પોતે જ તેને ખુમીબધ એમ જણાવી કે છે કે હરણનો ગુપ્ત સંકેત કરવા રાત્રે તમારે ત્યાં હું આવીશ. અહીં બન્નેના મનોરથની પરિતૃપ્તિ થવાની આશાનું બીજ રોપાય છે દશ કામદશામાંની મોહમુગ્ધ દશા અચ્છી વર્ણવાઇ છે. ૭૨૧. બલરામની મનીષાની પરિપૂર્ણતા સૂચવાઇ છે. હર્ષની ઉચ્ચતમ કક્ષાએ પહોચ્યા પછી ચક્રનેમીના નિયમે ગ્લાનિ, સંતાપમાં સરવાની દશા આવે છે, તેનું સૂચન અહીં થાય છે ૭૨૨ **સંન્યાસી,** સંત વિદાય થાય ત્યારે સર્વેએ તેમની પાસેથી આશિષ લેવી, એવો પ્રઘાત છે કવિ આનો લાભ લઈ, અર્જુનનું શરીરસૌન્દર્ય, સામુદ્રિક લક્ષણાદિ જોવાનો પુનઃ પ્રસંગ સુભદ્રાની માતા રોહિણીજીને આપે છે, અને સુભદ્રા તથા અર્જુનના ભાવી સંબંધની સરળતા કરી આપે છે. ૭૨૪. આ પંક્તિ બાવાને પગે લાગવાનો બાળકોનો આશય સૂચવે છે.

૭૨૬ **સામુદ્રિક,** ( **सं समुद्रेग प्रोक्तम् वेत्यधीते** ) હાથ, પગની મુદ્રા આકારેલા શંખ, ચક્ર આદિના જેવા ચિહ્નોથી ભવિષ્ય પારખવાની વિદ્યા. સામુદ્રિક વિદ્યા સુપ્રસિદ્ધ છે.

૭૨૮. દેવ કે રાજા સિવાય અન્યને રાજપુત્રી પરણાવવી, એ યોગ્ય નથી; પરન્તુ આ બાવો નથી પણ દેવ કે રાજા છે માટે તે જમાઈ તરીકે યોગ્ય છે, એવો વિચાર રોહિણીજીને સ્ફુરે છે અહીં કૃષ્ણની અર્જુન સાથે બેન સુભદ્રાનો સં-

બંધ બંધાવવાની યુક્તિથી રોહિણી પણ અજાણી છે, એમ કવિ સૂચવે છે. **સર્વથા,** સર્વ રીતે.

૭૩૨. પરંતુ રોહિણીને એવો વિચાર થાય છે કે વેષધારી બાવા સાથે, બહેનને પરણાવવાની સંમતિ કુલાભિમાની બલરામ અને કૃષ્ણ શી રીતે આપશે? અહીં સમજવા જેવું એ છે કે વસુદેવ હયાત હોવા છતાં પતિની સંમતિની દરકાર રોહિણી કરતી નથી કે સુભદ્રા પિતાની સમતિની કરતી નથી. ઘણાં હિન્દુ કુટુંબોમાં વૃદ્ધ પિતાની સંમતિ આવી બાબતોમાં હજીયે લેવાતી નથી. પણ માતા અને કરતા-કારવતા વડીલ પુત્ર, માંમા કે એવા કોઇનો જ મત લેવાય છે. ૭૩૩. **મહિમા,** મધુસૂદન-કૃષ્ણનો પ્રતાપ મોટો છે; અર્થાત્ તે મોટા મનનો હોવાથી બાવાની યોગ્યતા સમજી શકશે એટલે સમજાવ્યો સમજશે અને સમતિ આપશે. અહીં કૃષ્ણના સર્વાન્તરયામીપણાનો ભાવ સૂચવાયો છે, તેમ સહુને મન ગમે તેવી વાત સાધવા હેવાનો તેનો સરળ સ્વભાવ આલેખાયો છે.

**મધુસૂદન**-( मधु + सूद् = કાપવું )—મધુ નામના મથુરાંના પતિ-દૈત્યરાજાને મારનાર-કૃષ્ણ. ૭૩૪. **સંકર્ષણ,** બલરામ, સ્વમતાગ્રહી અને બીજાના હૃદયની ઝીણવટ સમજે એવા ન હોવાથી પ્રીછશે નહીં, સમજાવ્યા સમજશે નહી.

૭૩૯–૭૪૭—આ પંક્તિઓમાં સુભદ્રાના, કામથી મોહિત થયલા, મનની અસ્વસ્થ દશા વર્ણવી, કવિ વિપ્રલંભ શૃંગારની ઉદ્વેગ નામે કામદશા આલેખે છે અને સુભદ્રાને, તેની માતાએ ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે કરી આપેલી અનુકૂળતા સૂચવે છે.

૭૪૦. **ઉદાસ,** ( सं. उत् + आस् તટસ્થ બેસવું, એ મૂળ અર્થ ) ઉદ્વેગ ભર્યું. કોઈ પણ વસ્તુમાંથી ઉડી ગયલી હોસ-ઉલટ વિનાનું; ચિંતાતુર. ચિંતા નામની કામદશાનું વર્ણન. સરખાવો:—

ततः सुभद्रा ललिता लज्जाभावसमन्विता ॥
मुमोह शयने दिव्ये शयाना न तथोचिता ।
..........................................
सुभद्रा चापि न स्वस्था पार्थं प्रतिबभूव सा ।
कृशा विवर्णवदना चिन्ताशोकपरायणा ॥
निश्वासपरमा भद्रा मानसेन मनस्विनी ।

न शय्यासनभोगेषु रतिं विन्दति केनचित् ॥
न नक्तं न दिवा शेते बभूवोन्मत्तदर्शना ॥

૭૪૨. **વિખ્યાત**, ( **સં. वि** = ख्या = વિગત સાથે કહેવું ) સ્પષ્ટ જ-ણાવવું તે. ૭૪૩. **શીતલ**, ઠંડી, શાન્ત. માતા પોતાના ઉદ્વેગનું કારણ જાણે છે, એમ સમજવાથી તેનો ઉદ્વેગ શાન્ત પડયો. રાગ નામની કામદશા વર્ણવી તેની શાંતિનું સૂચન કરેલું છે. **શું પૂછો છો**, તું જાણે છે જ; એટલે પૂછવા જેવું કાંઈ રહેતું જ નથી. ૭૫૧. સુભદ્રા રાજકુમારી હોવાથી આપ્ત દાસી સાથે સંકેત મોકલી શકે એમ હોવા છતાં જાણે એક નાના ઠાકરડાની છોકરી હોય તેમ જાતે જાય છે. કવિને યાદવ રાજકુમારીના વૈભવનો ખ્યાલ રહ્યો નથી; કદાચિત્ તેણે મોટા રાજ-દરબારો નહી જોયા હોય. ૭૫૨. **વચનપ્રબોધ**, જવાના સંકેતનું સૂચન. અહિં રોહિણી ખાવા સાથે ચાલી જવાનો સંકેત સુભદ્રાને સૂચવે છે. બળરામ આદિ નહીં માને એમ લાગવાથી સુભદ્રાએ બાવા સાથે નાસી જવું, એ માર્ગ તેને યોગ્ય લાગે છે; અને તેની યુક્તિ સુઝાડી પેરવી અને સરળતા કરી આપે છે. ૭૫૫. **મીઠી**, ( સં. मिष्ट ) મધુરી, વ્હાલી. **રખે...વાત**, તારે આ સંકેત એવી રીતે કરવો કે તેની ખબર ભાઈ બળરામને ન પડે. ૭૫૬. **થશે ઉત્પાત**, ખળભળાટ થશે, ઉથલપાથલ થશે. બળરામ ન કરવાનું કરી બેસશે. **સંઘાતે**, ( सं सम् = સાથે + घात-हन्-જવું ) સાથે. ૭૫૮. **મન માને તે થાઓ**, પાછળ અહીં ફાવે તે થાય, તેની તારે દરકાર કરવી નહીં, હુ મારે સર્વ ફોડી લઇશું. ઘરના કર્તાકા-રવતાને સ્ત્રીઓ કેવી રીતે ડાબો મૂકે છે અને ધાર્યું કરે છે, તેનો આ સચોટ દૃષ્ટાંત છે. ૭૫૯. **તે બાવો...સુપાત્ર**, સારી યોગ્યતાવાળો છે. ૭૬૨. **તાપસ**, તપસ્વી. ૭૬૯. **મેં**, મારે.

---

## કડવું ૧૬ મું.

૧૫મા કડવામાં સુભદ્રાની મોહદશા અને મનની ઘડભાંગ વર્ણવી, તેના નિ-વેડાનો માર્ગ કવિએ સૂચવ્યો. હવે અહીં કવિ નાયક અર્જુનની મોહદશા અને મનો-વ્યથા વર્ણવે છે. પછી સુભદ્રાનો ભાઈઓથી ગુપ્તપણે બાવાને મળવાનો સંકેત કૃષ્ણના જાણવામાં આવ્યાનું જણાવી, તેમની દ્વારા એ સંકેત વધુ સરળતાથી અને સફળતાથી કેમ પાર પડયો તેની યુક્તિ કવિ ઘણી જ ખુબીથી વર્ણવે છે.

૭૬૯. **મુદા,** હર્ષથી; આનંદથી છલકાતા નથી. ૭૭૧. **મોહબાણ,** કામ-દેવનાં પાંચ બાણ ગણાય છે, અને તેમાં મોહ પમાડવાની શક્તિ મનાય છે. એ પાંચ બાણ આ છેઃ—

अरविन्दमशोकं च चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पञ्चैते पंञ्चबाणस्य सायकाः ॥

અથવા

संमोहनोन्मादनौ च शोषगस्तापनस्तथा ।
स्तम्भनश्चेतिकाप्रस्य पञ्च बाणाः प्रकीर्तिताः ॥

**અંગ,** રોમે રોમ કામ વ્યાપ્યો. અહીં 'અનંગ' ના અંગમાં વ્યાપવાના સામર્થ્યના વિરોધાભાસ દેખાડ્યો છે. ૭૭૨ **ભર્યાં ઉમગ,** સુભદ્રાના સંકેતથી પોતાની ઇચ્છાનુકૂળ વાત બનવાની આશાથી ભર્યા, અહીં બાવાની સંમોહન-અવસ્થાનું સૂચન છે. ૭૭૩. **ઉઠે,** અહીં બાવાની મનોદશા અસ્વસ્થ દર્શાવી, કામદશાનું ઉદ્વેગ અંગ, કવિએ વર્ણવ્યું છે. **માનુની,** ( सं. मानिनी ) માન–અભિમાનવાળી. ૭૭૫. ચિંતા નામની કામદશા વર્ણવી છે. ૭૮૩ થી ૮૦૫. અહીં નાશી જવાનો સંકેત **સુભદ્રા અર્જુનને** જણાવવા જાય છે તેમાં વિઘ્ન નાંખી કહિ તેને ખુમીથી આકુળવ્યાકુળ કરે છે. ૭૮૭ **જુગ્મ** ( सं. जुग्म ) બે. ૭૯૨. **આપણે,** પોતાને. ૭૯૩. અહિં કુદરતી રીતે રોહિણીને કૃષ્ણ માર્ગમાં મોડે સુધી ઉભા રહ્યાનું જાણી, કૃષ્ણ તેમનો સંકેત જાણી ગયા હોવાની શંકા સ્થાને થાય છે. ૭૯૪. **જુગ્મ,** ( सं जुग्म ) બે **ભ્રાત,** ભ્રાતાઓ, ભાઇઓ. **રાજકુમાર,** રાજકુમારી. 'વાર' જોડ પ્રાસસગાઈ માટે 'ઇ' કવિએ લુપ્ત કરી છે.

૭૯૮. ત્રીજી વેળા સુભદ્રાને અર્ધે માર્ગે જવા દેવા સારૂ કૃષ્ણ આડાઅવળા થયા અને તરત જ અધવચ આવી, સુભદ્રાનો હાથ પકડી, તેના ગભરાટનો પાર પામી, પોતે અનુકૂળતા કરી આપે છે પોતાની મૂળ યુક્તિ, વધુ સચોટપણે બર આણવાનો માર્ગ કૃષ્ણ તેને સુઝાડે છે અને ભોળા બળરામને વધુ છેતરી, પોતાની યુક્તિ અફળ જતી અટકાવે છે. **અબળા,** બળ રહિત, પરાધીન સ્ત્રી. ૮૦૦. **બાઇ,** આ મરાઠી પ્રયોગનું અનુકરણ છે. ૮૦૨. ભાઇને મોંઢું ન દેખાડી શકાયાથી મોઢું ઢાંક્યું. **શણગટ,** ( શણ + આડ ) સોડીઉં વાળી લાજ કાઢવી તે. અનુમાન છે કે અગાઉ સ્ત્રીઓ માથા ઉપરથી કેડ પર્યંત અવગુંઠન બાંધતી, અને તે કદાચ 'શણ'

નું હશે, અને તે કોઈને મુખ ન બતાવવું હોય ત્યારે મુખ ઉપર વીંટી લેવાતું હશે. તે ઉપરથી 'શણગટ' શણગુંઠન નો અર્થ સોડીયું થયો હશે. પણ 'સમવગુંઠન', સમ્યક્ રીતે બાંધવું તે, એ ઉપરથી 'શણગટ' વિશેષે સંભવે છે. ૮૦૩. મારશે, સ્ત્રીસ્વભાવનું તાદૃશ વર્ણન; રાત્રે એકલી નીકળવા માટે ખરાબ ચાલ માટે વેહેમાઈને ટપલાટપલી કરશે, એવો ભય કુદરતી રીતે સુભદ્રાને થાય છે. ૮૦૬. તેશું, 'તે સહ,' તેની સાથે.

૮૦૯. કરશે, 'કરશઇ' ઉપરથી. હું કરીશ. અહીં કૃષ્ણ, સુભદ્રાની લજ્જાનું કારણ જાણતાં છતાં પોતે જ પોતાની ઇચ્છા જણાવી, તેના મનનો ગભરાટ દૂર કરી, પોતાની ઉપર તેનો વિશ્વાસ બેસાડે છે, અને ઇષ્ટ કાર્યસાધનાની સરલતા કરી આપે છે. ૮૧૦. કાર્ય સરશે, મનોરથ સફળ થશે. ૮૧૧. હળવેરૂં, હળવેથી. વારૂં, સારૂં, ઠીક. ૮૧૨. ઇચ્છાવર, ઇચ્છા અનુસાર મળે તે વર, મનનો માન્યો વર. ૮૧૪. હીસે—(સં. हृष्) હર્ષ પામે. ૮૧૬. અહીં કૃષ્ણ સર્વ પટાંતર કાઢીનાંખી, સત્ય વાત જણાવી અર્જુન સાથે સુભદ્રાને નસાડવાની પોતાની યુક્તિ તેને સૂચવે છે. ૮૧૮. રાજા, અર્જુન હસ્તિનાપુરનો રાજા હતો નહી છતાં કથાપ્રવાહમાં કવિ તેને એવી મહત્વની પદવીવાળો વર્ણવે છે. ૮૧૯. બાધ, (સં बाध्) અડચણ, પ્રતિવાય. ૮૨૦. બુદ્ધિ, યુક્તિનો વિચાર. ૮૨૧. રેવતાચળ, ગિરનાર જૂનાગઢ પાસેનો પર્વત. ૮૨૨. સાજ, વાહન આદિ. ૮૨૪. દેવે...આણી આપવો, બળદેવે મંગાવી અપાવવો. પ્રા. કા. ના ટીકાકાર 'દેવ' નો અર્થ દેવની જાત્રાએ એવો કરે છે. પરંતુ 'દેવ' શબ્દ મોટાભાઈને માટે વપરાય છે. અહી અર્જુન સુભદ્રાનું હરણ સફળતાથી કરી શકે અને કદાચ યુદ્ધસંગ્રામ જામે તો એકલો અર્જુન બળવાન શૂરા યાદવોથી પાછો ન પડે, એવો માર્ગ કૃષ્ણ સૂચવે છે; કૃષ્ણનો અભંગ અને અમોઘ અસ્ત્રશસ્ત્રથી સજેલો, દૈવી અશ્વ જોડેલો રથ અર્જુનને મળે એવી પેરવી કરે છે. પોતાને હાથે વણ માગે રથ આપે તો બળરામ આદિને કૃષ્ણનો પ્રપંચ જણાઇ જાય અને કુટુંબકલહ જાગે, માટે સર્વને અન્ધારામાં રાખે છે અને કાર્ય છાની રીતે સાધે છે. આપવો, પ્રા. કા. માં 'આપો' પાઠ છે.

૮૨૭. અર્જુનને સંકેત સૂચવવાનું, હરણનો માર્ગ સુઝાડવાનું કામ કૃષ્ણ પોતાને માથે લેઈ લે છે, અને બેનના માથાનો, ચિંતાનો ભાર દૂર કરે છે, અને કાર્યસિદ્ધિની ખાત્રી આપે છે. ૮૨૮. થશે, સર્વથા સઘળા પેરવી યથાયોગ્ય થઇ જશે. અર્થાત્ કૃષ્ણ કહે છે કે હું અર્જુન સાથે તે વિષે બધીયે ગોઠવણ કરી લઈશ.

૮૩૭. અર્જુનને બનાવવાની પેરવી કૃષ્ણે કીધી; જાણે કોઈ જાણીતી સ્ત્રીએ બારણું ઠોક્યું હોય એવી યુક્તિ કરી, તેને ભડકાવ્યો. ૮૩૯. અનમન્યા, ( અન્ + મન ) અસ્વસ્થ, ઉદ્વેગ મનવાળા; અગર ઉજાગરેથી ઘેરાયલી આંખોવાળા. ૮૪૧. શોચના, સં. शुच् ) ચિંતા. ૮૪૩. હીર, ( સં. हीरक ) હૈવત. "તારૂં મન કેટલું સત્વવાળું છે તે મેં જાણ્યું". ૮૪૪. ધીર, ધારણ. ૮૪૬. સવારાં, ( સં. सु + वार ) પ્રાતઃકાળમાં પોહ ફાટતાં. ૮૪૯. રાશ, ( સં. रश्मी = લગામ ) ઘોડાની લગામ. ૮૫૩. માધવ, ( સં. मा = લક્ષ્મી + धव = પતિ ) લક્ષ્મીના પતિ, કૃષ્ણ. ૮૫૭. હજી કેટલી રાત રહી, જવાનો વખત રખે વહી જતો, એવી ચિંતામાં ઉંઘ પણ તેને આવતી નથી; તેનું તાલાવેલીવાળું ચિત્ત વર્ણવાયું છે.

૮૫૮. ક્યારે—કઈ વારે. અહીં તારા કે ચાંદની ઉપરથી સમય વીત્યાની અટકળ, ઘટિકાયંત્રની શોધ થવા અગાઉ, કેમ કરવામાં આવતી તે સૂચવ્યું છે.

૮૬૦. નિશા સુખ સરખી, રાત અતિશય લાંબી, ખૂટાડી ન ખૂટે એવી.

---

## કડવું ૧૭ મું.

આ કડવામાં અર્જુનની તાલાવેલી, ઉત્સવમાં જવા, શૃંગાર સજવાની ઉત્સુક્તા અને માર્ગમાં સુભદ્રાની વાટ જોઈ રહ્યાની આતુરતા વર્ણવેલી છે.

જામ, ( સં, = यामन् ) ત્રણ કલાકનો સમય. ૮૬૯. મંત્રપવિત્ર, મંત્ર વડે પવિત્ર થઈને. ૮૭૧. કોશ "ગિર", બાવાનો પોષાક સજ્યાનું વર્ણન.

૮૭૨. જાતકાર, જ્યોતકાર, ઝળહળાટ. ફુલગતોરા, ફુલના ગુચ્છાનું લટકણીયું ૮૭૪. રાખ્યા, શરીર ઉપર યોગ્ય સ્થાને બીજા હાર બાંધ્યા. ૮૭૫. કાછ, કચ્છ. કચ્છોટો. ૮૭૬. તાવીત, ( અરબ્બી તાવીજ. ) સામાના જાદુ કે મંત્રપ્રયોગની અસર ન થાય તે માટે મંત્ર કે જંત્ર લખેલાં ભોજપત્રવાળું માદળીઉં ( an amulet ). માદળીયાં, ધાતુની, પોલી, લંબગોળ ઘાટની વસ્તુ. તે ડોકે કે કોણી ઉપર કે હાથે બાંધવામાં વપરાય છે. તે માદલ એટલે મૃદંગના ઘાટનું હોવાથી માદળીયું કહેવાય છે. મનભાવિત, મનને ભાવે, પસંદ, પડે એવાં. ૮૭૭. બાધે, ( બહે-સં. वृद्धे ) બાખે.

૮૭૮. **પરમ,** પમ, વિશેષ. ૮૭૯ **નાથ,** કાનફટા બાવાઓના ગુરૂ નાથ કહેવાય છે, જેમ ગોરખનાથ, મત્સ્યેન્દ્રનાથ વગેરે. ૮૮૦. **પીંછી,** ગોરજીઓ રાખે છે તેને મળતું જ કોઈ ઉપકરણ. છડી, દડ. ૮૮૧. **ઉપમા આપું,** કોની સાથે સરખાવું. ૮૮૨. **શકે,** ઉત્પ્રેક્ષા અલંકાર. ૮૮૭. **શશ,** રીતસર; નિયમસર, (દર વર્ષે થાય છે તેવો.)

૮૮૯. **હવડાં,** (અહુણા–અધુના) આટલી વહેલી, અત્યારથી. ૮૮૯. **ઠામ,** પછી બેઠક જમાવવાની સારી જગા મળે નહીં. ૮૯૦. **આગળથો,** આગળ સ્થકો, આગળથી, પહેલો. જડશે, મળશે. ૮૯૨. **જાઈશે,** 'જઈ ચઈ', જઇશું.

૮૯૭. **શેરી**—(देश्य–सिहरिणी–વળાતી ઝડાતી–संमार्जिता) નેળ; સાંકડો માર્ગ. ૮૯૯. **ગુંડો,** વાવટો.

૯૦૦. **સમીરે,** (सं. सम + ईर् = બેઠે ઘાટે, ધીરે ધીરે વાય તે) પવનથી. ૯૦૧. **ઉચાટ,** ચિંતા, આવશે કે નહીં આવે એવી ચિંતાના હિંચોળે મન ચડ્યું.

---

## કડવું ૧૮ મું.

આ કડવામાં યાદવોની વસ્ત્રાભૂષણ અને વાહનની વિવિધ તૈયારીઓ વર્ણવી છે, અને તે સર્વે સાજવારી પ્રેમાનંદના અને નવાબીની અસર હેઠળ આવેલા, જમાનાની જ છે.

૯૦૭. **મળશુદ્ધિસ્નાને,** તીર્થમાં દેહની શુદ્ધિ પહેલાં, મળત્યાગ કરી, ઘેર જે સ્નાન કરાય તે. દિશાએ જઈ આવ્યા પછીનું સ્નાન. ૯૦૮. **સ્હોય,** સોહે, શોભે. ૯૦૭. **કબાય** = (કબા–"ય" વધારાનો છે) ફારસી તથા અરબ્બીમાં પ્રચલિત શબ્દ "કબા" છે. ફ્રાબ્સિસ હિન્દુસ્થાની કોષમાં એનો અર્થ 'a kind of long gown' એક જાતનો લાંબો ઝભ્ભો, એ આપેલો છે, કુચેકામાં પરણતી વખતે પહેરવાનું ઝીનઆબનું અંગરખું.

સરખાવો:—સરપાવ આપ્યો ભાટને ધન, અશ્વ, કનક કબાય વીરજી.

કબાય કોને જામરી પટકા નામ ન જાયે ગણીયાંજી, મામેરૂં-પ્રેમાનંદ.

"કેસરી વાઘો પહેરણે શોભતી જોડે કબાય"—બૈરાંનાં ગીત.

**દોતાં,** હઈ "ફુતા" સુંદર આ કબાયનું વિશેષણ છે. **જામા,** મૂળ ફા-

રસી શબ્દ 'જામા.' ગુજરાતીમાં તેનું એક વચન "જામો" ગણાય છે. ગળાથી કમ્મર સુધીનું અંગરખા ઘાટનું ચુસ્ત અને કમરથી પગ સુધી ઘાઘરા પ્રમાણે કાંઇક ઘેરદાર હોય છે. કબા કોઈ પણ રંગનો બનાવી શકાય છે. પણ જામાનું વસ્ત્ર સફેદ રંગનું જ હોવું જોઇએ. જામાની બાંહ્ય, હાથ કરતાં વધારે લાંબી હોય છે. પણ પછીથી તેને કાંડા સુધી લહેરબંધવાળી ચૂડદાર કરી હાથની બરોબર કરી પહેરાય છે. એ આબરૂદાર શેઠશાહુકારોનો પહેરવેશ છે. હજીએ સુરત આદિ નવાબી શહેરોમાં સાજનમાં કેટલાક લોકો જામા પહેરે છે. નીમા, (ફારસી નીમ-ઉપર-નો કબજો.) બુટ્ટીદાર કપડાંનો કમ્મરે પટીવાળો મોટા ઘેરનો અંગરખો, જામાથી ઉંચો ને થોડા ઘેરનો. નીમાંકુર, જોકે આ શબ્દની બરોબર વ્યુત્પત્તિ થઈ શકતી નથી, છતાં કબા અને જામાનો પૂર્વ સંબંધ જોતાં એમ જણાય છે કે એ પણ એક જાતનું વસ્ત્ર હશે. નીમા ફારસી શબ્દ છે મી ફોર્બ્સ તેનો આ અર્થ આપે છે:–a garment like a Jama, but not so full at the breast જામાના જેવું વસ્ત્ર પણ છાતી આગળથી એટલું ભરેલું નહી અર્થાત્ ખુલ્લું. નીમાસ્તીનને મળતું આ વસ્ત્ર હશે. નીમાસ્તીન એક જાતનું "જેકેટ" છે. અદ્યાપિ મારવાડ અને મેવાડમાં રાજપૂતો પણ અંગરખાની ઉપર તે પહેરે છે. તે એ રેશમનું કે મુખમલનું હોય છે અને તેની ઉપર જરી વગેરેનું ભરતકામ પણ હોય છે. પાઘડી, (હેમચંદ્ર–દેશ્ય. पाहून–पावृतम्–प + आवृतम् વિશેષતાસૂચક આભરણ, વિશેષ શૃંગારવાનું) હાથ સવા હાથ પનાનું ઘણું જ લાંબુ, પુરુષને માથે વીંટાળવાનું વસ્ત્ર, તે અનેક આકૃતિનું, પ્રાંતિક, નાગરિક આદિ ભેદને લઇને, હોય છે. પટકા, (સં. पट = વસ્ત્ર. અલ્પાર્થસૂચક.) કમરે કે માથે વિંટાળવાનો વેંત દોઢ વેંત પહોળો અને ચાર પાંચ હાથ લાંબો ખેસ. પછેડી, પિછોડી–(હિં पीछ = પછવાડે + ઓઢવું સં. आ + वृ) ખાંધ ઉપર બે પાસ ઝુલતું, અગર બરડા ઉપર ફરીવળતું પાતળું કપડું; ખેસ. વહોરાઓ હજી આવી પિછોડી ઓઢે છે. ઉત્તર હિન્દમાં સ્ત્રીઓ પણ જે સફેદ કપડું લુગડા ઉપર ઓઢે છે તેને પણ પિછોડી કહે છે. પામરી, (હેમચંદ્ર–દેશ્ય–पोमर–કુસુમલ રાતું વસ્ત્ર અથવા પામીર–રેશમ માટે વખણાયલો ઉત્તર અફઘાનિસ્તાનના પ્રદેશ.) ઉન અથવા રેશમનું વણેલું ખભે ઓઢવાનું વસ્ત્ર. શ્રીકાર, (સં. શ્રી–શોભા + कार–कृ) સારી શોભાવાળી.

૯૧૧. મોળિયાં, (મૂળ–મોરીયું, મુખર ઉપરથી) પાઘડીનાં કસબનાં છોગાં; કાંચળી, ચોળી, લેંઘી આદિને પણ કસબની કે હીરાગળની દેવાતી કોર. ૯૧૨.

**તોરા**, ( અરબ્બી ) પાઘડીના છેડાનો કસબી, સોનેરી છોગાવાળો છેડો. **કલગી**, ( ફારસી ) મુકુટ કે મંદીલ ઉપરનું પીંછા ઘાટનું છોગું; **કીનારી**, કોર. **ઝાકઝમાળ**, ( સં. झगझग् ) અતિશય ચળકાટવાળાં. ૯૧૩. **ગોસપેચ**, ગોશપેચ–ગોશ ( ફારસી ) કાન અને પેચ એટલે વળ; ગોશપેચ–કાન સુધી જેનો પેચ પહોંચતો હોય અથવા કાન ઉપરથી પસાર થતો હોય એવો, જમણી બાજુએ બાંધેલો શિરપેચ. ૯૧૫. **બાજુબંધ**, ( ફારસી–બાજુ = બાહુ. કોણી ઉપરનો ભાગ + બંધ ) કડાની જગ્યાએ પહેરવાનું જડાવ; ઘરેણું. **બેરખી**, ( સં. वि-વિશેષાર્થ-સૂચક + રક્ષી ) માદળીઆ કે મણકાનું ગાઠેલું સ્ત્રીઓને કોણી ઉપર પહેરવાનું ઘરેણું. ૯૧૬. **વેલીઆં**, ( સં. वल्ली ) વળીઆં પરેલા વાંક. **વીંટી**, ( સં. वेष्ट् ) આંગળીએ પહેરવાના વેઢ. **છાપ**, ( કદાચ ) ખાપ ( ચાટલું ) હશે. ૯૨૦. **કટિબંધ**, મેખલા, કંદોરા, ૯૨૧. **ઉલટ અંગ ન માય**, હર્ષ ઉભરાઈ જાય. ૯૨૭. **હિંસાર**, ઘોડાનો અવાજ, હણહણાટ. ૯૨૯. **ચામર**, ચમરી ગાયના પુછડાંનું બનાવેલું ચમ્મર. ૯૩૦. **પ્રભુ**, શેઠ મી. ૯૩૨. **દંડપ્રણામ**, કેટલાક લોકો વાહનમાં બેસતાં પહેલાં વિઘ્ન ન નડે માટે પ્રભુસ્તુતિ–પ્રણામ કરે છે.

૯૩૬. **જાજમ**, હિંદી શબ્દ છે. એને કેટલાક ફારસી કે અરબ્બી ધારે છે પણ તેમ નથી. શેતરંજી. ૯૩૮. **પડ્યા હોડે**, સરત મારીને.

---

## કડવું ૧૯ મું.

આ કડવામાં પ‍ત્નીઓના શણગાર અને ચેષ્ટાળીઓ વર્ણવેલાં છે.

૯૪૫. **શીશ** માથાના વાળ **ગૂંથાવે**, ( સં. ग्रन्थ् ) ભાતભાતની સેરો પાડી અંબોડા બંધાવે. **સેંથા**, ( સં. सीमा + अन्त ) કપાળ ઉપરના, માથાના વાળના બે ભાગ વચ્ચેની લીંટીમાં સિંદુર આદિ ભરવાની રીતિ છે. ૯૪૭. **મસી**, ( મેશ, સં. मषी વા मसी ) કાજળ. **દાબડી**, ( ડબડબ ઉપરથી ), કંકુ, મેષ વગેરે માટે ધાતુ યા લાકડાની નાની બનાવેલી હોય છે. **અંજન**, ( સં. अञ्ज–ચોપડવું ), **સારે**, ( સં. सृ ) હાથની મધ્યમિકા આંગળી ફેરવી મેંશ આંખમાં આંજે. ૯૪૮. **ભારે**, ( સં. भृ ) મોટી કિમ્મતનાં, યા, વજનદાર, નકકુર.

૯૪૯. **ગોફણો,** ( સં. गुम्फ्–ગુંથવું + फणा = સાપની ફેણ. ) અંબોડે લટકતું રાખવાનું સોનારૂપાનું ઘુઘરીઓવાળું ઘરેણું. અંબોડાના વાળ કાળા ભમ્મર રંગના હોવાથી માથા ઉપરનો ઘાટ સાપની ફેણ જેવો જણાય છે. **જડાવ,** રત્નથી જડેલો. **ભંમર લળકે છે,** ભમર ચળકચળક થાય છે; કેટલીક સ્ત્રીઓ કાજળ ભરીને ભમ્મરને ચળકતી કાળી બનાવે છે તેનું સૂચન છે. ૯૫૦. **ત્રિસેંથીઆ,** બંદી. સેંથાની લીટી ઉપર એક સેર અને કપાળ ઉપરની ટોચની લીટીના બે છેડાની બે સેર–એમ મળીને ત્રણ સેરનું સેંથી ઉપર બાંધવાનું જડાવ ઘરેણું, તેને બંદી પણ કહે છે. **શીશફુલ,** શીર્ષફુલ. અંબોડામાં ચાકને બદલે જડાવનું ઘરેણું ઘાલે છે તે. ૯૫૨. **ઊર,** છાતી, ખરી રીતે ઉપસેલાં સ્તન ઉપર. **ઢળકે છે,** ખુમીબંધ, ઢળતો શોભે છે. ૯૫૨. **ચૂડલો,** ( હેમ. દેશ્ય ચુડો. **सं. वलयम्** ) લાકડા, હાથીદાંતે કે કચકડાનું સોને મઢેલું યા મઢયા વગરનું, ઉંચી કીનારી વાળી, પહોળી પટીનું બલૈયું. **કંકણ,** કાચની પહોળી પટીની કાંગરીવાળી બંગડી; **ખળકે છે,** ખળ ખળ અવાજ કરે છે, ખખડે છે; 'ચુડો' શબ્દમાં સામાન્ય રીતે બે ત્રણ યા 'ઉાર' ની ચુડીઓનો 'ખરખલો' સમાય છે. ૯૫૩. **ત્રોટી,** તોટી, ટોટી, કાનની બુટે પહેરવાનું, બુટના કાણામાં ખોસવાનું 'ચુની'થી લગાર મોટું, ચળકતું ગોળ ઘરેણું. **મોર,** મોરના આકારનું બુટે પહેરવાનું સોનાનું ઘરેણું. **ભમરી,** ભમ્મરને તારાટપકાંથી શણગારાય છે, તેને **ભમરી** કહે છે. ૯૫૪. **વાને,** શરીરે. ( સં. **वर्ण** ).

૯૫૬. **લંગર,** ( દેશ્ય लंगल–सं. लाङ्गुलम्–પુંછડી ) સાંકળાં; હલકી ચાંદીની ઘુઘરીઓ બાંધ્યાથી રણરણે છે. ૯૫૭. **અણવટ,** સ્ત્રીઓને પગે અને અંગુઠે પહેરવાનું ઘુઘરીઓવાળું રૂપાનું ઘરેણું. ૯૫૮. **દેવાંગનાંશાં,** દેવોની અંગનાઓ, સ્ત્રીઓના સદૃશ, જેવાં. **અમરમન,** દેવોનાં મન. **વૃંદ,** ટોળાં. **લોભે,** લોભાવે ખેંચે. ૯૫૯. **ભાળે,** ભાલ, કપાલ ઉપર. ૯૬૦. **સાગ્રી,** એક એકના સામું જોતી, શરીરનાં ઉઘાડાં તસતસતાં કેટલાંક અંગો વિષે ચેષ્ટા કરતી. ૯૬૧. **વેણુ,** વેણી. **નેહરી,** તેલ ઘાલી માથાના વાળ બે પડખે કરી, હોળવા તેને નેહેરી દેવી કહે છે. ૯૬૨ **ઘેરી,** ખુમારીભર્યું. ૯૬૭. **બાંધે છેડે,** હજી પણ ગુજરાતમાં દેવદર્શને જતી ઘણી સ્ત્રીઓ મંદિરનાં પાથરણાંમાં નાંખવાને અને દેવના ઉંબરે ઢગલીઓ કરવાને ચોખા વિગેરે અન્ન લુગડાને છેડે બાંધીને જાય છે. છૂટા ઉપહાર રાખવાથી અલગ ચિંઢાળવા પડે માટે ઓઢીયાને છેડે બાંધી કેડે ખોસે છે. ૯૬૯. **ચરણાં.** ચણીયાં.

૯૭૦. **રાખડી,** રક્ષા. સોના કે રૂપાની ગુંથેલી દોરી અને ઘુઘરી કાંડે **પહેરવાનું** રત્નજડિત ચોકવાળું ઘરેણું. **સોળ,** સ્ત્રીઓના મુખ્ય મુખ્ય શણગાર 'સોળ' ગણાય છે તે આઃ—(૧) મજ્જન, (૨) ચારૂચીર તનધારણ, (૩) તિલક, (૪) નેત્રાંજન, (૫) શ્રુતિતાંટક, (કાનનું), (૬) વેસર, (નાકની), (૭) કેશસંમાર્જન, (૮) પુષ્પમાલાદિ, (છાતી), (૯) કટિમેખલા, (૧૦) કરકંકણાદિ, (૧૧) કુચલેપ, (૧૨) અંગરાગ, (૧૩) નેપુરાદિ (પગ), (૧૪) દૃગવિલોકન, (૧૫) તંબોલચર્વણ, (૧૬) ગતિ; ચાતુર્ય. (પાદસંચાર, કટાક્ષાદિ). ૯૭૪. **અસુર,** મોડું. (सं. उत् + सर्य) જુઓ મરાઠી '**ઉશીર**'; સૂર્ય માથે ચડશે. સંધ્યાકાળ પહેલાં ગૃહીઓએ થાળે પડી જવું, એ નિયમનું ભાન થાય છે. ૯૭૮. **પ્રકાશે,** (પૂર્વના સંકેત અનુસાર) પ્રકટ રીતે કહે. ૯૮૧. **રાઢ,** (૨૭-૨૩) જક. ૯૮૩. **કૃષ્ણશિક્ષા,** કૃષ્ણે પોતાનો રથ બળરામ પાસે મગાવી આપવાની આપેલી શિખામણ, બુદ્ધિ.

---

## કડવું ૨૦ મું.

આ કડવામાં સુભદ્રાની રૈવતાચળના ઉત્સવે એકલી જવાની જક પૂરી કરવા બળરામે કૃષ્ણ પાસે રથ માગ્યો, પણ કૃષ્ણ જાણે સુભદ્રાની જીદ્દથી તદ્દન અજાણ્યા હોય અને પછી ભવિષ્યમા હરણનો પ્રસગ બનતા પોતાને શિરે પ્રપંચમાં હાથ હોવાનું આળ ન આવે, માટે પોતાનો આળીગારો રથ આપવાની ના પાડે છે અને તેથી થનારાં વિઘ્ન સૂચવે છે, તેમ તેમ ભોળા બળરામ તેમની જાળમાં વધુ ફસાય છે અને આખરે તેનો રોષ નખથી તે શીખ પર્યંત વાધતાં કૃષ્ણ નમતી મૂકી, પોતાની મૂળ ધારણા પ્રમાણે તૈયાર રખાવેલો રથ સુભદ્રાને સોંપે છે અને ભાવિ ભયનું સૂચન કરી અટકે છે. ૯૮૮. **આંસુપાત કરે,** પુષ્કળ આંસુ પાડે. બળરામને જોઇને વિશેષ કલ્પાંત કરી કામ કાઢી લેવાની યુક્તિ સુભદ્રા આબાદ અજમાવે છે. ૯૯૦. **રૂદન કાં કરે,** શા માટે રૂવે છે? ૯૯૧. **પૂછીયે,** (સહભેદ), જૂનું રૂપ 'પૂછીઇ,' પૃષ્ટ ૯૯૨ લીટી આમ જોઇએઃ–'સનમુખ જઇને તતખેવ', કારણ કે છપાયલું ખોટું છે. **તતખેવ,** તત્ક્ષણ, તત્કાલ, ૯૯૭ આવી યોવનને આરે પહોંચેલી છોકરીને એકલી, કોઈ વિશ્વાસુ સાથ વિના કયમ મોકલાય?

૯૯૯. અહીં રોહિણી એકદમ કૃષ્ણનો રથ આપવાનુ, પ્રપચનો વહેમ ન જાય માટે, બલરામને સૂચવતી નથી પણ બે ભાઈમાંથી કોઇને તેની સાથે જવાનું

અને તેમ ન બને તો પછી કૃષ્ણનો રથ સુભદ્રાને અપાવવાનું સૂચવે છે. અહીં કવિ સુભદ્રા નાના ઠાકરડાની છોકરી હોય તેવો ખ્યાલ આપે છે, બાકી અનેક વિશ્વાસપાત્ર યાદવ સુભટોમાંથી હરકોઈ સાથે તેને મોકલવાનું સૂચવી શકાત.

૧૦૦૨. ખેડણહાર, (ખેડણ + હાર) ખેડનારો, રથહાંકનારો (સરખાવો સરજનહાર). ૧૦૦૩. ખ્યાત, બાબત. (સં. ख्या, ખ્યાત) ૧૦૦૯. ઉલ્લાસે, ઉલ્લાસ, આનંદ પામે. (સં.–उत् + लस) ૧૦૧૩. કોણ, એ સામાન્ય રીતે કવિતામાં "શા" પ્રશ્નાર્થક વિશેષણ રૂપે વપરાય છે. ૧૦૧૫. મનસા, મનીષા, ઇચ્છા, મનનો સંકલ્પ. ૧૦૧૯. રથહાંકણીવિદ્યા, રથ હાંકવાની, ચલાવવાની વિદ્યામાં જે કુશળ, પારંગત છે તે. જેને હાથે, જેના હાથમાં રમી રહી છે ૧૦૨૦. રથ જોતરી, ઘોડા જોડી લાવે. જોતરી, (योक्तृ + युज् = જોડવું ઉપરથી) ઘોડા સાથે રથને જોડી. ૧૦૨૧. આફણી (આપણી) એકાએક; આપોઆપ.

૧૨૨૧ ઉત્પાત, તોફાન. ભવિષ્યમાં સુભદ્રાના હરણ રૂપ તોફાનનું સૂચન પ્રથમથી જ કરી લઈ, પોતે પ્રપંચમાં ભળ્યાના આક્ષેપથી મુક્ત થવાની યુક્તિ કૃષ્ણ રચે છે. રથથી રથને અંગે.

૧૦૨૩. કલ્પાંત, (મૂળ શબ્દ कलपान्त = कु–અલ્પાર્થ, અધમતાર્થસૂચક + लप् = બોલવું = क + लप + अन्त = છેડો) વ્યવસ્થા–નિશ્ચિત અર્થનો અંત નાશ આવવાથી શોક થાય છે તે કલ્પાંત કહેવાય છે. હું વિના, મારા વિના. (જૂનો પ્રયોગ). ૧૦૨૪ આળીગારો, આળ ચઢાવનારો. (આળ + ગારો. ગાર = ચઢાવનાર, આણનારના અર્થમા વપરાય છે.) થાશે. કૃષ્ણ વિઘ્નની શંકા દર્શાવી અટકતા નથી, પણ ચોક્કસ અનર્થ થવાનો છે, એમ સ્પષ્ટ કહે છે, જેથી ભવિષ્યમાં પોતે ઠપકાપાત્ર ન ઠરે. અનર્થ, હાનિ. (अन् + अर्थ = હેતુ ઉલટી જાય એવું). એણે, વિશેષણને સપ્તમીનો પ્રત્યય લગાડયો છે; સંસ્કૃત પ્રયોગનું અનુસરણ. ૧૦૨૫. વડવીર, વડા–વૃદ્ધ ભાઈ. શ્યામશરીર, કૃષ્ણના શરીરનો વર્ણ શ્યામ છે માટે.

૧૦૨૮. તારો...કામ, જો આજે અણીને વખતે સગાંવહાલાંને તારો રથ કામમાં નહી લાગ્યો તો પછી કયારે કામે લાગવાનો હતો? ૧૦૨૯. અસ્યમેવ = (अवश्यम् + एव) નક્કી જ. જન્મ લગી, જીવ રહેશે ત્યાં સુધી, (જન્મ અવતા). ૧૦૩૦. સ્ત્રીમાં રમે–સ્ત્રીઓના વિલાસમાં જ તું ગુંથાયો રહે છે; એટલે તારામાં સંસર્ગ દોષ અનુસાર બૈરક બુદ્ધિ અને બીહીક સદાયે રહેવાનાં જ અને તું બીબા-

વર્તું અને કાયર્તું બોલવાનો જ, તેથી મને તારા એવા ચાવળા શબ્દો ગમતા રૂચતા નથી. ૧૦૩૧. **ધૂર્તવિદ્યા,** લુચ્ચાઇની કળા. 'હમેશાં તારી લુચ્ચાઈ કોઈ સમજી શકતું નથી.' તું હરેક બહાનાં પ્રપંચ શોધી, મૂળ અર્થ ઉડાવે છે; એટલે તારૂં હૃદય કળી શકાતું નથી. તું હમ્મેશાં નાઠાબારી રાખી બચાવનો માર્ગ ખુલ્લો રાખે છે, એ તારી છેતરપીંડીની કળાજ છે.

૧૦૩૪. **ઘટે,** શોભે. મોટા ભાઈ થઈ મને સ્રીલંપટ કહેવો, એ તમને છાજે નહીં. ૧૦૩૫. **અન્યા,** અન્યાય, અઘટિત કામ. ૧૦૩૬. **ઊથાપૂં.** ( सं.–उत् + स्था નું પ્રેરક ) ઉથલાવું, લોપું. તમે જે આજ્ઞા કરો તેનો વિરૂદ્ધ હું શી રીતે જઇ શકુ ? હું વિરૂદ્ધ ગયો જ નથી. ભલેને સુભદ્રા, અગર જે કોઈ વ્યક્તિને મારા રથમાં બેસવું હોય તે તમારી મુનસફી પ્રમાણે તેમાં બેશીને જાય; મને કાંઈ તે સાથે લેવાદેવા નથી; મેં તો મારે ચેતવણી રૂપે જે કહેવાનું હતું તે કહ્યું, એટલે મારી ફરજ તેટલેથી પતી.

૧૦૩૯. **વાયક,** વાક્ય; વચન, કવિતામાં વાકયનું "વાયક" ઘણે સ્થળે થયલું દીસે છે. એ અક્ષરક્રમ ઉલટાવાનો દાખલો છે. ૧૦૪૨ **જયમંગળ આદિ,** કૃષ્ણના ઘોડાના નામ; અમર કોશમાં તેમ જ મહાભારતમા આ નામ છેઃ– अश्वाश्च शैब्यसुग्रीवमेघपुष्पबलाहकाः ॥ શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક. સરખાવોઃ– तेजोबलजवोपेतैः शुक्लै ह्यवरोत्तमैः । वाजिभिः शैब्यसुग्रीवमेघपुष्पबलाहकैः ॥ ( આદિપર્વ ). ૧૦૪૫. અહીં પાછું ભયનું સૂચન કરી, બળરામને પાછા કૃષ્ણ તેથી સાવધાન થવાની સૂચના સુભદ્રાને આપવા કહે છે;તેમ બળરામ પણ કૃષ્ણનો હેતુ ન સમજતાં તેનો ઉલટો અર્થ લ , તેમને હસી કાઢે છે. કશૂં, ( किम् ઉપરથી ) કંઈ પણ. ૧૦૪૬. **કોઈ ખાય,** કોઈ ઉપાડી જાય. ૧૦૪૯. **ભણે,** કહે. ૧૦૫૨. **મન હસે,** મનમાં હર્ષ પામે. ૧૦૫૦ **લાર,** વાર જોઇએ, છપાઈની ભૂલ છે.

---

## કડવું ૨૧ મું.

આ કડવામાં સુભદ્રાના શરીરના શણગારોનો, રૂક્મિણીહરણમાં રૂક્મિણીના ૨૨ મા કડવામાં વર્ણવેલા શણગારો સાથે તેમ જ મોમેરામાં લક્ષ્મીજીનાં આભૂષણ સાથે (કડવું ૧૪મું) મુકાબલો કરવો યોગ્ય થઈ પડશે. કવિએ, જેમ નળાખ્યાનમાં દમયંતીનું સૌંદર્ય ( કડવું ૧૬ મું. ) અનુપમ રીતે વર્ણવ્યું છે તેમ અહીં

તેટલી તો શું પણ તેથી અર્ધીયે અનુપમતા વર્ણવેલી નથી. ત્યાં શણગાર ઉપર કવિએ ભાર મૂકેલ નથી જ, પણ અહીં સામાન્ય ઠાકરડીને શણગારે તેમ સુભદ્રાને શૃંગારવિવેક વિસારીને આભૂષણોથી ખડકી છે. નળાખ્યાનમાં શરીરસૌંદર્ય અને અહીં અલંકારદિપ્તિ ઝળહળી રહે છે.

૧૦૫૮. દામણી, ( सं. दामन् ) કપાળની ઉપર હીરામોતીની બંદી કપાળ ઉપર છેક વાળ આગળના પ્રદેશ ઉપર બધાય છે. ૧૦૬૦. ઉદ્યોતકાર, ઝગઝગાટ. ૧૦૬૪. જવેર, જવાહીર, મોતિહીરાના ચોકવાળી પાંચ આંગળીની પાંચ વીંટીઓ સાથેની પહોંચી. તે હાથની હથેલીના પાછલા ભાગ ઉપર સ્ત્રીઓ પહેરે છે.

સરખાવો:—પ્રેમાનન્દકૃત " મામેરા " માં લક્ષ્મીજીનું વર્ણન.

પ્રભુ પુંઠે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે;
ભલું ભાળ ભ્રમર રાજે રે, રત્નજડિત્ર રાખડી છાજે રે.
વિશાળ લોચન, ચંચળ ચાલે રે, શું ખંજન પડીઆં જાળે રે;
છે અધરબિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણ વિશાળી રે.
બાજુબંધ, ગળુબંધ માળ રે, નાકવેસર ઝાકઝમાળ રે;
કટી ધમકે ક્ષુદ્રઘંટાળી રે, પહેરણ ચપકવરણી સાડી રે.
ઝમક ઝાંઝર ઉજ્જવલ પાગે રે, વિછુવા અણવટ બહુ વાગે રે;
જડાવ ચૂડલો કંકણ ખળકાવે રે, માયા મહેતી રૂપે આવે રે.

વળી રૂકિમણીહરણ ( કડવું ૧૨ કડી ૮૦૧૪ )

પાયે ઝાંઝર ઝગમગે, વિંછીયા, પગપાન,
વાગે ઘંગુર મળતી ઘુઘરી, વાળે સંગીત તાન. ૮
બે મોંઢે હીરા જડયા, કંઠે એકાવળ હાર,
ગળુબંધ ને સાકળાં, માંય મોતીની માળ. ૯
બાંયે બાજુબંધ બેરખા, સુવર્ણ ચુડો રસાળ,
કમળ સરખી હથેલીમાં, લીધો હેમનો થાળ. ૧૦
બે કમળ નેત્ર કન્યા તણાં, વાળીએ વાંકા મોર,
આવી અધરે અડયું છે ઝુમણું, શૂં ત્યાં વસ્યો ચિત્તચોર. ૧૧
અર્ધચંદ્ર કપોળ છે, છે બિંદીનો વરભાવ,
તારા જેવી શોભે ટીલડી, ઝાલ રત્નજડાવ. ૧૨

બે ભ્રકુટીએ બાણ ચઢાવિયાં, છૂટા મૂક્યા છે કેશ,
જાણે શંકર સતી છળવા નીસરી, લીધો ભીલડીનો વેશ. ૧૩
ચોળી પહેરી કીનખાબની, ઓઢી ચુંદડી રસાળ.

વળી પ્રેમાનંદકૃત દ્રૌપદીસ્વયંવરમાં મોહિનીનો શૃંગારવેષ (કડવું ૭૫ મું)

પાયે નેપુર રે, ઝમકે નાના રીતસું, વીંછીયા અણવટ રે પેહેર્યાં પ્રભુજી પ્રીતસું.
કટિમેખલા રે, સોવણ નંગ જડાવસું, ઝુમણાં ઝામણાં રે હાર પેહેરે મનભાવસું.
માળા મોહન રે, સુંદર મુગતાફલ તણી, માદળિયા ઉર રે પેહેરે ત્રિભુવનધણી.
હાથે પોહાંચીયા રે, જડિત ઝવેરે શોભીએ, કરકંકણ રે જોતાં દષ્ટ ન થોભીએ.
ગોફણી હેમની રે, ચુડ ઝાંઝરી હેમની, ચુડો સોહે રે કાંકણી સલઈયાં પ્રેમની.
બાજુબંધ રે હાથે હથરોટ અતિભલા, કાને ગુલર રે જડાવ સોહે વીટલા.
આલ ઝળકે રે આલ સાથે લાગી રહી, ઉપર શીકળા રે મોગરડે શોભા લહી.
નાકે વેસર રે મોતી અતિ તેજનાં, ચાંદલા ચમકે રે ચોહોડયા મનહેજમાં.
આખ આજી રે અણીઆલી ટીલી ભલી, શીશ ગુંથ્યું રે ચોટલો સુંદર શોભળી.
શીશફુલ રે સેંથો કુલી તરશે થયું, નાક નમણું રે ચમરી ને વળી કુમતું. ૧૧

૧૦૬૫, કટિબંધ, મેખલા. ૧૦૬૬. અમુલખ, અમૂલ્ય, ભારે કિંમતનું. ૧૦૬૭. હરણ જેવી ચપળ આંખો. પોપટની ચાંચ જેવું ઢળકતું નમણું નાક, ધનુષ્યના જેવી વાંકવાળી ભ્રમ્મર, તીરની પેઠે પ્રેમાસ્પદના હૃદયને ભેદનારા તીર જેવાં કટાક્ષ ફેંકતાં નયન, આંખો. ૧૦૬૮. અધર, નીચલો હોઠ. પ્રવાળી, પરવાળાંના રંગ જેવો લાલચોળ. ૧૦૭૦. ચન્દ્રબિંબશૂં, ચન્દ્રબિમ્બસદૃશ, ચન્દ્રના બિમ્બના જેવું. ૧૦૭૧. હાથીની સુંઢ જેવા ભરાઉ, મરોડદાર હાથ વિષધર, (सं विष+ध) સાપ; વેણી કેશકલાપ; સાપના જેવો લાંબો અને કાળો બહેક લટકતો ચોટલો. ૧૦૭૨. પોયણપત્ર, ચદ્રની પ્રિય, પોયણી, રાત્રિકમલના પાન જેવું સુંદર પહોળું. ઉદર, પેટ. રૂપનિધાન, રૂપનો નિધિ, ભંડાર. ૧૦૭૩. સુધા, અમૃત જેવો મીઠો. ૧૦૭૪. કંઠ અવાજ; કંઠમાંથી નીકળતો હોઈને 'અવાજ' જે કંઠનું નામ અલંકારિક રીતે અપાય છે. કોકીલા હારે, કોયલ જેના કંઠનો મધુર અવાજ; મધુર કંઠમાં કોકિલા પણ તેનાથી હાર ખાય, ઉતરે. સૂણી૦—જાણે મારી બીજી કોઈ પ્રતિસ્પર્ધિની કોકીલ જાગી એવા વિચારથી વિમાસણમાં પડે.

૧૦૭૫ રંભા, ઈન્દ્રની માનીતી અપ્સરા. દેવાંગના, દેવની સ્ત્રી. (અહીં અંગનાનો અર્થ પત્ની લેવાનો નથી.) માન મૂકે, ગર્વ, અભિમાન છોડી દે.

ચૂકે, ચળે. તાપસ, તપસ્વી. ૧૦૭૬ મધુકર, ભમરા; પુષ્પોના પરાગમાંથી મધુ ચૂસતા હોવાથી ભમરાને આ નામ અપાય છે. ખંજન, એક જાતનાં પક્ષી ( દીવાળી ઘોડો ). એ લાંબી પુછડીવાળાં હોય છે અને વારે વારે તેની પૂંછડી હિલ્યાં જ કરે છે. તેનો આંખનો ડોળો નિરંતર ફરકતો જ રહેતો હોવાથી સુંદરીના આંખના ચંચળ ડોળાને ખંજન સાથે કવિઓ સામાન્ય રીતે સરખાવે છે. અને આંખના ડાબલાને જાળનું ઉપમાન આપે છે. જાળે પડયાં, આંખના ડાબલા રૂપી જાળ–બંધનમાં પડયાં. મીન, મત્સ્યના જેવી સુંદર ઘાટીલી આંખ. જાણે કીકીને બદલે મીન અને ખંજન જ તેની આંખરૂપી જાળમા ઘેરાયાં હોય નહી તેમ કીકી ચપળતાથી ફરકે છે. ૧૦૭૭. બાલા, બાલાઇં, બાલાએ; 'ઇં' તૃતીયાનો પ્રત્યય ઘસાયો છે. ગજગામિની, ગજ–હાથિણી–ની પેઠે મદભરી–ગૌરવભરી, હિડછાવાળી ચાલ, ગતિ. મરાલા, હંસી, મૃદુ મૃદુ રીતે પગલાં માંડવામાં હંસ પંકાય છે. ધબધબ, ભારે પગ પડે એ પદ્મિનીનું લક્ષણ ગણાતું નથી પણ શંખિનીનું ગણાય છે. અહીં કવિ સુભદ્રાને પદ્મિનીના જેવી ગતિવાળી વર્ણવે છે. ૧૦૭૮ માનુની, ( સં માનિની )–આત્મસંમાનવાળી; અહીં કેવળ સ્ત્રી. ૧૦૮૦ બળરામને છેતરવાનું વચન માતા રોહિણી કહે છે.

૧૦૮૪. શિક્ષા, શીખામણ. દીઊં, દઉં, આપું. વાર્યો, સમજાવીને કહ્યું. ૧૦૮૮. હુંશીયાર—(સં. હોસ+યાર) ચેતનવાળો, સાવધ. ૧૦૮૯ જાનાર, દારૂક. ૧૦૯૩. પધાર્યાં, પદ–ધર્યાં, ગયાં.

---

## કડવું ૨૨ મું.

આ કડવામાં સુભદ્રાને પોતાનો મનોરથ સફળ થાય એવા શુભ શુકનો સામા આરંભમાં જ મળે છે, કાળીદાસના ધ્રુવાખ્યાનમા તપ કરવા જતા ધ્રુવજીને મળતા શુકનોના વર્ણન સાથે આ વર્ણન કંઈક સરખાવવા જેવું છે. શુકન વર્ણવીને. પછી કવિએ વાહનો હાંકવાની યાદવોની હોડનું અને તે પછી રથ ઉપર અર્જુનને લેવા સુભદ્રાએ નુપૂર કાઢી નાંખી દારૂકને તે લેવા મોકલવાની યુક્તિનું વર્ણન કરેલું છે.

૧૦૯૬. શુભ, કલ્યાણકારી, અર્થ સિદ્ધ થાય એવા અનુકૂળ. શુકન, ( સં. શકુન; એક જાતનું પક્ષી, ઘણુંખરૂં એક જાતનું ચાસ. આ પક્ષી વટેમાર્ગુને જમણે પડખેથી ઉડતું જણાય તો તે કલ્યાણ થવાનું સૂચવે છે ) સારાં ચિહ્ન. ૧૦૯૮– પ્રસન્ન–હસતી. સરખાવો:—

શુકને મળી સવત્સી ગાય, સુવાસણી બેઠું ભરી જાય.

વરકન્યા પરણીને મળ્યા,વેદ ભણંતા વિદ્યાર્થી મળ્યા.(કાલીદાસકૃત ધ્રુવાખ્યાન)

૧૧૦૧. કેં, અનેરા, સારા ભવિષ્યના સુખના વિચાર કરે. ૧૧૦૨. **અર્થ**, હેતુ. **સહી થાશે**, ચોક્કસ સરશે. ૧૧૦૫. **કિરતાર**, પ્રભુની; અહીં છઠ્ઠીના પ્રત્યયનો લોપ થયો છે. **કપિલા**, રતાશ અને વધારે પીળાશ મારતા રંગની. આ ગાયના શુકન ઉત્તમ મનાય છે. ૧૧૦૬. **વંદે**, ( सं.–वन्द् ) માન આપે, સત્કાર કરે. (જૈનોમાં અન્નને વાંદવું-માન આપવું કહે છે, એવો અહીં અર્થ છે )

૧૧૧૦. **ડચકારશું**, ડચકાર સાથે, હાંકનારનો ડચકારો નીકળતાં વેંત જ, અર્થાત્ વિના ચાબુક હલાવે, શબ્દવેધી ઘોડા પેરે દોડયા જ જાય આવા શબ્દાનુસારી ઘોડા ઉચી જાતના ગણાય છે. કહેવત છે કે "તેજીને ટુંકારો બસ છે." ૧૧૧૧. **ગોધાંદરે**, ( गो + हध् ) ગોંધરે, ગાયને ચરવાની ગામના પાદરની ચરાની જગા, એ ગામની હદ સૂચવે છે. ૧૧૧૩. **મેગળ**, મદગળ, મદ ઝરતા હાથી. **સુખપાલ**, એક જાતનું તાવદાન, જેમાં બેસનારને હેલો હરકત ન આવે, અને સુખે જવાય, એવી પાલખી. ૧૧૧૪. **વાઘા**, સુગંધવાળાં, રંગીન કે રંગની છાંટવાળાં શુભ અવસરે પહેરવાના મૂલ્યવાન કપડા. પ્રમુખરૂ મૂર્તિના કપડાને વાગા કહે છે. ઉનાળામાં ઠાકોરજીને ચંદનના વાગા ચઢાવે છે. ૧૧૧૫ **જોડ રાખે**, દમોદમ, સાથે સાથે રાખે. ૧૧૧૬. **પાધર**, (હે पद्धरं=સીધું), ગામની બહારનો રસ્તો. સીધો, સપાટ ખુલ્લો સાજમાર્ગ **હોડ**, શરત ( હેમચંદ્ર દેશ્ય हुड्डा = પણ ) ૧૧૧૭. **વાદ**, ( स. वद् ) વાદે ચઢી; ( હરીફાઈ બકી ) ૧૧૧૯. **રસિયા**, રસવદીયા, રસે ચઢનારા ૧૧૨૦. **કોડ**, કોડે, ગજે ( सं क्रोड ) ૧૧૨૪. **અલબેલડા**, ( अल् + वयला ગજાના ઉપહારના વહેંચનાર ) મૂળ ઉદાર, પછીથી શોખીન, મોજમજાહ ઉડાવનારા અને રંગીલા, રંગરાગમાં ગુલતાન. ૧૧૨૫. **શબ્દશું**, શબ્દ-સહ-થી સમજી. ઘોડા તે પ્રમાણે સૂચવાયલા માર્ગે અતિજોર દોડે. 'શબ્દ' ને અનુસરનારા ઘોડા ઉત્તમ લેખાય છે. ૧૧૨૮. **આખડા**, ( सं. ચાબુક ) સાટકા. ચાબુક નરમ હોય છે; ત્યારે ચાબખા સખ્ત હોય છે.

૧૧૩૦. સહુથી વહેલા નીકળેલા બાવાને પાછળ પડેલાં જોઈ સહુ નવાઈથી પૂછે છે કે આટલા ધીરા કેમ પડયા ? ચાલો અમારા વાહન ઉપર ચઢી જાઓ. ૧૧૩૨. **સુજ સાથ**, મારી જોડીદાર.

૧૧૩૬. **કવણ**, કેવો; શો. જૂની ભાષાનો આ સંસ્કાર છે. ૧૧૩૭. **દારૂક** રથે હોય તો અર્જુનથી ચઢી ન શકાય, માટે તેને ઉતારવાનો પેંતરો રચે છે. તે સાથે કૃષ્ણના ઘોડાને હાંકવાની પોતાની કુશળતાની ખાત્રી તેને છે, એ તેનું ખરૂં ક્ષત્રિયાણીપણું પ્રકટાવે છે. ૧૧૩૯. **અહીં**, શકુંતલા ડાળીએ એકાવલી ભરાયાના નિમિત્તે દુષ્યંતને જોવા લાગ સાધે છે, તેમ સુભદ્રા નેપૂર રથથી હેઠું નાખી દે છે અને દારૂકને ઉતારી અર્જુનને રથપર લેવાની પેરવી કરે છે. ૧૧૪૪. **ગ્રહીશ**, પકડી રાખીશ; ઘોડાને અંકુશમાં રાખીશ. ૧૧૪૭. **અશ્વ ઊડયા**, ઘોડા પવનવેગે ઉપડયા. દોડયા. ૧૧૪૯. **મારે ઠાર**, મારી જ નાંખે.

૧૧૫૧. **જોરતારશૂં**, જોરથી અને તારથી અર્થાત્ તીણા સ્વરથી. ૧૧૫૨. **છેટૂં પડે**, નેપૂર અને આપણા વચ્ચે અંતર વધે છે, માટે રથ ચાલતો અટકાવ અને હેઠો ઊતરી લેઈ આવ. ૧૧૫૬. **ઉત્પાત**, તોફાન. ૧૧૫૭. **ગતિ**, અન્ય કોઈના હાથે નહીં રહેવાની ટેવ; વા કેમ રોકવા કે ચલાવવા તેની ગતિ. ૧૧૫૮. **કોને હાથ ન રહે**, કોઈના કબજામાં ન રહે. ૧૧૬૨. જેમ રામાયણમાં રામને ભયમાં જાણી રક્ષણ અર્થે પોતે રહેલો હોવાથી તેને એકલી મૂકી જતાં ખચકાં ખાતા લક્ષ્મણને સીતા કહેવા ન કહેવાનાં વચનો કહે છે તેમ અહીં અર્જુનને રથ ઉપર લેવા માટે દારૂકને હેઠે ઉતારવા, સુભદ્રા કડવાં વચનો બોલે છે. માત્ર ફેર એટલો જ છે કે સીતાનાં સ્વાભાવિક વચન છે, ત્યારે સુભદ્રાનાં કપટભર્યાં છે; તેમ શિરજોરીનાં અને ઠાકરડાની છોકરીને, નહીં કે રાજકુમારીને, છાજે એવાં છે. હજી પાટીદારો, કોળીનાળી હસકે ને તસકે "ઠાર મારીશ," "મરાવીશ," એમ પોતાના વિશ્વાસપાત્ર નોકરને કહે છે. પ્રાચીનકાલમાં રાજાઓના સારથી પૂજ્ય અને પરમ વિશ્વાસુ ગણાતા, તેમનું આવું અપમાન કુલીન કુવરી કરે, એ તદ્દન અણઘટતું છે. ૧૧૬૪. આ વચનો રાજપુત્રીને છાજતાં નથી, કોઈ રાજ્યમદમાં, ધનમદમાં ડુબેલાની પુત્રીને છાજે એવાં સાંપ્રત કાલને ઉચિત છે. **ઠાર મરાવૂં**, (ઠામ) જીવ જાય એમ તેને તે જગ્યાએ લગારે ચસકવા દીધા સિવાય મરાવું.

૧૧૬૮. **તાણી**, રોકવા છતાં ન રોકાતાં રથને ખેંચી જાય. **ઝાંઝર**, (ઝમ ઝમ અવાજ કરતાં) ઝીણી ઝીણી રૂપાની ઘુઘરીવાળાં, નાના ઘાટનાં કલ્લાં. ૧૧૭૫. દારૂકનાં જ વચન દારૂકને સામાં મારી, કૃષ્ણના ઘોડા હાથ નથી રહેતા એવું નિમિત્ત ધરી ઘોડાને પૂરપાટ દોડાવી જાય છે. ૧૧૮૦. બેસીઇ, બેસીહ, બેસિ, બેસિયે, જાઓ. બેશી. ૧૧૮૨. **રાડી**, હવામાં ફેંકી દીધા. (સં. ઉદ્ ડુ પ્રેરક.

૧૧૮૪. **અશ્વમંત્ર,** ઘોડાના કાનમાં એ મંત્ર હેવાથી ઘોડા પવનવેગે પૂર જોશથી દોડે છે. નળને એ વિદ્યા સાધ્ય હતી અને તેણે ઋતુપર્ણ રાજાને આપી હતી, એમ નળાખ્યાનમાં છે. **થાહી,** પકડી. ૧૧૮૫. ઘોડા વાયુવેગે દોડયા. **૧૧૮૭. શૂર,** શૂરવીરો, જેનામાં શૌર્ય હોય તે.

૧૧૯૧. **હવો હાહાકાર** = સરખાવો.

क्षुब्धास्तेनाथ शब्देन भोजवृष्ण्यन्धकास्तदा
अन्नपानमपास्याथ समापेतुः समन्ततः ॥
तत्रजाम्बुनदाङ्गानि स्पर्ध्यास्तरणवन्ति च
मणिविद्रुमचित्राणि ज्वलिताग्निप्रभाणि च ॥
भेजिरे पुरुषव्याघ्रा वृष्ण्यन्धकमहारथाः
सिंहासनानि शतशो धिष्ण्यानीव हुताशनाः ॥
तच्छ्रुत्वा वृष्णिवीरास्ते मदसंरक्तलोचनाः
अमृष्यमाणाः पार्थस्य समुत्पेतुरहंकृताः ॥ (આદિપર્વ. અ. ૨૨૧. શ્લોક ૧૨-૧૫)

જુઓ પ્રેમાનંદકૃત દ્રૌપદી સ્વયંવર કડવું ૮૦ મું, તથા પ્રેમાનંદકૃત દશમસ્કંધનો સુંદર મેવાડાએ રચેલો ઉત્તરાર્ધ અધ્યાય ૮૧ મો, કડવું ૧૯૮ મું. જુઓ જુઓ **પરિશિષ્ટ ૧ લું. અને પરિશિષ્ટ ૨ જું.**

ક્યાં મહાભારત, દ્રૌપદી સ્વયંવર અને દશમ સ્કંધનાં રસભર વર્ણન અને ક્યાં પ્રસ્તુત સુભદ્રાહરણનું શાબ્દિક વર્ણન.

૧૧૯૩. **ધનંજય, અર્જુન. મ**હાભારતમાં આ નામ શાથી પડયું તે વિષે અર્જુન પોતે આમ કહે છે કેઃ—

सर्वाञ्जनपदाञ्जित्वा वित्तमादाय केवलम्
मध्ये धनस्य तिष्ठामि तेनाहुर्मां धनंजयं ॥

સર્વે લોક-દેશને જિતી હું કેવળ વિત્ત આણું છું, અને ધનની મધ્યે ઉભો રહું છુ. તેથી લોક મને ધનંજય કહે છે.

૧૧૯૪. મહાભારતના મૂળ પ્રસંગમાં આથી પણ અનેક શસ્ત્રઅસ્ત્ર ગણાવ્યાં છે.

## કડવું ૨૩ મું.

આ કડવામાં યુદ્ધ માટે મથતા બલરામ ગર્વભર્યાં વચનો ઉચ્ચારી, કૃષ્ણને યુદ્ધે આદરવા સારૂ સજ્જ થવા પ્રેરે છે અને કેવી રીતે બધું બન્યું છે તે જાણનારા શ્રી કૃષ્ણ અજાણપણું દાખવી, માત્ર બહારનો જ ઉપર ઉપરનો ક્રોધ દાખવી લઢવા તૈયાર થાય છે અને યાદવો લઢવા પ્રેરાય છે.

૧૧૯૯. **રીસ,** ચીઢ. ૧૨૦૦. **નચિંત,** નિશ્ચિંત; જાણે કાંઈ અવનવું ન બન્યું હોય તેમ બેકામ થઇ નફકરા કેમ બેઠા છો? **વાટે,** ઉત્સવ અર્થે રૈવતાચલ જવા-ના માર્ગમાં. **નૃપમણિ,** નૃપો રાજાઓથી શ્રેષ્ઠ. 'મણિ' શ્રેષ્ઠતાવાચક છે. ૧૨૦૨. **વેષ મૂકયો,** બાવાનો સ્વાંગ છોડયો. **રીસ,** ચીઢ, ક્રોધ.

૧૨૦૪. **ક્રોધ—શીશ,** સરખાવો:–"નખથી તે શીખ લગી ક્રોધ ચઢયો." ૧૨૦૫. **ધ્રુજતી,** અત્યંત ક્રોધ વ્યાપ્યાનું લક્ષણ છે. ૧૨૦૬. **વિષધર,** બલરામ શેષ નાગનો અવતાર છે જેનું સૂચન છે; અથવા જેમ સાપ ક્રોધે ભરાઈ ગાંડોતૂર થઈ ડંસ દેવા દોડે છે તેમ બલરામ અન્ય સર્વ બાબતનું ભાન ભૂલ્યા એમ કવિ કહે છે. ૧૨૦૮. **હું સિંહના,** (જૂનો પ્રયોગ). 'મારા જેવા સિંહના મુખમાં હાથ ઘાલનાર એવો તે કીયો મૂર્ખ છે?' **કવણ,** કોણ–કીયો. **ઘાલે,** ઘાલવાનું સાહસ કરે.૧૨૧૪. સરખાવો–'બેસવાની ડાળ કાપી,' 'ખાધું તેનું ખોદ્યું,' હરામ કર્યું. મૂળની પંક્તિ જુઓ. બળરામનાં ઉપરનાં વચનો સાથે નીચેનાં વચનો સરખાવવા જેવાં છેઃ—

किमवागुपविष्टोऽसि प्रेक्षमाणो जनार्दन ॥

(કૃષ્ણને બળદેવ કહે તું શું બેઠો છે ભ્રાત!)

सत्कृतस्त्वत्कृते पार्थः सर्वैरस्माभिरच्युत ।

न च सोऽर्हति तां पूजां दुर्बुद्धिः कुलपांसनः ॥

को हि तत्रैव भुक्त्वान्नं भाजनं भेत्तुमर्हति ।

(જ્યાં ખાધું ત્યાંહિ પાખંડીએ પાત્ર ભાંગ્યું બહાર)

मन्यमानः कुले जातं आत्मानं पुरुषः क्वचित् ॥

सोऽवमन्य तथास्माकं मनात्य च केशवम् ।

प्रसह्य हृतवानद्य सुभद्रां मृत्युमात्मनः ॥

(ભગિનીને લઈ જાએ જોગી થાયે મહા ઉત્પાત)

कथं हि शिरसा मध्ये कृतं तेन पदं मम ।
मर्षयिष्यामि गोविन्द पादस्पर्शमिवोरगः ॥
अद्य निष्कौरवामेकः करिष्यामि वसुन्धराम् ।
नहि मे मर्षणीयोऽयमर्जुनस्य व्यतिक्रमः ॥

(આદિપર્વ અ. ૨૨૦. ૧૫ ૩૧.)

૧૨૧૯. અહીં, જાણે કૃષ્ણ અર્જુન-ભાવાની આ યુક્તિથી કેવળ અજાણ્યા જ હોય તેમ બળરામ સાથે મળી જઈ ક્રોધ કરતા હોય તેમ કવિ તેમને વર્ણવે છે, પણ મહાભારતના મૂળ પ્રસંગમાં તેમ નથી. અર્જુન સુભદ્રાને હરી ગયાના સમાચાર સાંભળી બળરામ આદિ ક્રોધે ભરાય છે, ત્યારે કૃષ્ણ પ્રસ્તુત અણીને પ્રસંગે શું કરવું તેની સલાહ લેવા શાણા યાદવ વીરોની સભા ભરવાના નિશ્ચય ઉપર આવે છે, અને એવી સભા ભરાતાં તેમાં કૃષ્ણ, નીચે પ્રમાણે સર્વનાં મનનું સાંત્વન કરે છેઃ—

ततोऽब्रवीद्वासुदेवो वाक्यं धर्मार्थसंयुतम्
नावमानं कुलस्याऽस्य गुडाकेशः प्रयुक्तवान्
सम्मानोऽभ्यधिकस्तेन प्रयुक्तोऽयं न संशयः
अर्थलुब्धान्न वः पार्थो मन्यते सात्वतान् सदा ॥
स्वयंवरमनाधृष्यं मन्यते चापि पांडवः
प्रदानमपि कन्यायाः पशुवत्कोऽनुमन्यते ॥
विक्रयं चाप्यपत्यस्य कः कुर्यात्पुरुषो भुवि
एतान्दोषास्तु कौन्तेयो दृष्टवानिति मे मतिः ॥
अतः प्रसह्य हृतवान्कन्यां धर्मेण पांडवः
उचितश्चैव संबन्धः सुभद्रां च यशस्विनीम् ॥
एषयाणी दशः पार्थ प्रसह्य हृतावानिति ॥
न तं पश्यामि यः पार्थं विजयेत रणे बलात्
योद्धा पार्थश्च शीघ्रास्त्रः को नु तेन समो भवेत् ॥
न चवर्त्तयत स दृष्टाः ममैषा परमा मतिः

यदि निर्जित्य वः पार्थो बलाद्गच्छेत्स्वकं पुरम् ॥
प्रणश्येद्वो यशः सद्यो न तु सान्त्वे पराजयः ॥

(આદિપર્વ અ. ૨૨૨ શ્લો. ૧-૧૧)

૧૨૧૬. નિખાલસ બલરામ પોતાની ભૂલ અને ઉતાવળીયાપણું આપોઆપ કબૂલ કરે છે અને પસ્તાવો દાખવે છે. ૧૨૧૮. શું વદો છો, શું કહો છો? શું ખરેખર જોગીએ એમ કર્યું, ગજબ થયો, એમ કહી કૃષ્ણ આશ્ચર્યચકિતપણું દાખવે છે. ૧૨૧૯. સામું જુએ. કુદૃષ્ટિથી નિહાળે. મીટમાંડ માંડી જોઈ ન શકે તો ઉપાડી તો શી રીતે શકે, એ ભાવાર્થ છે. ૧૨૨૦. ઊતારૂં નીર, પાણી-જળનું અભિમાન તોડી હરાવું. (તરવાર વિગેરેની તીક્ષ્ણ શક્તિને નીર-પાણી કહે છે. અને તેની એ શક્તિ બુઠ્ઠી થાય ત્યારે પાણી ઊતર્યું કહેવાય છે.) ૧૨૨૨. રીસ, રીસે, રીસ ચઢાવી ૧૨૨૩. અધર્મી, કૃષ્ણે જ આ પ્રપંચ અર્જુન પાસે કરાવેલો હોવાથી તેમના મુખમાં આ વચન શોભતાં નથી, છતાં કવિએ જ્યારે કૃષ્ણને પ્રપંચથી ઉગર્યા, જુઠ્ઠા ચિતર્યા છે ત્યારે તો એ વર્ણનને, એવો વેષ બરોબર પાર ઊતારવા માટે એ ઉચિત જ છે.

૧૨૨૫. અણુગાં, રણશિંગડાં (ખંડ-ભંડ). નફેરી, (ફા. नफीर અવાજ) એક જાતનું વાદ્ય ઢોલ, દુંદુભી, દુમદુમ અવાજ કાઢનારાં ઢોલ. નિશાન, (ફા.) વાવટાવાળી નોબત. રણતુર, રણમાં શૂર ચઢાવવા વગાડાતી તુરી-(clarion). ૧૨૨૬. સાગરપૂર, જાણે સમુદ્રમાં ઉછળતું પૂર આવ્યું હોય તેમ ધસમસતું. ૧૨૨૭. રણછોડ, (ઋણ + છોડાવવું) પિતામાતાને ઋણમાંથી મુક્ત કરવા માટે કૃષ્ણ રણછોડ કહેવાય છે. ૧૨૩૦. કરવા અંત, અર્જુનનો અંત લાવવા, હણવા.

૧૨૩૫. ખપૂવા, મોથી લોકો જે પહોળા ચાપુવાવાળા ઓજારથી ચામડું સોરે છે તેને ખપૂરો કહે છે. (તે ફરસી જેવું હોય છે, તેને હાથો હોતો નથી.) ૧૨૩૬. કરતા માર, મારો, મારો,એવો ઉચ્ચાર કરતા; અથવા એક શ્વાસે, આઘુંપાછું ન જોતાં કેવળ મારવાની ધુનમાં દોડતા. ૧૨૩૭. સુભટ, (સં. सु = સારો + भट = પરાક્રમી વીર.) અતિપરાક્રમી યોદ્ધો. ૧૨૪૦. ચોગમાં, ચારેગમથી, સઘળી બાજુએથી. ૧૨૪૧. વર્તી, જામી. ફેલાઈ. ૧૨૪૨ કુશળો, સાજે શરીરે, જીવતો. રથમાર્ગ, રથને આગળ ધપવાનો રસ્તો. ૧૨૪૪. ચૂર, ચૂર્ણ, 'ચૂરો કરો.'

૧૨૪૬. કવિ અર્જુનને કૃષ્ણની સહાયતા ઉપર રાખે છે. મૂળમાં અર્જુન આત્મબળે ઝઝુમ્યો છે, એમ છે. ૧૨૪૭. તેણે, વિશેષણને સપ્તમીનો પ્રત્યય લાગ્યો છે.

## કડવું ૨૪ મું.

અહીં ખરી રજપૂતાણી હોય તેમ રાજકુમારી સુભદ્રા, અર્જુનને એકલવાયો હોઇને કૃષ્ણ અને બલરામ સાથે યુદ્ધ કરતાં ખચકો ખાતો જોઇને યાદવો સામે બાથ ભીડી, પરાક્રમ દાખવવાનો ઉજ્જ્વલ પ્રબોધ કરે છે. અને અર્જુનનો કૃષ્ણ આદિ સાથે લઢવાનો કચવાટ દૂર કરે છે. આ કડવામાં વીર રસ કવિએ પોતાની ઢબે ઉત્કૃષ્ટ રીતે દાખવ્યો છે. છતાં મહાભારતમાં સુભદ્રા જેવી હિમ્મત દાખવી, રથ હાંકી, લઢવાની સહાયતા અર્જુનને આપે છે, તેનો આભાસ માત્ર પણ કવિ કરાવી શકયો નથી. એ તત્વ એણે ખીલવ્યું હોત તો વીર રસની જમાવટમાં ઓર બહાર આવત.

૧૨૫૦. ધીરજપણું, ધીરજ. અહીં ભાવવાચક નામના બેવડા પ્રત્યય લાગ્યા છે. પરહરે—( सं. परि + हृ ) તદ્દન છોડી દેતા. એ લોકો બહુ છે, અગર તો મારા સગા છે, મહાન યોદ્ધા છે, એ વિચાર જ કરતા નહીં; ધીરજ રાખી લડશો તો તમારો આખરે વિજય જ છે. ૧૨૫૩-૫૪. કૃષ્ણે અનુકૂલતા કરી આપ્યાથી તેની તરફની વિરૂદ્ધતા નહી ગણવાનો વિશ્વાસ દર્શાવાયો છે. ૧૨૫૬. લાજ, મર્યાદા. સરખાવોઃ—अर्जुनस्य प्रतिज्ञे द्वे न दैन्यं न पलायनम् । ૧૨૫૭. ક્ષણું, એક ક્ષણમાં. ૧૨૫૮. હાથ દેખાડો, પરાક્રમ દાખવો. ( હાથ વડે પરાક્રમ થતું હોવાથી એ અર્થમાં ' હાથ ' શબ્દ વપરાય છે. ) એક વાર તો તમારાં પરાક્રમનો પ્રતાપ દાખવો, પછી બધુંયે, એટલે કૃષ્ણ આદિ સારો તોયે, થઈ રહેશે મહાભારતમાં યુદ્ધપ્રસંગે સુભદ્રા કહે છે કે,

> उदीर्णरथनागाश्वमनीकमभिवीक्ष्य तत् ।
> उवाच परमप्रीता सुभद्रा भद्रभाषिणी ॥
> संग्रहीतुमभिप्रायो दीर्घकालकृतो मम ।
> युद्धमानस्य सङ्ग्रामे रथं तव नरर्षभ ॥
> ओजस्तेजोद्युतिबलैरन्वितस्य महात्मनः ।
> पार्थ ते सारथित्वेन भविता शिक्षितास्म्यहम ॥

( આદિ પર્વ, કુંભકોણની પ્રતિ અધ્યાય ૨૪૪ શ્લોક ૬૮. )

૧૨૫૯. ઓઢાં, ( प्र ઉત્કૃષ્ટાર્થ સૂચક + ऊढ ) ઉંચા અને ઉત્કૃષ્ટ. ૧૨૬૧.

રીસ, રોષ, ક્રોધ. ૧૨૬૨. ટંકાર, (सं. टं + कृ.) ધનુષ્યની પ્રત્યંચા ચઢાવતાં દોરી ખેંચવાથી જે અવાજ થાય છે તે. 'હાહાકાર', હા, હા, હવે શું થશે, 'ત્રાહી ત્રાહી' એવો પોકાર. વર્ત્યો, (सं वृत्-वर्त् = થવું) મચી રહ્યો. ૧૨૬૪. અર્જુન દે ગાળ, અહીં કવિ સામાન્ય માણસની પેઠે અર્જુન પાસે કૃષ્ણને, ડોળ ખાતર, ગાળ દેવરાવે છે, ત્યારે મનમાં તેમનું નામસ્મરણ કરાવે છે; પણ તે કેવળ અયોગ્ય છે. ૧૨૬૫. ટાળૂં, ફીટાડું. ૧૨૬૬. નિર્વાણ, (सं निर् + वा) મૂળ અર્થ પ્રાણ નીકળી જવા તે; તે ઉપરથી 'ખચિત' ચોક્કસ. ૧૨૬૭. ક્રોધાક્રાંત, ક્રોધથી ભરપૂર.

૧૨૭૧. મુદ્ગર, હથોડીઓ. (मुदं गिरति, શત્રુના શરીરમાં આનંદથી પેસે તે.) ભોગલ, ('ભું' અવાજ કરતી અગલા–આગળો) બારણાની આડે વાસતી વેળા રખાતો લાકડાનો કે લોઢાનો ગજીઓ. ઓખાહરણમાં અનિરૂદ્ધે એ વાપર્યાનું જાણીતું છે. ૧૨૭૨ તરકસ, (ફા. तीर + कसीदन् सं. कृष् = ખેંચવું) બાણનાં ભાથાં. ૧૨૭૩. મૂસળધાર, પ્રચંડ વૃષ્ટિ મેઘ કરે છે તેમ અસ્ખલિત અને અતિ તીવ્ર ગતિવાળા પ્રહાર ૧૨૭૫. લઘુલાઘવી, (सं. लघु = અલ્પ. પરંતુ ચપળ સાથે નિપુણતા અર્થમા વપરાય છે + लाघवी = નિપુણતા) ચંચળતાથી તેમ જ બારીક સ્પર્શથી યુક્તિ કરવી તે. સરખાવો:—"લાંબો કર કરી લઘુલાઘવીમાં પંખીનો કર ઝાલ્યો." પ્રેમાનંદ કૃત નળાખ્યાન. ૧૨૭૬. "સુભદ્રા, પોતાનું અંગ" અશ્વ અને રથને ઈજા ન પહોંચે અને શત્રુને ઇજા ન થાય, એવી નિપુણતાથી સંગ્રામ મચાવ્યો.

---

## કડવું ૨૫ મું.

કવિએ આ કડવામા અર્જુનની નિપુણતાભરી યુદ્ધકળા વર્ણવી છે. અર્જુન યાદવો અને બળરામને હાર ખવરાવે છે, તેમ સુભદ્રાના પ્રોત્સાહનથી અતિ ઉત્સાહી થઈ, બળરામને મૂર્છા પમાડે છે. પછી કૃષ્ણ તેમને નિરર્થક ક્રોધ કરતા અટકાવી શાન્ત પાડે છે.

૧૨૮૦. સુભટ, (सं. सुभट्ट) મહાબળીયા. ૧૨૮૨. કલ્પાંત૦ 'ત્રાહત્રાહ' વર્તાવી મૂકી. ૧૨૮૫. જુઝાર, (सं. युद्ध–योद्धार, युयुत्सु) લડવાને ઝઝુમી રહેલા. ૧૨૮૭. મંત્રપ્રયોજિત, મંત્રથી મંત્રી યોજેલાં, મંત્રબળથી તેમાં

શક્તિ આવે છે, એવી બાણાવલિઓની માન્યતા અને સંકલ્પ હોય છે. ધનુર્વેદ એવા મંત્રોનું પ્રતિપાદન કરે છે.

૧૨૮૯–૯૭. કવિ, અંગબલથી બાણની સંખ્યા, ચઢતા ક્રમમાં અનેકગણી થયાનું સૂચવે છે. જોડ, સાથે લાગાં. ૧૨૯૦. ભલા, બલભલા, નામાંકિત, મહારથી, અતિરથી. ૧૨૯૩. રણમાં રહ્યૂ નવ જાય, મારથી હિમ્મત હારી જતાં સામા ઉભું રહી ન શકાય; અર્થાત્ નાસી જવાનું મન થાય. જદુમાત્ર, જે કોઇ યાદવ રણભૂમિમાં હતા તે સઘળાયે, એકેએક યાદવ.

૧૨૯૭. ખાડ્યો, (સં. क्षर्, क्षल् 'પડવું' નું પ્રેરક 'પાડવું') હેઠો પાડયો, અટકાવ્યો ૧૩૦૦. દ્વાદશ મેઘ, બાર સૂર્યની પેઠે બાર મેઘ ગણાય છે. તેનાં નામઃ—(૧) તક્ષક, (૨) કંબલ, (૩) હિમમાલી, (૪) મહેન્દ્ર, (૫) વજ્રદંષ્ટ્ર, (૬) પ્રયુશ્ર, (૭) નંદશાલિ, (૮) વિષપ્રદ, (૯) કરકોટક, (૧૦) વાસુકી, (૧૧) પ્રદ્યુમ્ન, (૧૨) હરિકૌતુકિ. (દયારામ-વસ્તુ વૃ દદીપિકા–કાવ્યસંગ્રહ ભાગ ૧. ગુ. પ્રેસની) સંસ્કૃત કોષોમાં ત્રીસની સંખ્યા આપેલી છે અહીં આપેલાં બાર નામ જાણે સાપનાં હોય તેવો ભાસ થાય છે, પણ દયારામે પૂરી તપાસ કરી ઉપર આપેલાં નામ આપ્યાં છે; તેમ નવકુલ નાગ કહેવાય છે, બાર કુલ નહીં, એટલે પણ ભ્રમ નિરર્થક છે. ૧૩૦૨. સણુસણાટ, સણણ, સણણ, સરર, સરર, અવાજ; હવામાંથી અતિ શીઘ્ર ગતિ જવાને લીધે એવો અવાજ ઉઠે છે. સોંસરાં, (સં. सम + सृ) આબાદ આરપાર. પૂર ગતિથી સરતાં.

૧૩૦૪. શૂં જુઓ છો ?, શાનો વિચાર કરો છો ? કેમ વિલંબ લગાડો છો ? જાણુ, જાણકાર, જ્ઞાતા. ૧૩૦૫. દારૂણ, (સં दृ = ફાડી નાંખવું) ભયંકર ૧૩૧૦. વાયુ૦, જેમ પ્રચંડ વાયુના વેગથી આકાશમાંનાં વાદળાં વિખેરાઈ જાય તેમ અર્જુનની બાણવૃષ્ટિથી સર્વ યાદવો છિન્નભિન્ન થઈ પલાયન કરી ગયા. ૧૩૧૨. થોભે, (સં. स्था) ખડો રહી શકે. ૧૩૧૩. રણધીર, રણસંગ્રામમાં ધૈર્યથી ટકી રહેનાર.

૧૩૨૬. વર્તી, પ્રવર્તી, ફેલાઈ. ૧૩૩૨. ઇંદ્રનો સુત, કુંતાજી બાલ્યાવસ્થામાં હતાં ત્યારે તેમણે પાલક પિતા કુંતિભોજને ગૃહે અતિથિ રૂપે પધારેલા દુર્વાસાને પૂજાવિધિથી પ્રસન્ન કરી, તેમની પાસેથી પુત્રપ્રાપ્તિનાં પાંચ વરદાન મેળવ્યાં હતાં. દુર્વાસાએ પાંચ દેવ સૂર્ય, ધર્મ, ઇંદ્ર, વાયુ અને બે અશ્વિનીકુમારની ઉપાસનાના

મંત્રો આપી, તેમની દ્વારા સંતતિ મળશે, એવું વરદાન આપ્યું હતું. કુંતાજીએ કન્યા-અવસ્થામાં એ વરદાનનું ખરાપણું જાણવાની ઉત્સુકતાથી સૂર્યને આવાહનથી બોલાવ્યો. પછી કાન દ્વારા સૂર્યે પુત્ર ઉત્પન્ન કર્યો તેથી તેનું નામ કર્ણ પડ્યું. પછી કુંતાજી લગ્નથી પાંડુ રાજાને પરણ્યાં અને પાંડુને મૃગયામાં સંસારસુખ ભોગવતાં મૃત્યુ થવાનો શ્રાપ મળ્યો હતો. એટલે પાંડુથી કુંતાજી પુત્રો ઉત્પન્ન કરી શકે એમ ન હતું; પરંતુ પાંડુએ સંમતિ આપવાથી કુંતાજીએ ધર્મ, ઇન્દ્ર આદિ દેવોનું આવાહન કરી, ત્રણ પુત્રો મેળવ્યા. તેમાં ઇન્દ્રથી ઉત્પન્ન થયેલો પુત્ર અર્જુન હતો. ૧૩૩૩. ફોઈ, ( દેશ્ય–ઉપ્ર + चछा पुप्फा–पितृष्वसा ) શૂરની પુત્રી અને વસુદેવની બહેન માટે કુંતા ફોઈ. ૧૩૩૫. જુઓ સુંદરકૃત દશમસ્કંધનું કડવું ૧૯૮ મું, કડી . ૧૩૩૮. જથારથ, આપણા કુળને યોગ્ય જેવો શૂરવીર અને કુલીન વર જોઈએ, એવો જ મળ્યો છે. ૧૩૪૦. પૃથ્વીપાત, પૃથ્વીને પણ યોદ્ધાઓના સંહારના ભારથી ચળાવવી તે. ૧૩૪૧. વાર્યા, ( सं. वृ = અટકાવવું ) અટકાવ્યા. આ વચનથી કૃષ્ણે બળરામને તેમની મૂર્ખાઈનું ભાન કરાવ્યાથી તેઓ અતિશય ગુસ્સે થયા. ૧૩૪૨. નેટ, ( न + हठ ) નક્કી. ૧૩૪૪. ક્રોધ-વાચક, ક્રોધથી ભરેલું વાક્ય, વચન. ૧૩૪૫. પ્રીછવે, ( पृच्छ ઉપરથી ) સમજાવે.

સરખાવો:—"કુટુમ્બ સર્વે પ્રીછવ્યું અને પ્રીછવી ધરનાર રે." હરિદાસ.

૧૩૪૬. વાનાં, ( ધનપાળ દેશી = वण्णिगमो स. वस्तु ) વાત, "આટલી બધી વાત–બાબત તેં જ કરાવી છે." કાળા, અહીં કાળાં, કુટિલ કર્મનો ધ્વનિ છે.

૧૩૫૯. હસ્તિનાપુર, ૧૩૯૮ લીટીમાં અર્જુન અને સુભદ્રા ઇંદ્રપ્રસ્થમાં હોવાનું કવિ જણાવે છે અને ખરી વાત એ છે. દ્રૌપદીસ્વયંવરમાં વિજય મળતાં, કૌરવ રાજા ધૃતરાષ્ટ્રને દુર્યોધનના ઉપરમતા થઇને પાંડવોને રાજ્યપાટમાં ભાગ આપવો પડ્યો હતો અને ધર્મરાજાએ પોતાના ભાગના રાજ્યની રાજધાની ઇંદ્રપ્રસ્થ નગરી રચાવી હતી. તે પછી સુભદ્રાહરણનો પ્રસંગ બન્યો છે; માટે અહીં હસ્તિનાપુર કહેવામાં કવિની વિસ્મૃતિ થઈ છે.

---

## કડવું ૨૬ મું.

આ કડવામાં નીચેનું વર્ણન છે: અર્જુન ઇંદ્રપ્રસ્થ પહોંચે છે અને કૃષ્ણ બળરામને શાંત પાડી, સુભદ્રાને યોગ્ય પહેરામણી મોકલવા સમજાવે છે; અને

પોતાની સાથે તેમને પાંડવોની રાજનગરીમાં લઈ જાય છે. અને અર્જુનનાં યથાવિધિ લગ્ન થાય છે.

૧૩૬૩. **પાંડવસાથ,** **પાંડવો** આદિ સાથે પાંડવો અને તેમનાં સગાંસ્નેહીઓ. ૧૩૬૫. **યથા,** જે પ્રમાણે. ૧૩૬૬. **વાળ્યો,** ( સં. वल्–ફેરવવું ) યાદવો સામા થતા અટકયા, એટલે રણમાંથી રથ ફેરવી ઇન્દ્રપ્રસ્થ ભણી હાંકયો. ૧૩૬૭. **ઊગાગીયે,** ( सं उद् + गम् = ઉંચે જવું ) ઉપાડીને. **ઉદરપર,** **સુભદ્રા સહોદરી બહેન અને તેનો પતિ,** એટલે એની ઉપર ઘા ઊગામવો, એ બેન ઉપર અથવા ફોઈના પુત્ર ઉપર અને આયંદે આપણા પોતાના પેટ ઊપર ઉગામવો, એ સરખું છે. ૧૩૬૮. **કુંતાજીનો સુત,** આપણા પિતાની સહોદરી કુંતિનો પણ એ પુત્ર છે. **વિચારતાં ભાસે અદ્‌ભુત,** આપણા પિતાની સહોદરીનો પણ એ પુત્ર છે, તે વિચારતાં જે ઘટના ઘડાઈ છે, તે અદ્‌ભુત, અસાધારણ થઈ છે; અર્થાત્ ઘણો જ ગુંચવણભર્યો પ્રસંગ ઊભો થયો છે. નિકટ સગો હોવાથી એને મરાય એમ નથી; અને એ આપણી લાજ લઈ ગયો છે, એટલે એને મારવો તો જોઇએ, છતાં મારી શકાય એમ નથી જ, આમ ' દ્વિપાસા રજ્જુ " જેવું સંકટ આવ્યું છે. ૧૩૭૦. **શું કાજ,** તમને હવે શું સુઝે છે ? કૃષ્ણ અહીં બે પાસનું સંકટ સૂચવી, ખરો માર્ગ બળરામના મુખેથી જ યુક્તિસર કહેવડાવે છે.

૧૩૭૨. **બ્રહ્માએ૦**–સરખાવો:—" લખ્યા લેખ મિથ્યા નવ થાયે હરિહરના જે ઘડીઆ. " પ્રચલિત ઊક્તિ. **વિશેખ,** ( सं. वि + शिष् ) ખાસ નિર્માણ થયા તે. ૧૩૭૩. **ફોકટ,** ( હેમ. દેશ્ય फुक्क ) મિથ્યા. ૧૩૭૮. **જાત,** જાતિની. ૧૩૮૦. **પૂજ્ય,** પૂજાને યોગ્ય. બનેવી હમ્મેશાં પૂજા યોગ્ય ગણાય છે. **વળાવાય,** ( सं वल् = પાસું ફેરવવું–નું પ્રેરક ) વિદાય કરવા, ઘેર પહોચાડવા. ૧૩૮૧. **સામગ્રી,** પહેરામણીની વસ્તુઓ. સરખાવો મહાભારત આદિપર્વ અધ્યાય ૨૨૨ શ્લો. ૪૩–૫૬; કુંભકોણ પ્રતિ અધ્યાય ૨૪૭ શ્લો. ૩૪–૪૮. કવિને જાણે સખ્યાની કાંઈ ગણત્રી જ ન હોય તેમ તે હરેક વસ્તુની સંખ્યા અપરિમિત જણાવે છે. એક રાજ્યમાં એટલી સંખ્યા જેટલી વસ્તુ હોઈ શકે કે નહીં તેનો કવિએ વિચાર કર્યો જ નથી. પુરાણીઓની પરિપાટીને તે અનુસર્યો છે. **સુભદ્રાને:**—प्रवालानि च हाराणि भूषणानि सहस्रशः । कुथास्तरपरिस्तोमान्व्याघ्राजिनपुरस्कृतान् ॥ ચિત્રિશિરને:-વિવિધ રત્નોના ઓલ, શયન, આસન અને વાહનો. બધા પાંડવો

વચ્ચે:—रथानां काञ्चनाङ्गानाम् किङ्किणीजालमालिनाम्। सूतैः कुशलशिक्षितैः उपेतानाम् सहस्रं ॥ મથુરા દેશની પુષ્ય વર્ચસ્વવાળી गवामयुतम् । शुद्धानाम् वाहवानाम् (ઘોડાઓ) सहस्रं हेमभूषितम् । वातरंहसाम् अश्वतरीणां (ખચ્ચરીઓ) દરેકને ૫૦૦, ૫૦૦, દરેકને સારા વેષવાળી સુંદર, અને સુવર્ણ શણગારેલી, હજાર હજાર સ્ત્રી, બાલ્હિક દેશના સો હજાર (લાખ) ઘોડા. દશ મનુષ્યોના વજનનું સોનું. હજાર મદ ઝરતા હાથીઓ. વરરાજા અર્જુનને કમ્બલો અને વસ્ત્રો, મહા ધન અને રત્નના ઓઘ; અને મહાગજ.

લક્ષ્મણાહરણમાં દુર્યોધન કૃષ્ણના પુત્ર સાંબને જે પહેરામણી આપે છે તેની પંક્તિઓ (કડવું ૫મું આખું) તેમ જ અભિમન્યુ આખ્યાનમાં સુભદ્રાના સીમંત પ્રસંગે (કડવું ૧૭, આખુ) જે પહેરામણી બલરામ આપે છે તેનું વર્ણન અને 'કુંવરબાઈના મોમેરા' નું (કડવાં ૧૪–૧૫ આખાં) પણ સરખાવવા જેવાં છે. સ્થળસંકોચથી તે તે પંક્તિઓ અહીં ઉતારી નથી.

૧૩૮૨. પાખર્યા, (હેમ. દેશ્ય. पाक्खरा, सं. तुरङ्ग संनाह.–पक्षर) પાખરવાળા કર્યા, પાખર ચઢાવી ઘોડા ઉપર નંખાતું અખ્તર તે પાખર. ૧૩૮૬. અંબાડી, (અરબી અમારી) હાથી ઉપરની બેઠક. ૧૩૯૦. અમુલક, (अ = નહી + मूल्य) અથાક કિમતી. ૧૩૯૨. ખુરી. (सं. क्षुर, ખરી, પગની રૂપાની ઝાંઝરી. શૃંગી, શીંગડાંવાળી, સોને મઢેલાં શીંગડાવાળી ૧૩૯૪. આમળા જેવડાં મોટાં મોતી આ મોતી અતિશય મોંઘેરા મૂલ્યનાં અને અસાધારણ હોય છે. ૧૩૯૬. વળાવા, સાસરે સાસરવાસા સાથે પહોંચાડવા. ૧૩૯૮ સાજાઇશું, સાજવારી સાથે. ૧૩૯૯. પરબ્રહ્મ, કૃષ્ણ. ૧૪૦૦. સાથ, અર્જુનના સગા.

૧૪૦૭. કૃષ્ણને હજી દ્રૌપદીના સાંત્વન અર્થે ઇન્દ્રપ્રસ્થમાં રાખવાની અગત્ય હોવાથી કવિ તેમને ત્યાં રાખી, બીજા બધા યાદવોને દ્વરકાં પાછા વળાવે છે. ૧૪૦૮. અર્જુનને...પરબ્રહ્મ તણૂં, બન્ને નરનારાયણ હોવાથી એક એકથી અળગા નથી, એવો ભાવ છે.

---

## કડવું ૧૨ મું.

અહીં, રામાયણમાં જેમ મંથરા રામ ઉપરના પૂર્વના વૈરના સ્મરણથી કૈકેયીને ભેરવી રામને વનવાસ કઢાવે છે, તેમ અર્જુન સામે તેમની ધર્મપત્ની દ્રૌપદીને

ઉશ્કેરી, એક દાસી બન્ને વચ્ચે ઉંચા મન કરાવી સતિને હાથે અર્જુનને શાપ અપાવવાની બાજી ખેલે છે. કૃષ્ણ તે સમજી જાય છે અને અદ્ભુત રીતે, યુક્તિથી, એ બાજીમાંથી પોતાની બેન અને અર્જુનને બચાવે છે.

૧૪૧૩. **દુર્યોધનને,** શ્રીમદ્ ભાગવતમાં જણાવેલું છે કે બલરામનું મન દુર્યોધનને સુભદ્રા આપવાનું હતું. પરંતુ હરણ કરી અર્જુન તેને લઇ ગયો તેથી તે ચીડાયો. ૧૪૧૬ **પટરાણી,** પટ્ટરાણી રાજ્યપાટ ઉપર બેસવ ને યોગ્ય. ૧૪૧૮. **લપડાક,** ( सं. लिप् = ચોપડવું. ) નખથી તે કાંડા સુધીના હાથનો ભાગ, હથેલીથી મારેલો તમાચો. **લઘુ વયમાં,** નાની ઉમ્મરમાં

૧૪૧૯. **ક્રોધાક્રાંત.** ક્રોધથી ભરેલી. **રીસ.** ( सं. ईर्ष्या ) ચીઢ ૧૪૨૩. અહીં દ્રૌપદીના મનની સ્વાભાવિક સરળતા અને સતી પત્ની તરીકેની સ્નેહલતા દર્શાવ્યામાં આવી છે. **રળીઆત,** ખુશી ( રલવું ઉપરથી ). ૧૪૨૩-૨૬. આર્ય સતી સ્ત્રી, પરદેશથી લાંબે સમયે પતિ પાછો ફરતાં તેનો સત્કાર કેવી રીતે કરે છે તેનું યથાર્થ ચિત્ર. ૧૪૨૭. **ઉપહાર,** ( सं. उप + हृ ) પૂજાની સામગ્રી.

૧૪૩૦. **અર્જુન૦,** આ વાત કંઈક અસંગત જેવી લાગે છે. કારણ મૂળ મહાભારતમાં તો અર્જુન યુધિષ્ઠિરાદિની સંમતિ મેળવ્યા પછી જ સુભદ્રાનું હરણ કરે છે. આ હકીકત અલગ રાખતા પણ અર્જુન ઈંદ્રપ્રસ્થ સુભદ્રા સાથે આવી સભામાં બેઠો, શ્રીકૃષ્ણ બલરામ આદિએ પહેરામણી સર્વ સગાંને મબલક આપી, ત્યા સુધી પણ દ્રૌપદી તેના લગ્નની વાતથી કેવળ અજ્ઞાત રહે, એ માનવું પણ કાંઈક મુશ્કેલ જણાય છે. ૧૪૩૧. અર્જુનના સંસારમાં દ્વિભાર્યાથી થનારા કુસંપનું બીજ અહીં નખાયું છે. આગળ દ્રૌપદીના માનભંગના અને સતીત્વની હાનિના સૂચક પ્રસંગનું બી પણ કંઈક અહીં રોપાયું છે. મધ્યકાળમાં કે હાલના સમયમાં જેમ દાસીઓ રાજાની રાણીઓને ભેરવી, રાજગાદી માટે કલહ-કંકાસ કરાવે છે, તેમ કવિ અહીં પણ એવો એક સ્વાભાવિક ઉપક્રમ યોજે છે. ૧૪૩૨. **પટરાણી,** ( અહીં ) માનીતી રાણી, નવી. ખરી રીતે પહેલી પરણેલી સ્ત્રીને જ મહિષિનો અધિકાર છે. પરંતુ કવિ એ ક્રમ કંઈક બદલાઈ ગયાનું સૂચવે છે, એમ જણાશે. પરંતુ અહીં 'પટરાણી'નો શાસ્ત્રીય અર્થ લેવાનો નથી. રાજાઓ નવી સ્ત્રીને માનીતી ગણી જૂનીને અણમાનીતી ઠરાવે છે, એનું સૂચન અહીં છે. ૧૪૩૪. **આણશે ગર્વ,** સરખાવો:-"ધણીની માનીતી ઢેયડી આખું ગામ અભડાવે." અભિમાનભર્યું જોઈ પોતાની સરસાઈનું પ્રદર્શન કરશે. ૧૪૩૫. **વશ વર્ત્તશે,** તાબે રહેશે.

કક્ષામાં રહેશે, તેનો નાશ્યો પેશશે. ૧૪૩૬. મુજ જોતાં, મને લાગે છે તે પ્રમાણે તો. ચંદ્ર ચકોર, જેમ ચકોર પક્ષી, ચંદ્ર કીરણના પાનથી જ જીવે છે તેમ અર્જુન તેને જોઈને જ ઘેલો ઘેલો થઈ જશે અને તેને જ દેખ્યાં કરશે. ૧૪૩૭. વશ વરતશો, તેના કહ્યાગરા થવું પડશે. અર્જુનની માનીતી સુભદ્રા હોવાથી તમારે, પટરાણી હોવા છતાં, તેના કહ્યામાં રહેવું પડશે અને તે તમારા ઉપર હુકમ ચલાવશે. મધ્યકાલના અને હાલના રજવાડાનો ચિતાર કવિ ચિતરે છે.

૧૪૩૮. ફોક થયો, મિથ્યા ગયો, જતો રહ્યો. (હેમચંદ્ર દેશ્ય = ફુક્ક). ૧૪૩૯. જાજુલમાન, જાજ્વલ્યમાન, અતિશય ઝળહળતું, પ્રદીપ્ત, અતિશય તેજદાર. ૧૪૪૦. શરીરે ન રહી સાન છ્ઠ, શરીર, મનમાંથી સમજશક્તિ ચાલી ગઈ; આવરી, બહાવરી બની ગઈ.

૧૪૪૦–૪૪. અહીં કવિ માનભંગ નાયિકાની સ્થિતિ વર્ણવે છે. ૧૪૪૧. દીન, મ્લાન, કરમાયલું. ૧૪૪૩. મસ્તકે કર દઈ, અતિશય નિરાશ થઈ. જ્યારે માણસ નિરાશ અને કાંઈ આરો ન રહે ત્યારે માથે હાથ દઈ બેસે છે. ચક્ષ, ચક્ષુ, આંખમાથી. ૧૪૪૪. શાપ દેવાને, અહીં સતી પોતાના સતીત્વથી ચળવા જેવું અને અતિ માનુષી, સાધારણ સ્ત્રીને પણ લગાર ઓછું છાજતું કાર્ય કરવા તત્પર થાય છે. સતીત્વની ઉચ્ચ ભાવનાના આદર્શરૂપ દ્રૌપદીને આમ પોતાના પ્રેમાસ્પદ પતિ અર્જુનને શાપ દેવા જેવું, અણઘટતું કામ કરવા પ્રેરવી, એ હીનપાત્રાલેખનનો દોષ સૂચવે છે, અને દૂષિત રસસંકરનું ભાન કરાવે છે. અલબત્ત મહાભારતની દ્રૌપદી અર્જુન ઉપર સપત્ની (શોક) સુભદ્રાના આગમનથી આરંભમાં કંઈક ચીઢાય છે ખરી, પણ તેને શ્રાપ દેવા તત્પર કરવી, એ અતિ પડતું છે. મૂળમાં માત્ર એટલું જ છે કે દ્રૌપદી સ્વાભાવિક રીતે સપત્ની (શોક) આવવાથી ચીઢાય છે અને અર્જુન ઉપર પ્રણયકોપ કરે છે. અર્જુન પણ તે પૂર્વે આવી ઘટના થશે એમ કળી જાય છે, એટલે સુભદ્રાને ગોવાલણીના વેષે દ્રૌપદીને પગે લાગવા મોકલે છે અને તે કદાચ સખ્ત વચન કહે તો તે સાંખી પણ લેવા સલાહ આપે છે. સુભદ્રા ગોવાલણી બની જાય છે, એટલે દ્રૌપદી તેને વહાલભેર વધાવે છે અને વરદાન દે છે. પછી અર્જુન જતાં તે પ્રણયકોપથી માત્ર એટલું જ કહે છે કે, तत्रैव गच्छ कौन्तेय यत्र सा सात्वजात्मजा । सुबद्धस्यापि भारस्य पूर्वबन्धः श्लथायते ॥ ત્યારે અર્જુન 'બહુ વિધ વિલાપ કરતી' દ્રૌપદીના મનનું સાંત્વન કરે છે.

પ્રકારાન્તરે અભિમન્યુ આખ્યાનમાં પ્રેમાનંદે દ્રૌપદી પાસે સુભદ્રા અર્જુનને શાપ દેવડાવવાનો પ્રસંગ ઉપસ્થિત કર્યો છે. સુભદ્રાના સીમંતપ્રસંગે સહુને પેહેરામણી અક્રામે આપી પણ દ્રૌપદીને વિસરી ગયા. કુંવરબાઈના 'મોંમેરા'માં જેમ તેણી નણદીની છોકરી વિસરાઈ ગઈ હતી તેવું બન્યું. દ્રૌપદીએ રોષ ચઢાવી શાપ દીધો—જુઓ 'અભિમન્યુ આખ્યાન', કડવું ૧૮ મું કડી ૨ થી ૧૩.

પેહેરામણી કરી પરવારી રે, પાંડવને ત્યાં વનમાળીજી.  
ક્રોધ કરીને બોલ્યાં પટરાણી, સુભદ્રાની પ્રત્યેજી  
બાઈ હરિ તો ભાઈ છે તમારો, પણ ટચકો તોડયો શરતેજી,  
એહેવું કહીને અંતઃપુરમા અર્જુનને દેતી આળજી.  
સુભદ્રા ગઇ કૃષ્ણની પાસે, પડી પેટડિયામાં ફાળજી.  
સાન કરીને કહ્યું કૃષ્ણને, જે વિસરીયા પટરાણીજી,  
એક સ્વાસે ધાઈ આવ્યા ઘરમાં સારંગપાણીજી.  
દ્રૌપદીએ કર અંજલિ લીધી, શ્રાપ અરજુનને દેવાજી,  
એહવે હરિ આવી ઉભા, અને વચન ન દીધું કહેવાજી.  
આસનથી ઉઠી થઈ અબળા, મનમાં લજ્જા પામીજી,  
બેસો બેસો મારા સમ છે, નરહરિ બોલ્યા શિર નામીજી  
કહે દ્રૌપદી હું ભલે ટાળી, સુભદ્રાએ ભગવંતજી,  
હું તો શ્રાપત નરનારીને પણ તમો દુભાઓ અંતજી.  
મન કલ્પિત ટળે નહીં મારું, મને ભર્યા કુટુંબમાં ઉવેખીજી,  
હવે સુભદ્રા ને સવ્યસાચી, વહુનું સીમંત ન દેખેજી.

+ + +

મન મનાવીને વળ્યા મોહન, ભાણેજને દેવરાવી શ્રાપજી,  
અભિમન્યુ મુઓ ધૃષ્ટરાષ્ટ્રઃ તે દ્રૌપદીના પ્રતાપજી.

૧૪૪૫-૫૨. અહીં કવિ કૃષ્ણને પોતાના સમયના જનસમાજની માન્યતા પ્રમાણે પ્રપંચી ચીતરે છે. કેટલાક લેખકો દેવ આદિ અવતારી પુરુષોમાં માનવભાવ ઉતારવાની કળાને સહજ પાત્રાલેખનની નિપુણતા ગણે છે, તેની ના પડાય એમ નથી; પરંતુ જ્યારે એક મહાપુરુષનું ચારિત્ર્ય જ ઉલટું પ્રપંચમય કરી નાંખનાર માનવતાના અધમ અંશો દાખલ કરાય છે, ત્યારે તો એ કલાને દૂષિત જ કહ્યા વિના ચાલતું નથી. ૧૪૪૭. મૂળમાં અર્જુન ગોવાલણીના, નહીં કે રાજકુંવરીના, વેષે

દ્રૌપદી પાસે સુભદ્રાને મોકલે છે અને તેને નિચેની શિખ દે છે:—गोपिकायास्तु वेषेण गच्छ त्वं वृजिनं पुर । कामन्याहारिणी कृष्णा रोचतां ते वचो मम ॥

૧૪૪૯. અહીં સતી સ્ત્રીના સહજ કોમળ હૃદયનું પ્રતિબિંબ કવિ ઉત્કૃષ્ટ રીતે પાડે છે. ૧૪૫૦. મારા પુત્રને રાજ્ય૦, આ વચન દ્વારા કવિ દ્રૌપદીના મુખથી જ પોતાનું પટરાણીપદ ત્યજવાની વાત કઢાવે છે. જો કે ભાવિ છે તેમ આખરે પરિણામ આવે છે પણ એ જ; અને તે એ કે સુભદ્રાના પુત્ર અભિમન્યુનો પુત્ર પરિક્ષિત રાજપાટ ભોગવે છે, છતાં મહાભારતમાં આમ દ્રૌપદી પાસેથી વરદાન લેવાયાની વાત નથી. કવિ ભવિષ્યના પ્રસંગને આમ વરદાનનું રૂપ આપી, કંઈક અદ્ભુતતા દર્શાવે છે.

---

## કડવું ૨૮ મું.

આ કડવામાં કવિ અર્જુનમાં ત્ર્યૈલોક્યનું તેજ મૂકી, દ્રૌપદીને કામવાસનાથી વિહ્વલ કરે છે અને સુભદ્રાને નમાવી કંઈક તેના ક્રોધને શમાવે છે અને પોતાની ઉપર તેના ક્રોધને શ્રાપ રૂપે વહોરી લે છે.

શારંગધર = ( શુદ્ધ शार्ङ्गधर, शार्ङ्ग = વિષ્ણુનું ધનુષ્ય + धर = ધરનાર ) વિષ્ણુ, કૃષ્ણ. ૧૪૫૮. ભેદ, યુક્તિ. વિશ્વવ્યાપ, વિશ્વવ્યાપકે કૃષ્ણે. ૧૪૫૯. ત્રિભુવન, ત્રિભુવનમાં. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ–ત્રણે લોકમાં. ૧૪૬૦. જગજીવન, જગજીવને. ૧૪૬૧. જાણે દેહમાંથી કિરણ ફૂટતા હોય એવી જ્યોતિર્મય.

૧૪૬૨. શકે, ઉત્પ્રેક્ષાલંકાર, બાર સૂર્ય કહેવાય છે:—

आदित्यः प्रथमं नाम द्वितीयं तु दिवाकरः
तृतीयं भास्करः प्रोक्तं चतुर्थं तु प्रभाकरः ॥
पंचमं तु सहस्रांशुः षष्ठं चैव त्रिलोचनः
सप्तमं हरिदश्वश्च अष्टम तु विभावसुः ॥
नवमं दिनकृत् प्रोक्तं दशमं द्वादशात्मकम्
एकादशं त्रयीमूर्त्ति र्द्वादशं सूर्य एव च ॥ (આદિત્યહૃદયસ્તોત્ર)

૧૪૬૩. અર્જુન, નર હોવાથી મૂળમાં જ તેજોમય હતો, એમ કહેવાનો આશય છે. ૧૪૬૪. જ્ઞાતકાર—જ્યોતિકાર.

૧૪૬૫. **સૂર્યકિરણ વસુધાકર,** જાણે વસુધા ઉપર રહેલા અર્જુન રૂપી સૂર્ય-માંથી નીકળતા કિરણો. (સરખાવો.–કડવું ૧૬ મું નળાખ્યાન, વ્યોમ ભોમ બે સોમ.); અથવા સુધાકર પાઠ લઈએ તો તેમાં વિશેષતા જણાય છે કે બાર સૂર્યનું તેજ પ્રચંડ અને અતિ અસહ્ય છે, તેથી અર્જુન તેવો અસહ્ય તેજવાળો ન થતાં ચન્દ્રના જેવો મીઠા મધુગ તેજના અંબાર જેવો થયો ૧૪૬૬. વિજળીના તેજથી પણ અતિશય ઝળકે. ૧૪૬૭ **માન મૂકી,** કામદેવ પણ પોતાના રૂપનું અભિમાન છોડી જાય. ૧૪૬૮. **સાગર રૂપ,** સમુદ્ર સમાન ગભીર અને રૂપથી છલઅલતા **દેવાંગના,** દેવો-ની અંગના, અપ્સરાઓ. ૧૪૭૩. **બાવના ચંદન,** એક ઉત્તમ જાતની સુકડ. **બ-હેકે,** મગમગાટ પમરી રહે ૧૪૭૪. **ચુઆ,** નાળીએરની કાચલી બાળી તેમાંથી કાઢેલા તેલમાં ખુશબો મેળવી, બનાવેલો સુગંધી પદાર્થ. ૧૪૭૫. **મૃગમદ,** કસ્તુરી મૃગનો ઝરેલો મદ **અર્ધ ઇંદુ,** અર્ધચન્દ્રાકાર ત્રિપુંડ. જાણે ચદ્ર હોય, એમ ઝગહળે. ૧૪૭૬. **લાલ રત્નનાં બિંદુ.** કુંડલમા જડેલા માણેકના કટકા. ૧૪૮૦. **માણમાણે,** મદઝરતી હાથિણીની પેઠે ડોલતી અને મહાલતી, ધીરે, ધીરે.

૧૪૮૫. અહીં કવિ, ક્રોધાલુ દ્રૌપદીમાં પણ, રૂપતેજના અંબાર પ્રિયપતિ અર્જુનને જોવાથી ક્રોધ ઊતર્યાનું અને પોતાને થયલી ગ્લાનિ તથા આવેલા અઘ-ટિત વિચાર માટે પસ્તાવો કરતી હોવાનું ચીતરે છે, એ ખરેખર સહજ ચિત્ર છે. **માનુની,** માનની ભરેલી સ્ત્રી. અહીં "માનુની" પદથી કવિ એમ સૂચવે છે કે માનના ભરેલી હોવા છતાં તે લજ્જા પામી ૧૪૮૭. **દ્રૌપદીના૦** અહીં કવિ, કૃષ્ણ દ્રૌપદીના મનમાં ઊતર્યા, એવું અદ્ભુત રસનું સૂચન કરતાં દ્રૌપદીના સહજ સ્નેહ અને પતિભાવને કંઈક ન્યૂન કરે છે, એ સહજ નહીં પણ કૃત્રિમ દેખાય છે. અદ્-ભુતતા આણવા જતાં સાહજિકતાને હાનિ પુગે છે ૧૪૮૯. **જલાંજલિ,** જલની અંજલિ, શ્રાપ દેવાને પાણી હાથમાં લીધેલું તે નાંખી દીધું. ૧૪૯૦. **અબળા,** (अ = નહી + बल) પતિને દેખતાં પૂર્વ સ્નેહનું સ્મરણ થતાં, બળહીન થઈ, વિવશ બની ગઈ. ૧૪૯૧. **વિમાસે,** વિચાર કરે, પસ્તાય. ૧૪૯૩. **અણુધ૦,** દ્રૌપદી જેવી માની સ્ત્રીના મુખમા સ્ત્રીની અધોગતિના ઉદ્ગારો ન છાજે. **નીચ૦** પોતાના સમયનો ખ્યાલ દ્રૌપદીના મુખમાં કવિએ મૂકયો છે

૧૪૯૪. **લક્ષ કરો તમો નાર,** આ તમારી નારી, સ્ત્રી ઉપર મીઠી નજર રાખો; અગર મારા કંથ કુશળ રહેશે તો તે મારે બસ, ભલેને લાખ સપત્નીઓ

(શોક્યો) લઈ આવે; 'નાથ કુશળ તો હું કુશળ', એ ભાવ. ૧૪૯૫ વહાલ-પણૂં-વહાલ. અહીં ભાવવાચક નામનો પ્રત્યય બેવડો લાગ્યો છે. ૧૪૯૮. ભુજ ભરી, બે હાથ વચ્ચે લાવી. ૧૫૦૦ શ્રી ગોવિંદ, શ્રી ગોવિંદે, કૃષ્ણે. અહીં કવિતામાં તૃતીયાના પ્રત્યયનો લોપ થયો છે. રાખ્યા, રક્ષણ કર્યું. ૧૫૦૨. પ્રદક્ષિણા, ડાબેથી જમણી બાજુએ જઈ, પૂજ્યની આસપાસ ફરવું તે પ્રદક્ષિણા કહેવાય છે.



## કડવું ૨૯ મું.

આ કડવામાં સુભદ્રા દ્રૌપદીને પગે લાગી પાંચ વરદાન મેળવે છે અને છેલ્લું પોતાના પુત્રને માટે રાજ્યપાટ મેળવવાનું વરદાન માગતા જો કે દ્રૌપદી તે આપે છે, છતાંયે એવા વરદાન માગવાનું સુઝાડનાર કૃષ્ણને શાપ દે છે.

૧૫૦૫. અભિલાષ, (सं. अभि + लष्) વાંછના. હૈડે, હૃદયમાં. ૧૫૦૬. પરિત્યાગો,-(परि + त्यज्) પૂરેપૂરી તજી દો. લાજ, શરમ, સંકોચ; મોકળા મનથી માગો. ૧૫૧૦. આરત, માગણી. (सं आर्त्त, દુઃખ આપવું) સંતોષાયા વિના જીવને કરાર ન વળે એવી ઈચ્છા. ૧૫૧૨ અહીંથી વરદાનપરંપરા ચાલે છે; કવિ તેમાં ખુબી વાપરી, "ઘર તમારૂં તો કહે વાસ કાઢો," એ કહેતી પ્રમાણે સુભદ્રા પાસે દ્રૌપદી પ્રતિ સ્નેહભાવ અને પૂજ્યભાવ ટકે એવા પ્રકારની આર્જવ-યુક્ત માગણી કરાવી, પછીથી તેના ભલા હૃદયમાં નિખાલસપણું જમાવી, તેના પુત્રને બદલે પોતાના પુત્રને રાજ્યપાટ મળે એવી માગણી કરાવી, સતિનાજ ઊંડા અભિલાષનું નિકંદન તેની પાસે કરાવે છે. ૧૫૧૩. નિત્ય તમારૂં દર્શન, તમારાથી હું ઘડી પણ વેગળી ન પડું. આવો વર સપત્ની–શોક માગે અને તે પ્રમાણે જો બન્નેનો સંસાર ચાલે તો બે બાપડીના ભરથારને 'ભાઇ જેની બારજા ભુંડી રે તેની અક્કલ ગઇ છે બુડી રે', એવાં આત્મતિરસ્કારનાં વચન ઉચ્ચારવાનો અવકાશ જ ન રહે. ૧૫૧૫. આજ્ઞા લોપવાની વૃત્તિ જ ન થાય. ૧૫૧૭. હું, મને. કવિતામાં "મને" ને બદલે "હું ને" વપરાય છે. અહીં 'કવિએ' દ્વિતીયાના "ને" નો લોપ કર્યો છે. સેવાને રાખો, તમારી સેવા ઉઠાવવાનો મને જ અધિકાર આપો. ૧૫૧૮. ધર્મથી, કુલવધુને યોગ્ય કર્તવ્યથી. ચળે, (सं. चल् ડગવું) ડગે. ૧૫૧૯. આ વરદાનમાં ધીરે ધીરે, યુક્તિ પ્રવેશેલી જણાય છે. અપરાધ થાય છતાં તમારે (દ્રૌપદીએ) કદિયે મારી ઉપર ક્રોધ ન કરવો એમ કહી,

પછી પોતાના પુત્રને રાજ્યપાટનો હક્ક મળે એમ જણાવી, ઉલટું તેને ક્રોધ ઉપજે એવું કાર્ય કરે છે. સતિનો શાપ ટાળવાની એ એક ખુબી છે. રીસ ન કરવાનું વરદાન આપેલાથી, પછી તે તેના ઉપર રીસ ન કરી શકે, એવી યુક્તિ દ્વારા સુભદ્રા પ્રથમ, સતીના શાપના ત્રાસથી મુક્ત થઈ, પોતાનું કામ કાઢી લે છે. ઝેરી ઉંદરની પેઠે ફુકી ફુંકીને કરડવાની આ રીતિ છે. ૧૫૨૦. માણસ ભૂલને પાત્ર હોઈને મારા રોજ અપરાધ થશે છતાં તે તમારે તો માફ કરવા જ. ૧૫૨૩ સાધુમુદ્રા, મોંઢાનો ભાવ શાળો અને નિર્દોષ જણાય એવી મોંકળાવાળી. ૧૫૨૪. મહાદીન, અતિશય આર્જવપૂર્વક. સરખાવો:—

નમેં નમેં મેં ફેર હય બહોત નમેં નાદાન,
દગલબાજ દોરા નમેં ચિત્તા ચોર કમાન.

એ પ્રમાણે દ્રૌપદીનું સર્વસ્વ તેની પાસેથી જ હરી લેવાની યુક્તિ કરતાં અતિશય નિર્દોષભાવ કૃષ્ણની બહેન, સુભદ્રા ધારણ કરે છે કૃષ્ણ કપટી એટલે તેની બહેન પણ કપટભાવ ખુબીથી યોજી શકે, એમ કવિને કુદરતી લાગેલું જણાય છે. ૧૫૨૬, સર્વથા, સર્વ પ્રકારે અર્થાત્ ગમે તેવા સંજોગ હોય છતાયે મારા પુત્રનો જ રાજ્યાધિકાર થાય.

૧૫૨૫. મુજ...આજ, આજે મારી ઉપર. અહીં કવિ સપ્તમીનો ભાગ દર્શાવનારો શબ્દપ્રયોગી અવ્યય "ઉપર" નો લોપ કરે છે.

૧૫૨૭. અહીં કવિ દ્રૌપદીના ક્રોધ દ્વારા, સ્વાભાવિક કોમળતાવાળી સ્ત્રી પણ પોતાનું સર્વસ્વ હણાતા ક્રોધે ભરાય છે તેનું દૃષ્ટાંત–ચિત્ર આલેખે છે. જાજુલમાન, જાજ્વલ્યમાન, તેજથી બળતીઝળતી. એવું૦–પોતે સુભદ્રાને તેનાપર. રીસ. ન કરવાનું વચન આપ્યાથી દ્રૌપદી તેને શાપ ન દેતાં એવી સ્વાર્થબુદ્ધિ સુઝાડનાર કૃષ્ણને શાપ આપે છે. કવિ અહીં સુભદ્રા ઉપર રીસ ન કરવાની દ્રૌપદીની પ્રતિજ્ઞાનો ભંગ ન થાય અને કુદરતી રીસનો ઊભરો કાઢી શકાય તેમ કૃષ્ણના વંશચ્છેદના ભાવિનિર્માણના નિમિત્તનું બીજ રોપી અનુકૂળ માર્ગ પૂરી ખુબીથી યોજે છે. ૧૫૩૧. જેણે, જે બુદ્ધિથી પ્રેરાઈને. ૧૫૩૨. ભગવાન, ભગવાને–કૃષ્ણે. તૃતીયાના પ્રત્યયનો લોપ કરાયો છે. ૧૫૩૩. મન, તારા મનમાં. સપ્તમીના પ્રત્યય "માં"નો લોપ થયો છે.

૧૫૩૪. કૃષ્ણશૂં કૃષ્ણ સાથે, પ્રત્યે. ૧૫૩૫. કામણગારા, (હેમચંદ્ર દેશ્ય कामणं सं. कार्मणम्, कर्मन्–कृ = કરવું + ગાર ફારસી) વશીકરણ કરનાર મોહ

પમાડનાર. શ્રી કૃષ્ણ પુરાણો પ્રમાણે ગોપીઓના લાડીલા ગણાતા હોવાથી તેમના સંબંધમાં આ વિશેષણ ઘણું જ વપરાય છે, 'કામણ દૂમણ કરવું' એટલે 'વશ કરી લેવું' એમ કહેવાય છે. કાળિયા, મૂળ કૃષ્ણ વર્ણવાળા, પછી કાળાં કર્મમાં સામેલ થનારા. હું......નથી. મેં કાંઈ તારૂં બગાડયું નથી, તેમ હું તારી દુશ્મન નથી છતાં તેં મારા પુત્રનો રાજ્યહક્ક છીનવી, તારી ભાણેજને અપાવવાનો પ્રપંચ સાધ્યો, એ યોગ્ય નથી. ૧૫૩૬. વણસાડયું, (वि + नश्નું પ્રેરક) બગાડયું. તને આમ મારૂં-બગાડવાનું શું કારણ મળ્યું ? મેં તો તને એવું કાંઈ નિમિત્ત પણ આપ્યું નથી.

૧૫૩૭. તારા મનનું હેત જાણ્યું, તું મને કૃષ્ણા, બહેન કહીને જે હેત દાખવતો હતો, તે ખોટું ઉપર ઉપરનું હતું, અને તું મને વ્હાલો હતો, તેની મને આજ ખાત્રી થઈ છે. તારૂં વ્હાલ ખોટું હતું તે જણાઈ આવ્યું. ૧૫૩૮. ધાઈ, દોડી. સરખાવોઃ—

" જો આવે બેનનો ભાઈ, તો પેસે ઘરમાં ધાઈ;<br>
જો આવે ભાઇનો ભાઈ, તો ઉભો રહે કમાડ સાહી. "

દીયર કે જેઠ ભાઈ ઘરમા ન હોય તો ઘરમાં પેસતાં સંકોચ પામે અને બહારથી ખબર કાઢી પાછો જાય, ત્યારે બેનનો ભાઈ (સાળો) બનેવી ઘરમાં હો કે ન હો, પણ "બહેન" કહેતો, ભર્યે મ્હોયે ઘરમાં પેસે, એવો હાલ જે રિવાજ પડી ગયો છે, તેનું ચિત્ર ૧૫૩૯. લહી, જાણી. ભાઈ બહેનની આપણી પ્રીતિ મિથ્યા હતી, સ્વાર્થની હતી એની મને સમજણ પડી. સરખાવોઃ-'સગપણ તે સોનું અને પ્રીત તે પિત્તળ.' "ભાઈ તે લૈયાં અને બીજા તે બૈયા (નકામાં)." ૧૫૪૦. બેન સુભદ્રા, ખરી બહેન તો તારી સુભદ્રા, હું તો બીજા લોહીની એટલે માત્ર કહેવાની. માજાઈ બહેન વધુ ઠરી = તેં "સગપણ તે સોનું અને પ્રીત તે પિત્તળ" એ કહેતી ખરી કરી આપી. Blood is thicker than water. લોકાલોક, સામાન્ય લોક જેવી. એક લોહીની બહેન જેવી વહાલી નહી. ૧૫૪૧. હુલામણે, ખુશીથી, ઉમળકાથી લાડનો લાડતો. દૂર રહી, દૂરથી પણ અંતરનો ઉમળકો દાખવી. શીખવી, ચઢાવી, ભભેરી. ૧૫૪૨. જાણ્યું૦ પરંતુ તેં મારૂં સર્વસ્વ હરાવી લેવાનું તારી બહેનને શીખવ્યું ત્યારે જ મેં જાણ્યું કે, એ સર્વે તારાં સ્નેહ આદિ ઉપર ઉપરનાં-લોકને દેખાડવાનાં હતાં. ૧૫૪૩. સાંચ્યાં, ઢાંક્યાં, છૂપાં (सं = सं + चि = સંચવું). લક્ષણ, ચરિત્ર. નહી વાંક, એમાં સુભદ્રા-

નો કાંઈ દોષ નથી. એ તો તારૂં શીખવ્યું બોલી છે. તે બુદ્ધિપૂર્વક, આવી યુક્તિ રમી નથી; એટલે હું તેને શાપ ન આપતાં, એ યુક્તિ સુઝાડનારને, તને જ શાપ આપું છું. ૧૫૪૪. ગજુ', યુક્તિ (મૂળ ગજવું. ગુંજું; ગૂઢ, છુપાવવું. જે ઉપરથી એટલે વાત, સંકેત વગેરે ગુપ્ત રાખવાનું સામર્થ્ય.) રાંક, રંક, ગરીબ. ૧૫૪૫. વંશ ઉચ્છેદ કરવા, મારા પુત્ર અને તેના વંશજો રાજ્યગાદીનો હક્ક પડાવી લેવો, અને એ રીતે એ વંશને રાજ્યવંશથી ભ્રષ્ટ કરવો તે નિર્વંશ કરવા સરખું છે. ઉચ્છેદ, (સં. उद् + छिद् કાપવું) નિર્મૂળ. સટક, ચટ્ટ દઇને. ૧૫૪૬. મારા સરખૂં, મારૂં જેવું તે ઇચ્છયું તેવું, એટલે મારો વંશ નિર્મૂળ થવાનું ઇચ્છયું તેમ તારો વંશ પણ નિર્વંશ થશે. "જેવું ઇચ્છે તેવું ફળે". "આંત્રળાનો ગોળી બહાર અને ઘરનો સંહાર" એ કહેતી સત્ય પડશે. ઉજળૂં ફટક થશે, તારૂં સર્વ ઉજ્જડ થશે. નિકંદન જશે. જેમ ડાઘાવાળુ લુગડું ઉજળું થતાં એ લુગડાનું સત્વ હણાઈ જાય છે, તેમ તારો વંશ બધો ધોવાઈ જશે અને તું ધોએલા મૂળા જેવો ઉજળો ફટક રહેશે. ફટક, (સં. स्फटिक) સ્ફટિકના મણકા જેવું ધોળું-ધબ. ૧૫૪૯–૫૦. મૂળ મહાભારતમાં દ્રૌપદીના શાપથી આવું પરિણામ આવ્યાનો પ્રસંગ ઉભો થયો જ નથી. પણ દુર્યોધનને કૃષ્ણે અવળી મતિ આપી, કૌરવોના ઉચ્છેદનો માર્ગ મોકળો કરી આપવા માટે, ગાંધારીએ કૃષ્ણને આવો શાપ આપ્યાનું સૂચવ્યું છે. ૧૫૫૧. ઉપમા કરે છે, (Gives credit) મીઠા વચન કહી સાંત્વન કરે છે. ૧૫૫૩. રતિ, (સં. रम्) લીલા. ભાયેગની રતિ, ભાવિની લીલાએ જ મને એવી યુક્તિ સુઝાડી, એટલે જે ભાગ્યમાં થવાનું હતું તેનું બી આમ રોપાયું. ભાયેગ, (સં. भाग्य) બોલવાના વિકારથી 'ય' ઉલટાવાયો, એટલે 'ભાયગ', 'ભાયેગ' થયું.

---

## કડવું ૩૦ મું.

આ કડવામાં કવિ બે પત્નીવાળા સંસારીના સંસારનો તાદૃશ ચિતાર આપે છે. તેણે અહીં અતિશય સહજ ચિત્ર આપેલું છે, પાત્રનો તેમાં દોષ હોય તો તે એટલો જ છે કે, દ્રૌપદી જેવી સતિ સ્ત્રીને અતિશય માનુષીભાવવાળી ચીતરી, તેની પાસે સતિત્વ ચળે એવાં અને સતિત્વને કલંકિત કરે એવાં ન છાજતાં વચનો કવિએ બોલાવ્યાં છે. જો તેને બદલે કલ્પિત પાત્ર ચીતરી આમ કર્યું હત તો તેની

આમને સવિશેષ ક્ષેમ આપનારું ગણાત. ૧૫૧૦. સમળોઞ, સર્વે મુશ્કેલીઓમાંથી બચ્યા. દ્વારિકામાંથી બળદેવ આદિના હાથથી આરંભી, ઠેઠ દ્રૌપદી સાથેના નિલન સુધીની સર્વ વિટંબણાઓમાંથી સહીસલામત પાર ઊતર્યો ઊગર્યા. સં ઙ્ + ગૃ બહાર નીકળવું) વગર આંચે બચ્યા. ૧૫૬૨ રામારાજ્યવિલાસ. સુંદર પત્નીના સ્નેહસંગથી અને રાજ્યપાટના વિલાસથી. 'સમરાજ્ય વિલાસ'થી એવો પાઠ છે; પણ અહીં 'રામા' લક્ષિત છે, નહીં કે 'રામના જેવું રાજ્ય'.

૧૫૬૫. અહીં કવિ, બે શોક્યો વચ્ચે વિનોદમાંથી ઉંચાં મન થવાનું અને દ્રૌપદીનું માનભંગ થવાનું બીજ નાખે છે. "રોગનું મૂળ ખાંસી અને કંકાસનું મૂળ હાસી" એ કહેવત પ્રમાણે પરિણામ આવે છે. શ્રી ભાગવતના દશમસ્કંધના ઉત્તરાર્ધના ૮૩ મા અધ્યાયમાં દ્રૌપદી કૃષ્ણની અષ્ટ પટરાણીઓને તેમણે શા ગુણથી અને કેવા સંજોગમાં વરી તે વિષે બહુ વિનોદભરી પૃચ્છા કરે છે. તે ઉપરથી આ પ્રસંગ કદાચ કવિને સ્ફૂર્યો હશે પરંતુ તે પ્રસંગ જ્યારે આનંદમાં સમાપ્ત થાય છે, ત્યારે આ પ્રસંગ દ્રૌપદીના સતીત્વને ડગાવનારો નીવડે છે. ૧૫૬૬. અતિહાસ. અતિશય હાસ્ય. મલક પ્રચલિત ઉક્તિ છે — 'અતિ હસવું સારું નહિ રે શામળિયા, અતિ હસવે થાયે શોક રે પાતળીય.' રળી ...થઈ. ૧૫૭૨. મન...ભાવિયા, મનને ગમ્યા: હૃદયમાં સચોટ વસ્યા (સં ભાવ પ્રેરક).

૧૫૭૩. નિશ્ચય નક્કી. એને, અર્જુનને. ૧૫૭૩. જદુ હાર મનાવિયા, યાદવોને હાર ખવરાવી કબૂલ કરાવ્યું ૧૫૭૭ સંસારમાં થઈ વાર્તા. સુભદ્રા હરણની, બલાત્કારે અર્જુને આણવાની વાત પ્રસરી, પણ ખરી રીતે એ પ્રેમનું બંધન અને પરિણામ હતું, એવો ભાવાર્થ છે.

૧૫૮૦. પિતા મારે, મારા પિતાએ. કવિતામાં તૃતીયા વિભક્તિનો પ્રત્યય અધ્યાહાર રહ્યો છે. ૧૫૮૧. મંડાવિયો, રચાવ્યો. (मंडावित: मडाविअ, मंडाविदं) ૧૫૮૨. જાણ ભૂપતિને થયો, રાજાઓના પણ એ જાણવામાં આવ્યું. ૧૫૮૫. પણ પોંક્યું, પણ-પ્રતિજ્ઞા-શરત જાહેર કરી. પોંકયું (સં: प्रोक्ष = પાણી છાંટવું) વધાવ્યું, ધર્યું, જાહેર કર્યું. રાજાનો એ નિયમ છે કે કોઈ સારી વસ્તુ દેવ આદિ પૂજ્યને ધરાવતાં પહેલાં તેની ઉપર શુદ્ધિ માટે પાણીના છાંટા નાંખવા. ૧૫૮૭. વેધાયો, (સં. विध्-વેધવું) વેધી શકાયો. ૧૫૮૭. કુંવારી, કુમારી, પરણ્યા વગરની રહી ગઈ. ૧૫૮૯. પાંડવો કાપડી વેષે બ્રાહ્મણસમુદાયમાં

**ઘૃષ્ટદ્યુમ્ન** રુક્મિની સાથે હતા તે શ્રી કૃષ્ણ જાણતા હતા, એટલે તેમણે **અર્જુનને**
મત્સ્ય વેધવા ઉઠવાની સાન ( સં. **संज्ञा** ), ઈસારત કરી કે હવે મોકો આવ્યો
છે, માટે ઉઠ અને કાર્ય સાધ. ૧૫૯૦. **શ્યામળે,** કૃષ્ણે. ૧૫૯૧. **પાવક,** (સં: **પૂ**=
શુદ્ધ કરવું ) પવિત્ર અગ્નિ. **ધનુષ્ય,** **ગાંડિવ** નામનું સુપ્રસિદ્ધ, **અર્જુનનું** ધનુષ્ય.
**ખાંડવ** વન **અગ્નિને** બાળવા દેવામાં **અર્જુને** સહાયતા કરેલી હોવાથી **અગ્નિએ**
તેને **ગાંડિવ** ધનુષ્ય આપ્યું હતું. પરંતુ આ પ્રસંગ **દ્રૌપદીહરણ** પછી થયેલા **સુભદ્રા**
ના હરણની પછી બનેલો છે, છતાં મહત્તા દર્શાવવા કવિએ ઐતિહાસિક વિગતનો
ક્રમ સાચવ્યો નથી. **મત્સ્ય,** ખરી રીતે એ વિંધવાનું લક્ષ્ય કંઈ માછલું ન હતું,
પરંતુ એ એક પ્રકારનું ચક્ર હતું અને તેનું નીચે પાણીમા પ્રતિબિંબ જોઈ, પોતાના
શરીરનું તોલ એકસરખુ રાખી વેધવાનું હતું. (જુઓ સ્પષ્ટતા માટે ૩૭ મી
પંક્તિની ટીકા ). ૧૫૯૩. **સંગ્રામે આવિયા,** સંગ્રામ કરવા સામા આવી ખડા
થયા ( આનું વર્ણન પૂર્વ ભાગમા પહેલા કડવાના સારના પેટામાં આપેલું છે. )

૧૫૯૪. **અતુલ,** ( સં **तुल**-તોલવું, માપ કાઢવું, )અમાપ. **હાર મનાવિયા,**
પરાજય તેમને મોંઢે જ કબૂલ કરાવ્યો. ( **सं मन्** નું પ્રેરક ) ૧૫૯૫. **મુખભંગ**
**કર્યા,** મોનું નૂર (અભિમાનની છટા ) ઉતર્યું મો પડી ગયું. અહીં "મુખ"
મોના તેજ માટે વપરાયું છે. ૧૫૯૮. **હાક વાગી,** ધાક પડી રહી; પ્રતાપ પ્રસર્યો,
'શિક્કો પડ્યો.' ('સુરનર માને હાક' ઓખાહરણ.) **છતા થયા,** (સં. **छद्**)
**પાંડવોને** દુર્યોધને **લાક્ષાગૃહમાં** બાળવા પ્રયાસ કર્યો, પણ તેઓ ત્યાંથી **વિદુરજી**-
ની હિકમતથી ઉગર્યા, પણ તે પછી તેઓ ગુપ્ત બ્રાહ્મણના વેષમાં ફરતા હતા, તે
સ્વયંવરમાં પરાક્રમ કરી ખુલ્લા થયા, પાંડવ તરીકે બહાર પડયા. ૧૫૯૯. **વળી૦,**
એટલેથી નથી પત્યું; સ્વયંવર પછીથી ધૃતરાષ્ટ્ર પાસેથી રાજ્ય મેળવ્યું, વગેરે બીજાં
મોટાં પરાક્રમો પણ ગણના ન થઈ શકે તેવાં કર્યાં છે.

૧૬૦૦. **સંન્યાસી જોગીને વરી,** આ મહેણાના વચનથી **દ્રૌપદી,** હાંસી
કરતાં **સુભદ્રાને** હૃદયમાં ચરેરો પાડે છે. અહીં "સંન્યાસી"નો અર્થ જોગટો,
બાવો, એ છે. '**મોહી**', વરી, પસંદ કરી પરણી નહીં, પણ મોહમાં ફસાઈ,
જ્યારે મેં તો મોહને છટકારી, વરણી-પસંદગી કરી. **તેમાં શૂં દીઠું ખરૂં,** ખરી
રીતે ક્ષત્રાણિએ શૂરવીરતા જોવાની છે, પણ તું એવું તે શું ખરૂં સત્વ, એ બાવા,
જોગટામાં જોઈને તું એને મોહી પડી? ૧૬૦૧. **રૂપે૦,** તું રૂપને અને શરીરસૌંદ-
ર્યને વરી. ૧૬૦૨. **જાદવને૦,** તમે જાદવો આહીર-ગોવાળીઆ, મૂળનાં જ ક્ષત્રિય

નહીં, એટલે તમારામાં તે એવી ઉંડી પહોંચ ક્યાંથી હોય ? માત્ર બહારના ભભકાથી મોહી પડો, 'ગોળ ખોળ' નો વિવેક કરી ન શકો, તેમાં નવાઈ થી ? **હીનજાત,** (**સં. हा**) હલકી જાત; જો 'હીનમત' પાઠ લઇએ તો ઓછી મતિવાળા. **શું લહે જ્ઞાન,** ખરી સમજ ક્યાંથી હોઈ શકે ? ૧૬૦૩. **ચાતુરી,** **સં. चत्,** માગવું, વિનવવું, માગવામાં પણ સામાનું મન વર્તવાની, તેની શક્તિનો પાર કરવાની ખાસ અગત્ય રહે છે ) હોંશીયારી, ચાતુરાઈ, ઝીણવટ, પક્કાઇ, અધાશ; રસિકતા. અહીં પતિ પસંદ કરવાની સમજ. તમે રાજવંશી નહીં એટલે એ ચાતુરી તમે આહીરડાં ન જાણો; જાતનાં જ તમે તો 'ભુસાં,' જાડસરાં, જડસાં છો.

૧૬૦૪. **ભૂરકી નાંખી,** જાદુઈ અસરથી મોહમાં પાડી. **ભૂરકી,** એવી માન્યતા છે કે બાવાઓ ભસ્મની મંત્રેલી ચપટી નાંખી, માણસને એવો તો અંધ બનાવે છે કે તે તેને એકલાને જ જોઈ, પાળેલા ઢોરની પેઠે મુંગો મુંગો તેની પછવાડે ચાલે છે. ૧૬૦૫. **જેને તેને,** ગમે તેને. યોગ્યાયોગ્યતાનો વિવેક ભૂલી જઈ, કેવળ મોહથી અજાઈ ફાવે તેને પરણો. ૧૬૦૭. **ગુજમાં,** તારામાં આ પ્રમાણે મૂળ શબ્દને વિભક્તિનો પ્રત્યય લગાડવાની જૂની પદ્ધતિ કવિતામાં પ્રચલિત છે ૧૬૦૮. **જોગી સાથે ઉઠી ગઇ,** બાવા સાથે ચાલી નીકળી. વડીલની સંમતિ વિના કે ઉંડી સમજ વાપર્યા વિના તું ચાલી નીકળી: અર્થાત્ તું પરણેતર જેવી ધર્મપત્ની નથી, પણ આણેલી નાતરીયા ધણીઆણી જેવી છે. **ઊઠી,** (**સં. उत् + स्था**) ઉત્થાન પામી ગઈ; જાત ઊડી ગઈ. ૧૬૦૯. **સાલતાં,** શલ્ય પેરે હૃદયમાં પીડા કરતાં. (**સં. शल्य ઉપરથી**). ૧૬૧૦. **વિનોદ૦,** બહારથી ટોળટપ્પાથી આનંદ મ્હાણવાનો દેખાવ કરતાં છતાં અંદરથી મહેણાંટુંણાંથી બળી મરતી હતી.

૧૬૧૧. **સુભદ્રા હારે,** આવા નિત્ય વિવાદ-ચર્ચા કરતાં સુભદ્રા પાછી પડે; અંધાઈ જાય. કવિ આ વચન દ્વારા, તેના હૃદયના શલ્યને વધુ તીવ્ર સંતાપજનક થયું એમ કહે છે. **વિવાદ,** વાદવિવાદ, ચર્ચા (**સં. वि + वद्**).

૧૬૧૩. **ગતિ નહીં,** કાંઈ ચાલે નહીં. સામાને બોલતાં બંધ કરવાની ગતિ ન રહે; નિગ્રહસ્થાનમાં આવી પડે, ઉલટી પોતાની જ જીભ બંધ થઈ જાય, એવી સ્થિતિમાં આવે. ૧૬૧૪. બન્નેને જાણે કે એકાંત જ મળતું ન હોય તેમ તે મેળવવાનો લાગ સાધ્યો. ૧૬૧૫. **સભા,** સભામાં. **બોલ ડંકે,** મેહેણાં મારે.

૧૬૧૬. **જોગીનો૦**–સુભદ્રાનાં આ વચનથી કવિ અર્જુનને જોગીનો વેષ પાછો

ભેવડાવવાનું અને સુભદ્રાની પેઠે દ્રૌપદીને પણ જોગીને જોઈ મોહમાં પાડી, તેનું માન તોડવાનું બીજ નાખે છે પરંતુ કવિ એ ભેદ ભૂલી જાય છે કે સુભદ્રા જોગીને જોઈ મોહી ત્યારે કુંવારી હતી અને દ્રૌપદી, જોગીને જોઈ મોહ પામે છે ત્યારે પરણેલી, ધર્મપત્ની અને નામાંકિત સતી છે.

૧૬૧૭. **અપવાદ**, ( सं. अप + वद् ) હલકાં-મહેણાંનાં વચન શું કહું, કહી શકતી નથી. ૧૬૧૯. **માન ઊતરે**, માન ( ગર્વ ) દેવું પડે. માનભંગ થાય. માન, અભિમાનથી માણસના મુખ ઉપર નૂર, નીમાનું જે તેજ હોય છે તે માનભંગ થતાં જતું રહે છે, તેથી "માન ઊતર્યું" એમ કહેવાય છે. ૧૬૨૩ **સાંઢ**, આખલા, અથવા ઊંટ. ( सं षण्ढ ) ખાંસી કર્યો વિનાના આખલા. **અંબાડી**. ( फा. अमारी ) હાથી ઉપરની દહેરાના આકારની બેઠક. **સાંમત**, ૧૫૨ ૧૬ ૫. **ચતુરંગી**, ચાર જાતનાં લશ્કરો-૧ અશ્વ, ૨ ગજ, ૩ રથ અને ૪ પાયદળ. ૧૬૨૬. **પંચ**. -સ્વર=પાંચ જાતનાં રણવાદ્યોના સૂર.

૧૬૨૭. **ડમાક કરી**, ડીમાક આડંબર કરી, જોગીના ગુપ્ત વેષ પેરે લઈ શકે તે માટે મૃગયા જવાનો ખોટો ડોળ-ઢોંગ કર્યો. **રાણી** = દ્રૌપદી. ૧૬૩૦. **અંતર્ધાન** ( सं अंतर् = ગુપ્ત + धा = મૂકવું ) અદૃશ્ય થયા.

૧૬૩૧. **પૂર્વનું**, પૂર્વે-સુભદ્રાના હરણપ્રસંગે લીધું હતું તેવું. ૧૬૩૨. દ્રૌપદી દ્રૌપદીને **અષ્ટે અંગે** = આઠે અંગે હાથ, પગ, મસ્તક, મુખ, છાતી, અને પેટ. ૧૬૩૭. **વિજયાપ્રેમ**, ( દુર્ગાનું નામ વિજયા છે, તે ઉપરથી ) ભાંગના ચકચૂર પાનથી.

૧૬૪૦. **વિશ્વકર્મા**, દેવાનો શિલ્પી સૂત્રધાર-સુતાર. ( सं विश्व + कर्मन्-વિશ્વની રચના ઘડનારો ). ૧૬૪૨. **શીંગી**, શીંગડું ( વગાડવાને ).

૧૬૫૦. **સકળ કળાનું વિત્ત**, સર્વ ચાતુરીના સત્વનું ધામ. **વિત્ત**, ( सं. विद् મેળવવું ) કસ, જીવ, સાર.

૧૬૫૪. **સ્થળસ્થાનક**, સંભ્રમથી પુનરુક્તિ કરી છે. ૧૬૫૭. **ગગનમાર્ગ**, અહીં કવિ અદ્ભુત રસની ઝાંખી કરાવે છે. **વહી**, ચાલ્યો જતો હતો.

૧૬૬૧. **અંતરિક્ષ**, ( सं. अंतः સ્વર્ગ અને પૃથ્વીની મધ્યે ईक्ष्यते = જોવાય છે. ) આકાશ. ૧૬૬૧-૪ આ પંક્તિઓ દ્વારા બાવો પોતાના ધામની પ્રશંસા કરી

દ્રૌપદીને આડકતરી રીતે ત્યાં પોતાની સાથે આવવા લલચાવે છે; સ્ત્રી હૃદયના સ્વાભાવિક મોહને ખેંચે છે. ૧૬૬૩. ઇન્દ્રસદન, અમરાપુરી. વૈકુંઠ, શ્રીવિષ્ણુનું સ્થાન.

૧૬૬૫. **ધન્ય લીલા જોગને**, યોગની લીલાને ધન્ય છે. અહીં ખરી રીતે "જોગને" બદલે "જોગની" અને "લીલા" ને બદલે "લીલાને," એમ જોઇએ. જોગને લીધે જ આવું ઉત્તમ સ્થાન તેને પ્રાપ્ત થયું છે, એવો ભાવ છે. ૧૬૬૫. **મિથ્યા**, તુચ્છ, સંસારસુખ, યોગ વૈભવ આગળ કુછ વિસાતમાં નથી. **સુખભોગને**, યોગની લીલા, સિદ્ધિ આગળ સંસારમાં પ્રાપ્ત થતાં સર્વે સુખ વ્યર્થ છે. સુખ અને ભોગ જ્યાં તેની આગળ પાણી ભરે એમ હોવાથી, તે હોય તોયે યોગ સિદ્ધિથી પ્રાપ્ત થતા વૈભવથી હીણ છે.

૧૬૬૭. **મનસા**, મનીષા, ઈચ્છા. ૧૬૬૮. અહીં કવિ, બાવામાં દ્રૌપદીને મોહાંધ થયલી વર્ણવી, તેના મુખથી એક આર્ય સ્ત્રીના મુખમાં ઉચિત નહીં એવા, પતિ સંબંધે તિરસ્કાર દર્શાવનારા ઉદ્‌ગારો કઢાયલા આલેખી, અધમ જન-રૂચિને પોષવાનો અયોગ્ય માર્ગ લે છે. (વિશેષ માટે "સમીક્ષા" જુઓ.) ૧૬૬૯ **અસત્ય**, ખોટું; પણ જેણે પતિ છોડવાની તત્પરતા બતાવી તેને તે વળી સાચાજુઠાનો વિવેકજ ક્યાં રહ્યો? **સમે**, (**सं समय**) બોલવાની ઉતાવળથી **य** નો **इ** થઈ **सम** જોડે મળી 'સમે' થયો.

૧૬૭૪ **ઊવેખતાં**, તરછોડતાં. (**सं. उद् + क्षिप्** અથવા **उपेक्ष**માંથી) ૧૬૭૬. **આળપંપાળ**, મિથ્યા. આળ, (ધનવંત-દેશ્ય, **अलगां, आ + लग्**), ખોટું. આરોપેલી વસ્તુ, અર્થાત્, ભ્રમ **પંપાળ**, (**सं. पाल्**) સારૂં લગાડવાને બહારનો, ઉપર ઉપરનો વાહવાહ દેખાડવો તે, એટલે કે દંભ. ૧૬૭૯. **મારગ સરવ**, સંસારવ્યવહારની સર્વ પ્રણાલિઓ, જાતિબંધનની મર્યાદાઓ; લગ્નનાં બંધના, રોકટોકી વ્યવહારની રૂઢિઓ વગેરે. **મિથ્યા**, ખોટા, રીતસર સંસારવ્યવહાર ચાલે તે માટે સર્વ માર્ગ કાળમાન અને દેશબલ અનુસાર, શાણા નરોએ કલ્પેલા, યોજેલા હોઇને, 'કલ્પિત તે ખોટું', એ ન્યાયે ત્રિકાલાબાધ્ય સત્ય નથી; દેશકાલને ઉચિત તેમાં ફેરફાર મનુષ્ય કરી શકે, એવો આશય છે.

**અકલ ગતિ**, જેની ગતિ ન સમજી શકાય એવી. **રહેંટ**, (**सं. रहाट-अरो**) કુવામાંથી પાણી કાઢવાની, આરાવાળી અને તે ઉપર પાણીનાં ડોચકાં બાંધેલી મોટી ચગડી. સરખાવો:—"ઘડા ઘટમાળના ખાલી, થતા પાછા ભરાવાને." એ આ-

થય છે કે સંસાર કાલબલે બદલાય છે તેમ તેના રાહ, રીવાજો પણ બદલાય કે બદલવા પડે છે. ૧૯૮૧. **અન્યાય,** અઘટિત કર્મ. **અધર્મ,** ધર્મથી ભ્રષ્ટ કરનારો.

૧૯૮૪. **શારે,** નિયમથી ( અરબ્બી–મુસલમાની કાયદો ). ૧૯૮૫. **પરહર્યાં,** ( सं. परि + हृ ) છોડયા. તજ્યા. ૧૯૮૬. **પાપ પુણ્ય પરિબ્રહ્મ** જાણે, પાપ અને પુણ્ય તો પરિબ્રહ્મને સોંપ્યાં; અગર 'બ્રહ્મ' પાઠ લઈએ તો બ્રાહ્મણોને લાગે, અગર એવી માન્યતા તો બ્રાહ્મણોએ જ ઘડેલી છે, તે કાંઈ જ ખરી નથી. **વિશ્વાસ૦,** એ વિષે શંકા લાવતા નહીં, એમાં પાપ નથી એ નિશ્ચે માનજો. **તજ્યું** છે, "તજ્યું છું", જોઇએ; કદાચ ઉપરની લીટી સાથે પ્રાસ મેળવવા આ ચૂક થયલી હશે, અગર લહીઆની ચૂક હશે. ૧૯૯૨. **શણગઢ,** ( શણ + ગાંઠ-ગ્ર થી ) માથા આગળનું સોડીઉં ખેંચી, મોઢા ઉપર નાંખવું તેને શણગઠ નાંખ્યો કહે છે. ( જુઓ પંક્તિ ૮૦૨ ની ટીકા ). ૧૯૯૪. **સુભદ્રાના** મનની નિશ્ચિંતતા દર્શાવી છે.

૧૯૯૩. આવા અલ્પ હેતુ અર્થે સતી દ્રૌપદીના સતીત્વને હાનિ પહોંચાડવાનું સાહસ કવિએ ખેડયું છે, એ અતિશય શોચનીય છે. આતો રઘુવંશમાં કવિ કાળિદાસે કહ્યું છે તેમ **अल्पस्य हेतोर्बहु हातुमिच्छन् विचारमूढः प्रतिभासि मे त्वम्** થયું છે ૧૯૯૯. **પરવરે,** પાછી વળે.

૧૭૦૦. અહીં કવિ મોટાની આંજ્ઞામાં નાનાએ **રહેવું,** એ નિયમ પળાયો છે, એમ ચિન્હથી જણાવે છે. ૧૭૦૨. **અમૃતરસ,** અમૃતરસનો ભરેલો; પ્રીતિ પણ અમૃતની પેઠે જીવતને આનંદમય અને ચિરંજીવ કરનારી છે.

---

## કડવું ૩૧ મું.

૧૭૦૭. **કહ્યો ન જાય,** કહી ન શકાય એટલો મોટો, ગહન છે.

૧૭૦૮ અહી **यत्र योगेश्वरः कृष्णः यत्र पार्थो धनुर्धरः॥ तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम,** એ વચનનું, અગર **तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्,** એ ભગવત્પ્રતિજ્ઞાનું સૂચન કરેલું છે.

૧૭૧૦ **પુરૂષ પુરાણ,** પુરાણ, પ્રાચીનમાં પ્રાચીન. **પુરૂષ, બ્રહ્મ, કૃષ્ણ.**

૧૭૧૧. **બૃહન્નલ,** ધુત રમ્યા પછી પાંડવો વનવાસે ગયા ત્યારે **અર્જુન** સ્વર્ગમાં દૈવી અસ્ત્રશસ્ત્ર વિદ્યા શિખવા ગયો હતો, ત્યાં અપ્સરાથી લોભાયો નહીં.

તેથી 'હીજડા'—નપુંસક થવાનો શાપ તેને લાગ્યો હતો. ખરી રીતે વિરાટ નગરમાં તેણે 'હીજડા' નું જીવન ઉત્તર કુમારીના શિક્ષક તરીકે ગુપ્ત વાસમાં ગાળ્યું હતું. એટલે કવિએ અહીં એ તેહાસિક ક્રમ ઉલટાવ્યો છે. અગર જો બીજો પાઠ વિરહ ધવલ, લઈએ તો, વિરહથી ધવલ-ધોળા, ફીક્કા પાડનારો. (સરખાવો–**इयं भूतिर्नाङ्गे प्रियविरहजन्मा धवलिमा**).

૧૭૧૫. મૂળમાં, પોતાના, પૂર્વસ્થળ. ૧૭૧૮. અગ્નિનું, યજ્ઞમાં આહુતિઓ ખાવાથી તે ન પચી શકવાથી અગ્નિ મંદ પ્રકૃતિવાળો થયો અને અર્જુન અસ્ત્રના બળથી ખાંડવ વનની ઔષધિઓ ખાઈ, પોતાનો રોગ ટાળવા તેણે વિનતિ કરી. અર્જુને ઈંદ્ર, વરુણ આદિ દેવોને નહીં ગણકારતા, મંત્રબળ અને બાહુવિદ્યાથી અગ્નિને નિર્ભય રીતે ખાંડવવન ખાવા દીધું સભા મયદાનવ પાસે રચાવી. મયદાનવ, દૈત્યોનો વિશ્વકર્મા. ચાલુ વૈવસ્વત મન્વંતરમાં થયેલા વિપ્રચિત્તિ દાનવનો પુત્ર. ખાંડવ વન અગ્નિએ સ્વાહા કર્યું તેમાંથી અર્જુને ઉગારતા આભારના ભારથી અનુપમ સભા ઇન્દ્રપ્રસ્થનાં તેણે રચી આપી. (આદિપર્વ અ૦ ૨૨૮, અને સભાપર્વ અ૦ ૩૦). ગાંડિવ, અર્જુનને અગ્નિએ આપેલું ધનુષ્ય, વિગત માટે જુઓ આદિપર્વ અધ્યાય ૨૨૮.

૧૭૨૫ અહીં કવિ કહે છે કે–આખ્યાનની ૮૩૫ કડી એટલે ૧૬૭૦ પંક્તિઓ છે. જ્યારે ઉપલબ્ધ હસ્તલિખિત પ્રતમાં કુલ પંક્તિ ૧૭૪૪ છે એટલે ૭૪ પંક્તિઓ કોઈએ પાછળથી ઘુસાડેલી અથવા તો કવિએ અન્ય પ્રસંગે ઉમેરેલી હોય તો તે રામ જાણે એ ૭૪ પંક્તિઓ કઈ છે, તે ગોતવાનું કોઈ સાધન નથી, કારણ અંધ પ્રાપ્ત સર્વે પ્રતિઓમાં એ પંક્તિઓ ઉતારેલી છે, એમ સમજાય છે પરંતુ પ્રેમાનન્દના કાવ્યરસના નિપુણ જ્ઞાતા સા. શ્રી કેશવલાલભાઈ નીચેની પંક્તિઓ ક્ષેપક હોવાનું જણાવે છે:–૮૧–૯૦; ૧૫૫–૫૮; ૪૪૫–૪૮; ૪૮૭–૮૮; ૬૩૯–૪૦; ૬૩૩; ૬૬૮; ૬૮૧; ૬૮૪–૮૫; ૬૯૦–૯૧; ૭૩૧–૩૨; ૯૩૧–૩૪; ૯૫૩–૫૪; ૯૬૯–૭૨; ૧૦૦૮; ૧૦૦૯; ૧૦૭૪; ૧૧૨૧–૨૧; ૧૨૫૫–૫૮; ૧૩૪૩–૪૪; ૧૪૧૩–૧૪; ૧૪૭૫–૭૬; ૧૬૮૧–૮૬; ૧૭૧૫–૧૬. ૧૭૨૬ છત્રીસ, ખરી રીતે છવ્વીસ જોઈએ, ૩૧ કડવાંમાં ૩૬ દેશી શી રીતે સમાવી શકે. લહીઆના દોષ હોવો જોઈએ જૂના રાગ, રાગણી, ચાલ અને દેશીનું યથાર્થ જ્ઞાન નહીં હોવાથી આ છત્રીસની સંખ્યાની ખાત્રી થઈ શકી નથી પણ તારણ કાઢતાં મૂળ રાગ ૧૨ છે, ૯ રાગની જૂજવી ચાલ છે, ૨ રાગ ચાલ જુદી છે, એ ૪ રાગ માપમાં જુદા પડે છે. આ વિગત સામાન્ય વાચકોને રસપ્રદ ન હોવાથી તેની યાદી તારવી નથી.

૧૭૨૭. હસ્તપત દુર્લભ વાળી પ્રતિમાં સુભદ્રાહરણ રચ્યાની સાલ સંવત ૧૭૪૬ છે, પણ તે પ્રત જોવા મળી શકી નથી. ૧૭૨૯. સૂર્યપુર, સુરત. સૂર્યની પુત્રી તાપીને તટે આવેલું માટે સૂર્યપુર.

દક્ષ, દક્ષિણ–જમણો. અંબા, સુરતવાળાં, અંબાજીના ચકલાવાળાં. 'કવિતા' કવિને માટે વપરાય છે.૧૭૩૫–૧૭૪૪. ગ્રંથમાહાત્મ્ય. इति शिवम्

## પરિશિષ્ટ ૧ લું.

### પ્રેમાનન્દનો દ્રૌપદીસ્વયંવર–સુભદ્રાહરણપ્રસંગ.

( કડવું ૭૮ મું. રાગ કેદારો, ઢાળ ).

રૂખી કેહે દક્ષણ સાગ રે, પંચ તીરથ છે જાંહે
વેગે જઇ રહો શુભ સ્થલ છે, પારથ આવશો તાંહે. ૧૦
તેહેનાં ચરણસ્પર્શ થકી, કામ સરવ તમ થાશે;
નર તણાં દરશન માત્રથી, શાપ તમારો જાશે. ૧૧
આવીને આજ મળ્યા તમ, દરશને સીધ્યાં કામ;
બીજો નાંનો શાપ મુકાવો, કીપા કરીને સ્વામ. ૧૨
પછે પૃથક પૃથકે પાંચે નારને, શાપ થકી મુકાવી;
સ્નાન કીધું પાંચે દ્રોહે. પૂરવ સ્વરૂપ કરાવી. ૧૩
સ્વધામ ચાલી અપસરા, ને તીરથ કર્યું પાવન;
પ્રાણી માત્ર તાંહાં સુખ પામ્યાં, મણિપુર ગયો અરજુન. ૧૪
ચિત્રાંગદાને અંગે ઉપનો, પુત્ર બભ્રુવાહન;
વલી તાંહા થકા પૂર્વે સાગરે ગયો કુંતીનંદ. ૧૫
અનેક તિરથ કીધાં પારથે, સમર્યા અશરણશરણ;
વેગે આવ્યો પાંડુનંદન, જાહા તિરથરાજ ગૌકરણ. ૧૬
સ્નાનસંધ્યા, નિત્યકરમ દાન દેઈ, વેગે નીસર્યો બહાર;
એ હેતે દષ્ટ પડ્યો પારથ ને માહાબલનો પ્રકાર. ૧૭
વિપ્ર બહુ વેદપાઠ કરે, તાહાં ગાન નાનાવિધ ગાએ;
તાંહાં જઇને પૂજન કીધું સ્તુતિ શંભુની થાએ. ૧૮
પ્રથમે શિવમંત્રે પૂજા કીધી, સેહેસ્ર બીલ ચડાવી શાંબ;
ધુપ. દીપ નૈવેદ આરતી, કરી સંતોષ્યા બંબ. ૧૯

અનેક સ્તુતિ કરી કુંતીસુત, વેગે કર્યાં પ્રણામ
માગ માગ એહેવો શબ્દ થયો, સૂણ્યો અરજુને તે ઠામ. ૨૦
અરજુન કેહે રણથી જય પામૂં, સન્મુખ હોયે ગોપાલ
મોટા કુલમાં સગપણ થાએ, એહેવું ઇચ્છું કૃપાલ. ૨૧
અસ્તુ કહી શિવ એમ કહે, સંકષ્ટ પડે બહુ જ્યારે
કૃષ્ણ સંધાતે લઇને આવજો, સાર કરોશ હું ત્યારે. ૨૨
એહેવે સુણી કુંતીકુંઅર, વેગે લાગ્યો પાયે;
આનંદે બહુ તિરથ કરતાં, પ્રભાસપાટણ જાયે. ૨૩

**વલણ.**

પ્રભાસ આવ્યો કુંતીકુંઅર, ચૌદિશ વગાડે ઢાક;
દેવદેવેશ કૃષ્ણ દ્વારિકા જઈ, છાયો જગરે નાક રે. ૨૪

---

## કડવું ૭૯ મું. રાગ સામેરી.

કૃષ્ણજીએ જય સાભલી, અરજુન આવ્યાની વાત;
સેન, વાહન સજ કરી, ચાલ્યા સ્વામી શ્રી જગતાત. ૧
અણચિંતવ્યા જઈ રહ્યા ઉભા, પરસપરે થયો મેલાપ;
ધસી પારથ ચરણ લગ્યો, ભાગ્યો ભવસંતાપ. ૨
કહો પારથ શે વિશેષે, કેમ કરી સન્વ ભત્ર ?
કારણ સઘલું તે વદું, સાંભળો કૃષ્ણ મહાપાત્ર. ૩
પછી કૃષ્ણ સાથે ગયા અરજુન, રૈવતાચલ છે જાંહે;
તીરથ સરવે કરીને, બહુ દાન દીધાં તાંહે. ૪
તાંહાં થકા પ્રભાસ આવ્યા, કહે પ્રેમે પારથ વીર
પૂર્વ પશ્ચિમ દક્ષિણ દેશે, કર્યાં મેં શુભ તીર. ૫
શ્રીકૃષ્ણ કેહે રે ધનંજય, તમો તીરથ કર્યાં અપાર;
અનેક પુન્યે યાત્રા કરે, એ જંબુદ્વીપ મોઝાર. ૬
ધન વંશ ને ધન પિતાને, ધન તુંને અરજુન;
ધન માતામહના વંશને, તેં કર્યું સકળ ભૂ દરશન. ૭
એમ વાત કરતાં પધારીયા, દ્વારકા માંહાં બેહુ જોડ;
પારથને પાસે લેઇને, બેઠા રાય રણછોડ. ૮

મંદિર આવી ઉતરીયા, જાદવ મળવાને જાએ;
આનંદ સાથે તાંહાં રહ્યા, વસુદેવને હરખ ન માએ. ૯
એક દિવસ સરવ કો નિસર્યા, રૈવતાચલ છે જાંહે;
નરનાર સરવે સાંચર્યા, અતિ હરખ ધરી મન માંહે. ૧૦
કૃષ્ણરથે પારથ છે, બેહુ જાએ આનંદ સાથ;
સુભદ્રાએ શણગાર ધર્યા, જેહેના બંધુ શ્રી જદુનાથ. ૧૧
તે દેખી પારથ પ્રેમે, વ્યાકુલ થયો તેણી વાર;
તે વાત જાણી કૃષ્ણજીએ, બોલીઆ નંદકુમાર. ૧૨
અંતે કુંતે તીરથ કર્યાં જુગને, ફલ પગટ્યું છે એહ;
પરનાર દેખી વ્યાકુલો, પોતે થયો તાહરો દેહ. ૧૩
તારૂં મન એહને વરવાનું, હોએ પારથ સાર;
ભગિની છે એ અમારી, એમ કહે દેવ મોરાર ૧૪
જો તાહરે મનગમતું હોએ, તે મેં કરવું નીરધાર;
એવું વાચક સાંભળીને, વદે કુંતીકુમાર. ૧૫
એહેનું રૂપ દેખી અમર મોહે, તો માહારૂં કેમ રહે મંન ?
સમપણ થાએ તમસું, દો પ્રાણદાન જીવન. ૧૬
કૃષ્ણજી કેહે પરણાવીશ, અરજુન સાચું માન;
આજ્ઞા અણાવો હસ્તિનાપુરથી, જાહાં યુધિષ્ટિર રાજન. ૧૭
પત્ર લખીને મોકલું, અરજુને તેણી વાર;
એ કામ કરજો શિઘ્ર થઇ, જો ગમે શ્રી મોરાર. ૧૮

વલણ.

શીઘ્ર કરજો કાંમ રે, એહેવી આજ્ઞા આપી ધરમ;
વૃત્તાંત કહ્યો કૃષ્ણને, અરજુન વિના ન લેહે કો મરમ. ૧૯

---

## કડવું ૮૦ મું. રાગ રામગ્રી.

એક સમે સરવ ચાલ્યા જાયજી, રૈવતાચલ છે સ્થલ શુભ પાયજી;
તાંહાં રથ બેસી સુભદ્રા જાએજી, મારગ રહ્યો પારથ રાએજી. ૧

ઢાલ.

પારથ રોધી રહ્યો મારગ, આવી વસુદેવકુંવરી;
જઇ ઝાલી બલ કરી, રથ પર બેસાડી તે ઘડી. ૨

પછી રથ હાંકી જાએ વેગે, પારથ માહા બલવંત;
નાદ કીધો શંખનો, સુણી કાએર પામ્યા અંત. ૩
એહેવે સેવકે આવી જાણ કીધું, જદુસભા મોઝાર;
જાદવ સુણી ક્રોધે ચઢ્યા, કહું હાવે રીટા હાર. ૪
વૃષ્ણિ, ભોજ અંધક જાદવો, વલી જે જે હતા મહાશૂર;
ઠામ ઠામથી આવ્યા ધસમસી, જાણે ઉલટ્યું સાગરપુર. ૫
એહેવે બલદેવ બોલીઆઃ સાંભળો સર્વ કો રીત;
શ્રી કૃષ્ણ કાં નથી બોલતા? શી વરે તેસું પ્રીત? ૬
શ્રી કૃષ્ણ કેહેઃ રથ લાવ માહારો, સાર જઇ શીઘ્ર;
પારથનું કૃત સાંભળીને, હું થયો મનમાં વ્યગ્ર. ૭
હલધર કેહેઃ તુંહુંને ગમે તે, કરીએ શ્રી રણછોડ;
તાહારી ગત સઘળી નિર્ગમી, આણી તેં કુલને ખોડ. ૮
એ લંપટ કુંતીપુત્રે, કાં સતાડયું મોહને;
એ ધરમ માંહે સમજે નહીં, તું વધારે છે તેહને. ૯
ફોગટ ખાધું દિવસ બહુ, પછી ખોળ્યું સર્વે કુળ;
શીશકે ચઢાવ્યો નીચને, તેં ઘલાવી સૌ ધૂળ. ૧૦
પછે પછે જો જો વિચારી તું, લગાડી તે કુલે લાજ;
નામના ગઇ જાદવની, શોભા થઇ સરવ તાજ. ૧૧
જદુકુલને અપમાન કરીને, પારથ લઇ ગયો બાલ;
તે માટે હવડાં જઇ મળીને, આગુ તેહનો કાલ. ૧૨
શ્રી કૃષ્ણ કેહે એ સઘળુ સાંખવું, એણે જદુકુલને માન દીધું;
કુરૂ વંશે આવી દ્વારકામાં, હરણ પુત્રીનું કીધું. ૧૩
શ્રેષ્ઠ રીતિ છે કન્યાદાન, તેથી ભલેરે હરણ;
એ વેદ શાસ્ત્ર કહે ખરૂં, એમ વદે અશરણશરણ. ૧૪
બીજો કોઈ કરે તેહવું તો, આણું નિશ્ચે તેનો અંત;
ત્રિપક્ષે કુલવંત છે, વલી પોતે માહા ગુણવંત ૧૫
સહુ નીશરા જુધ અરથે, જાદવ ક્રોધ ધરીને મંન;
સંગ્રામ માંહે કોપે ચઢયો, નથી દીઠો કોણે અરજુન? ૧૬
દેવ, દાનવ, જક્ષ, કિન્નર ભૂત ને વૈતાલ;
એ સરવ્ થઇને જુધ કરે; પારથ ન પામે કાલ. ૧૭

સદાશિવ ઇચ્છા કરે જે, કરૂં અરજુનશું સંગ્રામ;
એવો અતુલિત એ બળિયો, વળી કુહુ છે વાન. ૧૮
જો પારથ રણ કોપે ચઢે, તો પૃથ્વી પ્રલે થાએ;
જાદવ છપન ક્રોડમાં, જીરતો ન આવે કોએ. ૧૯
રતનને જેમ હેમ મળે, દુધને સાકરે જેમ;
લક્ષણાવંત સંગ જલે શોભે, અરજુન શોભે તેમ. ૨૦
અરજુન સરખો આહારથી, બ્રહ્માએ નથી ઘડિયો;
ધન ભાયગ બેહેનનું, જે એને પાલવે પડિયો. ૨૧
માટે લગ્ન કરો તો અતિ ભલું, જે રેહે આપણી લાજ;
સાત્યકી ને ઓધવજીને, મોકલો કહે જદુરાજ. ૨૨
મનાવો કુંતીસુત જઈ, જશ થાએ રૈ ગ;
જુધ થતાં ક્ષય થશે, પછે હાસ્ય કરશે લોક. ૨૩
સત સત સહુ એ કેહે, જાદવ મોકલ્યા બહુ વીર;
મનાવી જઇ લાવીયા, અરજુનને રણધીર. ૨૪
રાજરીતે પરણાવીયા, પહેરામણી કીધી જથાળ;
ગજરથ અશ્વ બહુ આપીયા, કૃષ્ણે નાંખી ભુરકીજાલ. ૨૫
બલિદેવ બહુ હસ્તિ આપીયા, દાસ દાસી અનેક;
આભરણ આપ્યાં વિવિધ પેરનાં, ગણતાં ન આવે છેક. ૨૬

વલણ.

ગણતાં ન આવે છેક છેડો, પારથ સુભદ્રા લઇ વળ્યા;
પ્રેમાનંદ પ્રભુ કેહે કૃષ્ણના, ગુણ સંભારતા વાટે પળ્યા. ૨૭

---

કડવું ૮૧ મું. રાગ કેદારો.

ઇંદ્રપ્રસ્ત પારથ આવીઆ, નગરજન સરવને મન ભાવીયા; ૧
લાવ્યા સુભદ્રા સુંદર નાર રે.

ઢાલ.

નારને લઇ આવીયા પારથ, થઈ રહ્યો જે જે કાર;
કુંતાજીને ચરણે નમી, તવ આપ્યો મુક્તાહાર. ૨
ત્યારે દ્રૌપદીને પ્રેમકટાક્ષે, બોલાવે અરજુન;
તે દિવસ હાવે નહીં હોએ, દોષા થયું તમ મંન. ૩

દ્રૌપદી તુજથી વહાલ એહેવું, નથી કોઇ સંસાર;
હું પડસાળી છે સદા, એ સત વચન અવિધાર. ૪
આજ પછી, જો આવી મળશે, લક્ષનારી સોએ;
શ્રી કૃષ્ણ તણા સમ મુજથી, વાહાલી અવર ન બીજી કોએ. ૫
હાસ્ય વદન કરી કેહે પંચાલી. કુશલ સ્ત્રી પરણો નીતે;
હું તો પ્રસંન થાઉં તમ દેખી, કહું છઉં એ;ચિતે. ૬
ત્યારે સુભદ્રા ચરણે લાગી, દ્રૈપદીને તેણે ઠામ;
દ્રૈપદી કેહે સૌભાગ્ય હજો, તુંને કીપા કરે ઘનશ્યામ. ૭
આયુષવંત તુજ કંથ હજો, જય પામજો સંગ્રામ;
પુત્રસંતતિ થાઓ તમને ઝાઝ, એ વચને હસી તે ઠામ. ૮
કુંતા જુધિષ્ઠિર સરવ આનંદ, થયો જે જેકાર;
એહેને હાથમાં થકી સુભદ્રાને લેવા નિરાગ નિરધાર. ૯
જદુપુત્ર ને વધુજન, સામગ્રી સંગ બહુ લાગ;
કટક સાથે ઇંદ્રપ્રસ્તમાં, આવ્યા આરંભપાલ. ૧૦
પાંડવ આહામા જઇને લઇ આવ્યા નગર મોઝાર;
પહેરામણી કીધી ઘણી, કેહેતાં ન પામું વાર. ૧૧
વડા રહ્યા શ્રી કૃષ્ણજી. બીજા સરવ થયા વિદાય;
એક સમે અરજુન કહે, સાંભલ કૃપાળ કેશવરાએ. ૧૨
જલક્રીડા કરવા જમનામાં જઇએ જો આવે તમ મન;
નાર સાથે લઇ ગયા, આજ્ઞા માગી રાજન. ૧૩
દ્રૌપદીને સુભદ્રા સંગ, પારથ શ્રી કૃષ્ણ સાથે નીજ વાર;
જલક્રીડા કરે વિવિધ પેરે, નાના ભાત વિહાર. ૧૪
વનમાં ક્રીડા કરે કૃષ્ણ, અરજુન દાન બહુ વિધ આપે;
એકવારે જેને કીપા કરે, તેહેના ભવની ભાવઠ કાપે. ૧૫

---

## પરિશિષ્ટ ૨ જું.

### શ્રીમદ્ ભાગવતમાં સુભદ્રાહરણપ્રસંગ.

(પ્રેમાનંદશિષ્ય સુંદરકૃત દશમ સ્કંધનો અવશેષ).

અધ્યાય ૮૬ મો. (કડવું ૧૯૮ મું. રાગ આસેરી)

કેહે પરિક્ષતને શુક એમ, પ્રભુના ચરિત્ર અતિ ઘણાં રમ્ય;
હરિરસ પીતાં તૃપ્ત ન થઇએ, વસુદેવને જ્ઞાન હરિયે.

જાણ્યા દેવકીયે જીવના જીવંન, થયાં તનમય દેખે એકબ્રહ્મ;
ભવબંધનના છુટા પાશ, થોડામાં જ્ઞાન કહ્યું અવિનાશ,
માહારી પિતામહી હરિની બેન, અર્જુન હરણ કરી લાવ્યા કેમ ?
કુરલોચન ઉપર શેષનું મંન, એ વિસ્તારી કહો મુનિજંન.
શુકજી કહે સુણ રાય, તમ પિતામહનો કહું મહિમાય;
(ઢાળ). મહિમા કહું તે સાંભળો, ચિત્ત દેઇને રાજંન;
તીર્થ જાત્રા કરવાને તવ, નિસરયા અરજુન.
ફરતા ફરતા પ્રભાસ માંહે, આવી પહોતા ગુડાકેશ;
સાંભળ્યું જે કુરલોચંન જે, કન્યા આપે શેષ.
મહાન મહોટા ભૂપ આવી, માગે છે કન્યાયે;
બળભદ્ર તેહેને આપે નહીં, તે ફરી પાછા જાયે.
વસુદેવ દેવકી શ્રી કૃષ્ણનું છે અરજુન ઉપર મંન;
એ સમાચાર જાણી પારથ, નિસરિયા તતક્ષણ.
વિચારયું બળભદ્ર આગળ, ચાલે નહી પ્રાક્રંમ;
સંન્યાસી ત્રિદંડી થઇને, જાણી લેઊં મર્મ.
તે માટે એ વેષ ધરીને, આવ્યા દ્વારિકા મોક્ષ;
વાટે વાસો જાંહાં રહે, તાંહાં પુજા કરે સહુ લોક.
નગ્રમાં ચારે વર્ણ આવી, નમે છે રસરંગ;
તેજપુંજ પ્રકાશ દીસે, નરનારાયણ અંશ.
તે જાણતા નથી કપટ વેષને, ધરયો છે અરજુન;
ભોજનને સર્વ તેડી જાયે, ભાવસું ધંન ધંન.
બળભદ્ર જાણ્યું સંન્યાસી એ, દીસે જ્ઞાની બ્રહ્મ;
એક દિવસે ભોજનને, તેડી લાવ્યા મંન પ્રસંન.
આસન આપી પૂજન કીધું, પંચામૃત ભોજંન;
સુભદ્રાજી આવી હર્ષા, દીઠાં કન્યારતંન.
દેવાંગના જાણે સ્વર્ગથી શું, આવી છે ધર્યું રૂપ;
કન્યાયે તવ ઓળખ્યા, નહીં સંન્યાસી, કો ભૂપ.
દેખીને ચિત્ત થયું વેહેવળ, અરજુનનું તતખેવ;
સુભદ્રાનું અરજુન ઉપર, બેહુંનું ચિત્ત એક.
આજાન બાહુ, વિશાળ લોચન, દીસે છે તેજવંત;

કન્યાયે મન જાણિયું, એ વર હશે ભગવંત.
ભોજન કરીને ઉઠયા શેષે, આપ્યાં બીડાં બક્ષસ;
શ્રી કૃષ્ણને મળી ગયા આશ્રમ, જાણ્યું તે અવિનાશ.
પ્રીત થઇ તાહારે કો વેળા આવી, કેહે છે બ્રહ્મજ્ઞાન;
શ્રી કૃષ્ણનો મત લેઈ પારથ, થયા પછે સાવધાન.
અંબિકાની જાતરાયે, નિસર્યું સહું કોય;
રથે બેસીને સુભદ્રાજી, જાય છે જુએ લોક.
સંન્યાસી તાંહાં જોવા ઉભા, દીઠો રથ એ જડાવ;
કંઇ એક જોદ્ધા રક્ષા કારણ, સંગે વીર વિકાળ.
પારથે મન જાણિયું, ભલો દાવ છે કરૂં કામ;
સારથીને પાડયો ઢોળી, બેઠા રથે સાવધાન.
ધનુષ તેહેનાં લઇ પારથે, નહસાડયા સહુ વીર;
તાંહાંથી રથ લઇ ગયા છે, ધનુર્વિંધા ધીર.
નગ્ર માંહે હાક વાગી, સંન્યાસીયે કર્યું કામ;
સુભદ્રાને હરણ કરીને, લેઇ ગયા તેહેને ગામ.
સાંભળી બળીભદ્ર કોપ્યા, તે જાણ્યું પારથ રાય;
બેહેનને કેમ લઇ જાયે, ફેડું એહેનો ઠામ.
હાવે નગ્ર સુદ્ધાં લાખું ઊધું, હસ્તિનાપુર તે ગામ;
સમુદ્રની જેમ વેળ આવે, તેમ કોપ્યા છે રામ.
હળમુસળનું સમરણ કર્યું શેષે, આવી ઉભૂં ખેવ;
રથ બેસીને જાયે એહેવે, વારે છે ગુરૂદેવ.
સમજાવે સહુ રામને, તમે શાંત કરો હવે ક્રોધ;
માનો તો અમો કહુ તમને, સાંભળો પ્રતિબોધ.
હવે આપણા પૂજ થયા છે, એ સાથે શી રાઢ
વિધાતાયે લખ્યા લેખ તે, મીટે નહીં એ સાર.
ભાવી પદારથ હોનાર છે, તેહેને શું કરવું જુએ મન;
ક્ષત્રીનો એ ધર્મ છે, જીતી કરે ગાધર્વલગંન.
સમજાવે સમજે નહીં, તવ, ચાલ્યા હળધર શેષ;
એ સમાચાર શ્રી કૃષ્ણે જાણ્યા, ઉઠયા છે તતખેવ
કો એ આગળ જીતે નહીં, તો અર્જુન છે કોણ માત્ર;
મ્હારો ભક્ત હાર્યો, તારે હું હાર્યો, આવ્યા છે જ્યાં જેઠ ભ્રાત.

વનય કરીને નમ્યા ચરણે, શેષને અવિનાશ;
સુભદ્રા દીજે અર્જુનને, તે માગી લેઉં તમ પાસ.
તમારૂં ચિત દુરજોધનપર, અર્જુન શું છે કાંઇ હીણ?
તે માટે તેહેને તેડાવીને, લગ્ન કરો શુભ દિન.
વચન પ્રભુના સાંભળી, પછી ક્રોધ કીધો શાંત;
પારથને હરિયે તેડાવીને, મેળવ્યા ભાગી ભ્રાંત.
હવે વહેવાનો આરંભ માંડયો હરખ શું બળદેવ;
સામગ્રી બહુ કીધી શીઘ્રે, વાર ન લાગી એવ.
મંડપ થંભ જડાવના, ચંદ્રવે મોતી ઝુંબ;
રત્ન દીપક ઝગમગે, સોહે શોભા અતિઘણી રમ્ય.
જાયેચા, જાજમ, તકિયા, શોભે મંડપ માંહે;
કીનારે ચિત્ર વિચિત્ર પુતળી, બોલશે જાણે તાંહે.
મંડપ છાંયો મેઘરે દ્વાર, તોરણ કદળી થંભ;
અગર ધૂપ સુંગધ એ રીત વિવાહના આરંભ.
પત્ર લખીને તેડયા તે, આવ્યા સજન સહુ કોય;
છપ્પન કોડ જાદવ મંડપમાં, મળ્યા રસરંગ જોય.
સુભદ્રા અરજુનને પછે પરણાવ્યા રૂડી રીત;
વસુદેવે કન્યાદાન દીધું, ઊલટ ધર્યુંએક ચિત્ત.
ઢોલના ઢમકાર થાયે, ગાયે ગીત મળી નાર;
ચોરી સારી, કંસાર ખાધા, ફર્યાં મંગળ વાર.
ખાજાં, ઘેબર, જલેબી, સર્વ સાથને પકવાન;
ઉબેતર કરી વળાવ્યા છે, વરવહુને બળરામ.
ગજ, રથ, અશ્વ ઉપર, જડિત મણિમય સાજ;
દાસ દાસી વસ્ત્ર-ભૂષણ; આપી કર્યો નમસ્કાર.
સૈન્ય આપી વળાવ્યા પછી, થઇ અતિઘણી પ્રીત;
શુકદેવ કહે સુણ રાયજી, તમે પરણ્યાની પૂછી રીત.

